# ભારતીય સંસ્કૃતિ

## એક વિહંગાવલોકન




1945

લેખક :
રમણલાલ વસંતલાલ દેસાઈ
એમ. એ.




શ્રી સયાજી સાહિત્યમાળા પુષ્પ ૩૧૫મું

# નિવેદન

**

આપણી દેશી ભાષાના સાહિત્યની અભિવૃદ્ધિ કરવાના સદુદ્દેશથી પતિતપાવન કે. શ્રીમંત સરકાર મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડ ત્રીજા સેનાખાસખેલ સમશેર બહાદુર. જી. સી. એસ. આઈ., જી. સી. આઈ. ઈ., એલએલ. ડી, એઓશ્રીએ કૃપાવન્ત થઈને બે લાખ રૂપિયાની રકમ અનામત મૂકેલી છે તેના વ્યાજમાંથી "**શ્રી સયાજી સાહિત્યમાળા**"રૂપે વિવિધ વિષયોને લગતાં પુસ્તકો તૈયાર કરવામાં આવે છે.

તદનુસાર આ '**ભારતીય સંસ્કૃતિ – એક વિહંગાવલોકન**' એ નામનું પુસ્તક **શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ**, એમ. એ., પાસે તૈયાર કરાવવામાં આવેલું તેને મહારાજા સયાજીરાવ વિશ્વ-વિદ્યાલય, વડોદરા તરફથી ઉક્ત માળામાં ૩૬૫મા પુષ્પરૂપે, આથી પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ભાષાન્તર શાખા,
પ્રાચ્ય વિદ્યામન્દિર,
**વડોદરા**
તા. ૧–૩–૧૯૫૪

**યો. જ. ત્રિપાઠી**
ભાષાન્તર મદદનીશ

**હંસા મહેતા**
ઉપ કુલપતિ

# ભારતીય સંસ્કૃતિ

## અનુક્રમણિકા

—❀❀—



卐

# પ્રસ્તાવના

卐

ભારતીય સંસ્કૃતિમાં સર્વ ભારતવાસીઓને રસ હોય જ; અને મને પણ વિદ્યાર્થીઅવસ્થામાંથી જ એ રસ હતો, જે આજ સુધી હજી ચાલુ જ છે. પરંતુ રસ પડવો એ એક વાત છે અને એનો અભ્યાસ કરવો એ બીજી જ વાત છે. સદીઓ, સહસ્રાબ્દીઓ અને યુગયુગના વાણાતાણાનો વણાટ ગોઠવી સ્થિર આકારમાં ઊઘડી આવેલી, છતાં નવનવા રંગરોગાનને આવકારી શકતી ભારતીય સંસ્કૃતિની નકશીને પૂરી સમજવી અને સમજાવવી એ કાર્ય જીવનભરની એકનિષ્ઠ સેવા માગી લે એમ છે—અને છતાં એ પણ ટૂંકી પડે. અનેક વ્યવસાયો અને વ્યવહારોમાં ગુંચવાયલા મારા સરખા મર્યાદિત માનવી માટે તો આ કાર્ય મર્યાદા બહારનું જ ગણાય.

છતાં દસકા ઉપર વડોદરા રાજ્યના પ્રાચ્યવિદ્યામંદિરે મને એ કાર્ય સોંપ્યું. મને વાર્તા, નવલકથા વાંચવી ગમતી નથી—જો કે લખું છું ખરો—ના ઇલાજે ! અને ઐતિહાસિક નવલકથાઓ લખતા પહેલાં એ યુગના ઇતિહાસને જોઈ જવાની મને ટેવ છે. એમાંથી મારી પાસે ઠીક ઠીક નોંધ તૈયાર થતી રહેતી. છતાં ભારતીય સંસ્કૃતિનું વિહંગાવલોકન કરવાની મને સગવડ પણ ન હતી—કદાચ હિમ્મત હોય તો પણ ! અને મારી અનિચ્છાને ગણકાર્યા વગર વર્ષોવર્ષ એ કામ મને સોંપાતું ગયું અને વર્ષોની મુદત વધતી ગઈ.

સને ૧૯૪૮માં હું સરકારી નોકરીમાંથી નિવૃત્ત થયો અને થોડા સમય પછી પ્રાચ્યવિદ્યામંદિર મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી પાસે ગયું, ત્યારે પણ એ જ કાર્યની સોંપણી મને કરવામાં આવી, અને હું બળપૂર્વક ના ન કહી શક્યો. મારી એ અશક્તિનું પરિણામ તે આ ગ્રન્થ !

પ્રથમ મારી એવી ઇચ્છા હતી કે પુસ્તકને બે ભાગમાં વહેંચી નાંખવું: એક ભાગ પ્રાચીન યુગથી મુસ્લિમ સત્તાની સ્થાપના સુધીનો અને બીજો ભાગ ત્યાંથી જ શરૂ થઈ સને ૧૯૪૭ની સ્વાતંત્ર્યપ્રાપ્તિ સુધીનો આકાર પામે. તે ધોરણે એની લખાવટ શરૂ થઈ આગળ વધી —ઘણી ખરી. પછી પુસ્તકપ્રકાશન સમિતિની એવી સૂચના થઈ કે એ આખોએ સંસ્કૃતિઇતિહાસ એક જ ગ્રન્થમાં આવી જાય એવી મારે ગ્રન્થયોજના કરવી. તે ધોરણે મેં, સુધારા તો નહિ, પણ વધારા કર્યા અને પ્રાચ્યવિદ્યામંદિરને હસ્તલિખિત પ્રત સોંપી દીધી.

જેમનાં પુસ્તકની પરીક્ષા જ ન લેવાય એવા કેટલાક લેખકોની યાદી પ્રાચ્યવિદ્યામંદિર પાસે હતી અને તેમાં મારો પણ સમાવેશ —કોણ જાણે કેમ—થયો હતો. એ હકીકત આગળ લાવી મારું મહત્ત્વ વધારવાની મને ઇચ્છા ન હતી, એટલે મારું પુસ્તક વિદ્વદ્ પરીક્ષા પામવા માટે ગયું. એ પરીક્ષકની પસંદગી મળી અને સને ૧૯૫૨ના ડિસેમ્બરની શરૂઆતમાં એ પુસ્તક પ્રેસમાં ગયું

સંસ્કૃતિના ઇતિહાસમાં ચિત્રો અને નકશા મહત્ત્વનો ભાગ ભજવે છે. મેં તેની ઠીક લાંબી યાદી તૈયાર કરી હતી. પરંતુ હું પ્રાચ્યવિદ્યામન્દિરના કાર્યકર્તાઓ સાથે જોઈ શક્યો કે એ ચિત્રો અને નકશા બહુ ખર્ચાળ બની જતા હતા; એટલે ચિત્રો વગરની પુસ્તકપ્રસિદ્ધિ માટે પણ હું કબૂલ થયો. પરંતુ યુનિવર્સિટીનાં વાઇસ ચેન્સેલર શ્રીમતી હંસાબહેન મહેતાએ ચિત્રોનું મહત્ત્વ પિછાની ચિત્રો આપવાની મંજૂરી દીધી, અને પુસ્તકનું મહત્ત્વ અને સૌંદર્ય વધારી દીધાં. એમનો હું આભારી છું.

વિહંગાવલોકન ઠીક ઠીક લાંબું થઈ ગયું છે, છતાં ઘણું ઘણું કહેવાનું રહી ગયું હોય એમ ભાસ રહ્યા કરે છે. સંસ્કૃતિનો ફલકવિસ્તાર ઘણો મોટો છે; ઇતિહાસના ઇશારા વગર ફલક વ્યવસ્થિત ન બને; અને ભારતીય સંસ્કૃતિ અંગે વાદગ્રસ્ત વિષયો, તારીખો, વ્યક્તિઓ

અને પ્રસંગો એટએટલાં છે કે એમને ઉકેલતાં—અરે ગોઠવતાં પણ—આપણે જાણે પારાની ભૂમિ ઉપર પગ માંડતા હોઈએ એમ લાગે.

છતાંએ હિમ્મત કરી છે. ઠીક ઠીક સાહિત્ય વાંચ્યું અને વિચાર્યું છે. કથનોના પૂરાવા ફૂટનોટમાં આપી વિદ્વત્તાનો દેખાવ હું કરી શક્યો હોત. પરંતુ એમાં કદાચ પુસ્તકનું કદ બમણું પણ થઈ જાત. આધાર-વિહીન કથન બનતા સુધી થયું નથી. પરીક્ષકે બતાવેલી એક ભૂલ ખરેખર ભૂલ ન હતી એ પણ સાબિત કરી આપવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયેલો ખરો !

અભિપ્રાયો જ્યાં અપાયા હોય ત્યાં તે મારા જ છે એમ માનવું રહ્યું—જો કે અભિપ્રાયો બાંધવા માટેનાં સાધનો તો સર્વમાન્ય આધાર-ગ્રન્થો જ હોઈ શકે. જોયેલાં પુસ્તકોની એક લાંબી યાદી પાછળ આપી છે. પરંતુ એ સંપૂર્ણ નથી. કેટલાંય પુસ્તકો અને આધારો નોંધ્યા વગર રહી ગયાં છે ખરાં. એ પુસ્તકનોંધ અને સૂચીપત્ર તૈયાર કરવામાં જે એકબે મિત્રોની મેં સહાય લીધી એમનો હું આભારી છું.

પ્રાચ્યવિદ્યામન્દિરના સર્વ વિદ્વાનમિત્રોનો આભાર પણ મારાથી ભૂલાય એમ નથી. પ્રોફેસર શ્રી ગોવિન્દલાલ ભટ્ટથી માંડી આખી વિદ્વદ્મંડળીએ મને પુસ્તકો આપવામાં, આધારો શોધી આપવામાં, સૂચનમાં અને ચર્ચામાં આપેલી સહાય અમૂલ્ય ગણાય. એ વિદ્યા-મન્દિરનો અને એમાં બિરાજેલા, અણઓળખાયલા છતાં ઊંડા અભ્યાસીઓનો હું બહુ ઋણી છું—આ ગ્રન્થ માટે તેમ જ પ્રાચ્યવિદ્યાનો મારો શોખ લાંબા સમયથી સંતુષ્ટ કરવા માટે.

ડૉ. શ્રી યોગીન્દ્ર ત્રિપાઠીએ આ પુસ્તક રૂપેરંગે સારું થાય એ માટે લીધેલી મહેનત મારાથી વિસરાય એમ નથી. મારા જેવા જોડણીઠોઠની જોડણી પણ તેમણે સુધારી આપી છે—છતાં દોષ રહી ગયા હોય તો તે મારા છે—એમના નહિ !

વાર્તાઓ લખતે લખતે અભ્યાસગ્રન્થો પણ કેટલાક મારાથી લખાઈ ગયા છે: 'ગ્રામોન્નતિ,' 'અપ્સરા–'પાંચ ભાગ, ઠક્કર વસનજી વ્યાખ્યાન-માળાની 'ગુજરાતનું ઘડતર' નામની વ્યાખ્યાનશ્રેણિ, 'સાહિત્ય અને જીવન'ના બે ભાગ તથા 'સાહિત્ય અને ચિંતન'વગેરે. અભ્યાસગ્રન્થો લખવાની મારી પાત્રતા સાબિત કરવા માટે નહિ, પરંતુ અભ્યાસના મારા શોખનું સૂચન કરવા પૂરતું જ આ કથન કરું છું. અને તે નમ્રતાપૂર્વક, એવા પ્રસંગે કે જ્યારે 'ભારતીયસંસ્કૃતિ'ના વિહંગાવલોકન સરખા મહત્ત્વના પુસ્તકને યુનિવર્સિટી દ્વારા હું ગુજરાત સમક્ષ રજૂ કરી રહ્યો છું ત્યારે! વિદ્વાન હોવાનો દાવો મેં કદી નોંધાવ્યો જ નથી. હું તો માત્ર વિદ્વત્તાનો શોખ ધરાવું છું, વિદ્વત્તા પ્રત્યે અત્યન્ત માન ધરાવું છું, વિદ્વત્તાને પૂજ્યભાવથી સમજવા પ્રયત્ન કરું છું, અને બની શકે ત્યાં વિદ્વત્તા અને સામાન્ય શોખને પાસે પાસે લાવવા મથું છું..

વાર્તાઓ અને અભ્યાસગ્રંથોમાં મેં મારો એક જ આદર્શ રાખ્યો છે: સામાન્ય સપાટીએ ઊભેલો વાચક મારા ગ્રન્થવાચનમાં રસ લઈ શકે એમ હોય તો તે મારે માટે બસ છે! એ જ ધોરણે ભારતીય-સંસ્કૃતિના નિરૂપણમાં હું સામાન્ય વાચકને રસ પડે એવું કાંઈ લખી શક્યો હોઉં તો હું કૃતાર્થ છું!

અભ્યાસીઓ અને વિદ્વાનોની નજરે આ પુસ્તક પડે અને તેઓ સૂચના કરવાની કૃપા કરે તો હું તે ધ્યાનમાં રાખ્યા વગર નહીં જ રહું.

લેખક અને પ્રકાશક બન્નેની ઝીણી તીણી આંખો નીચે આ ગ્રંથને સુઘડતાભરી ઢબે છાપી આપનાર ચેતના પ્રેસ લિ.નો આભાર માન્યા વગર કેમ ચાલે? પ્રુફ જોવા છતાં રહી ગયેલી ભૂલો માટે ક્ષમા માગી લઉં.

કૈલાસ
મદનઝાંપા રોડ, વડોદરા
તા. ૨૨–૧–'૫૪

રમણલાલ વ. દેસાઈ

# ૧

# ધુમ્મસયુગ

**બ્રહ્માણ્ડ અને પૃથ્વી**

આપણી કલ્પના પણ થાકી હારી જાય એવું આ વિશાળ બ્રહ્માણ્ડ. એવાં અસંખ્ય બ્રહ્માણ્ડોની પરંપરાનો એક ટુકડો તે આપણું બ્રહ્માણ્ડ. એવા આપણા બ્રહ્માણ્ડટુકડાને એક ખૂણે ફરે છે આપણી સૂર્યમાળા. એ સૂર્યમાળાનો એક ગ્રહ તે આપણી પૃથ્વી. આપણા જ બ્રહ્માણ્ડમાં આપણી પૃથ્વીનો કશો ય ભાર નહીં, કશો ય હિસાબ નહીં. અનંતકોટિ બ્રહ્માણ્ડોમાં તો એ પૃથ્વીનો જરાય હિસાબ હોય જ શાનો !

**પૃથ્વીની ઉત્પત્તિ**

પરંતુ આપણે માનવીઓ માટે તો પૃથ્વી ઘણી કિંમતી : આપણા જીવનનો એ આધાર. પૃથ્વીના જીવનનો આધાર પાછો સૂર્ય. કરોડો અને અબજો વર્ષ ઉપર આપણો સૂર્ય બીજા કોઈ સૂર્યની આકર્ષણ-સીમામાં આવી ગયો અને આપણા સૂર્યનાં ભૌતિક દ્રવ્યો હાલી ઊછળી અવકાશમાં વેરાયાં. એ ભરતી અંગે સૂર્યથી વિખુટાં પડેલાં દ્રવ્ય રહ્યાં સૂર્યના ગુરુત્વાકર્ષણની મર્યાદામાં જ; અને એ કારણે તે સૂર્યની આસપાસ ફરતાં થઈ ગયાં. ગ્રહમાળાની ઉત્પત્તિ વિષે પૃથ્વીના ઇતિહાસપારખુઓમાં પાછો મતભેદ છે. કોઈ ઠંડી પડતી નિહારિકાઓમાંથી સૂર્ય અને તેના ગ્રહોને ઊપજાવે છે, કોઈ આકર્ષણવાદને આધારે આકર્ષાઈ આવેલાં બાહ્ય સત્વોને આધારે પૃથ્વી ઊપજી ગણે છે; એમાં અકસ્માતવાદ પણ છે, સ્વયંવિભાજનવાદ પણ છે અને દૈવી–ગેબીવાદ પણ છે. છતાં વધારે

માન્ય પ્રથમ કહેલો ભરતીવાદ કહી શકાય. આમ આપણા સૂર્યની આસપાસ ફરતા દ્રવ્યસમૂહોમાંથી ગ્રહમાળા ઊપજી આવી; જેમાંનો એક ગ્રહ તે આપણી પૃથ્વી. ઊકળતા સૂર્યદ્રવ્યમાંથી ઊપજેલી ઉષ્માના ગોળા-સરખી પૃથ્વી સમય જતાં ઠંડી પડી, એનાં પડ બંધાયાં, એમાં હવા લહેરાવા લાગી, પાણી રેલાવા લાગ્યું અને આમ ધીમે ધીમે પૃથ્વી ઉપર જીવન–ચેતન ઉદ્ભભવ્યું.

**ચૈતન્યસૃષ્ટિમાં માનવી**

એ ચૈતન્યસૃષ્ટિનો વિકાસ પણ એક અદ્ભુત નવલકથા સરખો બની રહ્યો છે. એક કોષવાળું જીવન દ્વિકોષી બની નરમાદાનાં વિશિષ્ટ રૂપ ધારણ કરવા લાગ્યું અને એમાંથી ચૈતન્યસૃષ્ટિને શિખરે આવી માનવી બેઠો – બિરાજ્યો ! માનવી ચૈતન્ય-શિખરે સ્થિત થયો છે કે કેમ એની પરીક્ષા માનવીએ જ કરવાની રહી ! માનવી તો માની જ બેઠો છે કે ચૈતન્યસૃષ્ટિનો મુકુટ એ પોતે જ છે. એના કારણમાં માનવી એમ કહે છે કે એની પાસે જે સંસિદ્ધિ છે એ જીવંતસૃષ્ટિના કોઈ પણ વર્ગમાં નથી. એ સંસિદ્ધિને માનવ સંસ્કૃતિને નામે ઓળખાવે છે.

**પૃથ્વીનો જન્મકાળ**

માનવીને જન્મ આપનાર પૃથ્વીના જન્મ સંબંધી જુદી જુદી સંભાવનાઓમાંથી વધારે માન્ય સંભાવના આપણે જોઈ. સૂર્યમાંથી એનો જન્મ થયો ખરો. પરંતુ તે ક્યારે? વિશ્વના સ્થાનને, સ્થળને એટલે અવકાશને સીમા નથી; કાળને, સમયને, યુગને પણ સીમા નથી. છતાં આછી પાતળી જે કાંઈ ગણતરી આપણે કરી શકીએ તે અનુસાર એટલું તો કહી શકાય કે આપણી પૃથ્વીનો જન્મ બે અબજ વર્ષ કરતાં મોડો તો નથી જ. આંકડામાં મૂકતાં ૨૦૦૦૦૦૦૦૦૦ જેવી સંખ્યા અલ્પજીવી મનુષ્યને આશ્ચર્ય તો જરૂર ઊપજાવે.

બે અબજ વર્ષ ઉપર સૂર્યનાં બળતાં દ્રવ્યો લઈ સૂર્યથી છૂટો પડેલો પૃથ્વીનો ગોલક ઉષ્મા કેમ ઘટાડતો ચાલ્યો, એનાં બળતાં દ્રવ્યો ઘટ્ટ બની કેમ પડ અને આકૃતિ ધારણ કરવા લાગ્યાં, હવા, પાણી અને કાદવ ઉત્પન્ન થતાં એમાંથી આંખે પણ ન દેખાય એવાં જંતુ, amiba-એમીબા, વનસ્પતિ અને જંગમ પ્રાણીઓ કેમ ઊપજવા લાગ્યાં એની રસભરી વાત આપણે અહીં જતી કરવી પડશે. આપણે સામાન્યતઃ માનીને જ ચાલીએ કે પછી તો પાણીમાં મહા મત્સ્યો ઊપજ્યાં અને જમીન ઉપર ચાલતાં અને ઊડતાં દીર્ઘકાય પ્રાણીઓ જાગી ઊઠ્યાં. જીવનતત્ત્વે અસંખ્ય આકૃતિઓ ધારણ કરી પોતાને અનુકૂળ દેહઘાટ સર્જવાના અનેક અખતરાઓ કર્યા, જેમાંથી વિભાગીકરણ, સંયોગ, વર્ગીકરણ, કુદરતી ચાળવણી - natural selection - દ્વારા એક એવી ભૂમિકા આવી કે જ્યાં વાનર અને વનમાનવી જુદા પડ્યા. વીસેક લાખ વર્ષ ઉપરની આ વાત કે જ્યારે આપણા માનવપૂર્વજની બેડોળ દેહરેખાઓ સર્જાઈ. આજ આપણને એ માનવપૂર્વજ બેડોળ અને અણગમતો લાગે ખરો. છતાં આપણે ભૂલવું ન જોઈએ કે આપણાં આપણને મોહ પમાડતાં રૂપ અને સૌન્દર્ય એ જ કદ્રુપા પૂર્વજમાંથી આપણે મેળવ્યાં છે. એ માનવપૂર્વજ બીજાં સર્વ પ્રાણીઓ કરતાં બુદ્ધિમત્તામાં ચઢિયાતો હતો, અને એ ચઢિયાતી બુદ્ધિનો દસ લાખ વર્ષ સુધી વપરાશ કરતો કરતો એ એનાથી વધારે બળવાન પ્રાણીઓ વચ્ચે જીવંત રહ્યો, એટલું જ નહીં પણ હથિયારધારી બની પોતાની શારીરિક શક્તિને તે અનેકગુણ વધારી શક્યો.

**ચૈતન્યતત્ત્વનો વિકાસ**

આમ બે અબજ વર્ષ ઉપર જન્મેલી પૃથ્વીમાં વીસ લાખ વર્ષ ઉપર-કહો કે દસ લાખ વર્ષ ઉપર માનવી જન્મ્યો અને દસ લાખ વર્ષના પ્રયત્નમાં એણે ઓજાર શોધ્યું, જેણે તેના અંગબળને

**ઓજારની શોધ**

વધારાનું અણધાર્યું સામર્થ્ય આપ્યું. દસ લાખ વર્ષના પ્રયત્ન પછી ઓજાર શોધી શકેલો માનવી પ્રગતિમાં આજ બહુ ધીમો દેખાય છે, નહિ? પરંતુ માનવીથી પહેલાં જન્મેલાં પ્રાણીઓમાંથી કોઈએ હજી સુધી ઓજાર શોધ્યું જાણ્યું નથી. ઓજારની શોધ એ માનવપ્રગતિનું પ્રથમ સીમાચિહ્ન.

**માનવજીવનની વર્ષગણના**

આમ તો માનવી ખરેખર પહેલવહેલો ક્યારે જન્મ્યો એનો તવારીખમાં પણ ભારે મતભેદ છે. કદાચ પાંચ કરોડ વર્ષ ઉપર પણ માનવલક્ષણવાળા પ્રાણીએ જન્મ લીધો હોય. વળી ચાર પગમાંથી બે પગે ચાલતાં આવડવું, પુચ્છને નિરર્થક બનાવી દેવું, હાથને પગ કરતાં જુદા જ ઉપયોગમાં લેવા, સીધા ઊભા રહેવું; એવાં એવાં માનવવિશિષ્ટ લક્ષણો કાયમ થતાં પણ ઘણાંજ વર્ષ નીકળી જાય. ભૂતકાળમાં ઊંડે ઊતરતાં લાખે લેખાય એટલાં વર્ષો હાથ લાગે છે; હાથ નથી લાગતાં એમ કહીએ તો પણ ચાલે. એમાં પૃથ્વીએ અનેક વારાફેરા અનુભવ્યા. એ વારાફેરાના ક્રમ સામાન્યત: પૃથ્વીના પડમાં કોરાયલા અભ્યાસીઓને જડી આવ્યા છે. જે ક્રમ અનુસાર પૃથ્વી-પડોની, પડના પથ્થરોની, વનસ્પતિની, પ્રાણીઓની અને માનવીની વય નક્કી કરવામાં આવે છે.

**ભૂસ્તર યુગ ક્રમ**

પૃથ્વી અને પૃથ્વીના માનવીની વય નક્કી કરવાનો આપણે અભ્યાસીઓ સાથે સહજ શાસ્ત્રીય પ્રયત્ન કરી લઈએ–મન ગુંચવાઈ જાય છતાં!

(૧) અતિ પ્રાચીન ભૂસ્તર યુગ – જેને પ્રીકેમ્બ્રિયનયુગ તરીકે ઓળખવામાં આવે છે તેમાં જીવન જન્મ્યું જ ન હતું. દોઢબે અબજ વર્ષ ઉપરની એ પૃથ્વી ત્યારે નિર્જીવ હતી.

(૨) એ પછી પૃથ્વીમાં પ્રાથમિક, પ્રાચીન કે પેલીયોઝોઈકયુગ બેઠો. એ યુગ આપણા હિંદુયુગ ગણતરી જેવા વર્ષોના થોક આપતો દોઢ અબજથી પંચાવન કરોડ વર્ષ જેટલો ચાલ્યો, જેમાં પ્રથમ એક કોષીજીવ, અનેક કોષીજીવ વારાફરતી જન્મવા શરૂ થયા અને કરોડરજ્જુ પણ પ્રાણીઓમાં આછીપાતળી ઊભી થવા લાગી – કરોડ વગરનાં પ્રાણીઓ સહ.

(૩) પંચાવન કરોડથી ઓગણીસ કરોડ વર્ષના ગાળામાં દ્વિતીય યુગ–મેસોઝોઈકયુગ વિકસ્યો, જેને દ્વિતીય ભૂસ્તર યુગ અગર મેસોઝોઇક યુગ કહેવામાં આવે છે, જેમાં કરોડરજ્જુવાળાં મહાકાય પ્રાણીઓ પ્રગટી નીકળ્યાં.

(૪) તૃતીય ભૂસ્તરયુગને સેનોઝોઈક યુગ તરીકે ઓળખવામાં આવે છે જેનો અર્થ ભૂસ્તરદૃષ્ટિએ આધુનિક યુગ થાય છે. આ આધુનિક યુગની શરૂઆત થયે ઓગણીસ કરોડ વર્ષ શરૂ થયાં! અને છતાં તે આધુનિક! એના વળી બે પેટાવિભાગ ગણાય છે: (૧) તૃતીય–ટર્શ્યરી અને (૨) ચતુર્થ.

વિભાગીકરણથી જરાય ન કંટાળતા વિદ્વાનો એના પણ વર્ગો પાડે છે અને આપણને કહે છે કે ટર્શ્યરી વિભાગમાં માનવઅંશનું પ્રાણી ન હતું, પરંતુ ચતુર્થ વિભાગના પ્રાચીન તેમ જ આધુનિક વિભાગમાં માનવી જન્મ્યો. પ્રથમ તો દસ લાખ વર્ષથી ૨૦૦૦૦ ઈસુપૂર્વનાં વર્ષોમાં માનવ અને વાનર જુદા થયા, જ્યારથી પેકિંગ તથા જાવા માનવ જેવા અતિ પ્રાચીન માનવપૂર્વજો આવી જાય છે. જેને વર્તમાન માનવી Homo Sapien તરીકે ઓળખીએ એવું પ્રાણી તો વીસ હજાર વર્ષની આધુનિક પેદાશ છે, જેણે સંસ્કૃતિની સિદ્ધિ મેળવી.

પ્રાણીજીવનને અને માનવજીવનને સ્થિરતા મેળવતાં કુદરતી બળોનો

ભારે સામનો કરવો પડ્યો છે, જેમાં હિમયુગના વિસ્તારે ઠીક ઠીક શ્રમ આપ્યો છે. નજીકની કાલકક્ષામાં ચાર હિમયુગ આવી ગયા—કેટલાકના મત પ્રમાણે છ-સાત હિમયુગ – જેમાંના પ્રથમ બે યુગ સુધી તો માનવીનો પત્તો જ પડતો નથી. એવી માન્યતા છે કે એક હિમયુગ અને બીજા હિમયુગ વચ્ચેના ગાળામાં જીવનને ખીલવાનાં સાધનો કુદરત આપતી હતી. જો કે હિમયુગમાં માનવી પૃથ્વીપડ ઉપર હતો ખરો. પૃથ્વીના ઉત્તર ગોલકને જ્યારે હિમ ગળતો હતો ત્યારે માનવી આજના સમશીતોષ્ણ ગણાતા વિભાગમાં આવી ભરાઈ જતો. એમાં પણ માનવીને પૂરું સુખ નહીં. અતિ ભારે વરસાદવાળા – Pluvial – યુગમાં હિમથી બચવા મથતા માનવીને અતિ વર્ષા હેરાન કરતી હતી. ત્રીજા અને ચોથા હિમયુગની વચ્ચેનો સમય પ્રાચીન પાષાણયુગ કહેવાય છે, જેમાં માનવી જીવંત હતો એવા અવશેષ – પૂરાવા મળી આવે છે. એ યુગમાં માનવી બેડોળ પથ્થરનાં હથિયારોનો ઉપયોગ કરી શકતો હતો એમ દેખાય છે. એ પછી આવ્યો નૂતન પાષાણયુગ – જો મધ્ય પાષાણ-યુગને વિચારવો સહજ બાજુએ મૂકીએ તો, એમાં પથ્થરને છોલીને, ઘડીને, ઘસીને માનવી પોતાનાં હથિયારો બનાવતો થઈ ગયો. પથ્થરથી આગળ વધી માનવીએ ધાતુનો ઉપયોગ શોધ્યો અને એમ ધીમે ધીમે સંસ્કૃતિ તરફ તેણે આગળ પગલાં ભરવા માંડ્યાં.

**હિમયુગ**

**દસ લાખ વર્ષનો પૂરાવો**

ઈસ્વીસન પૂર્વે દસ લાખ વર્ષ ઉપરની માનવખોપરી ચીનના પેકિંગ–પીપિંગ–શહેર પાસેથી મળી આવી છે—એક નહીં, વધારે. બારેક ઊંડાણોમાંથી–ખાડાઓ-માંથી–ત્રીસચાળીસ માનવઅવશેષો મળ્યા છે. ત્યાર પછીની પ્રાચીન માનવખોપરીઓ કે અન્ય અંગવિભાગો જાવા, જર્મની, ઇંગ્લેંડ તથા ફ્રાન્સમાંથી પણ જડી આવ્યાં છે: એ ઉપરથી એટલું તો સાબીત થાય છે કે માનવવસાહત

અતિ પ્રાચીન અને વ્યાપક હતી. અનેક પ્રાણીઓની સાથે માનવી પણ દસ લાખ વર્ષ ઉપર જીવંત હતો એટલું આપણે કહી શકીએ.

**ઓજાર, હથિયાર, કલા**

પ્રાચીન પાષાણયુગનાં મળી આવતાં હથિયારો ઉપરથી માનવીની સાત સંસ્કારકક્ષાઓ ગોઠવવામાં આવી છે, જેમાંથી પસાર થતાં થતાં માનવી ઓજારો ઉપજાવતો ચાલ્યો. અગ્નિને શોધી શક્યો અને ચિત્રસ્થાપત્યના પ્રાથમિક પ્રયોગો કરતો પણ થઈ ગયો. આવી પ્રાથમિક અવસ્થામાં ચિત્રકલા ખીલી હોય એમ સાંભળીએ ત્યારે આપણને નવાઈ લાગે. છતાં એ યુગનાં મળી આવેલાં પશુઓનાં કોતરેલાં ચિત્રોની તાદૃશતા આપણને આશ્ચર્યમાં નાખે એવી છે. વળી ત્રીસ હજાર વર્ષ ઉપરના પથ્થરમાંથી ઘડેલી ઘોડાની કે રેનડીયરની આકૃતિઓ જડી આવી છે એમ જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે માનવકલાનાં મૂળ કેટલાં ઊંડાં છે એનો સહજ ખ્યાલ આપણને આવે છે. એ યુગમાં સમૂહનિવાસ તથા નદી ઉપરના વસવાટનો ખ્યાલ માનવીને હતો એમ સાધારણતઃ આપણને લાગે ખરું.

**પ્રગતિમાં અગમ્યનો પલકારો**

એ પછીના નૂતન પાષાણયુગમાં માનવીના સમૂહનિવાસ વધારે વધતા ચાલ્યા, નદી, તળાવ, ઉપરના વસવાટનો લાભ માનવીને વધારે સમજાવા લાગ્યો, કૃષિની શરૂઆત થઈ, પશુપાલન આવડવા માંડ્યું, હાથની દક્ષતા વધવા માંડી, વણાટની શરૂઆત થઈ, માટીનાં વાસણો બનવા લાગ્યાં, મકાનોની કલ્પના મૂર્તસ્વરૂપ લેવા લાગી તથા જવરઅવરના રસ્તાઓનો આછોપાતળો ઉપયોગ સમજાવા લાગ્યો. પ્રાચીન પાષાણયુગ સરખા ચિત્રકલાના નમૂના નૂતન પાષાણયુગમાં હજી મળી આવ્યા નથી. પરંતુ કુદરતના

બળનું સ્વરૂપ તથા આકાશી તત્ત્વોની નિયમિત ગતિનો આછો ખ્યાલ માનવીને આ યુગમાં આવવા લાગ્યો અને માનવજીવનમાં ધર્મભાવનાના પ્રાથમિક પલકારા શરૂ થઈ ગયા—જો કે પ્રાચીન પાષાણયુગમાં પણ અમુક પ્રાથમિક ધર્મ કલાભાવના ન હતી એમ નહીં.

**પાષાણયુગ**

દસ લાખ વર્ષથી જન્મેલા માનવીનાં સાઠેક હજાર વર્ષ તો પ્રાચીન અને નૂતન પાષાણયુગમાં વીત્યાં. એ પહેલાંની માનવઓળખાણ આપણને હજી થઈ નથી. પાષાણયુગનાં સાઠેક હજાર વર્ષની માનવસંસિદ્ધિમાં આપણે પથ્થરનાં ઓજારો, અગ્નિ, ચિત્રસ્થાપત્યનાં પ્રાથમિક સ્વરૂપ, ખેતી, પશુપાલન, વણાટકલા, માટીકામ, મકાનની પ્રાથમિક રચના, રસ્તાઓના ઉપયોગનું ભાન તથા ધર્મની ઝાંખી એટલું ગણાવી શકીએ. ધર્મે માનવીને એક પાસ જાદુ તરફ દોર્યો જેમાંથી તેને વૈદક, વિજ્ઞાન તથા સારવાર મળ્યાં. બીજી પાસ આકાશી તત્ત્વોની ગતિ ગણતરીમાંથી ભૂગોળખગોળના જ્ઞાન તરફ તથા વ્યાપારવ્યવહાર તરફ તેને દોર્યો; ત્રીજી પાસ જીવનમૃત્યુની ઘટનામાંથી ધર્મે તેને કુદરતના સંબંધો વિચારતી ફિલસૂફી અને ચિંતન તરફ આકર્ષ્યો. આપણને બહુ પ્રાથમિક લાગે એવી પાષાણયુગની આ બધી પ્રવૃત્તિ. છતાં એ યુગમાં માનવી જે મેળવી શક્યો એ આજના પ્રગતિશીલ યુગના પાયાપૂરાણ તરીકે લેખી શકાય. પાષાણયુગથી જ માનવીએ સંસ્કૃતિમાં ડગ ભર્યાં. એ યુગમાં માનવઝૂમખાં પૃથ્વી ઉપર ઠીક ઠીક પ્રમાણમાં ફેલાઈ ગયાં હતાં.

**ધાતુની શોધ**

વળી નૂતન પાષાણયુગના અંતમાં માનવીને ધાતુ જડી—ધાતુનો ઉપયોગ આવડ્યો એમાંથી માનવપ્રગતિએ પાછી લાંબી ફાળ ભરી. તાંબું, કાંસું અને લોખંડના ઉપયોગ વારાફરતી માનવીને જડી

ગયા અને માનવસંસ્કૃતિની કક્ષા ઊંચી વધવા લાગી. લોખંડ વિપુલ પ્રમાણમાં મળવા છતાં એ છેલ્લું કેમ જડયું એ પ્રશ્નનો ઉત્તર નથી–જો કે લોખંડ વિશુદ્ધિની ક્રિયા અન્ય ધાતુઓની વિશુદ્ધિ કરતાં વધારે અઘરી છે એ કારણ કોઈ કોઈ વિચારકો આપે છે ખરા. માનવ-સંસ્કૃતિના ઇતિહાસમાં અનેક અણઉકલ્યા પ્રશ્નો હજી ઉકેલવાના રહ્યા છે. લોખંડ પહેલું જડયું કયારે? શોધકો શોધી લાવ્યા છે કે લોખંડનું એક પ્રાથમિક ઢબનું કારખાનું આફ્રિકાના રોડેશિયા પ્રદેશમાં મળી આવ્યું છે અને તે ચારેક હજાર વર્ષ જૂનું લાગે છે. પેલેસ્ટાઈન તેમ જ ઇજીપ્તના પ્રાચીન અવશેષોમાં પણ લોખંડ મળી આવ્યું છે. હીટાઈટ પ્રજા લોખંડનો ઉપયોગ જાણતી હતી – સહુ પહેલાં ભારતમાં લોખંડ આવ્યું સિકંદરની સવારી સાથે, અમેરિકામાં ગયું કોલંબસ સાથે; અને પૂર્વખંડ–ઓશીયાનીયામાં પ્રવેશ્યું કુક સાથે, એમ કેટલાક અભ્યાસીઓ કહે છે – જો કે ઋગ્વેદના અયસને લોખંડ માનવામાં આવે છે. કૌટીલ્યના અર્થશાસ્ત્રમાં લોખંડનો ઉલ્લેખ છે અને ભારતના દક્ષિણ વિભાગમાં તો લોખંડ હતું એમ હવે સાબીત થઈ ચૂક્યું છે. પાશ્ચાત્ય અભ્યાસીઓને સંસ્કૃતિઉપકારક ઘણાં ઘણાં તત્ત્વો પોતાની ભૂમિ આસપાસ મળ્યાં એમ માનવાનું સહજ વલણ રહે છે. એટલું તો ખરું કે લોખંડનો વિશ્વવિજય મોડો, ધીમેધીમે, શાહી ઢબે થયો એવી માન્યતા આપણે ધ્યાનમાં રાખવી પડે ખરી.

ધાતુના ઉપયોગે માનવીને સંસ્કૃતિ તરફ એક મોટી ફાળ ભરાવી; બીજી ઘણી મોટી ફાળ લેખનવ્યવસાયે ભરાવી.

**લેખનવ્યવસાય**

માનવીને વાણી તો લાંબા કાળથી મળી હતી. એને બોલતાં આવડયે યુગના યુગ વીતી ગયા. સામુદાયિક શ્રમઉદ્દ્ગારમાંથી, આશ્ચર્યપ્રદર્શનમાંથી, પશુવાણી કે કુદરતના નાદઅનુકરણમાંથી, અન્ય માનવીને સામાન્ય ભયની ચેતવણી આપવાની ઇચ્છામાંથી કે ઊંડા મનોભાવ પરસ્પર વ્યકત કરવાની

અનિવાર્ય ઊર્મિમાંથી માનવીને વાણી જડી. માનવવાણી પશુપક્ષીની વાણી કરતાં વધારે સ્પષ્ટ, વધારે વૈવિધ્યભરી, વધારે અર્થસૂચક અને વધારે વ્યાપક છે એમ પશુપક્ષી નહી તો માનવી જરૂર સ્વીકારે. એ વાણી જુદાં જુદાં માનવઝૂમખાંમાં જુદી જુદી, વિશિષ્ટ પરંપરા બનીને ચાલ્યા કરે, છતાં વાણીના શબ્દઉચ્ચારણ તેમ જ અર્થને કાયમી સ્વરૂપ આપવાનો પ્રયત્ન માનવપેઢી માટે જરૂરનો ગણાય. વાણીઉચ્ચારણ અરસપરસ સાન્નિધ્યમાં વપરાય. બૂમ પાડીએ તો યે વાચા એકબે ગાઉ કરતાં વધારે દૂર ભાગ્યે જ સંભળાય. સાન્નિધ્યમાં ન હોય તેને પણ પોતાનો વિચાર કે ભાવ પહોંચાડવાની માનવીને પડતી જરૂર તેને સંકેત, ચિહ્ન કે ચિત્રલિપિ તરફ દોરી જાય એ સ્વાભાવિક ગણાય. નૂતન પાષાણયુગનાં કેટલાંક વાસણો ઉપર દોરાયલી લીંટીઓ અને આકારોમાં કોઈ કોઈ અભ્યાસીને લિપિનો ભાસ પણ થાય છે. એ સંભવિત છે કે વિચારને આકાર આપવાની પ્રથમ કલાક્રિયા માટી ઉપર જ થઈ હોય. નખ કે આંગળી વડે ભીની માટીમાં વિચારને મૂર્ત-સ્વરૂપ સરળતાથી આપી શકાય. પછી વિચારને પશુપક્ષીઓનાં ચિત્રરૂપે આલેખવાનું સુઝે. એ ચિત્રલિપિમાંથી ઉચ્ચારને આકાર આપતી વિશિષ્ટ લિપિઓ ઊભી થવા માંડે. મેસોપોટેમીયા અને ઈલામની મૃત્તિકા વસ્તુઓ ઉપરનાં ચિહ્નો સુમેરીયાની લીંટીબદ્ધ લિપિને બહુ મળતાં આવે છે અને સુમેરીયાની લિપિ ઈસવીસન પૂર્વે ૩૬૦૦ વર્ષ ઉપરની ગણવામાં આવે છે, જે હજી સુધી પ્રાચીનમાં પ્રાચીન વર્ણમાલા તરીકે ઓળખાય છે. લિપિનો પહેલો પ્રયોગ એટલે વિકાસની પ્રલંબ ફાળ, પછી પહેલી લિપિ જ્યાં ઉત્પન્ન થઈ હોય ત્યાં ખરી. લિપિવિચારણામાં-થી આપણને એક એ સત્ય જાણવા મળે છે કે ચિત્ર અને સ્થાપત્યની માફક લેખનકળાનું મૂળ પણ મૃત્તિકા-કલામાં જ છે. માટીમાંથી આપણને માટલાં, ફૂલડી, બરણી અને કોઠી મળ્યાં; માટીમાંથી જ આપણાં સ્થાપત્યોને શોભાવતી મૂર્તિઓ અને પ્રતિમા ઊભાં થયાં;

મકાનો અને કોટકિલ્લા રચતી ઇંટો પણ આપણને માટીમાંથી મળી; એ જ માટીમાંથી આપણને આપણા પ્રથમાક્ષરો મળ્યા. માનવી ઉપર માટીએ અનેક ઉપકારો કર્યાં છે. લેખનકળા ચાર હજાર વર્ષથી જૂની નથી એમ નિષ્ણાતો માને છે.

**લિપિ, ધર્મ અને વ્યાપાર**

ઇજીપ્ત, સ્પેન અને પશ્ચિમ એશિયાની કેટલીક કબરોમાંથી મળેલાં માટીવાસણો ઉપર કોતરેલી લિપિની યાદ આપતી લિપિસૂચક, લિપિકોતર્યાં વાસણટુકડાઓ ભારતમાં પણ મળી આવ્યા છે. એ ખરેખર લિપિ હશે ? સહુ સમ્મત થાય એવી એ લિપિઓ નથી. આપણે એટલું તો સમજી શકીએ કે વિચારને વ્યક્ત કરવાનો આવો પ્રયત્ન માનવી લાંબા કાળથી કરતો આવ્યો છે. અક્ષરો ઉચ્ચારણને દર્શાવતા પ્રથમ જડયા ન હોય. આખા વિચાર ને દર્શાવતાં ચિહ્નો, ચિત્રો અને સંકેતોના પ્રયોગો કરતાં કરતાં માનવીને વર્ણમાલા જડી. આ લિપિશોધનમાં બે સંસ્થાઓએ ભારે બળ કર્યું હોય એમ વિચારકો માને છે : એક ધર્મ અને બીજી વ્યાપારવ્યવસાયની સંસ્થા. દેવદીધા સંદેશ–દિવ્યવાણીને આકાર આપી ધર્મસંસ્થાને ભારે ટેકો આપવાના ધર્મગુરુના પ્રયત્નમાંથી લિખિત ભાષાનો એક પાસ ઉદ્ભવ થયો. બીજી પાસ વ્યાપારમાં મિલકત, કિંમત, જથો, જાત વગેરે દર્શાવવાની જરૂર પડતાં વ્યાપારીઓ વ્યાપારી વિગત દર્શાવતી લિપિ શોધતા ચાલ્યા. આમ ધર્મ અને વ્યાપાર બન્નેએ મળી આપણને લિપિ આપી છે. સુમેર, ઇજીપ્ત, ક્રીટ અને ખાસ કરી ફીનીશીયાના મહાજળ ખેલાડી વ્યાપારીઓ દ્વારા લેખનકલા માનવજાતે ઝીલી લીધી એવો પશ્ચિમના અભ્યાસીઓનો મત છે. લેખન પ્રવૃત્તિને લીધે સંસ્કૃતિની એક એવી ભૂમિકા રચાઈ કે જેમાં જ્ઞાન સંગ્રહી શકાવા લાગ્યું, જ્ઞાનનો પ્રચાર શકય બન્યો, કલા તથા વિજ્ઞાનની આવડત એકત્ર કરી શકાઈ અને

સાહિત્યનો ઉદ્દભવ થતો ચાલ્યો. એક જ પ્રકારની વાણીછાપનો આમ વિસ્તાર વધતો ગયો અને એક જ વાણી બોલનારી લખનારી પ્રજામાં એકતાની ભાવના વધી. એમાંથી એક પ્રજા તથા એક રાજસત્તાની સ્થાપનાના સંજોગો ઊભા થતાં સંસ્કૃતિની આદ્યરચનાની નજીક માનવી આવીને ઊભો.

**સમૂહજીવન**

માનવી એકલો રહી શકતો નથી. એ પણ સામુદાયિક પ્રાણી બની રહ્યો છે. સહુથી પ્રથમ નરનારીને ભેગાં લાવી જીવન તત્ત્વ સર્જન દ્વારા પોતાને ચિરંજીવી રાખવા મથે છે. આખી ચૈતન્યસૃષ્ટિનો એ મહાક્રમ. સ્ત્રીપુરુષ ભેગાં મળતાં બાલકોસહ કુટુંબરચના થાય, કુટુંબમાંથી કુટુંબસમૂહો—કબીલાઓ રચાય, લઢતા ઝઘડતા અને પુનઃ વિશાળ મિશ્રણ પામતા કબીલાઓના સમૂહમાંથી જાતો રચાય, અને એક જ સ્વાર્થ, સગપણ, ભાવના, આચારવિચાર તથા વાણીથી સંકળાયલી જાતોમાંથી ધર્મપુરુષો કે વીરપુરુષોની આજ્ઞા માનતી પ્રજા જન્મ પામે. આજ્ઞા એ જ સત્તાનું મૂળ; પછી એ આજ્ઞા ધર્માજ્ઞા હોય કે રાજાજ્ઞા હોય. પ્રજા અને સત્તાનો સુમેળ સધાતાં રાજ્યો વિકસે. આ ક્રમ માનવવિકાસમાં જાણીતો છે. સત્તાગ્રથિત પ્રજાની ભૂમિકાએ પહોંચતાં માનવી સંસ્કૃતિનાં દ્વાર ખોલવા માંડે છે. સંસ્કૃતિ આ ભૂમિકાઓ ધટ્ટ બની માનવજાતને સોહામણી બનાવે છે.

**દસ લાખ વર્ષનું મથન**

દસ લાખ વર્ષથી મથન કરતી, ભ્રમણો કરતી, લડતી, ભેગી થતી, સંસિદ્ધિઓ શોધતી અને સંગ્રહતી, સંસિદ્ધઓની વહેંચણી કરતી, નવનવા પ્રયોગો આદરતી, સ્થિરતા શોધતી, વિચાર, ઊર્મિ અને વ્યવહારમાં સચ્ચાઈ, ઊંડાણ અને નવીન આસ્વાદ અનુભવતી માનવવણઝાર સંસ્કૃતિને નામે ઓળખતા એક

વિસામા આગળ આવીને ઊભી રહેલી આપણે નિહાળીએ છીએ. કેટલાયે વિસામા માનવજાતે જોયા, કેટલાયે ખોયા અને સંસ્કૃતિ કક્ષાએ પહોંચ્યા પછી હજી પણ માનવવણઝાર નવાં સીમાચિહ્નો મેળવવા મથે છે. પાછળ નજર નાખતાં સંસ્કૃતિના પણ માર્ગસ્તંભો દેખાય છે. પ્રાથમિક જંગલી અવસ્થા, બર્બરકક્ષા, ગોપભૂમિકા, કૃષિસંસ્કૃતિ અને ઔદ્યોગિક ક્રાન્તિની સીડી સંસ્કૃતિનાં પગથિયાં બની રહે છે. રાજકીય દૃષ્ટિએ આજ માનવજાત રાષ્ટ્રભાવનાની કક્ષાએ આવી ઊભી છે અને રાષ્ટ્રભાવનામાંથી આંતરરાષ્ટ્રીય માનવરાષ્ટ્ર તરફ પગલાં તેણે માંડવાં શરૂ કર્યાં છે. એ પગલાં મૂકતાં હજી એને પૂરું આવડયું નથી. સંસ્કૃતિના અભ્યાસનો ઘમંડ કરનાર પોતાને ઉચ્ચકક્ષાએ ઊભેલો માનતા આધુનિક માનવીએ સમજી લેવું જોઈએ કે આજની ઉચ્ચકક્ષાની સંસ્કૃતિ હજી ઘણી અધૂરી છે. પોતાની સ્થિરતા માટે હજી સંસ્કૃતિ પણ પ્રયોગો કર્યે જાય છે. માનવીનો પાછલો પ્રયોગક્રમ—સંસ્કૃતિની સીમાએ માનવીને લાવી મૂકતો પ્રયોગક્રમ આપણે આજ પણ વિચારવો જ રહ્યો. માનવીને ઓજાર મળ્યું અને એણે સંસ્કૃતિ ભણી ફાળ ભરી, પરંતુ એ ઓજાર વડે એ દુશ્મનને પણ મારી શકે છે તેમ મિત્રને પણ મારી શકે છે. એને અગ્નિ જડયો અને એણે બીજી મોટી ફાળ લીધી. પરંતુ અગ્નિ વડે એ અનાજને પકવ બનાવે છે તેમ અન્ય માનવીને તે બાળી પણ મૂકે છે. આથી ફાળો ભરતાં ભરતાં માનવીને બોલતાં લખતાં આવડયું; પરંતુ એ આવડતમાં એ સાચું પણ બોલે છે અને જૂઠું પણ બોલે છે. આનંદના અતિરેકમાં માનવીને ખડખડ હસતાં આવડ્યું; સાથે સાથે ઊલટાઈ પલટાઈ ગયેલા હાસ્ય સરખું રુદન પણ તેને મળ્યું. હાસ્ય અને રુદનની ખીણમાંથી માનવવણઝાર હજી ઊંચી આવી નથી.

એ સત્ય સમજી લઈએ અને પછી સંસ્કૃતિનું પ્રાચીનઅર્વાચીન

સંસ્કૃતિમાં વિભાગીકરણ કરીએ. સામાન્યતઃ માનવવણઝારે વિકસાવેલી સીમાબદ્ધ, ઓળખી અનોખા પાડી શકાય એવી, આપોઆપ વિશિષ્ટતા ધારણ કરી પોતાનું વ્યક્તિત્વ સ્પષ્ટ કરતી અમુક કક્ષાની માનવઉચ્ચતાને આપણે સંસ્કૃતિ કહી શકીએ. એવી, માનવજાતને કાયમનો સંસ્કારવારસો આપી ગયેલી પ્રાચીન સંસ્કૃતિઓમાંની સુમેર, બાબિલોન, ઇજીપ્ત, ઇરાન, ચીન, ગ્રીસ તથા રોમની પ્રાચીન સંસ્કૃતિઓ તેમની સંસિદ્ધિ માટે બહુ જાણીતી છે. માનવજાત એમના ઉપકાર નીચે સતત રહેવાની. એ સુપ્રસિદ્ધ પ્રાચીન સંસ્કૃતિસમૂહમાં ભારતીય સંસ્કૃતિને પણ મહત્ત્વનું સ્થાન મળે છે. માનવજાતના આચાર, વિચાર તથા સંસ્કારમાં ભારતીય સંસ્કૃતિનો સ્પષ્ટ અને માનભર્યો ફાળો છે. સંસ્કૃતિની પ્રાચીનતા વિશે વિચારકોમાં મતભેદ છે. કયી સંસ્કૃતિ પહેલી અને કયી સંસ્કૃતિ છેલ્લી એની ખેંચાખેંચ આ સ્થળે આપણે છોડી દઈશું. સર્જન અને વિનાશની બે પાળ વચ્ચે તરતા માનવીની આખી સંસ્કૃતિઓ પણ લુપ્ત થઈ ગઈ છે અને લુપ્ત થઈ જાય છે. જાણીતી સંસ્કૃતિઓમાં ભારતીય સંસ્કૃતિનું પણ સ્થાન છે.

**વિશિષ્ટ સંસ્કૃતિઓ**

માનવી પૃથ્વી ઉપરનાં પ્રાણીઓમાં સર્વશ્રેષ્ઠ ભલે હોય, છતાં કુદરતનાં મહાસામર્થ્યો આગળ એની શક્તિ લાચાર બની જાય છે. કુદરતની કુમળી કૃપા તેને સંસ્કૃતિમાં પ્રવેશ કરવા દે છે. એ કૃપા ન હોય તો? કુદરતની કૃપા મેળવતાં તેને આવડતું ન હોત તો? આપણે જાણી લેવું ઘટે કે સમુદ્રનું એકાદ પર્વતઊંચું મોજું અડધા ભારતને ડુબાવી દે. એકાદ ભૂકંપ લાખો માનવીઓને દાટી આબાદ પ્રદેશોનાં ખંડેરો બનાવી દે; આજની હથેલી જેવડી સૂકી જમીન આવતી કાલનું સહરા બની જાય; અને પૃથ્વી એકાદ

**કુદરત અને માનવી**

ડગલું ચૂકે કે એકાદ પગલું વધારે ભરે તો દુનિયામાં બરફ ફરી વળે અગર અગ્નિ વર્ષી રહે. અનેક પ્રજાઓની દંતકથામાં સચવાઈ રહેલી જળપ્રલયની કથનીમાં કોઈ જૂનો પ્રલય નોંધાઈ રહ્યો છે.

**સંહારક શક્તિ**

કુદરતનાં બળની ઘણી વાત આપણે જાણતા નથી. કુદરતના રમકડા સરખા માનવીનું સંહારકબળ પણ કુદરત જેટલું જ અનિષ્ટ બની શકે છે. ગ્રીસની સંસ્કૃતિને રોમે ઉજાડી; અને રોમની સંસ્કૃતિ હુણોએ–કહો કે જર્મન બર્બરજાતિઓએ પ્રજાળી. જપાનનાં બે નગરોને એટમબૉમ્બથી દફણમાં ફેરવી નાખનાર અમેરિકાને પગલે ચાલી આજની કેટલીયે રાજસત્તાઓ મારકશાસ્ત્રો ઉપજાવવા હરીફાઈમાં ઊતરી છે. એ હથિયાર જ્યારે વપરાશે ત્યારે સંભવ છે કે આજની બહુ ખીલેલી માનવસંસ્કૃતિ શૂન્યમાં પણ ફેરવાઈ જાય. કુદરતની તથા માનવીની સંહારક શક્તિ અતિ ઘાતક બની શકે છે.

**પ્રજાના ભંગાર**

પેસીફીક–પ્રશાન્ત મહાસાગરમાં એક મહા માનવસંસ્કૃતિ બોળાઈ ગઈ છે એમાં પોલીનેશીયાની કોઈ મહાપ્રજાનું નિકંદન નીકળી ગયું એમ કેટલાક અભ્યાસીઓ કહે છે. સમોઆ તથા ટહીટીની પ્રજામાં સચવાઈ રહેલી ઊંચી કલાભાવના અને કવિત્વશક્તિ આવી કોઈ મહાપ્રજાનો ભંગાર એ બે ટાપુમાં સચવાયો હોય એવું સૂચન કરે છે.

**લુપ્ત સંસ્કૃતિઓના ઉલ્લેખ**

એટલેન્ટીક મહાસાગરમાં એક આખો ખંડ તેની ઉચ્ચ સંસ્કૃતિ સહ અબોળાઈ નાશ પામ્યો એની કથા પ્લેટોએ સાચવી રાખી છે. આજના અમેરિકા ખંડનો કોઈ પ્રદેશ આવા લુપ્ત થયેલા ખંડનો કોઈ બચેલો વિભાગ તો નહીં હોય ?

અમેરિકામાં સચવાયલી મય સંસ્કૃતિ આફ્રિકાના કોઈ પશ્ચિમ કિનારા સાથે કે એશિયાના પૂર્વ કિનારા સાથે વળગેલા એ ખંડની સ્મૃતિરૂપ પણ હોય.

**ભારતીય સંસ્કૃતિનું જીવંતપણું**

વિનાશ પામેલી આવી આખી અને આખી સંસ્કૃતિઓનું સ્મરણ કરી આપણે ભારતીય સંસ્કૃતિનો પરિચય લેવા મથીએ. એથી ભારત કરતાં પ્રાચીન કે ચઢિયાતી બીજી સંસ્કૃતિ હતી એમ કોઈ અભ્યાસી કહે તો આપણી ગર્વિષ્ટ ચામડીને ઓછો ઘાવ લાગશે. નમ્રતા રાખીને આપણે આપણી વિશિષ્ટતા તરફ નજર ન કરીએ તો આપણી સંસ્કૃતિને આપણે પૂર્ણતઃ ઓળખી શકીશું નહીં. બીજી પ્રાચીન સંસ્કૃતિઓ સાથે ભારતીય સંસ્કૃતિનું પણ સ્થાન છે. પરંતુ બીજી સંસ્કૃતિઓ કરતાં ભારતીય સંસ્કૃતિમાં એક વધારાની વિશિષ્ટતા એ છે કે ભારતીય સંસ્કૃતિ આજ પણ જીવંત છે, જે જીવંતપણું અન્ય પ્રાચીન સંસ્કૃતિઓમાં નથી. ભારતીય સંસ્કૃતિએ વારાફેરા ઘણા જોયા; ઇષ્ટઅનિષ્ટ સંજોગો ઘણા નિહાળ્યા; તેને નિર્મૂળ કરી નાખે એવા પ્રચંડ ઝંઝાવાતો તેણે કેટલાય અનુભવ્યા. છતાં એ બધાયનો સામનો કરી, સર્વનાં ઝેર ઘોળી પી જઈ ભારતીય સંસ્કૃતિ હજી સજીવ રહી છે. નવનવાં આક્રમણો, નવનવાં રાજતંત્રો, નવનવા સંપર્કો, નવનવી વિચારસરણીઓ અને વિચિત્રમાં વિચિત્ર આચારશ્રેણીઓ તેને અથડાઈ ચૂકી, છતાં એ સર્વને પોતાનાં બનાવી પોતાની વિશિષ્ટતા ગુમાવ્યા વગર ભારતીય સંસ્કૃતિ હજી ઊભી રહી શકી છે. નવીન અથડામણ તેને નવું બળ આપે છે; કદાચ કોઈ અથડામણમાં તે ક્ષણભર હાલી જાય તોય તેનો કેન્દ્રસ્થ આત્મા એમાંથી નવું બળ મેળવી જીવંત જ રહ્યો છે. મુસ્લિમ સંસ્કૃતિએ જે જે પ્રજાનો સ્પર્શ કર્યો તે તે પ્રજાને એ મુસ્લિમ બનાવી શકી. હજાર વર્ષનો મુસ્લીમ સંપર્ક ભારતને હિંદુ મીટાવી

શક્યો નથી. પશ્ચિમની ખ્રિસ્તી કે ઔદ્યોગિક સંસ્કૃતિએ પોતાનો જબરજસ્ત પંજો ભારતીય સંસ્કૃતિ ઉપર ફેલાવ્યો. છતાં ગીતાપ્રેમી અહિંસક ગાંધીના નેતૃત્વ નીચે ભારતે સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યું એ ભારતીય સંસ્કૃતિનો છેલ્લો વિજય આપણે નિહાળી શક્યા છીએ–જો કે સ્વાતંત્ર્યપ્રાપ્તિની ઝુંબેશમાં ભારતે પોતાના જ બે મહત્ત્વના પ્રદેશખંડો ગુમાવ્યા. જે પંજાબમાં વેદનું પ્રથમ ઉચ્ચારણ થયું એ પંજાબ આજ વેદના અનુયાયીઓનો રહ્યો નથી. જે સિંધુતટસંસ્કૃતિ ભારતીય સંસ્કૃતિના એક મહત્ત્વના ટુકડા તરીકે ચાર વર્ષ પહેલાં ગણાતી હતી તેનાં મુખ્ય મથકો આજના ભારતની સીમા બહાર ચાલ્યાં ગયાં છે. અંગ્રેજોની ભાગલાનીતિ અંતે ભારતના વિભાગીકરણમાં સફળ બની. મુસ્લિમોનું મારકણાપણું–aggressiveness પૂર્વપશ્ચિમના સરહદવિભાગોને ભારતમાંથી ફાંસી લઈ નવો ઇસ્લામી દેશ બનાવી શક્યું છે. ભારતીય સંસ્કૃતિને કુટિલ બનવું નથી, મારકણા બનવું નથી. કુટિલતા અને ગુંડાગીરી સંસ્કૃતિના સ્થિર અંશ ન હોય–ન હોવા જોઈએ.

**સંસ્કૃતિ અને આક્રમણ**

આજ હવે સર્વ સંસ્કૃતિએકમોએ ભેગા મળી સમગ્ર માનવજાતને એક બનાવવાની છે. એ સિવાય માનવસુખ સાધ્ય બનવાનું નથી. ભારતીય સંસ્કૃતિમાં આક્રમણનું તત્ત્વ અન્ય સંસ્કૃતિઓ સરખું ખીલ્યું નથી. એ સંરક્ષણ કરશે, પરંતુ આક્રમણ નહિ. જો ભારતીય સંસ્કૃતિના ઇતિહાસને આપણે ઉકેલવાના છીએ એ સંસ્કૃતિ માનવહિતાર્થે વર્તમાનયુગમાં શું શું કરી શકે એમ છે એ જોવાનો મોકો સ્વતંત્ર ભારતને મળ્યો છે. કોઈ પ્રદેશટુકડો તેની સીમામાં રહે કે સીમા બહાર ચાલ્યો જાય એ જેટલું મહત્ત્વનું પ્રકરણ બની રહે એના કરતાં વધારે મહત્ત્વનું પ્રકરણ એ હશે કે જેમાંથી ભારતીય સંસ્કૃતિ સમસ્ત

માનવજાતિના સુખ, આનંદ તથા જ્ઞાનમાં કાંઈ વધારો કર્યાનો યશ લઈ શકે. પૂર્વઇતિહાસ આશા ઊપજાવી રહે છે કે ભારતીય સંસ્કૃતિ ભાવિમાં પણ માનવતાને સાચવવાનું, પોષવાનું, ખીલવવાનું કાર્ય જરૂર કરશે.

ભારતીય સંસ્કૃતિની વિશિષ્ટતાનો આપણે હવે પરિચય મેળવીએ. છતાં તે પહેલાં સંસ્કૃતિ એ કયું માનવલક્ષણ છે એ સમજાવતી કેટલીક વિગતો નિહાળતા આપણે આગળ ચાલીશું. ભારતીય સંસ્કૃતિ એટલે ? એ પહેલાં આપણે પ્રશ્ન કરીએ : સંસ્કૃતિ એટલે ?





ગોમતેશ્વર - બાહુબલિ - શ્રવણબેલગોલ - માઈસોર

# ૨

# સંસ્કૃતિ અને તેનો વિકાસ

આપણે સંસ્કૃતિને જરા વધારે વિસ્તારથી ઓળખીએ.

**સંસ્કૃતિ એટલે?**

સંસ્કૃતિ એટલે? ભારતીય સંસ્કૃતિનો અર્થ શો? દેશદેશની, પ્રજાપ્રજાની સંસ્કૃતિઓ શું જુદી છે? આખી માનવજાત જેને ઓળખી શકે એવી – એવાં વિશિષ્ટ લક્ષણોવાળી કોઈ સંસ્કૃતિ હશે ખરી? આખી માનવજાત જેને સ્વીકારી લે એવી કોઈ સંસ્કૃતિને આપણે કદી પણ શોધી શકીશું? માનવવિવિધનામાં એકતા છે ખરી?

**સંસ્કૃતિની થોડી વ્યાખ્યા**

માનવી જ્યારે સામુદાયિક રીતે સાથે સાથે રહે છે ત્યારે તેના પરિણામે એક એવું તત્ત્વ તેના સમૂહમાં વિકસી આવે છે કે જે માનવસિદ્ધિ તરીકે અન્ય પશુસિદ્ધિઓથી વિખુટું – અનોખું – નિરાળું પડી ઓળખાઈ આવે છે, જેને આપણે સંસ્કાર, સંસ્કૃતિ, સભ્યતા, શિષ્ટતાને નામે ઓળખીએ છીએ. એની જુદી જુદી વ્યાખ્યાઓ અને સમજૂતીઓ આપવાના પ્રયાસોમાંથી થોડા અહીં નિહાળી લઈએ.

ટાઇલર એને આમ ઓળખાવે છે: 'સમાજના સભ્ય તરીકે માનવી જે સંકુલ વિશિષ્ટતાનું એકમ સર્જે છે એનું નામ સંસ્કૃતિ –

જેમાં આખું સામાજિક જ્ઞાન, માન્યતાઓ, કલા, નૈતિક ભાવના, કાયદો, રૂઢિ, વિશિષ્ટ શકિતઓ અને દેવભાવનાનો સમાવેશ થ.ય છે.'

ગોલ્ડનવાઇઝરની વ્યાખ્યા પ્રમાણે સંસ્કૃતિને રચતાં તત્ત્વો એટલે 'આપણાં વલણો, માન્યતાઓ, ચિંતનો, નિર્ણયો અને મૂલ્યાંકનો; આપણી સંસ્થાઓ – રાજકીય, ધાર્મિક, આર્થિક તથા કાયદાવિષયક; આપણાં નૈતિક તથા વ્યવહારનાં ધોરણો; આપણાં પુસ્તકો, યંત્રો, વિજ્ઞાનશાખાઓ, દર્શનો અને દાર્શનિકો; આ બધાં જ અને બીજાં પણ તત્ત્વો અને વ્યકિતઓ, નિરાળાં તેમ જ વિવિધ સંબંધોમાં આવે તે.'

વીઝલર સંસ્કૃતિને 'કોઈ પણ માનવસમૂહના આચારો અને વિચારોના સરવાળા – aggregate – કરતાં કાંઈ ઓછું પણ નહીં અને વધારે પણ નહીં' એ રીતે ઓળખાવે છે.

સેપીરના કથન પ્રમાણે 'માનવીના પાર્થિવ અને આધ્યાત્મિક જીવનનાં સામાજિક પરંપરાગત ઊતરી આવેલાં તત્ત્વો' એટલે સંસ્કૃતિ.

ફોલસમના મત પ્રમાણે સંસ્કૃતિ એટલે 'માનવીનું કરેલું સકલ કાર્ય – All that is artificial – જેમાં યંત્રો અને ઓજારો તેમ જ જીવનનાં સર્વ વલણો આવી જાય – જે માનવીએ વિકસાવ્યાં હોય અને પેઢી દર પેઢી વારસામાં ઊતરી આવ્યાં હોય.'

વોલીસનો મત એવો છે કે 'આપણા આદર્શો, પ્રવૃત્તિઓ અને પાર્થિવ સિદ્ધિઓનો સરવાળો' એનું નામ સંસ્કૃતિ.

યુએન્ક નામનો અભ્યાસી આ બધી વ્યાખ્યાઓ અને વર્ણનોનો સમન્વય કરી સંસ્કૃતિનાં મુખ્ય તત્ત્વોને નીચે પ્રમાણે વિચારે છે: (૧) સંસ્કૃતિ માનવકૃત હોય: કુદરતની કૃતિઓમાં માનવીએ હાથ અડાડ્યો ન હોય એવી કૃતિથી ભિન્ન; (૨) સંસ્કૃતિમાં માનવમાનસ-

ની સિદ્ધિઓ સમાઈ જાય – જે અપાર્થિવ અને દેખાય નહીં એવી હોય; ઉપરાંત માનવીના હસ્તે ઉપજાવેલી પાર્થિવ વસ્તુઓ પણ હોય; ( ૩ ) સંસ્કૃતિ સચવાય છે, ભેગી થાય છે અને નવાં નવાં તત્ત્વો ભળતાં તેની જટિલતા અને જથ્થો વધતાં રહે છે; ( ૪ ) માનસિક રીતે એક વ્યક્તિમાંથી બીજી વ્યક્તિને, એક સમૂહમાંથી બીજા સમૂહને, એક પેઢીમાંથી બીજી પેઢીને અર્પી શકાય એવું તેનું સ્વરૂપ છે.

સંસ્કૃતિનાં તત્ત્વોનું વર્ગીકરણ પણ અનેક વિદ્વાનોને હાથે જુદાં જુદાં નામરૂપ પામી રહે છે. સામાન્યતઃ આપણે નીચેનાં તત્ત્વો સંસ્કૃતિની વિચારણામાં આગળ લાવી શકીએ :

( ૧ ) વિચારવિનિમયનાં સાધનો :

अ અભિનય અને સંકેતચિહ્નો
ब વાણી – બોલાતી ભાષા.
क લિપિ.

( ૨ ) પાર્થિવતત્ત્વો :

अ ખોરાક.
ब વસ્ત્ર.
क નિવાસપદ્ધતિ.
ड ઓજાર – હથિયાર – વાસણ – રાચરચીલું.
इ ધંધોરોજગાર–વ્યાપાર–ઉદ્યોગ–આબાદી–અવરજવર.
फ મિલકત્ત અને મિલકત્તની માલિકી તથા તે અંગેના વ્યવહાર.

( ૩ ) જાતીય તત્ત્વો :

अ પ્રેમ–જાતીય આકર્ષણ.

ब લગ્ન.

क કુટુંબરચના.

ड સગપણસમૂહ અને એમાં ઉત્પન્ન થતા સંબંધપ્રકારો.

(૪) અધ્યાત્મ - માનવી અને કુદરતનો સંબંધ દર્શાવતી ભાવના :

अ દેવકથા–દંતકથા.

ब જાદુ–મંત્ર–તંત્ર–યંત્ર–ધર્મવિધિ.

क ધર્મભાવના અને ધર્માચાર – ધર્મગ્રંથો અને આચારગ્રંથો.

ड ઉપચાર–વૈદ્યકીય–માનસિક.

इ વિજ્ઞાન, યંત્ર–ઉદ્યોગ.

(૫) વ્યક્તિગત સંબંધ :

अ શિષ્ટ–સભ્ય આચાર અને વાણી.

ब અંગત નીતિ.

क સ્વયંપ્રચ્છિત સમૂહરચના–મંડળીઓ–રમતગમત.

(૬) કલા :

अ અંગશૃંગાર.

ब નૃત્ય, નાટક, સંગીત, સાહિત્ય.

क ચિત્રકામ, શિલ્પ, સ્થાપત્ય, ગ્રામ અને નગરરચના.

(૭) જાહેર જીવન :

अ રીત, રિવાજ, રૂઢિબદ્ધ સંસ્થાઓ.

ब અદાલતી ન્યાયવ્યવહાર અને કાયદા.

क રાજકીય સંસ્થાઓ – રાજા, પ્રજા, ગણવ્યવસ્થા, અમલદારી વર્ગ.

ઙ યુદ્ધ અને વિષ્ટિવ્યવહાર.

આ સર્વ તત્ત્વો સંસ્થાબદ્ધ અને રૂઢિબદ્ધ બની જાય છે.

**સંસ્કૃતિ એ માનવલક્ષણ**

સંસ્કૃતિની વ્યાખ્યા તો વિવિધ રીતે થઈ શકે પરંતુ એની ટૂંકામાં ટૂંકી વ્યાખ્યા – કહો કે ઓળખાણ – એ કે જે સામાજિક ઘટના કે વ્યવસ્થામાં સ્પષ્ટ, નિયમબદ્ધ, પરસ્પર ઉપકારક, કલામય સર્જન – સંસ્કારસર્જન શકય બને એ ઘટના કે વ્યવસ્થાને આપણે સંસ્કૃતિની ભૂમિકા કહી શકીશું. અવ્યવસ્થા, ગોટાળો, સલામતીનો અભાવ, અસ્થિરતા કહીએ એવી સામાજિક પરિસ્થિતિમાં સંસ્કાર કે સંસ્કૃતિ ઉદ્ભવ ન પામે. ભયરહિત, સ્થિરતા-પોષક ભૂમિકામાં જિજ્ઞાસા જાગ્રત થાય, માત્ર તાત્કાલિક જીવનમરણ-ની ઝંખનામાંથી આગળ વધી માનવી જીવનને માત્ર જીવવાનું સાધન નહીં પરંતુ સુખમય સમય વિતાવવાનું સાધન બનાવવા મથે, મૃત્યુને ઓળખી તેના ભયને હળવો બનાવવા વિચાર કરે અને જીવનને શણગાર તથા ઉલ્લાસભર્યું બનાવવા ચોક્કસ ઢબે પ્રયત્નશીલ થાય ત્યારે માનવસમાજમાં સંસ્કાર–સંસ્કૃતિનો ઉદ્ભવ થયો એમ કહેવાય. પશુજીવનથી માનવીને જુદું પાડી દેતું લક્ષણ એ સંસ્કૃતિ. એમાં પશુજીવનનું માત્ર સ્વાભાવિકપણું નહીં; એમાં કૃત્રિમતા ખરી. પરંતુ એ કૃત્રિમતા વખોડવાપાત્ર અકુદરતીપણું નથી. કુદરતને વધારે વધારે અનુકૂળ બનવાની તેમ જ કુદરતને વધારે ઉપયોગી બનાવવાની એ માનવક્રિયાને સામાન્ય અર્થની કૃત્રિમતા કહી શકાય નહીં. સંસ્કૃતિ એ માનવલક્ષણ – માનવ પ્રજાનું લક્ષણ – માનવપ્રવૃત્તિ.

એ માનવપ્રવૃત્તિ ખરી. છતાં એકલા માનવપ્રયત્નો ઉપર જ એ આધાર રાખતી નથી. પ્રથમ વિચાર્યું તેમ ભૂસ્તર અને ભૂગોળ

ઉપર આપણે ધારીએ એના કરતાં વધારે મોટો સંસ્કૃતિનો આધાર રહેલો છે. આ સત્ય ઉપર ભાર મૂકતાં એક ભૂસ્તરશાસ્ત્રીએ સંસ્કૃતિને એમ ઓળખાવી છે કે સંસ્કૃતિ તો માત્ર એક હિમયુગ અને બીજા હિમયુગ વચ્ચેનો ઝોણો પડદો જ છે! ચાર હિમયુગ વહી ગયા; કે છેલ્લા મત અનુસાર એથીયે વધારે! હવે માનવી સ્થિર થયો લાગે છે. એ ચારે કે છયે હિમયુગની વચ્ચે વચ્ચે માનવસંસ્કૃતિના કેટલાય ખંડો લુપ્ત થયા હશે એ કોણ જાણી શકે? કોઈ કારણે હવે પાછો પૃથ્વી ઉપર હિમપ્રસ્તાર થાય તો માનવીને પોતાનાં મકાન, વિમાન, ગાડી, કાર, બાગબગીચા, ઉદ્યોગો, ધનમાલ તથા સત્તાસિંહાસનો છોડી જીવવા સારુ દોડતાં, ભાગતાં, મરતાં બરફથી બચાવે એવા ખાડા કે ગુફાઓમાં જ જઈને પાછું રહેવું પડે. લંડન, ન્યૂયૉર્ક, મૉસ્કો, બર્લીન તથા દિલ્હી આખાં અને આખાં બરફમાં દટાઈ જાય. જીવતો રહે કદાચ જબરો માણસ! – જે ખાડાનો કબજો કરી બેસે તે!

**સંસ્કૃતિ અને કુદરતની કૃપા**

સંસ્કૃતિના વિકાસ માટે ભૂસ્તર તથા ભૂગોલની કૃપા જરૂરી છે. કુદરત ઉપર વિજય મેળવવાનું એક સંસ્કૃતિ-સ્વપ્ન માનવીને આવ્યા કરે છે ખરું. એ જ્યારે સિદ્ધ થાય ત્યારે. પ્રયત્નો ચાલુ છે. પરંતુ જેમ જેમ કુદરત-વિજયો પ્રાપ્ત થતા લાગે છે તેમ તેમ કુદરતની વધારે અને વધારે શક્તિ માનવીની સામે ઊભેલી દેખાતી જાય છે. પરંતુ આપણી શક્તિ બહારના એ અગમ્ય પ્રદેશની વિચારણા-માં ઊંડે ન ઊતરતાં એનો સ્વીકાર કરી આગળ ચાલવું અને સંસ્કૃતિના માનવપ્રયત્નો ઉપર જ ભાર મૂકી સંસ્કૃતિને ઓળખવી એટલું અહીં બસ થશે. પૃથ્વીની–કુદરતની કૃપા હોય તો જ માનવી સ્થિરતાપૂર્વક જીવી શકે અને સંસ્કૃતિ માટેની તૈયારીઓ પણ કરવા માંડે. પૃથ્વીનો અંતે નાશ થવાનો છે એવું પણ ભવિષ્ય આપણા વિજ્ઞાને ભાખ્યું છે ખરું. કાં તો

**સંસ્કૃતિને રચતાં ચાર તત્ત્વો**

પૃથ્વી ઉષ્માહીન ઠંડો ગોળો બની જઈ જીવનને જ ઠારી દેશે અથવા બળતો ગોળો બની આખા જીવનને ભસ્મ કરી તે પોતે જ રાખ બની ઊડી જશે ! પરંતુ આ કંપાવનારું ભાવિ બહુ દૂર દૂરનું ભાવિ છે. આ સંભવિત ભાવિના અંદાજ વિજ્ઞાનવિદોએ કાઢ્યો છે. કુતુબમિનાર જેટલો ઉંચો રૂપૈયાનો એક મિનાર આપણે રચીએ – એક ઉપર એક રૂપૈયો ગોઠવીને; પછી એમાંથી એક રૂપૈયો કાઢી લઈએ. એ કાઢી લીધેલા રૂપૈયા જેટલું જીવન હજી આપણી પૃથ્વી જીવી છે. બાકીનું લાંબું જીવન હજી પૃથ્વીને જીવવાનું બાકી છે. બે અબજ વર્ષ ઉપર જન્મેલી પૃથ્વીને હજી ઘણાં ઘણાં અબજ વર્ષો સુધી જીવવાનું છે. હજી એની બાલ્યાવસ્થા પણ પૂરી થઈ નથી. એટલે આપણે પૃથ્વીના કંપાવનારા ભાવિના વિચાર ન કરતાં દસવીસ લાખ વર્ષથી જડેલા લાગતા માનવ-મળતા કે માનવપ્રાણીની સંસ્કૃતિનાં તત્ત્વોને સહજ વિચારી લઈએ. સંસ્કૃતિની જડ તો લાંબા સમયથી માનવજાતમાં જડાયલી પડી છે. પરંતુ એ જડ વિકસતી ચાલી આવી ચાર તત્ત્વોમાંથી પોતાની સ્થિર આકૃતિ ઊભી કરે છે. એ સંસ્કૃતિમાં ચાર ઘટક તત્ત્વો અરસ-પરસ ઉપકારક છે. એકને આધારે બીજું વિકસે અને બીજાને આધારે ત્રીજું તત્ત્વ વિકસે. આંખે દેખી શકાય–અડકી શકાય એવાં ચાર તત્ત્વોને નીચેને નામે આપણે ઓળખીશું. એમાંનાં બે સ્થૂલ અને કદાચ અપ્રતિષ્ઠિત જેવાં તત્ત્વો લાગે છે અને બે સૂક્ષ્મ અને માનવંત દેખાય છે, છતાં એ ચારે તત્ત્વો આવશ્યક છે એ ભૂલવા સરખું નથી, સંસ્કૃતિને રચનારાં ચાર તત્ત્વો તે :

(૧) આર્થિક સદ્ધરતા–આર્થિક વિપુલતા,

(૨) રાજકીય–Political–આયોજન,

(૩) નૈતિક પરંપરા–ધર્મ, તથા

(૪) જ્ઞાન અને કલાની પ્રવૃત્તિ.

સંસ્કૃતિના આ ચાર પાયા. એમાંનો એકે રમનો હોય તો એટલી સંસ્કૃતિ ખામી ભરેલી. આ ચોમુખ વિકાસ કેમ સાધ્ય થતો આવે છે તેની પ્રક્રિયા પણ વિચારવા સરખી છે.

**બર્બર અવસ્થામાંથી કૃષિજીવન**

પ્રાથમિક – જંગલી – બર્બર ભૂમિકાથી પર બનતા માનવીની આર્થિક સદ્ધરતાનું આદ્ય સાંસ્કૃતિક સ્વરૂપ કૃષિરૂપે ખીલી નીકળે છે. The first form of culture is agriculture. માનવજાતનો પ્રથમ સંસ્કાર તે કૃષિ સંસ્કાર. ભટકતો ફરતો માનવશિકારી જમીન ઉપર સ્થિર થઈ ખેતી કરવા માંડે છે, ભાવિ માટે અનાજ સંઘરી રાખે છે, કામમાંથી થોડો સમય ફાજલ પાડવા જેવી સ્વસ્થતા મેળવે છે, અને સમય મળતાં સંસ્કાર-પ્રાપ્તિના પ્રયત્નો આદરે છે. જથાબંધ રહેઠાણમાં સલામતીનો ભાસ થતાં પાણી તથા ખોરાક પૂરો પાડે એવાં સ્થળો પસંદ કરી તે ઝૂંપડી બાંધે છે, મંદિર બાંધે છે અને શાળા પણ બાંધે છે; વધારે ઉત્પાદનનાં ઓજારો અને ક્રિયાઓ શોધે છે તથા શ્વાન, ગર્દભ, વરાહ તથા ગાય જેવાં પશુઓને કેળવી, પાળી પોતાના ઉપયોગમાં લે છે; ઋતુ અનુસાર ખેતી તેને નિયમિત કાર્ય તથા કાલગણના આપે છે; તેનું જીવન સ્વસ્થ અને દીર્ઘ બને છે અને પોતે મેળવેલું જ્ઞાન તથા અનુભવ વંશજોને આપવાની સ્થિતિએ માનવી પહોંચે છે. માનવજાતને શિકારીની જંગલી અવસ્થામાંથી કૃષિભૂમિકા ઉપર લાવવામાં સ્ત્રીનો ફાળો ઘણો મોટો છે. કૃષિની આદ્ય શોધક સ્ત્રી. પશુપાલન થઈ શકે છે એ સત્ય પ્રથમ જડ્યું સ્ત્રીને. માનવપ્રગતિની પ્રેરણા જ સ્ત્રી. નારી એ સંસ્કૃતિની આદ્ય-શક્તિ.

**અગ્નિનો ઉપયોગ**

વાંસ કે કાષ્ટઘર્ષણમાંથી કુદરતી અગ્નિ પ્રગટતો જોનાર માનવી અગ્નિને મિત્ર બનાવી લાવ્યો. અગ્નિની સંહારક શક્તિને પિછાનતો માનવી અગ્નિની

રક્ષક તથા પોષક શક્તિ ઓળખી શક્યો તે ક્ષણથી તેણે અગ્નિને શોધ્યો એમ કહીએ તો ચાલે. અગ્નિની શોધે માનવીને એક પાસ પાકશાસ્ત્રમાં પ્રવેશ કરાવ્યો અને માનવખોરાકને પૌષ્ટિક, સ્વાદિષ્ટ તથા દીર્ઘ રહી શકે એવો બનાવવામાં સહાયતા અર્પી. બીજી પાસ એ જ અગ્નિએ હુન્નરઉદ્યોગનાં દ્વાર માનવી સામે ખુલ્લાં કર્યાં. વળી અંધકાર ટાળવાનું અજવાળું માનવીને અગ્નિમાંથી જડ્યું અને આમ પહેલી વાર ભયપ્રદ રાક્ષસ અંધકાર પ્રકાશ વડે જીતાયો, મૂર્છિત કરી નાખતી ઠંડીમાં અગ્નિ વડે માનવીએ ઉષ્મા મેળવી. માનવીને આમ અગ્નિના એટએટલા આશીર્વાદ મળ્યા કે તેણે અગ્નિને પોતાનો દેવ માન્યો, અને અગ્નિને અનેક પ્રકારના પૂજનવિધિ અર્પણ થયા. આમ અગ્નિ માનવગૃહનું કેન્દ્ર બન્યો, એટલું જ નહીં, માનવી જ્યાં જ્યાં ફરતો ત્યાં ત્યાં અગ્નિને સાચવતો અગ્નિહોત્રી બની અગ્નિ બુઝાય નહીં તેની ધાર્મિક ચીવટાઈપૂર્વક કાળજી રાખતો થઈ ગયો.

**ઓજાર – હથિયાર**

હથિયાર તેને મળ્યાં જ હતાં. હથિયારનું સર્જક સ્વરૂપ તે ઓજાર. ઓજારનું હિંસક સ્વરૂપ તે હથિયાર. હથિયાર ઓજાર મળતાં માનવીની દેહશક્તિ અનેક ગુણ વધી ગઈ. ફ્રેન્કલીન નામનો વિચારક તો માણસની ‘ઓજાર વાપરતા પ્રાણી’ તરીકે જ વ્યાખ્યા બાંધે છે. છરા, સોય, ભાલા, ચીમટા વાપરતાં વાપરતાં માનવીનાં ઓજારો આજની અટપટી યાંત્રિક કોટિએ પહોંચી ગયાં છે. આમ કૃષિ, અગ્નિ તથા ઓજારોએ મળીને ગૃહ આપ્યું, ધર્મ આપ્યો, હુન્નરઉદ્યોગ આપ્યાં, અને કલાજીવનમાં પ્રવેશ કરાવ્યો, જ્યાં સંસ્કૃતિના પગથિયાર શરૂ થઈ ચૂક્યા હતા.

માનવીને સહુથી પ્રથમ કલા કયી જડી? મૂર્તિકાકલા? કે વણાટ?

એ નિર્ણય ન કરી શકાય એવી ચર્ચાને જતી કરી આપણે અન્ને કલાને વિચારીએ. સૂર્ય કે અગ્નિના તાપથી

**મૃત્તિકા અને વણાટ**

સૂકાઈને ઘટ્ટ થયેલી જમીને માનવીને માટી-કામ શીખવ્યું. શરૂઆતનાં બેડોળ માટલાં, તાવડા, કુલડીઓમાંથી કાચને પણ શરમાવે એવાં માટીનાં વાસણો, બરણીઓ અને રમકડાં તૈયાર થઈ શકયાં. ચીની વાસણ તથા ચૂનારનું માટીકામ પ્રાથમિક મૃત્તિકાકલાનો જ વિસ્તાર છે. પરંતુ માટીએ આપણને ચિત્ર, શિલ્પ તથા સ્થાપત્ય આપ્યાં એ પણ આપણે ન જ ભૂલીએ. માટીએ ઈંટો આપી, દીવાલો આપી જેમાંથી આજ પણ આપણને આશ્ચર્ય ઉપજાવે એવા કિલ્લાઓ અને મહાલયો રચી શકાયા છે.

વણાટ પણ માનવીની આદ્ય કલાઓમાંની એક કલા. કરોળિયાની જાળ, પક્ષીનો માળો, વેલીઓની કુદરતી ઘટ્ટ ગૂંથણી : આમાંથી માનવીને વણાટનો ખ્યાલ આવ્યો. ઝાડની છાલ, પાંદડાં, ઘાસ, વેલીઓનાં મજબૂત બંધન તથા વાંસ માનવી પાસે હતાં જ. એમાંથી સાદડીઓ, ટોપલીઓ, છત્ર તથા વસ્ત્ર ગૂંથતાંવણતાં કાશ્મીરી શાલ, પાટણનું પટોળું, બનારસી રેશમ અને સૂરતના ઝીકભરત સુધી માનવીની આવડત વધી ગઈ.

ચારે પાસથી આગળ વધતા માનવીને સંસ્કૃતિની કક્ષાએ પહોંચવા માટે જોઈતાં હતાં અવરજવરનાં સાધનો,

**જમીનમાર્ગ અને જલમાર્ગ**

આપલે કરવાનો વ્યવહાર અને આપલેમાં ઉપયોગી થઈ પડે એવું નાણાં સરખું વ્યવહાર-માધ્યમ. માનવી શરૂઆતમાં પોતે જ પોતાનો ભારવાહક હતો. પછી એણે પશુને ભારવાહક બનાવ્યું. એથી આગળ વધતાં પ્રાથમિક ગાડું રચી એણે પશુ પાસે ખેંચાવી જોયું. દોરડાં, જોતર, ઉચ્ચાલન, ગરગડી અને પૈડાં તેને ધીમે ધીમે મળી આવ્યાં અને

એમાંથી વાહનો તથા સ્થળમાર્ગો ઊભા થયા. પરંતુ સ્થળમાર્ગો પૂરતા ન જ થાય. માર્ગમાં વચ્ચે નદી કે દરિયો પણ આવે. વાંસલાકડાંના તરાપા અને ઝાડનાં થડમાંથી કોરેલાં હોડકાંએ માનવીને જલમાર્ગ પણ બતાવ્યો. સૂર્ય, ચન્દ્ર અને તારા માનવીને દિશાઓનું સૂચન કરવા લાગ્યા. આમ જમીનમાર્ગે કે જલમાર્ગે માનવીએ પોતાની અવરજવર શરૂ કરી દીધી અને સ્થલાન્તરની કલા સાધ્ય કરી.

**વ્યાપાર અને નાણું**

સ્થલાન્તર થતા બરોબર આર્થિક સંસ્કૃતિના પાયામાં વ્યવહાર-વ્યાપાર દાખલ થઈ ગયો. બહુ સંભવિત છે કે એક માનવસમૂહ ટોપલા વધારે બનાવી શકતો હોય અને બીજો માનવસમૂહ માટલાં વધારે બનાવી શકતો હોય. વાપરતાં વધે એવો માલ તૈયાર કરવામાંથી વ્યાપાર જન્મ પામે છે. પોતાના વધારાના ટોપલા બદલામાં આપીને બીજાનાં વધારાનાં માટલાં લઈ શકાય. વિચારકો માને છે કે વ્યાપારની પ્રથમ શરૂઆત ભેટથી થઈ. આજના અતિ વિકસિત યુગમાં પણ ભેટની પ્રથા વ્યાપારમાં ઓછો ભાગ ભજવતી નથી! અને ભેટ ઝડપથી લાંચ-રૂશ્વતનું સ્વરૂપ પણ ધારણ કરે છે. ભેટમાંથી અદલોબદલો ઊભો થાય છે અને અદલાબદલામાંથી કિંમતની ભૂમિકા આવીને ઊભી રહે છે. કિંમત એટલે જ અદલાબદલાનું માધ્યમ. આજ આપણને નવાઈ લાગે એવી કેટલી કેટલી વસ્તુઓ કિંમત તરીકે વપરાતી આવી છે: ખજૂર, મીઠું, ચામડાં, રૂવાં, ઘરેણાં, હથિયાર, ઓજાર, ઘોડો, ગાય તથા ઊંટ પણ કિંમતનાં એકમ બની રહેતાં. ઇન્ગ્રેજી ભાષાનો થાપણુ માટેનો શબ્દ capital–કેપીટલ લેટીન ભાષાના caput એટલે ઢોરના મસ્તક ઉપરથી ઊભો થયો છે. આપણો ' મૂડી ' શબ્દ પણ મસ્તકનો જ સૂચક છે. બદામો અને કોડીઓ નાણાં તરીકે વપરાતી જોનાર હજી ઘણા માનવીઓ ગુજરાતમાં હશે. ધાતુ જડતાં સિક્કા થયા અને સિક્કાને કિંમતના મધ્યસ્થી બનાવતાં સિક્કા ધન બની બેઠા. ધનમાં પાછો

વ્યવહાર ભળ્યો અને વ્યવહારે શાખ તથા વ્યાજનાં તત્ત્વો આપણી અર્થવ્યવસ્થામાં દાખલ કર્યાં. આમ જરૂરની તેમ જ શોખની ચીજો ઉત્પન્ન કરતાં કરતાં આર્થિક આયોજનનાં ચાર તત્ત્વો માનવીએ મેળવ્યાં: (૧) અવરજવરના માર્ગ, (૨) વ્યાપાર–લેવડદેવડ, (૩) નાણું, અને (૪) મિલકત.

આવડત અને અકસ્માતમાંથી માનવીએ મેળવેલી મિલકતનું આદ્ય સ્વરૂપ પ્રાથમિક અવસ્થામાં તો સાર્વજનિક હતું, પરંતુ ધીમે ધીમે મિલકત વ્યક્તિગત બનતી ગઈ અને એમાંથી વારસાઈનો ખ્યાલ ઉપસ્થિત થયો, એટલું જ નહિ, પણ મૂડી તથા મજૂરી–ભંડોળ તથા શ્રમ-સરખાં ઉત્પાદન તત્ત્વોનાં વિભાગીકરણ પણ શરૂ થઈ ગયાં.

**સત્તા**

સાથે સાથે આર્થિક તત્ત્વોને, આર્થિક સમાજવ્યવસ્થાને સંરક્ષણ આપતાં રાજકીય–સત્તા–તત્ત્વો પણ માનવ-સમાજમાં દાખલ થાય છે. રાજકીય ઘટના અને સત્તાતત્ત્વના મૂળમાં બીજું એક સામાજિક સંચલન પણ રહેલું છે. માનવી એ સામુદાયિક પ્રાણી ગણાય. કુદરતી પ્રેરણાથી નહીં તો ય સંજોગોએ તેને સામુદાયિક પ્રાણી બનાવ્યો છે. પ્રથમ તો ભયનો સામનો કરવા ભેગા થવાની જરૂર રહી. પ્રાથમિક માનવસમૂહોમાં સત્તાનો સ્પષ્ટ ખ્યાલ ન જ હોય. ભેગાં મળી માનવ-ટોળાં શિકારે નીકળે ત્યારે સ્વાભાવિક રીતે જ તેઓ કોઈ નેતા કે કોઈ નિયમન સ્વીકારી લે, અને એ નિયમન અનુસાર શિકારની વહેંચણી કરી પોતપોતાના કુબાઓમાં વેરાઈ જાય. સતત નિયમન કરતી કોઈ સત્તા એ ભૂમિકામાં ન હોય.

**રાજસત્તા**

પરંતુ આ સમૂહો એક કોમ–જાતિ બની એક જ મર્યાદિત ધરતી વિભાગમાં રહે, એક જ કોમચિહ્ન સ્વીકારી લે, અને એક જ તરેહના રીતરિવાજો માન્ય કરે

ત્યારે તેમના વ્યવહારનું નિયમન કરનાર બળ અગર સંસ્થા ઊભાં થાય છે, જેને આપણે સત્તા નામ આપી શકીએ. આવી નિયમનબદ્ધ જાતિઓને બીજી જાતિઓ સાથે યુદ્ધનો પ્રસંગ આવે ત્યારે નેતા, રાજા કે રાજસત્તાની તેમને જરૂર પડે છે. યુદ્ધ સમયનો આ નેતા કે રાજા યુદ્ધ મટતાં શાન્તિના સમયે ધર્મગુરુ બની રહે છે. ધર્મ-સત્તા અને રાજસત્તા કેટલીકવાર સમાન બની રહે છે અને કેટલીકવાર તે છુટ્ટી પણ પડી જાય છે. યુદ્ધ સમયે તલવાર અને શાન્તિ સમયે ધર્મ-શબ્દ કાયદો બની રહે છે. નવાઈ જેવું લાગ્યા છતાં એ સાચું છે કે માનવઉત્ક્રાન્તિમાં યુદ્ધે જેમ ઉચ્છેદનકાર્ય કર્યું છે તેમ જાતિસમન્વય તથા જાતિવિસ્તારનું કાર્ય કર્યું છે. આ ઢબે રાજસત્તાનું પ્રભાત માનવ-સંસ્કૃતિમાં ઊગે છે.

**કુટુંબ અને લગ્ન**

રાજકીય બળના સર્જનમાં કુટુંબભાવનાએ બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. જીવવા માટે ક્ષુધાતૃપ્તિ અને જીવન વધારવાવિસ્તારવા માટે પ્રેમ એ બે આખી જીવંત સૃષ્ટિના મહા નિયમો. આજ મળેલો ખોરાક બને તો આવતી કાલ માટે સંઘરી રાખવો, અને પ્રેમમાંથી પ્રગટેલું જીવન સાચવી રાખવું એ બે મહાન આવશ્યક પ્રવૃત્તિ. મા અને તેનું બાળક એ કુટુંબનું આદ્ય તત્ત્વ. પ્રાથમિક ભૂમિકામાં સ્ત્રીના પતિ –બાળકના પિતાનું બહુ મહત્ત્વ ન હતું. મોટે ભાગે પતિ પત્નીના કુટુંબમાં જઈ રહેતો અને એ કુટુંબનો એક કામગાર બની જતો. વંશ-વેલાની ગણતરી ત્યારે પિતાથી નહીં પણ માતાથી ગણાતી અને વારસો પણ માતૃત્વપક્ષે મળતો. પરંતુ આ પ્રાથમિક ભૂમિકાનું ત્રિયા રાજ્ય ધીમે ધીમે ઘસાતું ચાલ્યું. આમ તો સ્ત્રીએ જ કૃષિ અને ગૃહ તથા ગૃહ-ઉદ્યોગો શોધી કાઢી માનવજાતને પ્રગતિને પંથે મૂકી છે. છતાં માનવ-વિકાસમાં એક એવી ભૂમિકા આવી કે જેમાં સ્ત્રીને કુદરતે દીધેલી કેટલીક અશક્તિઓ – કહો કે વિશિષ્ટતાઓ – હથિયાર સજવાની સ્ત્રીની શક્તિને

પુરુષ કરતાં ઊતરતી અગર અસ્થિર બનાવતી હતી. વળી બાળઉછેરમાં વીતતો સ્ત્રીનો સમય પુરુષના યુદ્ધવ્યવસાયમાં નિરુપયોગી નીવડતો. અને યુદ્ધ, ખેતી તથા સાહસોમાં પૌરુષનેતૃત્વ વધતું જતું હતું, અને લડવૈયા તરીકે–જાતિના રક્ષણહાર તરીકે પુરુષનું મહત્ત્વ વધતું ચાલ્યું અને પુરુષોના હક્ક પણ વધતા ચાલ્યા. બળપૂર્વક મેળવેલી મિલકત પુરુષની ગણાવા લાગી એટલું જ નહિ, પણ સ્ત્રી સુદ્ધાંત પુરુષની મિલકત બની ગઈ. માતૃકેન્દ્રસ્થ રચનામાંથી પિતૃકેન્દ્રસ્થ સમાજરચના વિકસતી ગઈ, લગ્ન–સ્ત્રીપુરુષના સંબંધ–કાયદાનું સ્વરૂપ ધારણ કરી રહ્યા અને એક પતિવ્રત તથા અનેક પત્નીવ્રતની ભાવનાઓ પણ વિકસી. આ કુટુંબરચના આજની આપણી સંસ્કૃતિનું અને આપણા રાજકારણનું પણ આધારભૂત એકમ છે, અને કુટુંબના કેન્દ્રમાં લગ્નસંસ્થા રહેલી છે. લગ્ન એટલે સ્ત્રી તથા પુરુષના સંબંધનો તથા તેના પરિણામનો જાહેર કાયદેસર સ્વીકાર. સ્ત્રીપુરુષના સંબંધનો ઇતિહાસ જોઈએ તો તેમાં અનેક પ્રયોગો અને વ્યવહારનો અનુભવ લેવાયો છે. અનેક પતિત્વ, અનેક પત્નીત્વ, સામુદાયિક જાતીયવ્યવહાર, સ્ત્રીપુરુષના અલગ્ન સંબંધ તથા એવા એવા આજ વિચિત્ર લાગતા અનેક જાતીયસંબંધોમાં થઈને લગ્નની અંતિમ સંસ્થા આજની સંસ્કૃતિએ સ્વીકારી લીધી છે, જે માનવજાતને મન પૂરી સગવડવાળી સંસ્થા હજી બની શકી નથી. લગ્નવ્યવહારમાં પ્રેમનો અંશ છે, પરસ્પરની અનુકૂળતાનો અંશ છે અને પરસ્પરના હક્ક અધિકારના પણ અંશ રહેલા છે.

**નીતિભાવના**

એટલું ખરું કે સ્ત્રીપુરુષના જાતીય સંબંધનું પોષણ તથા નિયમન કરતી લગ્નસંસ્થા વ્યાપક સ્વીકાર પામેલી સંસ્કૃતિસંસ્થા છે, એની અનેક ક્ષતિઓ શોધવામાં આવે તો પણ જાતીય આકર્ષણ જેમ લગ્નની સંસ્થા ઊપજાવી લાવ્યું, તેમ તે લજ્જા, મર્યાદા, નૈતિક ભાવના, વાત્સલ્ય તથા પવિત્રતાના અતિ કુમળા માનવભાવોને પણ ઊપજાવી

લાવ્યું, જે ભાવોની નાજુકી ઉપર આપણી ઊર્મિઓ સ્વચ્છ થતી રહે છે અને આપણી માણસાઈ વધારે ચમકતી બને છે. એમાંથી નૈતિક ભાવના કેટલાક વ્યવહારુ નિયમો ઘડતી ચાલી. નીતિનિયમો પણ અનેક વાંકેચૂંકે માર્ગે વહી ચૂકેલા છે, અને સમાજની જરૂરિયાત અનુસાર એમાં ફેરફારો થાય છે પણ ખરા! છતાં નીતિનિયમન વગર સમાજ ચાલી શકતો નથી. રમતમાં પણ સ્વીકૃત કાયદો તો હોય જ. જીવનની રમત પણ કોઈ કાયદા વગર ન જ રમી શકાય. એટલે એક તરફ સામાજિક આચારવિચારની માન્ય ઘટના ઊભી થાય છે, જેનો જાહેર ભંગ એક પાસ સામાજિક બહિષ્કારને નોતરે છે અને બીજી પાસ રાજકીય સત્તાથી અંકિત થયેલા કાયદાની રચના ઉપજાવે છે જેનું પાલન સમાજમાં રહેનાર માટે આવશ્યક બને છે, અને જેનું ઉલ્લંઘન રાજકીય ઢબે થતી શિક્ષાને નોતરે છે. મિલકત અને લગ્નવ્યવહારની શુચિતા જાળવવામાં સત્તા સહાયરૂપ બને છે. સમાજે સ્વીકારેલો વ્યવહાર રાજકીય કાયદો બની રહે છે. સત્તા અંકુશ દ્વારા અને સમાજ ધર્મવ્યવહાર દ્વારા સમાજનાં સર્વ અંગો પાસે પોતાની માન્યતાઓ પળાવે છે. સામાજિક સ્વીકાર પામેલી નૈતિક ભાવના સહુનો ધર્મ બની રહે છે. નીતિને, મિલકતને તથા રાજસત્તાને માનવીની ધર્મભાવના કેમ આવરી લે છે તેનો અત્રે સહજ વિચાર જરૂરી બને છે.

**ધર્મ**

પાશ્ચાત્ય ચિંતકોના મત અનુસાર ભય, આશ્ચર્ય, સ્વપ્ન, જન્મ, મૃત્યુ જેવા ભાવ અને પ્રસંગોમાં તેમ જ આપણી આસપાસ વ્યાપેલી કુદરતનો પરિચય સાધવાના પ્રયત્નમાં ધર્મનાં મૂળ રહેલાં છે. જીવનમૃત્યુનાં રહસ્ય માનવીને કોઈ અગમ્ય સત્તાનો ખ્યાલ આપે એ સહજ છે. આઇનસ્ટીન સરખો આજનો શ્રેષ્ઠ વિજ્ઞાનવિદ્ પણ કુદરતનાં આશ્ચર્યોમાં વિસ્મય અનુભવે છે અને માનવમર્યાદાને નમ્રતાપૂર્વક સ્વીકારી લે છે. આશ્ચર્ય ઉપજાવતી ભૌતિક તથા માનસિક ઘટનાઓનો

માનવજીવનમાં પાર રહેતો નથી. એ આશ્ચર્ય ઘટનાઓના ઉકેલ-પ્રયત્નમાંથી અનેક દેવદેવીઓ ઊપસી આવે છે. એક વિચારક ધર્મ-પ્રેરક આશ્ચર્યોને છ તત્ત્વમાં વહેંચી દે છે: ( ૧ ) આકાશી તત્ત્વો, ( ૨ ) પાર્થિવ તત્ત્વો, ( ૩ ) જાતીય–sex-નાં તત્ત્વો, ( ૪ ) પશુપક્ષી-ની આસપાસ આશ્ચર્યવાતાવરણ ઉપજાવતાં તત્ત્વો, ( ૫ ) માનવ તત્ત્વો અને ( ૬ ) દિવ્ય તત્ત્વો. આ છએ પ્રકારનાં આશ્ચર્યતત્ત્વોમાંથી આપણે–સમગ્ર માનવજાતે–આપણા પ્રાથમિક દેવદાનવ ઉપજાવ્યા છે. સૂર્ય, ચંદ્ર, ગ્રહ તથા નક્ષત્રોની પૂજા આજ પણ અજાણી નથી. ધનિકો, સત્તાધીશો અને વૈજ્ઞાનિકો આજ પણ જેને તેને પોતાની જન્મ-કુંડળીઓ દેખાડતા ફરે છે. એ આપણા આકાશી દેવોનું દૃષ્ટાંત. પૃથ્વીને તો આપણે ધરતી માતા કહીએ જ છીએ. પૃથ્વીદીધા પીપળા અને વડની પૂજા હજી આપણામાંથી અસ્ત થઈ નથી. પૃથ્વીની ફળ-દ્રુપતામાં માનવીને જેમ કોઈ દિવ્ય શક્તિનો ભાસ થાય છે તેમ માનવ-સર્જનમાં પણ માનવીને આશ્ચર્ય ઉપજાવતો દિવ્ય શક્તિનો ભાસ થાય એમાં નવાઈ નથી. આપણે સમજીએ છીએ એવી શાસ્ત્રીય ઢબે પ્રાથમિક માનવી સર્જનક્રિયાને ઓળખતો ન હોય એ સંભવિત છે. આપણે પણ શાસ્ત્રીય ઢબે જનનક્રિયાને ઓળખીએ છીએ એમ ઘમંડ ધારણ કરવા છતાં ભાગ્યે વધારે જ્ઞાન પ્રદર્શિત કરતા હોઈએ છીએ. એટલે માનવી-ના સર્જનઅવયવો તથા સર્જનકાર્યમાં પ્રાથમિક ભૂમિકાના માનવીને દેવત્વ દેખાયું, અને તેણે સર્જનઅંગોની મૂર્તિપૂજા ઉપજાવી. સુધરેલો માનવી આજ તો સર્જનકાર્ય પ્રત્યે બીભત્સભાવ અનુભવી રહ્યો છે. એના કરતાં જંગલી માનવીની સર્જનપૂજા ઓછી આવકારદાયક ન કહેવાય. આમ જાતીય તત્ત્વને માનવીએ દેવ બનાવ્યું. પ્રાણીમાં તો માનવીએ દેવત્વ કલ્પી લીધેલું જ છે–બીકથી કે ઉપકારભાવથી. ઊંદરથી હાથી અને મગર સુધીનાં પ્રાણીઓની દેવમાં ગણના થઈ ચૂકી છે એનો વિચાર પણ આપણને આશ્ચર્યચકિત કરે એમ છે. પ્રાણી-

ઓની ભયંકરતા, તેમનો ઉપદ્રવ તથા તેમના ઉપકાર પ્રાથમિક માનવીની ભાવનાને પ્રાણીઓમાં પણ દેવ દેખાડવા લાગ્યાં. નાગની પૂજા તથા ગાયની પૂજા આપણને જરૂર અહીં યાદ આવશે. પ્રાણી અને માનવીના આકાર સંમિશ્રણરૂપ દેવો પણ માનવીએ બનાવ્યા છે. ભાવિ કલ્કિ અવતારની કલ્પનામાં અશ્વ આવશ્યક બની રહ્યો છે. વળી માનવજાતના પરાક્રમી પુરુષો અને મૃત પિતૃઓ પણ ઝડપથી દેવસ્વરૂપ ધારણ કરે છે. 'દેવ થયા' અગર 'દેવલોક પામ્યા' એ મૃત્યુવાચક વાક્યોમાં આપણી એ ભાવના સુઘટિત રીતે ગોઠવાઈ ગઈ છે. દેવ બની ગયેલા પૂર્વજો સાથે ધાર્મિક વ્યવહાર કરવા સરખી શ્રદ્ધા પણ ઉત્પન્ન થાય છે, અને આમ પિતૃપૂજા તથા વીરપૂજા ધર્મનો એક વિભાગ બની રહે છે. ભયપ્રેરક ભૂતપ્રેતની માન્યતા પણ ગત માનવીઓના ભયમાંથી ઊપજે છે. એમાંથી પસાર થતાં થતાં એક એવી ચિંતનભૂમિકા આવે છે કે જેમાં સર્વ તત્ત્વો અને સર્વ શક્તિઓના આધારરૂપ એક ઈશ્વરની ભાવના જાગે છે, એટલું જ નહીં પરંતુ ઈશ્વરના સર્વ-વ્યાપકત્વનો ભાવ પણ ઉદ્દ્ભવ પામે છે, જેમાંથી એકેશ્વરવાદ કે સર્વેશ્વર-વાદ–pantheismની કક્ષાએ માનવી પહોંચી જીવશિવની એકતા વિચારતો ધર્મ તથા તત્ત્વચિંતનનાં ઉચ્ચ શિખરો સર કરે છે.

ધર્મ સાથે વહેમ, જાદુ તથા તંત્ર પણ ઊભાં થયાં એ યાદ રાખવું ઘટે. પરંતુ એ જ જાદુ, વહેમ અને તંત્રમાંથી વૈદક, વિજ્ઞાન તથા ખગોળશાસ્ત્ર ઘડાયાં એ પણ ભૂલવું ન જોઈએ. માનવસમાજની સ્થિરતામાં ધર્મે બહુ સારો ઉમેરો કર્યો–જો કે આજ તો માનવીને સ્થાપિત ધર્મો સાંકડા પડે છે.

હવે સંસ્કૃતિના ઘડતરનો ચતુર્થ પાયો આપણે વિચારી લઈએ.

**ભાષા અને કલા**

શરૂઆતથી જ માનવીને શબ્દ તો જડયો હતો. કુદરતના ધ્વનિ અનુકરણમાંથી તેમ જ

આશ્ચર્યદર્શક ઉદ્ગારમાંથી આખી માનવભાષા ઉત્પન્ન થઈ. ભાષાએ માનવીના વિચારને સ્પષ્ટતા અર્પી અને એથી સામાજિક વ્યવસ્થા વધારે સુગ્રથિત બની. એક પેઢી અને બીજી પેઢી વચ્ચેના ઝડપથી ભૂંસાઈ જતા સંબંધો ભાષાને લીધે વધારે ઘન બનતા ચાલ્યા. જ્ઞાન, કલા અને ધર્મની આપલે વધારે વ્યાપક બની, સામાજિક સંગઠન વધ્યું અને ભાષાને લીધે માનવપ્રગતિમાં અવનવું બળ આવ્યું. માત્ર બોલાતી ભાષાને લિપિ મળી એટલે વળી ભાષામાં વીજળીનો વેગ આવ્યો. ભાષામાંથી ભાષાકલા, કાવ્યરચના, ઉચ્ચારણ કલા તથા વર્ણનશક્તિ વિકસતાં કવિઓ, મંત્રોચ્ચારકો, વ્યાખ્યાતાઓ અને લેખકો તથા ઉદ્ગાતા ઊભા થતા ચાલ્યા જેમણે આખી માનવ-પ્રવૃત્તિને કલામય રીતે સંગ્રહિત કરવાના પ્રયત્નો આદર્યા, અને આપણાં શાસ્ત્રો, મંત્રો, ધર્મકથાઓ, આચારનોંધ તથા આખું સાહિત્ય સર્જાયું. વાણીની કલાએ અન્ય કલાઓને પણ પોતાના સાથે જ ફાળ ભરાવી અને માનવજાતના સુશોભન સરખાં શિલ્પ, સ્થાપત્ય, ચિત્ર તથા સંગીતે જાગી માનવસંસ્કૃતિને અવનવો સૌન્દર્યઆકાર આપી દીધો. સૌન્દર્ય-ભાવના સ્ફુટ આકાર ધારણ કરી સંસ્કૃતિના ફૂલબગીચામાં આમ ગીત, નૃત્ય, નાટક, મૃત્તિકાકલા, ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય, સાહિત્ય તથા ફિલસુફી જેવી કલા તથા ચિંતનશ્રેણીઓ સર્જી માનવજીવનને સાર્થકતા અર્પે છે.

**સંસ્કૃતિતત્ત્વોનું પરસ્પર અવલંબન**

આમ અનેકવિધ વિકાસ સાધતો, એ વિકાસવિસ્તારને આકૃતિ-બદ્ધ ગોઠવતો માનવી પ્રાથમિક ભૂમિકામાંથી સંસ્કૃતિની ભૂમિકા ઉપર ચાલ્યો આવે છે. આ વિકાસ બહુ લાંબો ગાળો માગે છે. સંસ્કૃતિનાં બધાં જ તત્ત્વો એક સાથે જ સરખાં આગળ વધતાં નથી. એક માનવસિદ્ધિ બીજી માનવસિદ્ધિઓનાં દ્વાર ખોલતી જાય છે. ખોરાક શોધતો શિકારી ધીમે ધીમે એક શાણો ખેડૂત બની જાય છે, અને ખેતીમાંથી વ્યાપારધંધામાં ઊતરી પડી

આજની અત્યંત સંકુલ આર્થિક રચના તે ઊભી કરે છે. કુટુંબ-કબીલો, જ્ઞાતિ, જાતમાંથી મહાપ્રજાઓ જાગે છે અને સુદૃઢ વ્યવસ્થા માગતી એ પ્રજારચનામાં સત્તા, કાયદો, ન્યાય, હક્ક, ફરજ અને એ સર્વને ગતિમાન કરનાર રાજસત્તા તથા રાજતંત્રો ઊભાં થાય છે. ભય અને આશ્ચર્યમાંથી આખી જીવનવ્યવસ્થા સમજાવવા મથતો ધર્મ ઊભો થાય છે અને માનવી માનવી વચ્ચેના વ્યવહારની સમજણમાંથી નીતિ, સભ્યતા, ટેક જેવી માણસાઈ વધારતી નૈતિક ભાવનાઓ જાગ્રત થાય છે. વાણીમાંથી ભાષા અને ભાષામાંથી સાહિત્ય સર્જાય છે અને આપણા ઉપયોગની વસ્તુઓને શણગારતી કલા આપણા જીવનનો કબજો લે છે. આમ ચારે પાસથી વિકાસ પામતી માનવતાના સમૂહો કોઈ અજબ એકતા ધારણ કરી એક એવી વિશિષ્ટ છાપ પાડે છે કે જેમાં સંસ્કૃતિને ઘડનારાં ઉપર કહ્યાં તત્ત્વોની કોતરણી સ્પષ્ટ ઉકલી આવે છે. માનવીનો આ સંસ્કૃતિપ્રવાસ એક અદ્ભુત રોમાંચક ઘટના છે. એ પ્રવાસ એટલે ?

**પ્રગતિપ્રવાસ**

દશ લાખ વર્ષ ઉપરની મળી આવેલી માનવખોપરી આદ્ય માનવની છે એમ માની લેઈએ તો માનવીનો આખો સંસ્કૃતિપ્રવાસ દશ લાખ વર્ષનો ગણાય. ચાર હિમયુગોમાંથી પસાર થતાં જીવને શું શું નહિ અનુભવ્યું હોય ? કેટલા હિમયુગોએ માનવીને ઘેર્યો હતો ? કદાચ હિમપ્રલયમાંથી બચવું એ જ માનવીનું મહાભારત કાર્ય, સંસ્કૃતિનું પ્રથમ પગથિયું હોય તો ગુફાઓમાં સંતાઈને, ખાડાઓમાં ઢબુરાઈને માનવી જીવ્યો ખરો. ત્રીસેક હજાર વર્ષ ઉપર હિમપ્રલય ઓસર્યો અને માનવીએ ગુફાઓ છોડી તળાવો અને નદીઓ ઉપર વસવાટ કરવા માંડ્યો. પશુપક્ષી અને જળચર પ્રાણીઓ હજી તેનાં ભયંકર દુશ્મન બની રહ્યાં હતાં. પથ્થરનાં ઓજાર વાપરતાં એને આવડ્યું એ દિવસે એણે સંસ્કૃતિ તરફ બીજું ડગલું ભર્યું. એ

પથ્થરનાં ઓજારઆવડતનો યુગ તે અશ્મયુગ. એના પાછા બે વિભાગઃ જૂનો અશ્મયુગ અને નૂતન અશ્મયુગ. ઘડ્યા વગરનાં પથ્થરિયા હથિયારવપરાશનો કાળ તે પ્રાચીન અશ્મયુગ અને ઘડેલા હથિયારની વપરાશનો કાળ તે નૂતન અશ્મયુગ. એ યુગથી માનવી જાણે જીવંત હોય એમ લાગે છે. એમાંથી આગળ વધતો વધતો માનવી અનેકવિધ પ્રાથમિક પ્રયોગો કરતો કરતો અંતે એવી ભૂમિકા ઉપર આવે છે કે જે ભૂમિકાને વિચારકો સંસ્કૃતિનાં તત્ત્વોવાળી ભૂમિકા કહી શકે.

માનવીને જ્ઞાત – જાણીતી સંસ્કૃતિ પ્રાપ્ત કર્યે પણ પાંચસાત હજાર કરતાં વધારે વર્ષો થયાં નથી, એવો સામાન્ય મત છે. સંસ્કૃતિનાં તત્ત્વો પ્રાપ્ત કર્યા પછી માનવી ઐતિહાસિક નોંધ પામે છે. ઇતિહાસની ઉષા ટાણે આવી માનવસંસ્કૃતિ સુમેરીયામાં દેખાઈ અને ઇજિપ્તમાં દેખાઈ, બાબીલન તથા ઇરાનમાં પણ તેના સાચા રણકાર સંભળાયા અને ચીન તથા ભારતની સંસ્કૃતિએ પણ પોતાની આંખ ઉઘાડી જગત ઉપર જોયું. એ સંસ્કૃતિઓમાં પહેલી કયી અને છેલ્લી કયી એ નિર્ણયમાં ભારે મતભેદ તથા ખેંચાખેંચી ચાલ્યા કરે છે. નવી નવી શોધખોળ માનવીની તેમ જ સંસ્કૃતિની પ્રાચીનતાને વધારે અને વધારે વર્ષો આપ્યે જાય છે. એટલે એ ચર્ચા આગળ ન કરતાં એટલું જ કહેવું બસ થશે કે ભારતીય સંસ્કૃતિ પણ પ્રાચીન સંસ્કૃતિઓમાંની એક છે.

**ભારતીય સંસ્કૃતિનું જીવંતપણું**

બીજી સંસ્કૃતિઓ સાથેની સરખામણીમાં પ્રાચીનતા ઉપરાંત બીજું એક તત્ત્વ છે જે ભારતીય સંસ્કૃતિને વિશિષ્ટતા અર્પી રહ્યું છે. એ છે એનું જીવંતપણું. એશિયાયુરોપની અન્ય પ્રાચીન સંસ્કૃતિઓ લુપ્ત થઈ ગઈ અને તેમને સ્થાને તદ્દન જુદી બીજી વર્તમાન સંસ્કૃતિઓ આવી. માત્ર ચીન સાથે ભારતની જ એક સંસ્કૃતિ એવી છે કે જે આજ સુધી સળંગ જીવંત

રહી છે અને હજી લાંબું જીવન ગાળવાની શક્તિ દર્શાવે છે. The art of India and Pakistanમાંનું એક કથન અત્રે ઉતારવા સરખું છેઃ Of all the ancient empires only India and China survive. ભારતભૂમિના પટ ઉપર સંસ્કૃતિએ કયા કયા સ્વાંગ ધારણ કર્યા એ આપણે હવે ક્રમ વાર જોઈ શકીશું. ભારત ભૂમિના સાંસ્કૃતિક અરુણથી માંડી આજના સ્વરાજ્ય સુધી કેવી વિસ્મયકારક ઘટનાઓ આપણી સંસ્કૃતિને ઘડતી આવી છે એનું વિહંગાવલોકન કરીએ, ગૌરવના અને ગ્લાનિના જે પાઠ મળી આવે તે વાંચી જઈએ અને સ્વરાજ્ય સિદ્ધ કરી ચૂકેલા વર્તમાન ભારતના ભાવિ તરફ આશાની મીટ માંડીએ.

**અસ્પષ્ટ ભૂતકાળ**

આપણો પૂર્વ ઇતિહાસ બહુ અસ્પષ્ટ છે, ધુમ્મસ ભરેલો છે. એમાં પ્રકાશ પાડતી વસ્તુઓ અને પ્રસંગટુકડાઓ જે મળી આવ્યા છે તેમને સાંધી એક સળંગ ચિત્ર ઊભું કરવા આપણે મથન કરીએ. એ ચિત્રની કેટલી યે રેખાઓ ભાવિ સંશોધન અંગે ભૂલભરેલી પણ નીવડે. સિંધુતટ સંસ્કૃતિના અવશેષો અને તેથી પણ પહેલાંના અશ્મયુગીય અવશેષો, વેદ, મહાભારત, રામાયણ, પુરાણો કેટલોક પ્રકાશ આપી શકે એમ છે. સૂત્રો અને સ્મૃતિઓ તેમ જ બૌદ્ધજૈન માર્ગીય ગ્રંથોમાંથી પણ કેટલોક પ્રકાશ આપણને મળી શકે એમ છે. હર્ષચરિત, વિક્રમાંકચરિત, નવસાહસાંકચરિત, રામચરિત, ભોજપ્રબંધ, રાજતરંગિણી, ગૌડવાહો, પૃથ્વીરાજચરિત જેવા ગ્રંથો-માંથી કેટલોક ઇતિહાસ આપણે ઊભો કરી શકીએ છીએ. પૂર્વપશ્ચિમના સુવિખ્યાત મુસાફરોનાં વર્ણન આપણને સંસ્કૃતિસંકલનમાં ઉપયોગી થઈ પડે એમ છે. ઇરાની ડેરીયસ-દારાના શિલાલેખમાં ભારત ઉલ્લેખ પામે છે. હીરોડોટસ તથા પ્લીની જેવા ઇતિહાસલેખકો તેમ જ પેરીપ્લસ ઑફ ધી એરીથ્રોયનસી જેવા ગપાષ્ટકની છાંટવાળા પરદેશી

ગ્રંથોમાંથી પણ પ્રકાશ ઝાંખોમોટો થઈ શકે એમ છે. ચન્દ્રગુપ્ત મૌર્યના દરબારનો ગ્રીક એલચી મેગસ્થીનીસ એના સમયના ભારતનું ચિત્ર આપણી સામે મૂકી ગયો છે. ફાહિયાન, હ્યુએનસંગ તથા ઈર્તાસંગ જેવા ચીની મુસાફરોએ પણ તેમનાં વર્ણનોમાં ભારતને જીવંત બનાવ્યું છે. અલબરૂની સરખા સંસ્કૃતજ્ઞ આરબે પણ ઇસ્લામ યુગના પ્રભાતકાલની ભારતીય સંસ્કૃતિનો વિગતવાર અહેવાલ આપ્યો છે. ભારતમાંથી મળી આવેલા અનેક સિક્કાઓ, શિલાલેખો, પ્રશસ્તિઓ, તામ્ર અને અને તાડપત્રો તથા કલાના ખંડિત અવશેષોએ પણ ક્યાંક અજવાળું પાડ્યું છે. એ સઘળા પ્રકાશની સહાય લઈ ભારતીય સંસ્કૃતિનું એક છાયાચિત્ર ઉભું થઈ શકયું છે જેને આપણે નિહાળી લઈએ.

**પાંચ હજાર વર્ષનું ભારતીય છાયાચિત્ર**

એ છાયાચિત્ર પાંચ હજાર વર્ષના સમયપટ ઉપર ચીતરાઈ રહ્યું છે. એ પાંચે હજાર વર્ષને સરખી રીતે, સળંગ રીતે જોઈ શકાય એવી સ્થિતિ હજી ઊભી થઈ નથી. છતાં એ પાંચે હજાર વર્ષનાં અજવાળાં અંધારાંમાં આપણે આપણી નજર ફેરવી પડશે. કારણ આપણા પોતાના દેહમાં અને માનસમાં ભારતીય સંસ્કૃતિનાં પાંચે હજાર વર્ષનો સંભાર ભર્યો છે. ભારતીય સંસ્કૃતિને ઓળખવા આપણે આપણી પ્રાચીનતાનો આખો પ્રવાસ કરવો પડશે. વર્તમાનને ઘડે છે પ્રાચીનકાળ – મુખ્યત્વે. એ પ્રવાસનાં અનેક સીમાચિહ્નો. એ પ્રવાસમાં આપણે કોઈ રાજ્યચિહ્નને વળગવું પડે અને કોઈ ધર્મચિહ્નને પણ વળગવું પડે. કદી કોઈ કલાદીપ આપણા માર્ગને અજવાળે અથવા કોઈ મહાવિચાર ઉડ્ડયન આપણને માર્ગસૂચન કરે. કોઈ ખંડેરમાં આપણે પ્રવેશ કરવો પડે કે કોઈ ભંગારમાંથી મળી આવેલા સિક્કા કે મૂર્તિનો આધાર લેવો પડે. માનવસંસ્કૃતિના એક મહત્ત્વના વિભાગ તરીકે ભારતીય સંસ્કૃતિ ઇતિહાસની સાલવારીમાં પણ ગોઠવાય અને કદી કદી ઇતિહાસપૂર્વ યુગના અંધકારમાં પણ તે આપણને ઘસડી

જાય. તેમાં ય એક વિશિષ્ટ મુશ્કેલી તો ખરી જ. શોધકો અને વિદ્વાનોનો એકમત ઉપર ન આવવાનો શોખ!

ઇતિહાસપૂર્વ યુગને ઇતિહાસની સીમામાં લાવવાના પ્રયત્નમાં આપણે પ્રાગ્ઐતિહાસિક ભારતને પ્રથમ જોવું પડશે. માનવસંસ્કૃતિના અંશો માનવી પૂરા ખીલવી શક્યો ન હતો ત્યારનો એ પ્રાચીન યુગ. એ યુગ પણ ઓછો મહત્ત્વનો ન કહેવાય. પ્રાથમિક માનવીને આપણે સંસ્કૃત–સંસ્કારી ભલે ન કહીએ, પરંતુ સંસ્કૃતિ ઉપજાવવામાં આપણા એ જંગલી પૂર્વજનો ફાળો ઓછો ન ગણાય. સંસ્કૃતિનાં મહાપ્રયાણ એ અસંસ્કૃત યુગમાં જ માનવીએ શરૂ કર્યાં. માનવીના સંસ્કૃત યુગ કરતાં અસંસ્કૃત યુગ વધારે વિશાળ છે.



# ૩

## પ્રાગ્ઐતિહાસિક ભારત

પ્રાગ્ઐતિહાસિક યુગ એટલે? પૃથ્વીનાં સ્તર ઉપરથી યુગ માપતાં ત્રણ યુગની ગણના કરવામાં આવે છે: (૧) પ્રાથમિક–Primary, (૨) દ્વિતિય–Secondary અને (૩) તૃતીય–Tertiary. પ્રાથમિક ભૂસ્તર યુગમાં ભારતભૂમિનું નામનિશાન ન હતું. બીજા અને ત્રીજા યુગમાં ભારતભૂમિનો ઘાટ ધીમે ધીમે રચાતો ચાલ્યો. એ કેવી રીતે રચાયો, એના ઉપર જીવ અને માનવી કેમ ઉત્પન્ન થયાં અને ક્યારે? એની આછી સમજ પ્રાગ્ઐતિહાસિક યુગમાં ઝાંખો પ્રકાશ પાડે છે.

**ઇતિહાસનું આદ્ય પ્રકરણ**

ભારતનો પણ પ્રાગ્ઐતિહાસિક યુગ છે. એ યુગના અવશેષો મળી આવ્યા છે એ શું શું કહી જાય છે એ આપણે સહજ જોઈ જવું રહ્યું, કારણ હવે પ્રાગ્ઇતિહાસ એ ઇતિહાસનું આદ્ય પ્રકરણ બની રહે છે. આખી ભારતીય સંસ્કૃતિનો વિચાર કરવામાં આપણે ભારતની ભૂગોળ, ભારતનો પ્રાગ્ઇતિહાસ તથા સાલ, સંવત કે યુગનો આછોપાતળો આધાર આપે એવો ઇતિહાસ પણ જોઈ જવો પડશે. એ ઇતિહાસમાં પ્રજાજીવન પણ સમજવું પડે અને રાજકીય ક્રાન્તિઓનો પરિચય પણ સાધવો પડે; જીવનના આદર્શો ઉકેલવા પડે અને તેમાં થતા ફેરફાર પણ નોંધવા પડે. કલાનો વિકાસ શોધવો પડે અને સાહિત્યનાં ઉદ્ભયનો પણ નિરખવાં પડે. પ્રજાજીવનનાં વિધવિધ પાસાં મળીને આખું સંસ્કૃતિસ્વરૂપ ઘડાય

છે, અને સંસ્કૃતિના આકારમાં યુગયુગની છાપ પણ ઊપસી આવે છે. ભારતીય સંસ્કૃતિ સમજવા માટે જ્ઞાત ભૂતકાળથી વર્તમાનકાળ સુધીનો પ્રવાસ ખેડવો પડે અને એમાં એટએટલી સદીઓ વીતી ગઈ છે કે એમને ઊકેલતાં અને તેમને પરસ્પર સાંકળી લેતાં વિવિધ મુશ્કેલીઓ આવીને ઊભી રહે છે. સળંગ ઇતિહાસરચનાનાં સાધનોનો અભાવ મોટામાં મોટી મુશ્કેલી ઊભી કરે છે. એ અને એવી મુશ્કેલીઓ વીતાવતા આપણે આગળ વધીશું. ભારતીય સંસ્કૃતિને ઓળખવા ઓળખાવવાના પ્રયત્નોમાંથી નવીનવી ખાંચખૂંચ આવે પણ ખરી અને ઉકલે પણ ખરી. મુશ્કેલીઓ છતાં અભ્યાસ આગળ વધતો જાય છે, ભારતીય પ્રજાના કેટલાક અંધારા ખૂણામાં અજવાળાં પ્રગટે છે અને ભારતીય સંસ્કૃતિનું ઓળખાઈ આવે એવું સજીવ ચિત્ર ઊપજી આવે છે, જેના પાયામાં રહેલો પ્રાચીન ભૂગોળમર્યાદિત પ્રાગૈતિહાસ પણ આપણને કાંઈ કાંઈ પ્રાચીન યુગદર્શન કરાવી જાય છે.

**પ્રાચીન ભૂ-રચના**

ભારતીય ભૂગોળ એટલે જેને આપણે ભારતને નામે ઓળખીએ છીએ એ ભૂમિવિસ્તાર નીચે આવેલું પૃથ્વી-પડ. પરંતુ પૃથ્વીનાં પડ પણ કેટકેટલાં છે? પૃથ્વીપડ શોધતા ભૂસ્તરશાસ્ત્રીઓ આપણને ચકિત કરે એવી અનેક વિગતો આપી રહ્યા છે, જેમાંની એક પ્રસ્તુત વિગત આપણે સાંભળી લઈએ. સદીઓ અને યુગોની પાછળ આપણે ચાલ્યા જઈએ તો આજનો ભારતીય આકાર આપણને જુદો જ દેખાય છે. લાખો વર્ષ પહેલાં ભારતનો દક્ષિણ ભાગ અને આફ્રિકા ખંડ જોડાયલા એક જ ભૂમિવિભાગ હતા, જેનો પૂરાવો આફ્રિકા તથા કાઠિયાવાડના સિંહો આપી રહ્યા છે એમ કહેવાય છે. એ બે પ્રદેશો સિવાય સિંહ બીજે થતા નથી; એટલું જ નહિ; દક્ષિણભારતનો પ્રદેશ આફ્રિકા ઉપરાંત આજના ઓસ્ટ્રેલિયા તથા અમેરિકા સાથે જોડાઈ પૃથ્વીનો એક મહાન ભૂમિવિસ્તાર બની રહેતો હતો જેને

આજના અભ્યાસીઓ 'ગોંડવાના' નામે ઓળખે છે. એ જ પ્રમાણે ઉત્તરભારતનો કેટલોક વિભાગ પણ એશિયાખંડ સાથે ચોંટેલો હતો, જેને 'અંકારા'નું નામ અભ્યાસીઓ આપે છે. ઉત્તર અને દક્ષિણ-ભારતીય વિભાગોની વચ્ચે 'ટેથીસ' નામનો એક મહાસાગર લહેરાઈ રહ્યો હતો. પૃથ્વીના પડ ઉપર અનેક ફેરફારો થયે જ જાય છે, અને એ ફેરફારો પૃથ્વીના પડમાં પોતાની કથની લખતા પણ જાય છે. પૃથ્વી ઉપર એક ભયંકર ભૂમિવિપ્લવ જાગ્યો, અને એમાં ટેથીસ સમુદ્ર ભારત વચ્ચેથી ઓસરી ગયો, અને હિંદ આફ્રિકાને વિખૂટાં પાડતો મહાજળ બની ગયો. ઑસ્ટ્રેલિયા-અમેરિકા સાથે જોડાયલી ભૂમિનો મોટો ભાગ જળ તળે ડૂબી ગયો જેમાંથી હિંદી મહાસાગરના ટાપુઓ જેટલી જમીન બચી ગઈ અને ઉત્તરદક્ષિણ ભારતભૂમિ એક બની ગઈ. ટેથીસનાં પાણી બન્ને પાસ વેરાઈ ગયાં અને એમાંથી એક એવો પ્રચંડ ભૂમિપ્રદેશ ઊંચકાઈ આવ્યો કે જેણે હિમાલયને નામે પૃથ્વીના ઊંચામાં ઊંચા પર્વતનું સ્થાન મેળવ્યું. કચ્છનું તથા રાજસ્થાનનું રણ એ ટેથીસ સમુદ્રના અવશેષ મનાય છે. શંખ, છીપ અને એવાં જ કેટલાંય દરિયાઈ દ્રવ્યો હિમાલયમાંથી મળી આવ્યાં છે એમ શોધકો કહે છે. એ ભૂમિવિપ્લવ પછી ભારતે લગભગ આજનો આકાર ધારણ કર્યો. આમ ઉત્તર તથા દક્ષિણ – અંકારા તથા ગોંડવાના – એ બન્ને ભૂમિવિસ્તારના સંયોગીકરણમાંથી આપણું ભારત—આજનું ભારત ભૌતિક દેહે સર્જાયું.

**આકૃતિ-ફેરફાર**

એ સંયુક્ત ભારતમાં પણ ભૂમિફેરફારો થતા ચાલ્યા છે. નદીઓ પ્રવાહો બદલે છે અને કદી અલોપ પણ થઈ જાય છે. વેદમાં ગવાયલી સરસ્વતી આજ લુપ્ત થઈ ગઈ છે. કેટલાક અભ્યાસીઓ એ લુપ્ત-સરસ્વતીને કોઈ પ્રાચીન કાળમાં ખંભાતના અખાતમાં રેલાતી માને છે –આજની સાભ્રમતી કદાચ એ લુપ્તસરસ્વતીનો ટુકડો હોય! સિંધુ

નદી તો પોતાના પટપ્રવાહ બદલવા માટે જાણીતી છે. એના પડ નીચે સંતાડેલી પ્રાચીન સંસ્કૃતિના અવશેષ પણ એણે ખુલ્લા કર્યા છે.

કાઠિયાવાડ—સૌરાષ્ટ્ર—સદીઓ પૂર્વે ગુજરાતનો દ્વીપકલ્પ નહીં પરંતુ દ્વીપ હતો એવી પણ માન્યતા અભ્યાસીઓમાં છે. કચ્છના રણથી ખંભાતના અખાત સુધી લંબાયલો નળકાંઠાનો નીચો વિભાગ સૌરાષ્ટ્રના દ્વીપસ્વરૂપને શક્ય બનાવે છે.

વિન્ધ્ય પર્વત એટલો જૂનો છે કે તેની આગળ હિમાલય વયમાં એક બાળક લાગે. દક્ષિણની સહ્યાદ્રિ પર્વતમાળાએ અતિ પ્રાચીન પથ્થરોને પોતાનું નામ આપી Deccan Trap–દક્ષિણશિલા–જેવી ભૂસ્તરશાસ્ત્રને ઉપયોગી માર્ગશિલા આપી છે. આસામના ભૂકંપ હજી ભારતભૂમિને નવનવા આકાર આપતા જાય છે.

તેમાં યે માનવીએ આપેલી ભારતની ભૂગોળ તો વળી ઘડી ઘડી ભારતના આકારને બદલે છે. અફઘાનિસ્તાન અને બલૂચિસ્તાન એક કાળે ભારતીય પ્રદેશો હતા. આજ એ બન્ને પ્રદેશો ભારતમાં નથી, એટલું જ નહિ, પરંતુ જ્યાં ઋગ્વેદની ઋચાઓ ગવાતી એ સિંધુતટનો પંજાબ પણ આજ ભારતમાં નથી. પૂર્વબંગાળ અને પશ્ચિમપંજાબ ચારપાંચ વર્ષથી મુસ્લિમોએ પાકીસ્તાન નામ આપી ભારતની રાજકીય સત્તા-માંથી અલગ પાડી દીધા છે. છતાં આપણે ઓળખીએ એવી ભારત-ભૂમિની ઉત્તરે ભારતીય જીવન ઉપર ભવ્ય છાયા પાડી રહેલો હિમાલય પર્વત ભારતને એક સીમાચિહ્ન આપી રહ્યો છે. એની મહા દીવાલ નીચે આખો ઉત્તર ભારત આવી જાય છે. હિમાલયની છાયા ખસતાં વિન્ધ્યાચલ પાછળ શરૂ થતા દક્ષિણ ભારતની ત્રણે બાજુએ હિંદી મહાસાગર તથા તેના જ વિભાગ સરખા અરબી તથા બંગાળી સાગરો ભારતને પૂર્વ, પશ્ચિમ તથા દક્ષિણની જલસીમાઓ અર્પી રહ્યા છે. ઉત્તર તથા દક્ષિણ

ભારતની નોખી વિશિષ્ટતાઓ ખરી. છતાં આખોય ભારત પ્રદેશ મહાકાય એશિયાખંડનો લાવણ્યભર્યો દક્ષિણ વિભાગ બની રહે છે.

**ચેતનની જાગૃતિ**

એ ભારતભૂમિ ઉપર પ્રથમ જીવ ક્યારે પ્રગટ થયો? પ્રથમ માનવી ક્યારે પ્રગટ થયો? આપણે પ્રથમ જોઈ ગયા તે પ્રમાણે પૃથ્વી ઉપર ચેતન ક્યારે જાગ્યું એની ગણતરી કરવી મુશ્કેલ છે. લાખે લેખાં ન થાય એટલાં વર્ષોની પ્રાથમિક જીવની ઉત્પત્તિ. શોધખોળ થતી જાય છે તેમ તેમ વર્ષોના વિસ્તાર વધતા જાય છે. પ્રથમ જીવોત્પત્તિ જલમાં; પછી અર્ધજલ અને અર્ધપૃથ્વીમાં, અને અંતે સૂકી ભૂમિ ઉપર ચૈતન્યે જીવવા માટે અગર જીવન લંબાવવા માટે વિવિધ આકારો લેવા માંડ્યા. પ્રકૃતિને અનુકૂળ થવામાં જંતુ, પશુ તથા પક્ષીઓની કેટલી યે જાતો નષ્ટ થઈ ગઈ અને વિસરાઈ પણ ગઈ. બરફના કે માટીના પડમાં સચવાઈ રહેલાં જાનવરોનાં હાડકાં કે અન્ય અવશેષ હાથ લાગે છે તેમ તેમ આપણને ખબર પડતી જાય છે કે વ્હેલ માછલીને પણ શરમાવે, હાથીને પણ લઘુતાનું ભાન કરાવે એવાં પશુપક્ષી આ પૃથ્વી ઉપર એક વાર રાજ્ય કરી રહ્યાં હતાં. અંદર અંદરના વિગ્રહમાં અગર કુદરતના વિપ્લવો સામે અસહાય બનીને એ મહાકાય જીવો અદૃશ્ય થઈ ગયા, અને પરિસ્થિતિને અનુકૂળ બીજાનસર દેહ વિકસાવતાં પ્રાણીઓનો યુગ આવ્યો. આ પશુપક્ષીની ચેતનાને એક જ ભાન હતું: કુદરતને અનુકૂળ થઈ જીવવું. પ્રેરણાપ્રેરિત એ ચૈતન્ય મનાય છે; બુદ્ધિપ્રેરિત નહિ.

**માનવી વાનર નહીં–વાનરની નજીક**

હવે બાહ્ય સૃષ્ટિને અનુકૂળ આકાર ધારણ કરી સચવાયલી જુદી જુદી પશુજાતોમાંથી વિકાસ પામી જીવને માનવ-આકાર કેમ અને ક્યારે ધારણ કર્યો એ વિષય અભ્યાસ, અનુમાન અને કલ્પનામિશ્રિત સુંદર ચિત્રાવલિ ઊભી કરે છે. માનવજાતની પૂર્વજ

પરંપરાને શોધતા અભ્યાસીઓ એક એવા અટકસ્થાને આવે છે કે જ્યાં નર અને વાનરની કોઈ ઝાંખી સામ્યતા સ્ફુટ થાય છે. માનવી વાનરમાંથી ઉપજેલી પ્રજા છે? નર અને વાનર બન્નેના પૂર્વજ સરખી કોઈ પ્રાણી-રચનામાંથી ઉપજેલી પ્રજા માનવી છે? કે કોઈ સ્વતંત્ર, સહુથી આડી ઉતરેલી જાતનો માનવી એક વિકાસ છે? મનોરંજક સંભાવનાઓ ઉત્પન્ન થઈ છે, પરંતુ અંતિમ નિરાકરણ હજી આવ્યું નથી. એટલું ચોક્કસ કે જીવનસૃષ્ટિમાં માત્ર પ્રેરણાને આધારે જીવતા પ્રાણી તરીકે નહીં પરંતુ પ્રકૃતિને પોતાની અનુકૂળતા પ્રમાણે ઘડવાની બુદ્ધિ અને શક્તિ દર્શાવતા પ્રાણી તરીકે માનવીએ પોતાનું ઉચ્ચ સ્થાન લઈ લીધું છે. એ ઉચ્ચ સ્થાને વિરાજતા માનવીએ એટલું વિચારવું ઘટે કે તેના જન્મ પહેલાંના જીવનની એક અતિ લાંબી વિકાસસંકલના જોઈ શકાય છે, અને ગોરીલા તથા શીમ્પાન્ઝી સરખી પુચ્છવિહીન, બે પગે ચાલવા મથતી વાનરજાત પશુસૃષ્ટિમાં માનવીને વાનરોની નજીકનું સ્થાન આપે એમ છે. માનવી એક રીતે પશુ તો ખરો જ.

**માનવજન્મતિથિ**

માનવજાતની જન્મતિથિ ક્યારે ઊજવવી? ચીનમાંથી જડેલા 'પેકીંગ માનવ' તરીકે ઓળખાતા અવશેષ દસ લાખ વર્ષના. પછી યુગના યુગ વહી જાય છે અને પોણાપાંચ લાખ વર્ષના અંદાજવાળો 'જાવા માનવી'–Pithecanthropus–Erectus–નામ પામેલો માનવછાપ અવશેષ આપણને મળી આવે છે. ત્રણ લાખ વર્ષ ઉપરના માનવ અવશેષ વળી જર્મનીમાંથી જડી આવ્યા છે, અને સવાલાખ વર્ષ ઉપરનો એક માનવઅવશેષ ઇંગ્લૅંડને ભાગે જાય છે. આવા બીજા પણ અવશેષો છે ખરા. આ માનવજાતના અવશેષો માનવવંશાવળીને દસ લાખ વર્ષ સુધી ખેંચી જાય છે એટલું જ નહીં પણ માનવજાતના પ્રાચીન પૃથ્વીવિસ્તારનો પણ ખ્યાલ આપે છે. પરંતુ આવી પ્રાચીન

માનવખોપરી કે માનવહાડ મેળવવાનું માન હજી ભારતભૂમિને મળ્યું નથી એ જાણી આપણી પ્રાચીનપ્રિયતા જરા અસંતુષ્ટ રહે ખરી!

**વિકાસના અવશેષો**

પરંતુ પ્રત્યક્ષ માનવઅવશેષ સિવાયની પ્રાચીન માનવવિકાસની બધી જ પ્રક્રિયા ભારતમાં મળી આવે છે એનો આપણે સંતોષ લઈએ. આપણે માનવ-વિકાસની પ્રક્રિયા જરા ઝડપથી જોઈ લઈએ અને પ્રાગૂઐતિહાસિક ભારતમાં એ વિકાસના ક્યાં અવશેષો મળી આવે છે એ નિહાળીએ. પ્રથમ તો માનવજાત નાનામોટા સમૂહોમાં રહેતી થઈ; કુદરતી ગુફાઓ છોડી હસ્તકૃત બખોલો, ભોંયરાં અને ઝૂંપડીઓમાં વસતી થઈ; કુદરતની અનુકૂળતા શોધવા તેણે સ્થળાંતરો પણ શરૂ કર્યાં. સ્થળાંતરોમાં તેને અગ્નિ જેવી મહા શક્તિ જડી અને પશુસૃષ્ટિમાંથી મૈત્રી અને પાલનયોગ્ય પ્રાણીઓ પણ તેને મળ્યાં, જેમનાં દૂધ તથા માંસ ખોરાકની અનિશ્ચિત ચિંતામાંથી માનવીને મુક્ત રાખતાં હતાં; પર્યટનમાં પશુઓનો સાથ ઉપયોગી નીવડ્યો. ભૂમિએ પણ તેની ઉત્પાદક શક્તિનાં ચિહ્નો માનવીને બતાવ્યાં, અને માનવી જોઈ શક્યો કે ભૂમિ તેને પોતાને તેમ જ તેનાં પશુને ખોરાકનાં ઠીક સાધનો આપી શકે છે. પશુ, પક્ષી અને મત્સ્યના માંસ ઉપરાંત કૃષિમાંથી પોષણ આપતી એક નવી સૃષ્ટિ માનવી સામે ખૂલી ગઈ. માનવીનાં પર્યટનોમાં વ્યવસ્થા અને નિયમિતપણું દાખલ થયાં, અને લાંબા ગાળાના વસવાટો પણ ભૂમિ ઉપર થવા લાગ્યા.

**પ્રાગ્ઐતિહાસિક અવશેષો ભારતમાં**

આ બધા માનવવિકાસની પ્રસંગશ્રેણીના અવશેષ ભારતમાં પૂરાવા રૂપે મોજૂદ છે. માત્ર શિકાર ઉપર જીવતો માનવી કેવાં હથિયારો વાપરતો હતો, શિકાર ઉપરાંત પશુપક્ષીની મૈત્રી સાધી જીવતો મનુષ્ય હથિયારો ઉપરાંત ઓજારો

કેવાં વાપરતો હતો, પોતાના રક્ષણ માટે તેની કેવી યોજનાઓ હતી, ગુફા કોરવા, ભોંયરાં ખોદવા, અગર ઝૂંપડી બાંધવા માટે એ પ્રાચીન માનવી શું કરતો હતો એની સમજ પાડતાં નાનાંમોટાં દાતરડાં, શારડીઓ, નાનીમોટી કોદાળીઓ, પાવડા અને ગોફણના અવશેષો ભારતમાં સ્થળે સ્થળે મળી આવ્યા છે, જે ઉપર પ્રાગ્ઐતિહાસિક કાલનાં માનવરચિત હથિયાર-ઓજાર અંગે માનવીની વ્યાપક વસાહતનો સ્પષ્ટતાભર્યો સંભવ સ્વીકારી શકાય એમ છે. ઘણાં ઘણાં માનવીએ વિકસાવેલાં વિજ્ઞાનશાસ્ત્રો અને ઘણી ઘણી શોધખોળ ઉપયોગી હોવા છતાં તેમના જન્મ, તેમનું મૂળ, તેમનું પ્રાગટ્ય અનુમાનની ભૂમિકા ઉપર જ રહે છે એ ભૂલવું ન જોઈએ. મૂળનું શોધન એટલે જ અનુમાન. All origins are guesses એમ એક અભ્યાસી કહી ગયા છે એમાં ઘણું સત્ય રહેલું છે. યોગ્ય અને અનુકૂળ વસાહતમાં રહેતે રહેતે ઓજારો બનાવવાના પ્રાથમિક ઉદ્યોગો પણ માનવી શરૂ કરે છે, માનવીને વ્યવસ્થિત રહેણીકરણીના ફાયદા સમજાય છે, મૃત દેહોને દાટવા કે બાળવાની વ્યવસ્થા પણ તેને સૂઝે છે અને તેના જીવનમાં આનંદપ્રમોદનો અંશ દાખલ થાય છે, જેમાંથી પ્રાથમિક કલા તરફ તેની વૃત્તિ જાય છે. આ બધી ભૂમિકાઓની છાપ પ્રાચીન ભારત ઉપર પડેલી છે.

એથી આગળ વધતાં માનવી કુદરત તથા કુદરતની શક્તિઓનો વિચાર કરતો થાય, એ વિચારમાંથી અદ્‌ભુત શક્તિ કે તત્ત્વની કલ્પના જાગે, અને તેમના માનવી સાથેના સંબંધો અંગે સંકલિત વિચારશ્રેણી ઊભી થાય. એમાંથી ધર્મ, જાદુ તથા વૈદક જન્મે. આપણે ત્યાં મેલડી માતા તથા ક્ષેત્રપાળની ભાવના આપણા એ પ્રાચીન ધર્મનો વારસો કહી શકાય. પથ્થરના વપરાશમાંથી આગળ વધી માનવી ધાતુની શોધ કરી લાવે છે, અને આમ નવીન સમૃદ્ધિઓ મેળવતા માનવસમૂહો બંધાતાં વસવાટનાં, ગુજરાનનાં, વ્યવસ્થિત જીવનનનાં, ધર્મનાં અને કલાનાં વિકાસપગથિયાં રચાતાં જાય છે અને અંતે માનવી એવી

ભૂમિકાએ પહોંચે છે કે જેને આપણે સંસ્કાર–સંસ્કૃતિની ભૂમિકાનું નામ આપીએ છીએ. એ સંસ્કૃતિનું સ્વરૂપ ગ્રામ તથા શહેરનિવાસનો આકાર ધારણ કરે છે. કેટલાક વિચારકો નગરવિકાસને જ સંસ્કૃતિ માને છે. શહેર વગર સંસ્કૃતિ હોઈ જ શકે નહીં એવી તેમની માન્યતા સર્વાંશે સાચી નથી. ગ્રામજીવન પણ સંસ્કૃતિને ઝીલી શકે, જ્યારે નગર એ સંસ્કૃતિને વિકૃત પણ બનાવતું હોય. આ આખો સંસ્કૃતિવિકાસ-ક્રમ પ્રાચીન ભારતથી આગળ આવતાં જોઈ શકાય એમ છે. એ સંસ્કારયુગની પૂર્વે માનવીએ એવું ઘણું ઘણું કર્યું છે જેને ઓળખ્યા સિવાય આપણે સંસ્કૃતિ–યુગને પૂરેપૂરો ઓળખી ન શકીએ. સંસ્કૃતિ-યુગ એ અંધકારમય, અસંસ્કૃત, જંગલી લાગતા પ્રાચીન માનવયુગનું જ સંતાન છે. આ સંસ્કૃતિયુગના ઉદ્ભવને પશ્ચિમના વિદ્વાનો બહુ લાંબા કાળનું અસ્તિત્વ આપતા નથી. માનવીનો સંસ્કૃતિયુગ ઈસવીસન પૂર્વે ૩૦૦૦, ૪૦૦૦ કે ૫૦૦૦ વર્ષ કરતાં વધારે આગળ લંબાવી શકાતો નથી. ભારતની પ્રાચ્ય વિદ્યા પણ મોટે ભાગે પશ્ચિમને અનુસરતી હોવાથી ભારતીય સંસ્કૃતિનો ઉદય એથી પહેલો કલ્પી શકાતો નથી— આજની શાસ્ત્રીય ગણાતી અભ્યાસ-ઢબે તો નહીં જ.

**શિલાયુગના અવશેષો**

પ્રાચીન માનવીના અસ્તિત્વની ચોક્કસ માહિતી આપતો કોઈ માનવઅવશેષ હજી ભારતમાંથી મળી આવ્યો નથી એ સાચું. ચીન, જાવા, જર્મની, ઈંગ્લંડ, ગેલીપોલી વગેરે સ્થળેથી મળી આવેલા અવશેષો-નો સમકાલીન માનવઅવશેષ હજી ભારતમાં હાથ લાગ્યો નથી એનો અર્થ એમ તો નહીં જ કે માનવજાતની પ્રાચીન વસાહત કે ઉત્પત્તિ ભારતમાં થઈ જ ન હતી. માનવખોપરી-ઓ બાદ કરતાં માનવીના અસ્તિત્વની ચોક્કસ ઝાંખી આપણને પ્રાચીન શિલાયુગથી થાય છે. શ્રી. સાંકળીયાની શોધખોળ આ સંબંધમાં નવો પ્રકાશ પાડે એમ છે. વળી પ્રાગૈતિહાસિક યુગની વહેંચણી જે જે વસ્તુ-નાં હથિયાર ઓજાર માનવી બનાવે એના ઉપર થાય છે—પાષાણયુગ,

કાંસાયુગ, લોહયુગ જેવા એ વિભાગો છે. પાષાણયુગ પાછો ત્રણ વિભાગમાં વહેંચાયો છે: (૧) અતિ પ્રાચીન–Eolithic, (૨) પ્રાચીન–Palaeolithic, અને (૩) નૂતન પાષાણયુગ–Neolithic આપણે પહેલા બેને એક જ માની ચાલીશું. એ બન્ને યુગના અવશેષો ભારતમાં ઘણે સ્થળે મળી આવ્યા છે. દક્ષિણ ભારત, ગોદાવરીની ખીણ, નર્મદા, તાપી તથા સાબરમતીના તટપ્રદેશો, ઓરીસા, જયપુર વિભાગ, બુંદેલખંડ અને તેથી પણ ઉત્તરે શિલાયુગનાં હથિયાર ઓજાર વિપુલ પ્રમાણમાં મળી આવ્યાં છે, અને જેમ શોધખોળ વધતી જાય છે તેમ તેમ પ્રાચીન માનવીના વસવાટનાં ચિહ્ન વધારે વ્યાપક ભૂમિ ઉપર વેરાયલાં દેખાઈ આવે છે. આ પ્રાચીન શિલાયુગના અવશેષો પછી એ જ પ્રમાણે નૂતન શિલાયુગનાં ઓજારો પણ વિપુલ પ્રમાણમાં મળી આવ્યાં છે.

**ગુફાનિવાસ**

વળી હથિયારો ઓજારો ઉપરાંત એ યુગનાં રહેઠાણોના નમૂના સરખી પ્રાચીન માનવવસવાટની ગુફાઓ પણ મળી આવી છે. દક્ષિણમાં કર્નૂલ પાસે આવેલી બિલ્લા સુરગ્રામની ગુફાઓ પ્રાચીન ભારતના ગુફાનિવાસી માનવની સાક્ષી પૂરવા આપણી સામે જ આવી ઊભી છે. અમરીની ગુફાઓ પણ એ જ વાત કહી જાય છે. વળી એ ગુફાઓની આસપાસથી એવાં પ્રાણીઓના અવશેષો મળી આવ્યા છે કે જે પ્રાણીઓ હાલ ભારતમાં અસ્તિત્વ ભોગવતાં પણ નથી, પરંતુ બીજે સ્થળે, ખાસ કરી આફ્રિકામાં મળી આવે છે. એ વસવાટ-ગુફાઓની વ્યવસ્થા પણ આપણું ધ્યાન ખેંચે છે. એ ગુફામાં ધાર્મિક વિધિના ખંડ, રસોડાંના ખંડ તથા શબ દાટવાના ખંડની પણ વ્યવસ્થા જોવામાં આવે છે. આ ગુફાનિવાસી માનવો જબરા શિકારીઓ હોવા જોઈએ. એક ગુફા પાસે તો લગભગ બસો જેટલાં હાડકાંનાં હથિયાર મળી આવ્યાં છે. કોઈ ગુફાના ધર્મખંડમાં પ્રવેશ કરતાં આપણને ભાન થાય છે કે ચંડી કે કાલીના ભય પમાડતા ધર્મવિધિ સરખી પ્રક્રિયાઓ આ

1945

ગુફામાં થતી હોવી જોઈએ. આવી ગુફાઓમાં સતત માનવવસવાટ પણ નહીં થતો હોય. એક સ્થળે ન ફાવ્યું એટલે માનવી એ સ્થળ છોડી બીજે સ્થળે ચાલ્યો જાય છે. મોટે ભાગે જે ગુફામાં મૃત્યુપ્રસંગ ઉપજ્યો હોય એ ગુફા છોડી દેવાતી લાગે છે. મૃતદેહને ઘાસ પાંદડાંમાં ઢાંકી દેતા હશે એમ પણ દેખાય છે. મૃત્યુની વાત ભૂલાઈ જતાં માનવી ફરી એ જ ગુફામાં આવી વસે છે પણ ખરો.

**પ્રાગ્ ઐતિહાસિક કલાઅવશેષો**

આમ એ યુગની વિવિધ ભૂમિકાઓમાંથી પસાર થતા માનવીનો વસવાટ ભારતમાં હતો એના પુરાવામાં પાળેલાં કે શિકાર થયેલાં પશુપક્ષીના અવશેષ, ઓજારો, હથિયારો તથા વસવા યોગ્ય ગુફાઓ મળી આવ્યાં છે. ભારતીય પ્રાચીન માનવીમાં અન્ય દેશના પ્રાચીન અવશેષોની માફક કલાભાવના પણ ખીલી હતી એમ એ ગુફાની દીવાલો ઉપરનાં ચિત્રો અને કોતરકામ કહી આપે છે. ગુફાની પ્રાચીન ચિત્રકલાના પ્રાગ્ઐતિહાસિક નમૂના ઠીક પ્રમાણમાં આપણને મળી આવ્યા છે. દક્ષિણમાં વાઈનાડની ઈડાકલ ગુફાઓ, વાયવ્ય સરહદ ઉપર આવેલી કૈમૂર પર્વતની ગુફાઓ, કલાટ પાસેની બલૂચિસ્તાનની ગુફાઓ, મીરજાપુર પાસેના પર્વતો ઉપરનાં કોતરેલાં ચિત્રો, બેલારીનાં કોતરેલાં ચિત્રો, બુંદેલખંડ તથા વાઘેલખંડ સરખા મધ્યભારતના પ્રદેશોમાંની ગુફાઓનાં ચિત્રકામ, સીલોન તથા તિબેટના પર્વતો ઉપરની ચિત્રરચના તેમ જ બંડા અને સીંઘણપુરની ગુફાઓનાં ચિત્રો પ્રાગઐતિહાસિક મનુષ્યની કલાના નમૂના તરીકે આપણી પાસે મોજૂદ છે.

સિંઘણપુરની ગુફાશ્રેણીનાં ચિત્રો આપણું ખાસ ધ્યાન ખેંચે છે. મધ્યભારતમાં આવેલા રાયગઢ નજીકની એ ગુફાઓમાં તેમ જ પવર્તની કરાડો ઉપર રાતા રંગનાં કેટલાંક સ્પષ્ટ અને કેટલાંક અર્ધ



સિંઘણપુરની ગુફાનાં પ્રાગ્ઐતિહાસિક ચિત્રો

ભુંસાયલાં ચિત્રો આપણી પ્રાચીન અવસ્થાનું કલાદર્શન કરાવે છે. એમાં કાંગારુ દેખાય છે—જે આજના ભારતમાં થતું નથી; મુખવટા પહેરેલા શિકારી માનવીઓ સાબર કે આખલાની પાછળ પડેલા આપણને દેખાય છે; કોઈ ચિત્રમાં જીવ લઈને નાસતા માનવીઓ પણ આકાર પામ્યા છે; કોઈ ચિત્રની માનવઆકૃતિમાં ઓસ્ટ્રેલિયન માનવીનું સામ્ય દેખાઈ આવે છે અને કોઈ ચિત્ર સ્પેનની પ્રાચીન ચિત્રકલાનો ભાસ આપી જાય છે.

બેલારી ગુફાઓમાં પશુ, પક્ષી, માનવી, ઢાલધારી શિકારીઓ તથા હાથીના આકાર સ્પષ્ટ દેખાય છે.

ઉટીથી છપ્પન માઈલ દૂર આવેલા વાઈનાડની ગુફાઓમાં પશુ, પક્ષી અને માનવી ઉપરાંત સ્વસ્તિક અને સૂર્યસંકેતચક્રો પણ નજરે પડે છે.

ગાઢશિલાનાં પર્વતકોતરણીનાં ચિત્રો પણ ઓસ્ટ્રેલિયાનાં પ્રાચીન કોતરકામનું સ્મરણ કરાવે છે એમ અભ્યાસીઓ કહે છે ત્યારે ભારત અને ઓસ્ટ્રેલિયાના અતિ પ્રાચીન ભૂમિસંબંધનો ભણકાર આ ચિત્રોમાંથી સંભળાતો લાગે છે. ગાઢશિલાનું કાંગારુ સિંઘણપુરના કાંગારુની માફક આપણને યાદ આપી જાય છે કે વખતે આપણા પ્રાચીન પૂર્વજમાં ઓસ્ટ્રેલિયન રુધિરનો પણ અંશ હોય ખરો ! આજની કુલીન નાગરકતા પાછળ કયા કયા રુધિરપ્રવાહો નહીં હોય ?

મીર્જાપુર, ચૂનાર તથા ચિત્રકુટના પહાડી ટેકરાઓમાં સચવાઈ રહેલી ઇતિહાસ પૂર્વયુગની ચિત્રકલા તો એક પ્રાચીન માનવવસાહતનું સંગ્રહસ્થાન બની રહી છે. હથિયારો, ઓજારો, હાડકાં, માટીકામ, ગુફાચિત્રો ઘણી મોટી સંખ્યામાં અહીં મળી આવે છે. સરહદ આગળ શણગારેલાં ઘોડાનાં ચિત્રો પણ નજરે પડે છે અને માળવાના ગુરહામપુર

પાસે ધનુષ્યધારી માનવી અને પૈડાંરહિત ગાડાં પણ ચીતરાઈ ચૂક્યાં છે.

આ બધાં જ સાધનો સૂચવે છે કે ભારતમાં અતિ પ્રાચીન માનવ વસાહતો હતી ખરી. આપણા એ પ્રાચીન પૂર્વજોના હૃદયમાં કલાશોખ પણ જાગ્યો હતો. પ્રકૃતિપૂજક ધર્મભાવના પણ તેમના મનમાં જાગ્રત થઈ હતી. એમાંથી દિવ્ય સત્ત્વોમાં તેમ જ વિચિત્ર તાંત્રિક પ્રયોગોમાં તેમને આસ્થા ઊપજવા માંડી હતી. કલાભાવનાની પાછળ સંસ્કૃતિ ડોકિયાં કરે છે. આપણા એ અતિ પ્રાચીન પૂર્વજની કલાભાવના એટલે એક બાલકનું આશ્ચર્ય કે આનંદપ્રદર્શન કહી શકાય.

આમ જે કાંઈ અવશેષો મળ્યા છે તે ભારતવર્ષના પ્રાગૈતિહાસિક માનવીને ઓળખાવવા માટે પૂરતા છે.

**ભારત અને પ્રાગ્-ઐતિહાસિક માનવી**

અતિ પ્રાચીનતા એ જ કાંઈ અભિમાનનો વિષય ન હોઈ શકે. છતાં ભારતીય સંસ્કૃતિનો સમગ્રપણે વિચાર કરવાનો હોય ત્યારે પ્રાગ્-ઐતિહાસિક પરિસ્થિતિને આપણાથી વિસારી પણ શકાય નહીં. જીવંત સૃષ્ટિના એક અતિ મહત્ત્વના વિભાગ તરીકે માનવીએ ભારતવર્ષમાં પણ પ્રાચીન અવસ્થા અનુભવી છે, પાષાણ અને હાડકાંનાં હથિયારો ઓજારો તેણે વાપર્યાં છે, જંગલી જાનવરોના તેણે શિકાર પણ કર્યા છે, નમ્ર પ્રાણીઓને મિત્ર બનાવવાની શરૂઆત પણ તેણે કરી છે, રક્ષણ માટે–વસવાટ માટે ગુફાઓ કોરી તેમને રંગ અને કોતરણીથી શણગારી છે; તે ઘણી વાર નાચી ઊઠ્યો છે; કદાચ આપણને ન સમજાય એવું એ ગાઈ પણ ચૂક્યો હોય; દિવ્ય તત્ત્વ તરફ તેનું લક્ષ્ય દોરાવા લાગ્યું છે, સમૂહમાં વસતાં તે શીખ્યો છે, સામુદાયિક ઉત્સવો અને ધર્મકાર્યોમાં શ્રદ્ધાપૂર્વક ભાગ લઈ વ્યવસ્થિત સમાજરચનામાં એક ડગલું આગળ પણ તેણે ભર્યું છે. આજ આપણે જરા પણ ન સમજી શકીએ એવી ટૂંક ભંડોળવાળી ભાષા પણ

આપણો એ પૂર્વજ વાપરતો હતો; એની કલારચનામાં એક પાસ ઓસ્ટ્રેલિયન છાયા ઊતરે છે, બીજી પાસ સ્પેનમાં દેખાતા વળોટો પણ તેમાં ઊતરી આવ્યા છે. એ શું ? કોઈ ભૂમિસંબંધની એમાં યાદ તો નહી રહી ગઈ હોય ? કોઈ મહાપર્યટનનો ઇતિહાસ તો એમાં જીવવા નહીં મથતો હોય ? એ પ્રાચીન ભારતવાસી કોણ ? કેવો હશે ? એ શું બોલતો હશે ?

**ભારતની જાતિઓ અને ભાષામાં પ્રાચીન ભણકાર**

જાતિઓ, પેટા જાતિઓ અને તેમનાં મિશ્રણમાંથી ઊંચા ન આવતા નૃવંશ વિદ્યાના અભ્યાસીઓ આજના ભારતીય પ્રજાદેહમાં ઓસ્ટ્રોલોઇડ, નીગ્રોઈડ જેવા પ્રજાઅંશો નિહાળી રહ્યા છે. આપણી ભાષાઓના કોઈ અણધાર્યા ભાષાપ્રયોગોમાં એ અતિ પ્રાચીન બોલીનો શબ્દ કે વાણીપ્રયોગ જીવતો રહ્યો છે એમ પણ ભાષાવિદો કહે છે. ભીલ, કોળી, ગોંડ, સંથાલ, નાગ, બધમા, ટોડા, વગેરે આજ આપણને અસંસ્કૃત લાગતી જંગલ કે પર્વતનિવાસી જાતોમાં એ અશ્મયુગીય પ્રાચીનતા સચવાઈ પણ રહી હોય. જંગલી કહેવાતો એ પ્રાચીન ભારતવાસી કેવો હશે એની કલ્પના પ્રાપ્ત સાધનો વડે કરવાની રહી. પરંતુ એ કલ્પનામાં એક નિશ્ચિત વાત તો આપણે સ્વીકારવી જ રહી: પ્રાગ્-ઐતિહાસિક ભારતમાં પ્રાચીન પાષાણયુગથી આજ સુધી ચાલતી આવેલી માનવવ્યવસ્થાના અવશેષો સ્પષ્ટ મળી આવ્યા છે. પ્રાચીન યુગમાં ભાષા હતી, પરંતુ લિપિ નહીં. પ્રાચીન હથિયારો, ઓજારો, ગુફાઓ, પહાડચિત્રો જે જે મળી આવ્યાં છે તે ઉપરથી આપણે એટલું તો કહી શકીએ કે ભારતભૂમિ પ્રાગ્ ઐતિહાસિક યુગમાં માનવીને જડી આવી હતી, માનવીએ તેને વસવાટ યોગ્ય માની હતી, અને આપણી વનવાસી તથા પર્વતવાસી જાતોમાં એ પ્રાચીનયુગનો અંશ કદાચ જીવંત પણ હોય.

**સાઠ હજાર વર્ષથી ભારતમાં માનવ-વસવાટ**

પાંચ લાખ કે દસ લાખ વર્ષ જૂનો માનવી ભારતમાં વસતો હતો કે કેમ તે આજ આપણાથી કહી શકાય એમ નથી. છતાં પ્રાચીન પાષાણયુગનો પૃથ્વી ઉપર આરંભ સાઠ હજાર વર્ષ ઉપર થયો એમ માનીએ તો ભારતમાં સાઠ હજાર વર્ષથી માનવી વસતો આવ્યો છે એટલું આપણે બેધડક કહી શકીએ. એટલી પ્રાચીનતા પણ શું ઓછી છે? દસ લાખ વર્ષ ઉપરની માનવખોપરી કે પાંચ લાખ વર્ષ ઉપરનાં માનવપાંસળાં ભારતભૂમિ ઉપર ન જડે એથી ભારતવાસી અસંતોષ ન સેવે. હજી અકસ્માત અગર શાસ્ત્રીય શોધખોળને ભારતમાં ઘણો અવકાશ છે. શિવાલિક પર્વતમાળમાંથી મળી આવેલાં પ્રાણીઅવશેષો લાખો વર્ષ ઉપરાંતનાં છે, જેમની સાથે માનવી જીવતો હતો એવો ભાસ શોધકોને થયો છે. સંભવ છે કે આપણાં ગપ ગણાતાં પુરાણોની કાલગણના પ્રમાણે માનવઅસ્તિત્વનાં લાખો વર્ષની સાબીતી આપતા અવશેષો આપણને મળી પણ આવે. મત્સ્યાવતારના મહા-પ્રલયની કથામાં કોઈ અતિ પ્રાચીન માનવજીવનનો સંભળાતો ભણકાર સાચો ઠરે! એ જ્યારે થાય ત્યારે. આજનો પાષાણયુગ સુધીનો–સાઠ હજાર વર્ષનો–આપણો ઇતિહાસ ઝાંખો ઝાંખો પણ સાબીત છે એટલું અભિમાન આપણે જરૂર લઈ શકીએ–માત્ર પ્રાચીનતામાં જ અભિમાન લેવા સરખું હોય તો!



# ૪

# સિંધુતટ સંસ્કૃતિ

**જૂની સંભાવના**

પાષાણયુગના માનવીને ઓળખતાં ઓળખતાં આપણે આગળ આવીએ તો તે પછી મુખ્યત્વે ઈંટનાં મકાનો વાપરતો ભારતવાસી આપણને મળી આવે છે. એ અર્ધ પ્રાગ્‌ઐતિહાસિક ભારતવાસીનું મિલન વર્તમાન યુગની એક નવલકથા સરખું અદ્‌ભુત તત્ત્વ આપણી સામે મૂકે છે. સિંધુતટ સંસ્કૃતિનો ઉછેર પામેલો માનવી આપણને દેખાયો તે પહેલાં – એટલે લગભગ આ સૈકાની પહેલી પચીસી સુધી – એક એવી માન્યતા સ્વીકાર પામી હતી કે ભારતની આદ્ય સંસ્કૃતિ તે વૈદિક સંસ્કૃતિ. ઉત્તર ધ્રુવના પ્રદેશમાં, કૉકેસસ પર્વતની ખીણોમાં અગર તેથી પણ ઉત્તરે અને પશ્ચિમે વસતી આર્ય નામની વિશિષ્ટ જાતનાં ભ્રમણ ઈસવીસન પૂર્વે પાંચેક હજાર વર્ષ ઉપર શરૂ થયાં. એ ભ્રમણ યુરોપમાં પણ લંબાયાં અને એશિયામાં પણ લંબાયાં. એશિયામાં ભ્રમણ કરતી ટોળીઓમાંની એક ઈરાનમાં અટકી ગઈ અને તેણે ત્યાં જ સ્થાયી વસવાટ કર્યો; બીજી ટોળી હિંદુકુશ ઓળંગી પંજાબના સપ્ત સિંધુને નામે ઓળખાતા વિભાગમાં આવીને વસી. આર્યોની ટોળી ભારતમાં આવી તે પહેલાં ભારતમાં અતિ પ્રાચીન વસાહતો હતી જે આર્યો કરતાં વધારે પ્રાથમિક – જંગલી – અવસ્થામાં રહેતી હતી. આર્યોના ભૂમિવિસ્તારમાંથી આર્યોને તેમ જ એ પ્રાથમિક જાતોને લડાઈ ઝગડા શરૂ થયા. પ્રાચીન વસાહતોની પ્રજાને આર્યો દસ્યુ, અસુર, નાગ, રાક્ષસ, દૈત્ય, વાનર વગેરે નામે ઓળખતા. આર્યો વિજય મેળવતા, આ પ્રાથમિક

ભૂમિકાની જાતોને દાસ બનાવતા, કદી સમાજવ્યવસ્થામાં ભેળવી દેતા આગળ વધતા હતા. જૂની વસાહતની અને નવીન આક્રમણ કરનાર આર્યોની વચ્ચમાં થતાં મહાઘર્ષણોમાંથી અંતે આર્યોએ અનાર્યો ઉપર વિજય મેળવ્યો. આવી એક વિચારસરણીમાં ભારતની આદ્ય સંસ્કૃતિની શરૂઆત આર્ય આક્રમણને નામે ઓળખાતી હતી.

**સંભાવનામાં ફેરફાર**

એ સંભાવનાએ ભારતની આદ્ય સંસ્કૃતિને આર્ય તરીકે ઓળખાવા અને એનાથી પ્રાચીન અર્ધસંસ્કૃત કે અસંસ્કૃત જાતોની સંસ્કૃતિને દ્રવિડ નામે ઓળખાવી. વળી આર્યોનાં આક્રમણ પણ એ વખત થયાં અને એ માર્ગે થયાં એવી પણ માન્યતા સ્વીકાર પામતી જતી હતી. એવામાં વીસમી સદીના ત્રીજા દશકમાં કેટલીક એવી ચમત્કારિક ભૂમિગત શોધખોળ થઈ કે જેને લીધે વૈદિક સંસ્કૃતિની સંભાવના તો કાયમ રહી, પરંતુ ભારતની પહેલી સંસ્કૃતિ તરીકે વૈદિકયુગને સ્થાને સિંધુતટ સંસ્કૃતિ આવીને ઊભી રહી. આર્યો સામે ઘર્ષણમાં આવેલી સંસ્કૃતિ એ કોઈ બર્બરોની અશિષ્ટ સંસ્કૃતિ હતી, આર્યો કરતાં બહુ નીચી નિકૃષ્ટ હતી, આર્યોના ધક્કામાં તે ઊડી ગઈ એવી માન્યતામાં ભારે ફેરફારો કરવા પડ્યા. આખા ઇતિહાસનો નવેસર વિચાર કરવો પડે એવી આ ચમત્કારિક શોધની કથા પણ અત્યંત રસભરી છે.

**નવીન શોધની શરૂઆત**

હવે લગભગ સો વર્ષ પાછળ આપણે નજર કરવી પડશે. ઈ. સ. ૧૮૫૭ના આઝાદીસંગ્રામના એક વર્ષ પહેલાં આગગાડી માટે કરાંચીને લાહોર સાથે જોડતો લોહમાર્ગ તૈયાર કરવાનો હતો. બ્રન્ટન નામની અટકવાળા બે ઇન્ગ્રેજ ભાઈઓને આ કામ સોંપાયું. દાહીર અને મહમદ કાસમના આઠમી સદીના શરૂયુગની યાદ આપતું બ્રાહ્મણાબાદ નામનું ખંડેર નગર તેમને બહુ ઉપયોગી થઈ પડ્યું. એનાં ખંડેરોમાંથી તેમને રસ્તો બાંધવામાં ઉપયોગી નીવડે એટલી ઈંટો તથા

પથ્થર મળી આવ્યાં. વળી મુલતાનથી લાહોર સુધીનો રસ્તો બાંધતાં હરાપ્પા નામનું એક ગામ વચમાં આવતું હતું. એ ગામની પાસે ધૂળથી ઢંકાયલાં મોટાં મોટાં ખંડેરોના ટેકરા ઊભા હતા જેમાંથી પુષ્કળ ઈંટ, માટી, પથ્થર તેમને મળી આવ્યાં. સાથે સાથે એ સ્થળેથી નવાઈ જેવી લાગતી ચીજો પણ અધિકારીઓના હાથમાં આવવા લાગી. કનિંગહામ નામના એક ઈન્ગ્રેજ સેનાપતિના ધ્યાનમાં આ વાત રહી ગઈ. તેણે પોતાની લશ્કરી હિલચાલ અંગે બ્રાહ્મણાબાદ તેમ જ હરાપ્પા બન્ને સ્થળો જોઈ લીધાં હતાં. ઈ. સ. ૧૮૬૧માં જનરલ કનિંગહામને ઉત્તર-ભારતનાં પ્રાચીન સ્થાપત્યો શોધવાનું કામ સોંપવામાં આવ્યું હતું. બ્રાહ્મણાબાદ તથા હરાપ્પામાંથી અવનવી પ્રાચીન વસ્તુઓ જડી આવી હતી એ હકીકત તેને યાદ હતી. સેનાપતિમાંથી શોધક બનેલા કનિંગ-હામે હરાપ્પા જઈ જૂના કામદારો પાસેથી પ્રાચીન વસ્તુઓ મેળવવા માંડી, જેમાં તેને અક્ષર મુદ્રાંકિત નાની નાની ખડીની પાટીઓ મળી આવી. એ પાટીઓ ઉપર ન ઉકલે એવી લિપિ તો હતી જ; ઉપરાંત કોઈ કોઈ પાટી ઉપર બલપૂર્ણ નંદિની આકૃતિ પણ કોતરાયલી તેણે નિહાળી. અહીં મળી આવતી વસ્તુઓ ભારતની કોઈ પણ પ્રાચીન વસ્તુ કરતાં તદ્દન જુદી હતી એ તેણે નોંધ્યું. કનિંગહામને વસ્તુઓનું મહત્ત્વ પણ સમજાયું. પરંતુ એ મુદ્રાંકિત પાટીઓ મહત્ત્વની કોઈ પ્રાચીન સંસ્કૃતિ શોધી લાવે છે એવી સ્પષ્ટતા તો ત્યાર પછી સીત્તેર વર્ષે થઈ.

**ઓગણીસમી સદી-નો એક મહત્ત્વનો દસકો**

નૃવંશવિદ્યાને વેગ આપનાર અભ્યાસનો એક વિચિત્ર અકસ્માત અહીં નોંધવો યોગ્ય થશે. બ્રન્ટન ભાઈઓએ હરાપ્પાની પ્રાચીન ઈંટો ઈ. સ. ૧૮૫૬માં રેલ્વેમાર્ગ માટે ઉપયોગમાં લીધી. ઈ. સ. ૧૮૫૭માં ભારતનો સુવિખ્યાત બળવો. ઈ. સ. ૧૮૫૮માં ડાર્વિન નામના પ્રખ્યાત વિજ્ઞાન-

વિદે Origin of Species–જાતિઓની ઉત્પત્તિ–નામનું ક્રાન્તિકારી પુસ્તક લખી આખા શાસ્ત્રીય વિચારપ્રવાહને એક નવો જ ઝોક આપ્યો. એ જ વર્ષે ફોકનર, પ્રેસ્ટવીચ અને સર જોન ઇવાન્સ નામના ભૂસ્તરશાસ્ત્રીઓએ શોધ કરી કે વિનાશ પામેલી કેટલીક mammals–માતૃદૂધથી ઊછરતી પ્રાણીજાતો સાથે ચકમકનાં ઓજારો વાપરતી પ્રાચીન માનવજાતના અવશેષો મળી આવ્યા છે! એ પહેલાં પશ્ચિમના અભ્યાસીઓ એડમઈવ નામના માનવપૂર્વજોને પાંચ હજાર વર્ષ કરતાં આગળ લઈ જઈ શકતા ન હતા. ઇ. સ. ૧૮૬૩માં લાયલ નામના વિજ્ઞાનવિદે 'માનવીની પ્રાચીનતા' નામનું પુરાવાઓથી ભરપૂર પુસ્તક બહાર પાડયું, જે પછી જ પાષાણયુગીય માનવજાતના અસ્તિત્વનો સ્વીકાર થયો. નવાઈ સરખી વાત એ છે કે એ જ વર્ષમાં સુપ્રસિદ્ધ ભૂસ્તરશાસ્ત્રી બ્રુસફુટ હિંદમાં મદ્રાસ બાજુએથી પાષાણયુગના માનવ હથિયારઅવશેષો પ્રથમ શોધી લાવ્યા. આમ પૃથ્વીના પડ ઉપર પથરાયલી માનવજાતની પાષાણયુગ સંસ્કૃતિની એકતાનાં પ્રથમ દર્શન આપણને થયાં. પાષાણયુગની સંસ્કૃતિમાં માનવએકતા હોય તો વિમાન અને અણુયુગની આપણી આજની ઝંખવતી સંસ્કૃતિ માનવએકતા પ્રાપ્ત નહીં કરી શકે શું? એ વિચારને બાજુએ મૂકી આપણે એટલું જ નોંધીએ કે એ દસકો વિજ્ઞાન–નૃવંશવિદ્યાના અભ્યાસમાં બહુ જ મહત્ત્વનો ગણી શકાય. એ જ દસકામાં બ્રુસફુટની શોધે ભારતમાં પાષાણયુગના માનવીનું અસ્તિત્વ જાહેર કર્યું. એ જ દસકામાં કનિંગહામને કોઈ અવનવી પ્રાચીન વસ્તુઓ હરાપ્પામાંથી જડી, જેમાંથી સિત્તેર વર્ષે સિંધુતટ સંસ્કૃતિ નામની અણુધારી સંસ્કૃતિ હાથ લાગી.

**સીત્તેર વર્ષ પછી**

કનિંગહામની શોધ સહજ તત્કાલીન ધ્યાન ખેંચી એમની એમ પડી રહી. દસકાઓ વીત્યા અને છેક ૧૯૨૦ પછી ભારતીય પુરાતત્ત્વ ખાતાના શ્રી આર. ડી. બેનરજી નામના ગૃહસ્થે હરાપ્પા સરખું જ

મોહન જો ડેરો નામનું એક અતિ પ્રાચીન અવશેષોનું સ્થળ અભ્યાસીઓના ધ્યાન ઉપર આણ્યું. એ પછી હરાપ્પા તેમ જ મોહન જો ડેરો એ બન્ને સ્થળે ખોદકામ શરૂ થયાં. લગભગ એ જ સમયે શોધક સર ઓરેલ સ્ટીને બલૂચિસ્તાનના વિભાગોમાં પણ કેટલુંક શોધકામ આદર્યું, જેમાંથી ઈરાન તથા મેસોપોટેમીયાને પણ સાંકળી લેતા કેટલાક અતિ પ્રાચીન અવશેષો મળી આવ્યા. શોધખોળ આગળ વધતાં રાજપૂતાનાના રેતાળ પ્રદેશમાં તેમ જ કાઠિયાવાડના પથરાળ પ્રદેશમાં પણ કેટલાક એવા ટીંબાઓ મળી આવ્યા કે જેમાંથી આર્યોના આગમન પહેલાંની, લગભગ ભૂમધ્ય સમુદ્રથી હિંદી મહાસાગર સુધીની કોઈ વ્યાપક સંસ્કૃતિની રૂપરેખાઓ દોરાતી ચાલી. એમાં બહુ મતભેદ છે. હજી એ સંસ્કૃતિપટ પૂરો ઓળખાયો નથી. છતાં મોહન જો ડેરો અને હરાપ્પાની શોધમાંથી ભારતના પ્રાચીન કાળની એક અણઉકલી કડી જડી આવી, અને આર્યોના આગમન પૂર્વના એક મહત્ત્વના પ્રકરણ ઉપર પ્રકાશ પડ્યો. હરાપ્પાને હડપ્પા પણ કહે છે અને મોહન જો ડેરોને મુઆં જો દડો પણ કહે છે.

**સંસ્કૃતિનું નામકરણ**

આ સંસ્કૃતિને કેટલાક અભ્યાસીઓએ હરાપ્પા સંસ્કૃતિ નામ આપ્યું અને કેટલાકે સિંધુતટ સંસ્કૃતિ નામ આપ્યું. એ શોધખોળની ભૂલભૂલામણી હજી પૂરી ઊકલી નથી. છતાં જેટલી ઊકલી છે એટલા ઉપરથી ઋગ્વેદનાં કેટલાંક કથનોના અર્થ સમજાતા જાય છે, અને આર્યોનાં ભારતીય આક્રમણ જે પ્રજા ઉપર થયાં એ પ્રજા આર્યોથી પણ પહેલાં ભારતમાં વસતી સંસ્કૃત પ્રજા હતી એટલું સ્પષ્ટ થાય છે. માત્ર સંથાલ, ભીલ, કોળી જેવી અશિક્ષિત, અતિ પ્રાચીન, અણસુધરેલી પ્રજા સાથે ભારતમાં આવતાં આર્યોને ઘર્ષણ થયું હતું એવી માન્યતા ઝાંખી પડે છે, અને તેને બદલે નગરકિલ્લામાં વસતી, મકાનો બાંધી શકતી, સાર્વજનિક આરોગ્યમાં આગળ વધેલી, વ્યાપારકુશળ, ધર્મ અને કલાના સંસ્કારવાળી કોઈ સુધરેલી પ્રજા સામે આર્યોનું આક્રમણ —કે સાથે મિલન— થયું હતું એ વાત સ્પષ્ટ બનતી જાય છે. એ

સંસ્કૃતિને દ્રવિડ સંસ્કૃતિ તરીકે અગર અસુર સંસ્કૃતિ તરી` નક્કીપણે ઓળખાવવાનો લોભ ઉત્પન્ન થાય એવાં સાધનો પણ શોધખોળમાંથી મળી આવ્યાં છે. સુર – દેવ એટલે આર્યોનો પ્રકાશિત આદર્શ અને અસુર તે સુર તથા આર્યોનો દુશ્મન એ સામાન્ય ભાવનાનાં બીજ માત્ર કલ્પનામાં નહીં, દંતકથામાં નહીં, પરંતુ અર્ધ ઉકલ્યા ઇતિહાસમાં રહેલાં છે એમ પણ આ શોધથી સ્પષ્ટ થતું જાય છે. એ અસુર સંસ્કૃતિ પશ્ચિમ એશિયામાં આવેલા એસીરિયા સાથે ગાઢ સંબંધ ધરાવતી હતી એવા પણ ભણકારા વાગી રહ્યા છે. કેટલાક અભ્યાસીઓ સિંધુતટવાસી એ પ્રજાને એસીરિયન સામ્રાજ્યના પૂર્વ થાણા તરીકે પણ ઓળખાવવા મથે છે. કેટલાક અભ્યાસીઓ એ પ્રજાને એસીરિયા સાથે સંબંધ ધરાવતી છતાં એથી યે જૂની પ્રજા તરીકે ઓળખાવે છે. આજ આપણને નવાઈ લાગે એવું એક કથન એ શોધ કહી રહી છે કે ઈસવીસન પૂર્વે ત્રણ હજાર વર્ષ પહેલાં આજનું હિંદ, આજનું પશ્ચિમ હિંદ, આજ પાકિસ્તાન બની ગયેલું ભારત ઠેઠ રક્ત સમુદ્રથી યે પાર આવેલી તગ્રીસ યુફ્રતીસ નદીના દોઆબ ની યે પાર વસતી કોઈ પ્રજાના સંપર્કમાં હતું; કદાચ બન્ને પ્રદેશની પ્રજાઓ એક પણ હોય અને તે દક્ષિણ–પશ્ચિમ એશિયાના મોટા વિસ્તાર ઉપર સ્થાયી નિવાસ પણ કરતી હોય. એ સંસ્કૃતિની શોધખોળ આર્ય સંસ્કૃતિના ઘણા અંધકારમય પ્રદેશો ઉપર પ્રકાશ પાડી શકે એમ છે.

**સિંધુતટ સંસ્કૃતિની ભારતીય સીમા**

આ સિંધુતટ સંસ્કૃતિ અગર અસુરસંસ્કૃતિને ઓળખાવતાં એ મુખ્ય સ્થળ: એક સિંધુને મળતી ચીનાબ સાથે જોડાયલી રાવી નદીના કિનારા ઉપર આવેલું હરાપ્પા–હડપ્પા; બીજું એનાથી લગભગ ત્રણસો માઈલ દૂર સિંધુતટ ઉપર આવેલું મોહન જો ડેરો, જેને મૂળ સિંધી ભાષામાં મુંએજો–ઢેરો–મું એ–જો–દડો–મુએલાં–મૃત માનવીઓનો ઢેર–ઢગલો–ટેકરો કહેવામાં આવે છે. આ બન્ને સ્થળની

શોધખોળ પછી કેટલાંક સ્થળો એવાં મળી આવ્યાં છે કે જેમનો સિંધુતટ સંસ્કૃતિ સાથેનો ગાઢ સંબંધ સ્પષ્ટ થાય છે. હરાપ્પાની પાસે સતલજ નદીની પૂર્વે એવાં ચૌદ સ્થળ મળી આવ્યાં છે અને મોહન જો ડેરોની દક્ષિણે સિંધુતટ ઉપર કરાંચી સુધી તથા પશ્ચિમે બલૂચિસ્તાનમાં સત્તર સ્થળો મળી આવ્યાં છે, જેમાં ચન્હુ ડેરો, અમરી, નાલ વગેરે મુખ્ય ગણાય. મધ્ય બલૂચિસ્તાનમાં બ્રાહુઈ ભાષા સરખી દ્રવિડ ભાષા બોલનારા લોકોનો પ્રદેશ છે ત્યાં પણ એ સંસ્કૃતિના અવશેષો મળી આવ્યા છે એ ખાસ ધ્યાન ખેંચે એમ છે. સંભવ છે કે જેસલમેર તથા બીકાનેરના રેતાળ પ્રદેશમાં આવાં કેટલાંક સંસ્કૃતિ-સ્થાનો સંતાઈ રહ્યાં હોય. કાઠિયાવાડના રંગપુર ગામ સુધી આ સંસ્કૃતિવિસ્તાર લંબાયલો હતો એવી સાબીતી શોધાઈ છે. આ સર્વ સ્થળો એક જ સંસ્કૃતિનાં દૃશ્યો; એ દૃશ્યો ભારતીય ઇતિહાસના આર્યઆગમન પૂર્વના એક ભવ્ય મહારાજ્યનું પણ સૂચન કરે છે. હિમાલયની પગથારોથી તે બલૂચિસ્તાનના મકરાણ કિનારા સુધી અને તેથી યે દૂર કાઠિયાવાડમાં પહોંચેલા એક ભૂમિત્રિકોણમાં એ રાજ્ય ફેલાયલું હોય એવો સંભવ સ્વીકારાયો છે. એ અનિયમિત ત્રિકોણની એક રેષા સાડાનવસો માઈલ, બીજી સાતસો માઈલ અને ત્રીજી લગભગ સાડાપાંચસો માઈલ લંબાતી હોવી જોઈએ. આર્યોને જેનો સામનો કરવો પડયો હતો એ જ – ઘણું કરીને – આ અસુર સામ્રાજ્ય. તે વખતે જે નામ એનું હોય તે ખરું !

**એ રાજધાનીઓ**

૬૭ એ સંભાવનામાં ઘણી અસ્પષ્ટતાઓ છે; છતાં એટલું તો કહી શકાય કે આ મહારાજ્યની ઉત્તર રાજધાની હરાપ્પામાં હતી અને દક્ષિણ રાજધાની મોહન–જો–ડેરોમાં હતી. એ સ્થળો તેમના સત્તાકાળમાં કયે નામે ઓળખાતાં હશે તેની આપણને ખબર નથી. આપણે તો તેમનાં આજનાં નામે તેમને ઓળખીએ છીએ. એક

રાજ્યની બે રાજધાની ન હોય એમ માનવાનું કારણ નથી. જરૂર પ્રમાણે આજ તેમ જ પ્રાચીન કાળમાં બે રાજધાનીઓની વ્યવસ્થા જાણીતી ગણાય. મોગલાઈ સમયનાં દિલ્હી તથા આગ્રા, મરાઠાયુગનાં પૂના તથા સતારા, ઇન્ગ્રેજી સમયનાં કલકત્તા તથા સીમલા અને આજના મુંબઈ રાજ્યનાં પૂના તથા મુંબઈ એ દ્વિરાજધાનીપ્રયોગો જાણીતા છે. પ્રાચીન કાળમાં પણ એ પ્રથા હતી એનું એક દૃષ્ટાંત કુશાનોનાં શાકલ તથા મથુરા જેવાં બે રાજધાનીઓના સ્થળ ઉપરથી મળી આવે છે. અમદાવાદ અને ચાંપાનેર એ ગુજરાતના મુસ્લિમયુગની બે રાજધાનીઓ.

**સંસ્કૃતિથાણાં અને પશ્ચિમ સુધી સંપર્ક**

આમ બે રાજધાનીઓથી વ્યવસ્થિત બનેલું આ સિંધુતટનું અતિ પ્રાચીન મહારાજ્ય વધારે સંશોધન થતાં હજી ઘણી ઘણી નવી વિગતો આપશે. છતાં થયેલી શોધખોળ અંગે જે જે પરિસ્થિતિ સમજાય છે તે એટલું સૂચન તો જરૂર કરે છે કે એ વિશાળ વિસ્તાર ઉપર એક જ સંસ્કૃતિનો અનુભવ લેતી પ્રજા નિવાસ કરી રહી હતી. મોટાં શહેરો તો બે જ જડ્યાં છે છતાં ચન્હુ ડેરો, દમ્બર કોટ, કુલ્લી, અમરી, નાલ, અમીલા તથા રંગપૂર જેવા પરસ્પરથી દૂર વેરાયલા ગામવિસ્તારોમાંથી મળી આવતી સામગ્રી સૂચવે છે કે આ બન્ને મુખ્ય શહેરોના મહાવ્યાપારની વ્યવસ્થા માટે સ્થળે સ્થળે તેમ જ સરહદો ઉપર એ સત્તાએ થાણાં નાખ્યાં હતાં અને એ થાણાં દ્વારા પશ્ચિમ એશિયાનો સંપર્ક ભારત સાથે સધાયે જતો હતો – દક્ષિણ ભારત સાથે પણ.

**સંસ્કૃતિ અને આબાદી**

કુદરતને અને માનવસંકૃતિને કેવો નાજુક સંબંધ છે એ આપણે વિચારી ગયા. દૃષ્ટાંત તરીકે કુદરતી ફેરફારો સંસ્કૃતિ ઉપર કેવી અસર કરે છે તેનો ખ્યાલ સિંધુતટના ફેરફારો આપણને આપી શકે એમ છે. સિંધ, રજપૂતાના તથા પંજાબનો કેટલો ય



હરપ્પા અને મોહન જો ડેરોની
મુદ્રામાં કોતરેલો નન્દી



પૃથ્વી માતાની સુવર્ણ
આંગી – બિહાર

ભાગ આજ રેતાળ બની ગયો છે, અને એમાં કેટલેક સ્થળે તો આખાં રણ ઊપસી આવ્યાં છે. વરસાદ પણ આજ ત્યાં ઘણો ઓછો થઈ ગયો છે, એટલે હિમાલયપોષી જીવતી નદીઓ અને એમાંથી ઉપજાવેલી નહેરો એ પ્રદેશને જીવંત રાખી રહી છે. પરંતુ ખોદકામમાંથી મળી આવેલાં ઘણાં સાધનો એમ દર્શાવે છે કે ઇસવીસનપૂર્વે ત્રીજી સહસ્રાબ્દિ-માં આ આખા પ્રદેશની આબોહવા આજના કરતાં જુદી અને વધારે આબાદીપોષક હતી. શહેરોની નિભાવણી ગામડાં કરે. ગામડાંની નિભાવણી કૃષિ ઉપર થાય; કૃષિ માટે ફળદ્રુપ જમીન, વરસાદની વિપુલતા, હથિયાર ઓજારનાં સાધનો પૂરાં પાડતાં વનઉપવન તેમ જ વ્યાપાર થઈ શકે એટલી વિપુલ ધાન્યસામગ્રી અને આબાદી હોવાં જોઈએ. એ સિવાય માનવસંસ્કૃતિ વિકસિત થાય જ નહીં. અભ્યાસીઓ માનવસંસ્કૃતિના એક મુખ્ય ચિહ્ન તરીકે નગરનિવાસને ગણાવે છે. એ માન્યતા પૂર્ણતઃ સાચી ન હોય તો પણ નગરો સંસ્કૃતિ – આબાદીનાં સૂચક તો છે જ. વળી નગરો વ્યાપાર અને રાજ્યવ્યવસ્થાની ઉચ્ચ કક્ષાનાં પણ સૂચક છે. વ્યાપાર તથા રાજ્યવ્યવસ્થાના મૂળમાં કૃષિ વ્યવસાય – કૃષિવિસ્તાર બહુ જરૂરનો ગણાય – નિદાન એ યુગમાં. સિંધુતટ સંસ્કૃતિ – અસુરસંસ્કૃતિને આબાદ કૃષિવ્યવસાયનો ટેકો હતો એવા પૂરાવા મેળવવા આપણે મળી આવેલા અવશેષો તરફ દૃષ્ટિ કરીએ. એ અવશેષો આપણને ઘણું ઘણું કહી જાય છે.

**મુદ્રાઓ અને લિપિ**

એ અવશેષોમાંથી ધ્યાન ખેંચે એવા અવશેષોમાં મુદ્રાંકિત પાટીઓ –Tabletsને ભાર દઈ ગણાવી શકાય. એ મુદ્રાઓએ વિશ્વભરના પૂરાતત્ત્વવિદોને ભાષા તથા લિપિનો એક જબરજસ્ત કોયડો સોંપ્યો છે, જે હજી ઊકલી શક્યો નથી. એ મુદ્રાઓ ઉપર પ્રાણીચિત્રો છે, માનવ-ચિત્રો છે, વસ્તુચિત્રો છે અને ચિત્રાંકનો – ચિત્રલિપિ પણ છે. ડૉ. પ્રાણનાથ તથા ફાધર હેરાસ જેવા પંડિતોએ મહા પ્રયત્ન કરી લિપિ

આછીપાતળી ઊકેલ્યાનો સંતોષ લીધો છે, છતાં એ બન્નેના ઉકેલો પરસ્પરથી જુદા છે અને તેમાંથી એકે ઉકેલ સર્વસ્વીકાર પામ્યો નથી. ડૉ. પ્રાણનાથ એ લિપિમાં સુમેરિયન લિપિનો પડછાયો નિહાળે છે, જ્યારે ફાધર હેરાસ એ લિપિને કોઈ મીનજાતીય ભૂમધ્ય સમુદ્રતટવાસી પ્રજાની લિપિ સાથે સાંકળે છે. વળી કોઈ વિદ્વાન એ લિપિને ઇજિપ્તની ચિત્રલિપિ સાથે સરખાવે છે. આ લિપિના ચારસો જેટલા ભિન્ન અક્ષરો છૂટા પાડી શકાયા છે. આછા ફેરફારવાળા અક્ષરોને એક ગણીએ તોય અઢીસો જેટલા વિભિન્ન અક્ષરો તો એમાં દેખાઈ આવે છે. કોઈ પણ મુદ્રા-પાટી કે માટીકામનાં વાસણો ઉપર એક જ લેખમાં બાર કરતાં વધારે અક્ષરો વપરાયલા મળ્યા નથી. એ લિપિનું વાચન ડાબેથી જમણે કે જમણેથી ડાબે હાથે થાય કે કેમ એની તો પછી સ્પષ્ટતા થાય જ શાની ? લિપિવાચન ઉપરથી જે કાંઈ ઇતિહાસ સ્પષ્ટ થાત તે હજી સુધી થઈ શક્યો નથી. એ ભાષા બોલાતી કેમ હશે એ પ્રશ્ન પણ લિપિ-ઉકેલ સાથે જ ઊકલવાનો. એ આર્ય ભાષા નહીં હોય એમ વિદ્વાનો અનુમાન કરે છે. બલુચિસ્તાનની 'બ્રાહુઈ' ભાષા જે આજ પણ જીવંત છે તે દ્રવિડ મૂળમાંથી ઉત્પન્ન થયેલી મનાય છે. આર્યો આવતા પહેલાંની આ સિંધુતટસંસ્કૃતિની ભાષા પણ દ્રવિડવર્ગની હોય એવો સંભવ ઘણા વિદ્વાનો સ્વીકારે છે. એથી પણ આગળ વધી કેટલાક અભ્યાસીઓ કહે છે કે દ્રવિડસંસ્કૃતિથી પણ પહેલાંની મુંડા સમૂહની પ્રાચીન ઑસ્ટ્રેલિયન ભાષાને મળતી ભાષામાંથી આ ભાષા તથા લિપિ વિકાસ પામી હોય. ભારતીય સંસ્કૃતિમાં લોકવૈવિધ્ય અને ભાષાવૈવિધ્યના થર કેવા અને કેટલા પડ્યા છે તેનું આ અણઊકલીભાષા સચોટ ઉદાહરણ છે.

**પ્રશ્નપરંપરા**

તો...આ મુદ્રા-પટીઓ ઉપર મુદ્રાના માલિકોનાં નામ હશે ? તેમની અટકો અને ઇલકાબો એમાં લખાયાં હશે ? લખાણ અને ચીતરેલી આકૃતિઓ વચ્ચે કાંઈ સંબંધ હશે ખરો ? પશુપક્ષી પણ ઠીક ઠીક

પ્રમાણમાં પાટીઓ ઉપર આકાર પામ્યાં છે. લિપિ અને ચિત્ર વચ્ચે શો સંબંધ ? જાહેર લેખો કે દસ્તાવેજો આટલી નાનકડી પાટીમાં આવી શકે ખરા ? પ્રેમપત્રો તો આમાં નહીં લખાયા હોય ? પ્રેમપત્રો માટે આવડી પાટી ટૂંકી પડે – આજ તેમ જ પાંચ હજાર વર્ષ ઉપર પણ ! કોઈ ઐતિહાસિક બનાવ, સંકેતસંદેશ, કોઈ ઊર્મિકાવ્ય કે ધર્મશ્લોક તો એ મુદ્રા ઉપર નહીં કોતરાયાં હોય ? લિપિ ન ઉકલે ત્યાં સુધી આપણે પ્રશ્ન કરીને અટકી જવું રહ્યું.

**ચિત્રોમાંનાં પ્રાણીઓ**

પરંતુ એ અણઊકલી લિપિ કરતાં વધારે સમજી શકાતાં ચિત્રો આપણને કેટલીક સ્પષ્ટ વાત કહી જાય છે. આપણે આજ પણ ઓળખી શકીએ એવાં મુદ્રાચિત્રો આપણે સહજ જોઈ જઈએ. ઘડિયાળને નામે આજ પણ ઓળખાતા નદીના મગરની છબી એ રેખાંકનોમાં સારા પ્રમાણમાં મળી આવે છે. હજી પણ એ પ્રાણી સિંધુ નદીમાં વસવાટ કરી રહ્યું છે રીંછ, વાનર, શ્વાન, ખિસકોલી અને પોપટ પણ એ મુદ્રાઓમાં મળી આવે છે. મોટાં શિંગડાંવાળું હરણ તથા ટપકીશોભિત કાશ્મીરી સાબર પણ એમાં દેખાય છે. આપણાં ઓળખીતાં શિયાળ તથા વરુ પણ એમાં છે ખરાં. ઉંદર, નકુલ–નોળિયો, ગરોળી, ઘો, કાચીંડા તથા કાચબાનાં ચિત્રો પણ સારા પ્રમાણમાં અંકિત થયેલાં છે. પ્રાચીન સંસ્કૃતિઓની કરોડરજ્જુ વિશાળ સરિતાઓ હતી, એટલે નદીને જ નામે ઓળખાતી આ સિંધુતટ-સંસ્કૃતિ વિવિધ માછલાંથી અજાણી તો ન જ હોય. એટલે આ ચિત્ર-માલામાં માછલી પણ છે. વળી ઘેટાં, બકરાં, કુક્કુર, કૂતરાં, ઘોડો, નંદિ, ઊંટ, વાઘ, ગેંડા, પાડા તથા હાથી અને બિલાડી પણ ચિત્ર માલામાં સ્થાન પામ્યાં છે, જો કે ઘોડો એ સંસ્કૃતિમાં બહુ જાણીતો ન હતો એવી પણ એક માન્યતા છે. પ્રાચીન–અતિ પ્રાચીન ભારતને ઘોડો અજાણ્યો હતો એવી એક માન્યતા હજી શોધખોળના પ્રદેશમાં જ

વિહરે છે. બિલાડીનાં ચિત્ર ઉપરાંત બિલાડીના અસ્તિત્વની સાબીતી બીજી એક બહુ ચમત્કારિક રીતે સચવાઈ રહી છે. હરાપ્પામાંથી બિલાડીનાં અસ્થિ તો મળી આવ્યાં છે; પરંતુ ચન્હુ ડેરોમાંથી એક એવી ઈંટ મળી આવી છે કે જે બિલાડી તથા કૂતરાના પંઝાને ચાર-પાંચ હજાર વર્ષથી સાચવી રાખે છે! ઈંટની અપક્વ સ્થિતિમાં એના ઉપર થઈ બિલાડી દોડી હોય અને તેની પાછળ કૂતરો પડ્યો હોય, અને એ બન્નેના પંઝાની છાપવાળી ઈંટ પછીથી ભઠ્ઠામાં પાકી બની હોય: તે સિવાય આવી છાપવાળી ઈંટ સમજી શકાય એમ નથી! આ ઈંટમાં શ્વાનમાર્જારની હસ્તી ઉપરાંત બિલાડી તથા શ્વાન વચ્ચેના વૈમનસ્યની જૂની વાત, આ ઢબે કોતરાઈ રહી છે!

**હવાપલટો**

ગેંડા, પાડા તથા હાથી સરખાં મહાકાય પ્રાણીઓ આજ તો સિંધુતટ ઉપર દેખાતાં નથી. એ પ્રાણીઓનાં સચવાઈ રહેલાં હાડ મળી આવ્યાં છે ખરાં. એ ઉપરથી સિંધુતટસંસ્કૃતિને આ સર્વ પશુઓનો પરિચય હતો એટલું સાબીત થાય છે. ઉપરાંત એ પશુઓનો ત્યાં વસવાટ થાય એવી આબોહવા પણ ત્યારે ત્યાં હતી એમ સિદ્ધ થાય છે. આ જ એમાં ઘણો ફેર પડી ગયો છે. એ યુગમાં હાથી, ગેંડા તથા પાડા રહી ફરી શકે એવું ગાઢ જંગલ તથા એ જંગલને પોષનારો ભારે વરસાદ હતાં એમ આપણે સહજ કહી શકીશું.

ઈંટો પકવવામાં આવતી હતી એટલે બળતણની પણ ત્યારે છૂટ હોવી જોઈએ. એ બળતણની વિપુલતા પણ ગાઢ જંગલ અને ભારે વરસાદની જ સૂચક છે.

સિકંદરની સવારીના ગ્રીક ઇતિહાસનવેશો પણ કહે છે કે સિંધ અને તેની આસપાસનો પ્રદેશ ઈસવીસન પૂર્વે ચોથી સદીમાં બહુ ફળદ્રુપ હતો. આ પ્રદેશની ફળદ્રુપતા અને સારો વરસાદ મોગલાઈ અમલ સુધી અહીં નોંધાયાં છે.

**વિપુલ પાક**

સિંધુતટ સંસ્કૃતિનાં શહેરોની વિશિષ્ટતા સરખી સુવિખ્યાત જલવાહિની – વ્યવસ્થા – Drainage – સારા વરસાદની સૂચક છે. સારી ખેતી અને ભારે અનાજઉત્પાદન સિવાય આ સંસ્કૃતિનો દીર્ઘકાળ સમજી શકાય એમ નથી. શહેરોમાં જલવાહિનીઓ છે, પરંતુ ગ્રામ્યવિભાગમાં નહેરોની રચના દેખાતી નથી એટલે એ સંસ્કૃતિને લાંબા સમય સુધી ટકાવી રાખતા પાકનું પોષણ સારા વરસાદ વગર થઈ શકે જ નહીં. ઘઉં, તલ, વટાણા, રાઈ, કઠોળ, જવ જેવાં અન્ન ત્યાં પકવી શકાતાં હતાં અને રાજસત્તા અગર પંચાયતસત્તા દ્વારા અનાજના કોઠારો ભરી રાખવામાં આવતા હતા એવી નિશાનીઓ પણ ત્યાં મળી આવી છે.

કપાસ પણ ત્યાં સારા પ્રમાણમાં થતો હતો. રાતા રંગે રંગેલું કપાસમાંથી વણેલું કપડું ચાંદીની એક બરણી આસપાસ વીંટળાયલું મોહન જો ડેરોમાંથી મળી આવ્યું છે. એ દર્શાવે છે કે કપાસ ત્યાં થતો, વણાટઉદ્યોગ ચાલતો અને અનાજની માફક કાપડ સિંધુતટસંસ્કૃતિની એક મુખ્ય નિકાસવસ્તુ હતી. મેસેપોટેમિયામાં હિંદી કપાસ સિંધુને નામે ઓળખાતો, જ્યાંથી ગ્રીસ જઈ તે સિંધડોનને નામે ઓળખાતો. બળદનો ખેતીમાં ઉપયોગ થતો હતો અને પશુપાલન સારા પ્રમાણમાં થતું હતું.

**શહેરોની બાંધણી**

સિંધુતટસંસ્કૃતિની ખાસ વિશિષ્ટતા તો તેનાં શહેરોની બાંધણીમાં અને મકાનોની સુવ્યવસ્થિત રચનામાં રહેલી છે. શહેરો બે જ જડ્યાં છે–હરાપ્પા અને મોહન જો ડેરો. બીજાં નાનાં નગરો, કસ્બાઓ અને વહીવટી થાણાં પણ હતાં, જેનાં બાંધકામ નગરોનાં બાંધકામને મળતાં આવે એવાં છે. મોહન જો ડેરો તથા હરાપ્પાનાં નગરો લગભગ એક જ યુગમાં બંધાયલાં લાગે છે. નગરની યોજનાબદ્ધ બાંધણી પણ લગભગ

એક જ પ્રકારની છે. નગરની આસપાસ અગર તેની પાસેના ભાગમાં રક્ષણાર્થે કિલ્લેબંદી હતી કે કેમ એ વિશે શરૂઆતમાં શોધકો વચ્ચે મતભેદ હતો. પરંતુ હવે તો એ માન્ય થયું છે કે બન્ને નગરોને રક્ષણ આપતા બુરજોવાળા કિલ્લાના અવશેષ બન્ને નગરોમાંથી મળી આવ્યા છે. આખા નગરની આસપાસ કિલ્લેબંદી હતી કે કેમ એ શંકાનો વિષય છે. નદીકિનારે એ શહેરો વસેલાં હોવાથી નદીનો જલમાર્ગ તરીકે સારા પ્રમાણમાં ઉપયોગ થઈ શકતો હતો. બલૂચિસ્તાન તથા અફગાનિસ્તાનના ઘાટને જોડતા રસ્તા એ નગરોને પશ્ચિમએશિયા સાથે ગાઢ સંબંધમાં મૂકી દેતા હતા.

**નગરરચનાની થોડી વિગતો**

કિલ્લા ઉપરાન્ત બન્ને નગરોનાં ઈંટેરી મકાનો, તેમની વ્યવસ્થિત બાંધણી, રસ્તાની રચના, જલવાહિનીઓ અને ખાસ કરીને સાર્વજનિક સ્નાનાગાર આપણું ખાસ ધ્યાન ખેંચે છે. નિવાસ માટેનાં વ્યક્તિગત મકાનો તેમ જ વ્યાપારીઓની દુકાનોની રચના પણ અભ્યાસીનું લક્ષ્ય દોરે એવી છે. મોટા સ્નાનાગાર સરખા કુંડ કે સરોવરની આસપાસ ઓરડીઓ બાંધેલી છે, જેમાં સ્નાન પછીની વસ્ત્રપરિધાન વ્યવસ્થા થતી હોવી જોઈએ. એ પાણી વહી જવા માટે રચેલી જલવાહિનીઓ પણ આશ્ચર્ય ઉપજાવે એવી રચના પામી છે. હરાપ્પાનાં બે વિચિત્ર ઢબનાં હજી ન સમજી શકાય એવાં મકાનોના અવશેષ તેમને કોઈ દેવમંદિર, ધર્મમંદિર કે અભ્યાસશાળાનો ભાસ આપે છે. એથી સહજ નાનું પણ એવું જ એક બાંધકામ મોહન જો ડેરો-માં પણ મળી આવ્યું છે, જેના છાપરાને ટકાવી રહેલા ઈંટના વીસ સ્તંભો મોજૂદ છે. પુરાતત્ત્વ ખાતાના એક વરિષ્ટ અધિકારી શ્રી વ્હીલરના શબ્દોમાં કહીએ તો 'આ બન્ને નગરોમાં એક ગૃહ મધ્ય સ્થળે એવી ઢબે બંધાયલું દેખાય છે કે જે આખી સિંધુતટસંસ્કૃતિનું ધાર્મિક કે રાજકીય કેન્દ્ર હોય અને આખી સંસ્કૃતિને એ કેન્દ્રમાંથી દોરતું હોય.'

વિશાળ સ્નાનાગાર, ધર્મકાર્ય કે અભ્યાસ ઉત્તેજતું મધ્યગૃહ, સ્તંભનો ટેકો પામતા છત્રથી સુસજ્જ ચોક ભાગ સ્વાભાવિક રીતે શ્રી વ્હીલરના મતને ટેકો આપવા આપણને પ્રેરે. હજી સુધી મંદિર તરીકે સ્પષ્ટ ઓળખાઈ આવે એવું મકાન જડયું નથી. મોહન જો ડેરો પાસેનો એક બૌદ્ધ સ્તૂપ હજી ઊભો છે. સિંધુતટસંસ્કૃતિ અને બૌદ્ધસંસ્કૃતિ વચ્ચે ઘણી સદીઓનાં છેટાં પડયાં છે. છતાં સ્તૂપની રચના ઉપરથી એવું અનુમાન અત્યારે થઈ શકે કે કદાચ, સિંધુતટસંસ્કૃતિના કોઈ વિશિષ્ટ દેવમંદિર ઉપર જ બૌદ્ધયુગમાં એ સ્તૂપ બાંધી દેવામાં આવ્યો હોય. આ અનુમાનનો વિરોધ પણ કરવામાં આવ્યો છે.

**મકાનોની રચના**

ખાનગી નિવાસનાં મકાનો પણ લગભગ સરખાં હતાં અને મકાનોના પદ્ધતિસર બાંધેલા લત્તામાં પણ એકસરખી રચના જોવામાં આવે છે. એક મકાનસમૂહ – લત્તો અને બીજા મકાનસમૂહ વચ્ચે મોટા રસ્તા, અને મુખ્ય માર્ગને કાટખૂણે નાના રસ્તા અને નાની શેરીઓ પણ ગોઠવાઈ ગયેલી છે. એ મકાનોમાં નિવાસની પણ ગોઠવણ ખરી અને દુકાનોની ગોઠવણ પણ ખરી. કેટલેક ઠેકાણે રહેઠાણ અને દુકાન બન્ને ભેગાં બંધાયલાં જોવામાં આવે છે. મકાનોમાં બારીઓ કેમ રાખવામાં આવતી ન હતી તે હજી સમજાતું નથી. ઊભી રહેલી ઊંચી દીવાલો બારીઓનાં ચિહ્નોવાળી નથી. કદાચ ઊંચા ભાગમાં જાળીઓ હોય. આજ પણ મોટે ભાગે ગામડાંમાં અને કેટલાંક જૂની ઢબનાં શહેરોમાં મકાનોની બારીઓ માટે ભારે કૃપણતા સેવવામાં આવે છે. બારી હોય તો યે તે બીજા માળને કે છાપરાને અડીને રાખવામાં આવે છે. ઓરડો અંધારિયો જ હોવો જોઈએ; ઘરને બારી જાળી મૂકી કાણું ન બનાવવું; આવી આવી બારીવિરોધી માન્યતાઓ આપણે ત્યાં વ્યાપક હતી એ ભૂલવું ન જોઈએ. કદાચ એ યુગને અનુરૂપ આવું જ કોઈ વલણ એ સંસ્કૃતિનાં મકાનોને આજની ઢબની વિપુલ બારીઓથી વંચિત રાખતું હશે. સારાં મકાનોને આજની માફક

ત્યારે પણ આંગણું, ચોક અને વાડો ખરાં. ઘરમાં જવાનો માર્ગ સામાન્યતઃ મુખ્ય રસ્તા ઉપર રાખવામાં આવતો નહીં, પરંતુ શેરીના પાછલા ભાગમાં થઈ ને ઘરમાં પેસાય એવું પ્રવેશદ્વાર રાખવામાં આવતું. આજ પણ આવી પરિસ્થિતિ ઘણે ઠેકાણે જોઈ શકાય છે. આંગણાને ફરતી જુદી જુદી ત્રણ કે ચાર ઓરડીઓ મકાનનું સ્વરૂપ ધારણ કરતી. ઓરડીઓ નાની પણ હોય અને મોટી પણ હોય. પ્રત્યેક ગૃહમાં સ્નાનાગાર તો ખરું જ, અને મુખ્ય રસ્તાની જલવાહિનીને મળે એવી પ્રત્યેક ગૃહના સ્નાનાગારનું પાણી લઈ જતી નાની જલવાહિનીઓ પણ ખરી. સ્નાનાગારની ફર્શબંધી ઈંટો ગોઠવીને પાકી બનાવવામાં આવતી હતી. કચરો નાખવાની કુંડીઓ જોવામાં આવે છે, પરંતુ મલોત્સર્ગ માટેનાં બંધ સાધનો કે સ્થળો જોવામાં આવતાં નથી. કદાચ સ્નાનાગારની જોડે આ સગવડ હોય એવો પણ એક મત છે. કૂવા પ્રત્યેક ઘરમાં ખરા. મકાનોની રચના, માર્ગયોજના, પાણીવહનની ગોઠવણી કોઈ ઉચ્ચ પ્રકારની સુઘરાઈવ્યવસ્થાનું સૂચન કરે છે. આવી સફાઈયોજના કોઈ પણ પ્રાચીન સંસ્કૃતિનાં નગરોની રચનામાં દેખાતી નથી એ નોંધપાત્ર વિશિષ્ટતા છે. કેટલાંક મકાનોની સીડીઓ હજી ઊભી છે એ ઉપરથી એમ લાગે છે કે મકાનોમાં કોઈ સ્વરૂપનાં ઉપર દળ કે મજલા હોવા જોઈએ. ચૂલા દેખાતા નથી. એટલે...લોકો શું માત્ર કોલસા વાપરતા હશે ? વાંસ અને ઘાસ ઉપર માટીનાં પડ પાથરી છાપરાં બનાવવામાં આવતાં હતાં. માટીનો ઉપયોગ આજના ભારતીય બાંધકામમાં વિસરાઈ જાય છે; પરંતુ માટીમાંથી મજબૂત કિલ્લા અને મકાનોની અભેદ્ય દીવાલો રચાતી હતી એ વાત આજના અતિ મોંઘવારીના યુગમાં ભૂલવા સરખી નથી. સિંધુતટસંસ્કૃતિએ માટીનું મહત્ત્વ પરખ્યું હતું.

નગરના મુખ્ય વિભાગથી સહજ દૂર કેટલીક ઓરડીઓ બંધાયલી છે. કલ્પના પૂછે છે : કારખાનાના મજૂરોની આ ચાલીઓ હશે ? કે આજના અંત્યજવાસનું કોઈ પૂર્વસ્વરૂપ અહીં સચવાઈ રહ્યું હશે ?

આ ઓરડીઓથી થોડે દૂર દસ ફૂટ વ્યાસના ગોળાકાર ઈંટેરી જમીન-વિભાગો પણ જોવામાં આવે છે, અને ગોળાકાર ખાંડણિયાઓની આકૃતિ પણ સ્પષ્ટ દેખાય છે, જેમાં ઘઉં, જવ અને તેનાં ફોતરાં પણ સચવાઈ રહ્યાં છે. શહેરની વસતિના ખોરાક માટે અનાજ ખાંડવાની સામુદાયિક ઇલાયદી વ્યવસ્થા અહીં હોય તો તેમાં નવાઈ નહીં. એ ખાંડણિયાઓની પાછળ બસો ફૂટ લાંબી અને દોઢસો ફૂટ પહોળી કોઠાર સરખી જગા પણ ખંડેરરૂપમાં દેખાય છે. સામુદાયિક અનાજ સાચવવા માટેના આ કોઠારો તે સમયની રાજ્યવ્યવસ્થામાં હોવા જોઈએ. આ પ્રથા જૂના શહેરોમાં અને ખાસ કરી ભગ્ન કિલ્લાઓમાં આજ પણ જોઈ શકાય છે. આ ઢબે ગામાત અનાજ ખાંડવાની પ્રથા બંગાળ તથા કાશ્મીરમાં હજી થોડીઘણી પ્રચલિત છે.

**કલ્પિત પ્રાણીઓ**

વજન તથા માપનાં કાટલાં તેમ જ ગજભરતરનાં સાધનો પણ આ ખોદકામમાંથી મળી આવ્યાં છે, જે ઉપરથી આ સંસ્કૃતિની ઉચ્ચકક્ષાનું માપ આપણને મળી આવે છે. આ સંસ્કૃતિના વિભાગ તરીકે મળી આવેલી મુદ્રાઓ મોટે ભાગે ચોખંડી હોય છે, અથવા લંબચોરસ કે ભૂંગળાં સરખી પણ હોય છે. ન ઓળખાતી લિપિવાળા લેખ અને જાણીતાં જાનવરોનાં ચિત્રોનો આપણે ઉલ્લેખ કર્યો. સાથે સાથે કેટલાંક કલ્પિત, દંતકથામાં રમી રહેલાં પ્રાણીઓ પણ એ મુદ્રાપટીઓ ઉપર અંકિત થયેલાં છે. દંતકથા કે દેવકથા સરખાં લાગતાં દશ્યો પણ એ મુદ્રા ઉપર આકાર પામ્યાં છે જે ઉપરથી એ સંસ્કૃતિમાં દેવકથાઓ કે ધર્મકથાઓ પ્રચલિત હશે એમ અનુમાન આપણે કરી શકીએ. પરંતુ જબરજસ્ત ખાંધ, લટકતી ગળાની ઝૂલ તથા મોટાં ઊભાં અર્ધચન્દ્રાકાર શિંગડાવાળો વૃષભ એ આ સંસ્કૃતિનું પ્રિય ચિહ્ન હોય એમ લાગે છે.

આ સંસ્કૃતિની કથા આટલેથી અટકે એમ નથી. મુદ્રાંકિત કલા

ઊંચા પ્રકારની છે અને બૌદ્ધ-વૈદિક કોતરકામ reliefની ઝાંખી યાદ આપે એમ છે. મકાનોની તથા રસ્તાઓની વ્યવસ્થિત રચના પણ એ યુગકલાની પ્રમાણબદ્ધતાનો ખ્યાલ આપણને આપે છે. મકાનોની દીવાલો ઉપર ચિત્ર કે કોતરકામ થયાં દેખાતાં નથી. એ સંસ્કૃતિની ઉચ્ચતાનો ખ્યાલ મળી આવેલા શિલ્પ કે મૂર્તિઅવશેષોમાં તેમ જ આભૂષણ-અલંકારોની રચનામાં પણ મળી આવે છે. કેટલીક શિલ્પકૃતિઓ તો એટલી સુંદર છે કે તેમની રચના આટલા પ્રાચીન કાળમાં થઈ એમ માનતા પહેલાં વિદ્વાનો બહુ ઊંડા વિચાર કરી ચૂક્યા છે. હરાપ્પામાંથી મળી આવેલી રાતા ચકમકની એક માનવમૂર્તિમાં કુશાણ અને ગુપ્ત યુગની કલારેષાઓ જાણે ઝબકી જતી હોય એમ લાગે છે. વળી ત્યાંથી જ મળી આવેલી નર્તકોની મૂર્તિ સુંદર નર્તનમુદ્રાઓ ઉપરાંત એની બનાવટ અંગે ખાસ ઉલ્લેખ માગે છે. એ નર્તકી-મૂર્તિનું મસ્તક, પગ, હાથ તથા વક્ષમંડળ જુદાં જુદાં ઘડાઈ નાજુક ચાંપ કે ખીલીથી સર્વ એકત્રિક થઈ આખો નર્તકીઆકાર લે છે. મોહન જો ડેરોમાંથી મળી આવેલી વસ્ત્રપરિધાનયુક્ત તથા દાઢીવાળા પુરુષની પ્રતિમા પણ એ જ પ્રકારની બનાવટ છે. એ જ પદ્ધતિએ રચાયલા નાનકડા વૃષભની આકૃતિ પણ કાન, શૃંગ અને આંખોની અલગ રચનાને મુખ્ય દેહ સાથે જડી દઈ ઊભી કરવામાં આવી છે. મોહન જો ડેરોની સુપ્રસિદ્ધ નર્તકી પણ એ જ કલાનો નમૂનો છે. એક સળંગ પથ્થરમાંથી મૂર્તિ કોરી કાઢવાની કલા એ ભાવિ ભારતની વિશિષ્ટતા. એ વિશિષ્ટ કલાનાં બીજ સિંધુતટસંસ્કૃતિમાં વવાઈ ચૂક્યાં હતાં એમ માનવાનું મન થાય એવી શિલ્પઆકૃતિઓ આ સંસ્કૃતિ આપણને આપે છે. વળી ખીલી પશિયારાં સાથે જુદાં જુદાં અંગ જોડી આખી મૂર્તિ ઊભી કરવાની આવડત પશ્ચિમએશિયાની જાણીતી સંસ્કૃતિઓમાં હતી. એ આવડત સિંધુતટસંસ્કૃતિના કારીગરોમાં હતી એ એટલું તો સ્પષ્ટ કરે છે કે એ યુગના ભારતને પશ્ચિમ-

**મૂર્તિકલા**



હરપ્પાની નર્તક મૂર્તિનું ચિત્ર

એશિયા સાથે નિકટ સંબંધ હતો. છતાં એ મૂર્તિઓ ઉપરથી આપણે એ યુગનાં વસ્ત્રપરિધાનને ઓળખી શકયા નથી. નવસ્ત્રો દેહ અન્ય આધુનિક સંસ્કૃતિઓની માફક એ સંસ્કૃતિના કલાવિધાયકોને ગમતો હોય એમ લાગે છે. મૃતિકાનાં અનેક સ્ત્રીપુરુષ - પૂતળાં મળી આવ્યાં છે - ખાસ કરી સ્ત્રીપૂતળાં. પરંતુ એ યુગના પોશાકનું જ્ઞાન એ આપતાં નથી. માથાના વાળની વિધવિધ ગોઠવણી, માથે પહેરવાના શૃંગાર, ભરચક માળાઓ અને મેખલાઓ તથા વલય આભૂષણો ધારણ કરવાની પ્રથા ત્યારે હતી એમ લાગે છે. કેટલીક પ્રતિમાઓ માત્ર રમકડાં પણ હોય અને કેટલીક દેવમૂર્તિઓ પણ હોય. દેવમૂર્તિઓને કેમ અને કયાં રાખવામાં આવતી હતી એ સમજાતું નથી. જાહેર ધર્મસ્થાન અને વિધિસ્થાન નગરમાં હતાં એવું અનુમાન આપણે જોઈ ગયા. એ અનુમાન હજી નક્કર સત્ય તરીકે સ્વીકારાયું નથી. છતાં જાહેર ધર્મસ્થાનમાં કે ખાનગી ગૃહોમાં મૂર્તિઓ કયાં અને કેમ રાખવામાં આવતી હતી તે હજી સ્પષ્ટ થતું નથી. મૂર્તિ વગરનાં પણ દેવસ્થાનો હોઈ શકે છે એ નિહાળવા આજનાં બાલીટાપુનાં હિંદુ મંદિરો નિહાળવાં બસ થશે. બાલીનાં મંદિરોમાં કોતરકામ ખરું; કોતરકામમાં અનેક દેવદેવીઓની મૂર્તિ ઊપસી આવેલી ખરી; પરંતુ મંદિરમાં–મંદિરના ગર્ભમાં મૂર્તિ નહીં અને મૂર્તિપૂજા પણ નહીં. એ બાલીમંદિરોની વિશિષ્ટતાનો ઉલ્લેખ સિંધુતટસંસ્કૃતિ અંગે કરી લઈએ.

**અલંકારો**

જ્યાં જ્યાં શોધખોળ થઈ છે ત્યાં ત્યાં મણકા અને આભૂષણોના ટુકડા તો મળી જ આવ્યા છે, પરંતુ સદ્‌ભાગ્યે એ યુગનાં આભૂષણો સમજાઈ જાય એવા આખા અને આખા અલંકારો પણ મળી આવ્યા છે. ગળુબંદ, કંદોરા, માળા, બાજુબંદ જેવાં આખાં આભૂષણો બન્ને નગરોમાંથી મળી આવ્યાં છે. હરાપ્પામાં મજૂરોના સ્થળ તરીકે સૂચવાયલી ઓરડીઓમાંની એક ઓરડી નીચે સાતઆઠ ફૂટ જમીન

ખોદતાં સોનાનાં અનેક ઘરેણાં અને ઝવેરાતના અનેક અલંકારો હાથ લાગ્યાં. એમાં બંગડીઓથી માંડી નાના મણકા સુધીનાં આભૂષણો છે, એટલું જ નહીં, પણ રત્નજડિત અલંકારો પણ આખા મળ્યા છે. ઘરેણાં મળી આવ્યાં એ સ્થળ તથા ખાડામાં તેમને ભંડારી દેવાની સાવચેતી દર્શાવી આપે છે કે એ ખજાનો કાયદેસર મેળવેલો નહીં હોય. કોઈ ગૃહસ્થ કે અમીરની પત્નીના અલંકારભંડારને તોડી, અગર કોઈ ઝવેરીના રક્ષિત સંચને ફાડી તે સમયના ચોરોએ અલંકારસમૂહ ઊંચકી આ છૂપી જગાએ તેને દાટયો હોય એમ લાગે છે. આ કીમતી ખજાનો દટાયા પછી એના દાટનારને હાથ ફરી ચઢયો નહીં ! ઈસુ પહેલાંની ત્રીજી-ચોથી સહસ્રાબ્દિમાં સોનું, ચાંદી અને રત્નો હતાં; એ સોના, ચાંદી અને રત્નોના અલંકારો માનવદેહને વિભૂષિત કરતા હતા, એટલું જ નહીં, એને ચોરી જનાર માનવીઓ પણ હતા ! ધનિકોની સંસ્થા અને ચોરની સંસ્થા આજની જ છે એવું અભિમાન હવે આપણાથી ન લઈ શકાય ! ચોર કયો સારો ? ઈસવીસન પહેલાંનો ? કે પછીનો ? દાટેલા ધનવાળું સ્થળ એ ચોરને ફરી જડયું નહીં હોય ? બીજી ચોરી કરતાં તે શું પકડાઈ ગયો હશે ? પકડાઈ ગયા પછી શું એને એવી સજા થઈ હશે કે તે પોતાની સંતાડેલી ચીજો પાછી લેવા આવી જ ન શકયો ? અહીં એ સંસ્કૃતિના ન્યાયશાસનની કલ્પના કરી એ પ્રશ્નોને આપણે અટકાવી દઈએ. કારણ રાજવહીવટ કે શાસનપદ્ધતિ ઉપર પ્રકાશ પાડનારી કોઈ વસ્તુ હજી આપણને જડી નથી. લિપિ ઉકલ્યે કદાચ એ વધારે સમજાય.

આ તો હરાપ્પાની વાત થઈ. મોહન–જો–ડેરોમાંથી તો વળી આવા ચાર ઝવેરાતભંડારો મળી આવ્યા છે. આ નગરમાં સંતાડેલી વસ્તુઓ કોઈ જુદી જ પરિસ્થિતિનું સૂચન કરે છે. એમાં ચોરનો હાથ દેખાતો નથી. આ સંસ્કૃતિના પાછલા ભાગમાં તેને માથે આફતો આવી હોવી જોઈએ અગર તેના ઉપર આક્રમણો થયાં હોવાં જોઈએ. આવા કોઈ

હુમલાને પ્રસંગે મોહન-જો-ડેરોના નાગરિકોએ પોતાની મિલકત ભેગી કરી ગુપ્ત સ્થળોએ સંતાડી રાખી હોય અગર હુમલાખોરોએ માલ લૂંટી જુદી જુદી જગાએ મૂકયો હોય. એ જે હોય તે. માલિકોને કે હુમલો કરનારને પાછા આવી પોતાનો ખજાનો કે લૂંટ ફરી હાથ કરવાની તક મળી નથી. સિંધુતટસંસ્કૃતિએ તેના પાછલા ભાગમાં હુમલા, પરાજય અને પડતી અનુભવ્યાં લાગે છે. આ ઘરેણાંમાં પણ સોનાપટીઓ, બાજુબંદ, સોનાની ભુંગળીઓ, ગલુબંદ, કમરપટા, હારમાળા તથા મણકા છે. એમાં એવા રત્નઅલંકાર છે કે જેવા એ યુગના ઇરાન તથા મેસેપોટેમિયામાંથી પણ મળી આવ્યા છે. સિંધુતટસંસ્કૃતિની એક મુદ્રાપાટી સુમેરિયામાંથી મળી આવી છે. આ સઘળું સાબીત કરે છે કે ભારતને પશ્ચિમએશિયા સાથે બહુ નિકટતા હતી.

ચન્હુ ડેરોમાંથી તો રત્નોના અલંકાર બનાવનાર ઝવેરીની આખી દુકાન મળી આવી છે. એમાં રત્નો કાપવાનાં યંત્રો મળ્યાં છે, કાનનાકની વાળીઓ મળી આવી છે અને ત્રાંબાના આયના પણ જડી આવ્યા છે. સૂરમો તથા તે આંજવાની સળીઓ પણ એમાં છે અને ક્ષૌરકર્મ માટેના અસ્ત્રા પણ છે. સિંધુતટસંસ્કૃતિની ઉચ્ચકક્ષા, તેની કારીગરી તથા તેની જાહોજલાલીનો ખ્યાલ આ ઉપરથી આપણને જરૂર આવશે.

મળી આવેલી મૃત્તિકામૂર્તિઓમાંથી રમકડાં કયાં અને દેવમૂર્તિ કયી એ સમજવું આજ મુશ્કેલ છે. માથું હલાવતાં કરામતી પશુઓની આકૃતિ, આજ સુધીના મેળાઓમાં પણ લાકડી ઉપર કૂદતો અને બાળકોને ખુશ કરતો રમકડાંનો વાંદરો, માટીનાં નાનકડાં ગાડાં અને પશુપક્ષી આકારનાં માટીવાસણો પણ અહીં ઉપલબ્ધ થયાં છે. મોટા અવાજ કરતી માટીની સીસોટીઓ, માટીકામ, માટલાં, કુલડીઓ, હાંલ્લાં એ સઘળું તુટેલું ફુટેલું મળી આવ્યું છે.

આ સઘળું આશ્ચર્યજનક તો છે જ. પરંતુ એથીયે વધારે આશ્ચર્યજનક દેવદેવીની સ્પષ્ટ કહી શકાય એવી મૃતિકા મૂર્તિઓ છે. માટીમાંથી બનેલી એ અસંખ્ય દેવીમૂર્તિઓ પૃથ્વીપૂજા કે શક્તિપૂજાના કોઈ વિશિષ્ટ પ્રકારનું સૂચન કરે છે. એક મુદ્રામાં ઉપસેલા સ્ત્રીચિત્રમાં સ્ત્રીના પેટમાંથી નીકળતો એક છોડ દર્શાવાયો છે. ભૂમિને માતા તરીકે માનવાની ધર્મભાવના ત્યારે વ્યાપક હોવી જોઈએ. આ સ્થળે વિષ્ણુની નાભીમાંથી પ્રગટ થતું કમળ તથા કમળમાંથી ઉત્પન્ન થતા સર્જક બ્રહ્માનો ખ્યાલ આવ્યા વગર ન જ રહે. ગ્રામદેવતાઓ તરીકે ઓળખાતાં આવાં માટીપૂતળાં ભારતીય ગ્રામોમાં આજ પણ પ્રચલિત છે, અને તેમના પૂજારીઓ અબ્રાહ્મણ અને ઊતરતી કોટિના હોય છે. આર્ય અનાર્યના સંસર્ગની આ કથની આજ સુધી જીવંત છે. આજના હિંદુધર્મ સાથે પ્રાચીનતાને જોડતી આ ગ્રામદેવતાઓની મૂર્તિઓ જ માત્ર ભારતીય સંસ્કૃતિના મુલાયમપણાની સૂચક છે એમ નહીં. વૈદિકસંસ્કૃતિના પ્રતીક રૂપ યોગી અને સાધુનું દૃશ્ય ખડું કરતી ત્રણ મુખના એક પુરુષદેવની આકૃતિ પણ એક મુદ્રા-પાટી ઉપર મળી આવી છે એનાં આસન અને ધ્યાનમુદ્રા આર્યસંસ્કાર સાથે સિંધુતટસંસ્કૃતિને સાંકળી લે છે. બાજી એવી જ મુદ્રા ઉપર યોગીની મૂર્તિ આસપાસ એક હાથી, એક વાઘ, એક ગેંડો અને એક પાડો ચીતરવામાં આવ્યાં છે, અને યોગીના પગ પાસે બે હરણ ઊભાં કરવામાં આવ્યાં છે. શિવનું પશુપતિસ્વરૂપ જાણે અહીં સ્પષ્ટ થતું ન હોય ? ચાર પશુઓ જોડે ચાર મુખ હોય; પરંતુ મુદ્રા કોરવામાં ચાર મુખ અશક્ય બનવાથી ત્રણ મુખ કોરી કલાકારે સંતોષ માન્યો દેખાય છે. સારનાથ પાસેનો મૌર્ય કલાના નમૂના સરખો સ્તંભ હાથી, સિંહ, અશ્વ અને નંદિનાં પ્રતીક ઉપસાવી રહેલો છે. દિવ્યતત્ત્વની પશુપતિ તરીકેની ભાવના સિંધુતટથી મૌર્યસ્થાપત્યમાં ઊતરી આજના શૈવમાર્ગ સુધી અસ્ખલિત ચાલુ રહી છે એવી માન્યતા માત્ર કલ્પનાની રમત ન હોય.

**દેવદેવીની મૂર્તિઓ અને ધર્મછાપ**

એ જ ધોરણે શિશ્નપૂજા–લિંગપૂજાના અવશેષો પણ અહીં મળી આવ્યા છે. આજના શિવપૂજનમાં આવશ્યક યોનિ–લિંગ પ્રતીકમાં એ પ્રાચીન શિશ્નપૂજા જળવાઈ રહેલી માનવામાં આપણે કલ્પનાના જ ઘોડા દોડાવતા નથી. ઋગ્વેદમાંનો શિશ્નપૂજકો માટેનો અણગમો અહીં ઉલ્લેખી શકાય.

વૃક્ષપૂજન પણ સિંધુતટસંસ્કૃતિમાં ખરું અને અશ્વત્થ–પીપળો–બહુ પવિત્ર મનાતો હોય એમ સ્પષ્ટ થાય છે. એ સંસ્કૃતિનાં મથકોમાંથી મળી આવેલાં માટીકામ ઉપર પીપળાનાં પાન વિશેષતઃ કોરવામાં આવેલાં મળ્યાં છે. ખભે મોટી ખાંધ અને ગળે વિશાળ ઝૂલ લઈ ફરતો સિંધુતટસંસ્કૃતિને વિશિષ્ટ પ્રતીક આપતો નંદિ આજના હિંદુધર્મનું પવિત્ર અને પૂજનીય પ્રાણી છે, અને કાશી સરખાં તીર્થધામમાં તેની ગતિ યાત્રાળુઓને કષ્ટજનક હોવા છતાં સ્વતંત્ર અને મુક્ત રહે છે. વિશ્વનાથના મંદિર પાસે યાત્રાળુઓની સાથે જીવંત નંદિ ફરતો જ રહે છે! આર્યોએ સ્વીકારેલા કેટલા ય દેવો અને કેટલી યે ધર્મમાન્યતાઓ સંસ્કૃતિઓના સુમેળની રસભરી વાત સાચવી રહે છે! સાર્વજનિક કે ખાનગી પૂજાસ્થળ હજી સિંધુતટસંસ્કૃતિમાં નક્કી થઈ શક્યું નથી એ વાત સાથે સાથે યાદ કરવી રહી.

સિંધુતટસંસ્કૃતિની અંત્યેષ્ટિ ક્રિયા સમજી શકાય એવાં સાધનો પણ છેલ્લે છેલ્લે મળી આવ્યાં છે. જથાબંધ મૃતદેહો મોહન–જો–ડેરોમાંથી મળતાંબરોબર એ હાડપિંજરોનો અભ્યાસ શરૂ થઈ ગયો અને મૃતદેહની વય, જાત, નૃવંશ કુટુંબ જેવી હકીકતો પણ સ્પષ્ટતા પામી. આર્યજાતિના નહીં પરંતુ સુમેર જાતિને મળતા દ્રવિડ ઢબના આ માનવીઓ હતા એમ અત્યારે માન્યતા છે. એમાં ઓસ્ટ્રોલોઇડ જાતનો માનવી પણ મળી આવ્યો છે જે દ્રવિડો કરતાં આર્યાવર્તનો વધારે પ્રાચીન માનવ ગણી શકાય. આ મૃતદેહો વિધિસહ ક્રિયાપૂર્વક કુદરતી મૃત્યુ પામેલા લાગતા નથી, પરંતુ અકસ્માતમાં કે યુદ્ધમાં હણાયલા માનવો લાગે છે. કેટલાક સમય સુધી એમ પણ માન્યતા હતી કે

સિંધુતટસંસ્કૃતિ મૃતદેહને આજના હિંદુ રિવાજ અનુસાર અગ્નિદાહ કરતી હોવી જોઈએ. પરંતુ ડૉ. વ્હીલરે એ માન્યતાને ખોટી પૂરવાર કરી દહનને સ્થાને દફનનો રિવાજ હતો એમ દર્શાવ્યું છે. આજ સુધી લગભગ સત્તાવન દફનસ્થાનો તેમને મળી આવ્યાં છે. એ ઉપરથી એમ લાગે છે કે અન્ય પ્રાચીન સંસ્કૃતિઓની માફક સિંધુતટસંસ્કૃતિમાં મૃતદેહોને દાટવામાં આવતા હતા, તેમની સાથે તેમની અંગત વસ્તુઓ પણ દાટવામાં આવતી હતી અને તેમનાં અંગત ઘરેણાં પણ શબ સાથે જ રાખવામાં આવતાં હતાં. બાર દફનસ્થાનોમાં તો મૃતદેહો સાથે હાથાવાળા આયના પણ મૂકવામાં આવેલા હતા. માનવીને પોતાનું મુખ નિહાળવાનો શોખ મૃત્યુ પછી પણ જાણે રહેતો ન હોય ? એક દફનસ્થળે દીવો મૂકેલો મળ્યો છે. આજની હિંદુ અંત્યેષ્ટિ ક્રિયામાં દીપકનું મુખ્ય સ્થાન હોય છે. એક બાલિકાનું શબ બરુની રચનામાં ગોઠવાયલું, લાકડાના કફનમાં મૂકેલું મળ્યું છે. સુમેરિયન સંસ્કૃતિમાં આ સમયે આવી જ પ્રથા ચાલુ હતી. ડૉ. વ્હીલર એ અંગે બન્ને સંસ્કૃતિઓની એકતાનું પણ સૂચન કરે છે. છતાં કેટલાક વિદ્વાનોને કોઈ કોઈ સ્થળે પથ્થર કોરેલી ગુફાઓમાં તેમ જ ઈંટથી ચણેલી સ્મશાનભૂમિમાં મૃતદેહોને બાળવામાં આવતા હતા એમ પણ દેખાયું છે! આજનું રાજદ્વાર જ એકલું નહીં, પણ આજની વિદ્વત્તાયે એક મતમાં માનતી નથી!

**થર ઉપર થર**

મોહન–જો–ડેરો અને હરાપ્પાનાં ખોદકામ એ પણ હકીકત સ્પષ્ટ કરે છે કે એક ને એક સ્થળે અનેક વાર આ શહેરો બંધાયાં હોવાં જોઈએ — અલબત્ત ઓછુંવધતું અંતર પ્રત્યેક થરમાં રહે ખરું. નવ ફેરફારો મોહન જો ડેરોમાં અને પાંચથી સાત ફેરફારો હરાપ્પામાં દેખાય છે. છતાં બધા ય થરોમાંથી મળી આવેલાં મકાનોનાં બાંધકામ એક જ સરખાં, કાંઈ પણ વિશિષ્ટ ફેરફાર વગરનાં, એક જ નમૂનારૂપ

છે. લગભગ નદીઓનાં પાણી ફરી વળવાને કારણે ફરી ફરી મકાનો બંધાયાં લાગે છે. જે સંસ્કારછાપ પહેલા પડમાં દેખાય છે તે જ છાપ નવમા થરમાં પણ દેખાય છે. પહેલા થરની લિપિ એ જ લગભગ છેલ્લા થરની લિપિ. સિંધુતટસંસ્કૃતિ અતિ સંરક્ષક–Conservative હશે ? હિંદવાસીઓને માથે આજ પણ ઘેલછાભર્યાં સંરક્ષકપણાનો દોષ મૂકવામાં આવે છે. એ વારસો સિંધુતટસંસ્કૃતિનો તો નહીં હોય ? પરંતુ દોષ મૂકાય છે એવી જડ, અંધિયાર અને જક્કી ભારતીયસંસ્કૃતિ ન હતી એમ આપણે આગળ જોઈ શકીશું. પ્રાચીન સંસ્કૃતિઓમાં આજનો યુગ માગે એવા ઝડપી ફેરફારોની શક્યતા જ ન હતી. સિંધુતટસંસ્કૃતિ લગભગ હજાર વર્ષોને પોતાનામાં સમાવતી સંસ્કૃતિ હતી. એ આપણું પ્રથમ ભારતીય મહારાજ્ય હોવાનો પણ સંભવ પૂરેપૂરો દેખાય છે. ભારતીય સંસ્કૃતિના ઇતિહાસમાં હવે સિંધુતટસંસ્કૃતિને સ્થાન આપ્યા વગર ચાલે એમ નથી. હજારો વર્ષના ભારતીયસંસ્કૃતિવ્યવસાયનું એ પહેલું જ્ઞાત પડ. વીસમી સદીએ આપણને આપેલી એ નૂતન બક્ષિસ. એને હવે એક સામટી જોઈ લઈએ.

**સિંધુતટ**

એને હરાપ્પા કે મોહન – જો – ડેરો – હડપ્પા – મોહન જો – દડો – સંસ્કૃતિ કહેવી, એને દ્રવિડ સંસ્કૃતિ કહેવી, એને અસુરસંસ્કૃતિ કહેવી કે એને સુમેરિયન સંસ્કૃત કહેવી એનો નિર્ણય હજી થઈ શક્યો નથી. એને સિંધુતટસંસ્કૃતિ કહેવી અને તેને ભારતીયસંસ્કૃતિના વિશાળ પટનું પહેલું પડ માનવું એ વધારે યોગ્ય લાગે છે – જો કે પાકિસ્તાનમાં આજ ખેંચાઈ ગયેલો એ ભૂમિપ્રદેશ ભારતીયસંસ્કૃતિ સાથે જોડાયલા નવા અંકોડા ભારતને શોધવા દેશે કે કેમ એ નાજુક પ્રશ્ન છે. એ સંસ્કૃતિની કરોડરજ્જુ સરખી સિંધુ નદી આજ અસ્તિત્વમાં છે. એ જ સિંધુતટે આર્યપૂર્વજો આવીને વસ્યા હતા અને એ જ તટ ઉપર તેમણે વેદને રચ્યો અને વેદને ગાયો છે.

પશ્ચિમ દિશામાં ઈરાનની સરહદ સુધી આખા બલૂચિસ્તાન તથા અફઘાનિસ્તાનના કેટલાક ભાગને એ સંસ્કૃતિ આવરી રહી હતી. ઉત્તરે અને પૂર્વે એક પાસ હિમાલયની પગથિયે એ સંસ્કૃતિને નિહાળી રહી હતી, અને કદાચ જયપુર-દિલ્હી સુધી લંબાતો રાજપૂતાનાનો કેટલોયે ભાગ એ સંસ્કૃતિની અસર નીચે હોવો જોઈએ. તેની દક્ષિણ સરહદ કચ્છ-કાઠિયાવાડ સુધી લંબાયલી હતી. દરિયાનો અનુભવ એ સંસ્કૃતિને ખરો.

**સમગ્રાવલોકન**

આ સંસ્કૃતિ ઈસવીસન પૂર્વે ૩૦૦૦ કે ૪૦૦૦ વર્ષ ઉપર અસ્તિત્વમાં આવી. ઈ. સ. પૂર્વે ૧૫૦૦-૨૫૦૦ બહુ નજીક લાગે છે. તેનું સ્વતંત્ર જીવન ઓછામાં ઓછાં હજાર વર્ષ સુધી ચાલ્યું હોવું જોઈએ. કદાચ પ્રાચીનતામાં એ બીજી જાણીતી પ્રાચીન મનાતી સંસ્કૃતિઓ કરતાં આગળ વધી જાય-જો કે પાશ્ચાત્ય વિદ્વાનોને પણ પ્રાચીનતા પોતાની બાજુએ ખેંચવાનું મમત્વ આપણા મમત્વ કરતાં ઓછું નથી.

એક સહસ્રાબ્દિ સુધી ભારતભૂમિ ઉપર વિસ્તરેલી આ સંસ્કૃતિ નગરસંસ્કૃતિ કહી શકાય. એ નગરસંસ્કૃતિ હોય નહીં તો એનો આટલો વિસ્તાર ન હોઈ શકે એમ અભ્યાસીઓ માને છે. એ સંસ્કૃતિનાં બે મથક : એક હરપ્પા અને બીજું મોહન જો ડેરો. એ આજનાં નામ. સંસ્કૃતિના અસ્તિત્વકાળે એ કયે નામે ઓળખાતાં હશે એ આપણે જાણતા નથી. હરપ્પા રાવી નદી ઉપર અને મોહન જો ડેરો સિંધુ નદી ઉપર. બન્ને નગરો વચ્ચે લગભગ ત્રણસો માઈલનું અંતર. એ બન્ને કેન્દ્રસ્થાનેથી રાજસત્તા અને ધર્મસત્તાની લગામ આખા વિશાળ પ્રદેશને કાબૂમાં રાખતી હતી. વરસાદ આજના કરતાં ત્યારે વધારે પ્રમાણમાં પડતો. ત્યારે અહીં વન હતાં, વનપશુઓ હતાં અને પાળેલાં પ્રાણીઓ પણ હતાં; કૃષિક્ષેત્રો હતાં, ક્ષેત્રોને જીવંત રાખતાં ગામડાં હતાં; અઢળક પાક થતો, એના ઉપર શહેરોની આબાદી નભતી અને વધારાનું અનાજ

દેશપરદેશ નિકાસ થતું. સપ્તસિંધુ પ્રદેશની સરિતાઓ તથા મકરાણ, કચ્છ અને કાઠિયાવાડનો સમુદ્ર આ સંસ્કૃતિને જલમાર્ગ આપતાં. અફઘાનિસ્તાન, ઇરાન તથા પશ્ચિમ એશિયાની જાણીતી સંસ્કૃતિ–ભૂમિ સુધી લંબાયલા સ્થળમાર્ગો સિંધુતટસંસ્કૃતિની વ્યાપારવણઝારને દૂર દૂર સુધી પહોંચાડતા, અને દૂર દેશોની વસ્તુઓ તથા સંસ્કાર આપી વણઝારને પાછા લાવતા. સ્થળે સ્થળે વ્યાપારના ઉપયોગમાં આવે એવાં નગરો, કસ્બાઓ તથા થાણાં પણ એ સંસ્કૃતિએ સ્થાપેલાં હતાં. સુવર્ણ-ચાંદીનાં ઘરેણાં તથા રત્નોના અલંકાર વાપરી શકાય એવી આબાદી આ સંસ્કૃતિએ પ્રાપ્ત કરેલી હતી. કારીગરીમાં એ પ્રજા આગળ વધેલી હતી એમ ત્યાં મળી આવતાં રમકડાં, મૂર્તિઓ તથા મુદ્રાઓ કહી રહ્યાં છે. વ્યાપારસૂચક વજનમાપનાં સાધનો પણ એ સંસ્કૃતિએ ઊભાં કર્યાં હતાં.

નગરરચના વ્યવસ્થિત, યોજનાબદ્ધ માર્ગોવાળી, આરોગ્યરક્ષણને અગ્રત્વ આપતી, જાહેર સ્નાનાગાર તથા – કદાચ – ધર્મવિધિનાં મંદિરથી સુશોભિત અને સંરક્ષણ માટે કિલ્લાકોટથી રક્ષિત હતી. કૃષિનાં ઓજારો સાથે યુદ્ધકીય હથિયારો મળી આવ્યાં છે, પરંતુ આ સંસ્કૃતિની યુદ્ધ કે રક્ષણવ્યવસ્થાની વિગતો ચોક્કસ સમજાતી નથી.

નૃત્યગીતનો શોખ એ પ્રજામાં હતો. સમાજનો કોઈ વિશિષ્ટ વર્ગ ગીતનૃત્યનો ધંધો લઈ બેસતો હશે ખરો? ગૃહસ્થજીવનમાં નૃત્યગીતની કલા પ્રવેશી હતી ખરી? ધર્મને અને નૃત્યગીતને કશો સંબંધ હતો કે કેમ? એ પ્રશ્નો હજી ઉત્તર માગી રહ્યા છે. જો કે નર્તકી અને નર્તક બન્નેની મૂર્તિઓ એ સંસ્કૃતિની સંગીત અભિમુખતાનું સ્પષ્ટ સૂચન કરી રહી છે.

એ પ્રજા ભણેલી હતી. એને અક્ષરજ્ઞાન હતું. પ્રાચીન પ્રજાઓની માફક ચિત્રલિપિમાંથી આગળ વધી રહેલી એ સંસ્કૃતિ શું લખી ગઈ છે એનું આપણને હજી જ્ઞાન નથી. મુદ્રાપાટી ઉપર કોતરાયલા લેખો

આપણને ઘણું ઘણું કહી શકે એમ છે. પરંતુ જ્યાં સુધી એ લિપિ આપણે ઉકેલી ન શકીએ ત્યાં સુધી સિંધુતટસંસ્કૃતિ આપણે માટે એક કોયડો જ છે. પ્રાચીનસંસ્કૃતિઓની ઊકલી ચૂકેલી ઈજીપ્ત, સુમેર, બાબીલન કે ફીનીશીયાની લિપિમાંથી એકે લિપિ સાથે હજી એ લિપિ બંધબેસતી બની નથી, જો કે બ્રાહ્મી લિપિ સાથે એને સાંકળવાના પ્રયત્ન પણ થાય છે ખરા.

એ સંસ્કૃતિમાં ધર્મસ્થાન કે ધર્મમંદિર સ્પષ્ટ દેખાતાં નથી છતાં તેમાં ધર્મતત્ત્વ સારા પ્રમાણમાં વ્યાપક હતું. દેવદેવીઓની મૂર્તિઓ મળી છે. એ જોતાં એમ લાગે છે કે શાક્તપૂજન – માતૃપૂજનનો ધર્મપ્રકાર ઠીકઠીક પ્રચલિત હશે. સાથે સાથે પ્રકૃતિનાં તત્ત્વો તથા વૃક્ષપૂજા પણ ખરી. શિવ – પશુપતિ અને લિંગપૂજાના અવશેષો એમ પણ કહી શકે કે સિંધુતટ સંસ્કૃતિદીધાં કેટલાંક ધર્મતત્ત્વો આજનું ભારત હજી સાચવી રહ્યું છે. આજનાં ઇરાન, પેલેસ્ટાઈન, સીરીયા, મેસેપોટેમીયા અને ઉત્તર અરબસ્તાન સાથે એ સંસ્કૃતિને સારું ઓળખાણ હતું. એ આખો વિભાગ એક જ સંસ્કૃતિનો વિસ્તાર હોય – કદાચ. અરસપરસ ગાઢ સંસર્ગ હતો એ ચોક્કસ.

વેદકાલ પહેલાંનું પણ ભારતીયસંસ્કૃતિનું એક પડ જીવંત હતું એમ સિંધુતટની શોધખોળે સાબિત કર્યું. એ સંસ્કૃતિ વિકસાવનાર પ્રજા કયી હશે? મળી આવેલાં મુર્દાંનો અંગઅભ્યાસ કરવાનું પણ શોધકો ચૂક્યા નથી. કહે છે કે એ પ્રજામાં આર્યદેહનાં લક્ષણો દેખાતાં નથી. સેમેટીક અને કવચિત ઓસ્ટ્રોલોઈડ મુખમાપ સ્પષ્ટ થાય છે. વેદમાં ચીબાં નાકવાળા અસુરો વર્ણવાયા છે. સિંધુતટસંસ્કૃતિની પ્રજાનાં નાક ચપટાં અને બેઠેલાં હોય એમ તપાસમાં નીકળી આવ્યું છે. પ્રજાકીય લક્ષણો માનવદેહ ઉપર લાંબા કાળ સુધી જડાઈ રહે છે એ જેમ એક પક્ષે સાચું છે તેમ એ લક્ષણો સંજોગો બદલાતાં ઝડપથી ફેરફાર પામે છે એ પણ સાચું છે. અત્યારે તો એ માન્યતા છે કે આ પ્રજા આર્યોથી ભિન્ન હતી.

સિંધુતટસંસ્કૃતિને આર્યોએ ઉથલાવી પાડી. ખરેખર શા રીતે એ કાર્ય થયું એ સ્પષ્ટ થતું નથી. આર્ય અને અનાર્ય ઘર્ષણ તથા બન્ને વચ્ચેના સુમેળ અને મિશ્રણનું માપ આજ આપણને મળે એમ નથી. છતાં વેદમાંની કેટલીક ન સમજાતી બાબતો સિંધુતટસંસ્કૃતિએ સ્પષ્ટ કરી આપી છે. બન્ને વચ્ચે યુદ્ધો થયાં છે. સાથે સાથે બન્ને વચ્ચે સગપણ સંબંધના સમન્વય પણ થયા હોવા જોઈએ. આર્યોના મહત્ત્વના દેવ ઇન્દ્રની પત્ની શચી પુલોમા અસુરની પુત્રી હતી. આર્ય ભાર્ગવ શુક્રાચાર્ય અસુરોના ગુરુસ્થાને હતા. એ પ્રાચીન કથાનકોમાં સંસ્કૃતિસમન્વયની પ્રક્રિયા સચવાઈ રહી લાગે છે.

એ સંસ્કૃતિમાં રાજાઓ કે રાજવંશો કયા કયા થઈ ગયા, પ્રજાજીવનની સ્પષ્ટ રચના કેવી હતી, ધર્મગુરુઓ કોણ હતા, સ્ત્રીઓ કયું સ્થાન ભોગવતી હતી એ મહાપ્રશ્નો હજી ઉકેલવા બાકી છે. આજ તો આપણે એટલું જ જાણી શકયા છીએ કે વૈદિકસંસ્કૃતિ પહેલાંની આ સિંધુતટસંસ્કૃતિ ભારતીયસંસ્કૃતિનું પ્રથમ સીમાચિહ્ન બની રહી છે. એણે આપેલો કેટલોક વારસો હજી આપણે ભોગવી રહ્યા છીએ. આપણી વાણીમાં એ સંસ્કૃતિના શબ્દો, વાકયવળોટો કે ઉચ્ચારણ સચવાઈ રહ્યાં છે ખરાં ? એ સંસ્કૃતિની કયી કયી કથાઓ આપણી કથાઓને સર્જી રહી છે ? એમાંથી આપણે શું લીધું ? શું ટાળ્યું ? એ સંસ્કૃતિ સાથે આપણને જોડનાર ક્યાં કયી સાંકળો આપણા આજના જીવનમાં મોજૂદ છે ? એવી કેટલી યે બાબતો નીકળી આવશે કે જે આ ચાર કે પાંચ હજાર વર્ષ ઉપરની સંસ્કૃતિમાંથી આપણે જાળવી રાખી હોય. શિવ તથા શકિતપૂજનના ભણકારા સિંધુતટસંસ્કૃતિમાંથી આપણને સંભળાયા છે. વીંટી, અલંકાર, વસ્ત્ર, બોલી...શામાં એ સંસ્કૃતિની છાપ નહીં પડી હોય ?

લિપિ વંચાશે ત્યારે સિંધુતટસંસ્કૃતિનાં મૂલ્યાંકન ફરી કરવાનાં રહેશે; સાથે સાથે આખી ભારતીયસંસ્કૃતિનાં પણ !

●

# ૫

## વેદકાલ : આર્યઆક્રમણ અને સ્થિરનિવાસ

**વૈદિક સંસ્કૃતિનો ઉદય**

સિંધુતટસંસ્કૃતિના અસ્ત સાથે વૈદિક સંસ્કૃતિ ઉદય પામે છે એવો હવે મોટા ભાગના અભ્યાસીઓનો મત છે. સિંધુતટસંસ્કૃતિના અસ્તમાં આર્યો કારણભૂત મનાય; પરંતુ કેટલે અંશે એ હજી કહેવું મુશ્કેલ છે. વેદની ઋચાઓમાં વર્ણવાયલાં દેવઅસુર કે આર્યઅસુર યુદ્ધોને સમજવા માટે સિંધુતટસંસ્કૃતિને અસુર સંસ્કૃતિ કહી શકાય? આર્યો અને અસુરો વચ્ચેનાં યુદ્ધ અને બન્ને જાતિઓ વચ્ચેનું વૈમનસ્ય વેદમાંથી સ્પષ્ટ નીકળી આવે છે... સાથે સાથે બન્ને જાતિઓના સમન્વયની રેષા પણ દોરાતી ચાલી આવે છે. ઇન્દ્ર પોતે જ પુલોમા અસુરની પુત્રી શચીનો પતિ!

**આર્યો મૂળ ભારતવાસી કે પરદેશી?**

આર્યો અસલથી જ ભારતવાસી પ્રજા છે કે પરદેશથી આવેલી પ્રજા છે એ વિષે પણ ઠીક ઠીક મતભેદ છે. પશ્ચિમના વિદ્વાનો તો આર્યોને ભારત બહારથી જ આવેલી પ્રજા તરીકે ઓળખાવે છે. એ સામે કેટલાક ભારતીય વિદ્વાનો આર્યોને ભારતના આદિનિવાસી માને છે અને બહારથી આક્રમણ કરી તેઓ અહીં વસ્યા એમ માનવાની ના પાડે છે. છતાં મોટા ભાગના ભારતીયસંસ્કૃતિના અભ્યાસીઓ પશ્ચિમના વિદ્વાનોની સંભાવનાને જ અનુમોદન આપે છે; એટલે આપણે પણ અહીં એ જ વિચારણા સ્વીકારવી રહી.

આર્યો બહારથી આવેલો પ્રજાવિભાગ હતો, તેમણે ભારતના વાયવ્ય માર્ગે એક અગર બે ટોળાંમાં ભારત ઉપર આક્રમણ કર્યું હતું, અને તેમની સામે થનારી સ્થાનિક અસુરસંસ્કૃતિ સામે ઝૂઝી તેને પરાજિત કરી ભારતમાં સ્થાન અને સત્તા મેળવી લીધાં હતાં એવો મત અત્યારે ગ્રાહ્ય થઈ ચૂક્યો છે. એ મત અનુસાર ભાષાના અને માનવવંશ-વિસ્તારના અંકોડા ઠીક ઠીક ગોઠવી શકાય છે અને કેટલાય ભાષાકીય તથા પ્રજાકીય પ્રશ્નો ઉપર એથી અજવાળું પડી રહ્યું છે, એટલે અહીં એ સંભાવનાને માન્ય કરીને આપણે આગળ ચાલીએ.

**સંસ્કૃતના અભ્યાસે ઉપજાવેલો વિચાર-વિપ્લવ**

જેમ સિંધુતટસંસ્કૃતિની શોધ એ ભારતીયઇતિહાસમાં વીસમી સદીનો ચમત્કાર મનાય, તેમ આર્યોના આક્રમણનો ઇતિહાસ ઓગણીસમી સદીના અભ્યાસનો એક પરમ ભવ્ય ચમત્કાર માની શકાય. એ શોધના મૂળમાં પશ્ચિમના વિદ્વાનોનો સંસ્કૃતભાષાનો અભ્યાસ કારણરૂપ હતો. પશ્ચિમની પ્રજાઓએ પ્રથમ પંદરમી સદીથી વ્યાપાર અર્થે હિંદમાં આવી રાજસત્તા પણ સ્થાપવા માંડી હતી, જે અનેક સદીમાં તો સાર્વભૌમ બની રહી. સત્તરમીઅઢારમી સદીના એ પરપ્રજાના રાજકીય સંબંધોને અંગે હિંદને, હિંદની ભાષાને તથા હિંદીસંસ્કૃતિને ઓળખવાની એ વિજયી પાશ્ચાત્યોને જરૂર પડી. ભારતીયસંસ્કૃતિનું ત્યારે મધ્યબિંદુ સંસ્કૃત ભાષા. આ જ પણ આર્યસંસ્કૃતિનું હાર્દ સમજવા માટે સંસ્કૃતનો અભ્યાસ જરૂરી છે જ. અઢારમી સદીના અંતમાં એક ફ્રેન્ચ પાદરી કર્દુર્દોને તથા સુપ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાન સર વિલીયમ જોન્સને પ્રાચીન સંસ્કૃતના અભ્યાસમાં એમ જણાઈ આવ્યું કે યુરોપની પ્રાચીન–લેટીન તથા ગ્રીકભાષાના પાયારૂપ શબ્દો તથા કેટલીક વ્યાકરણરચના સાથે સંસ્કૃતભાષા બહુ જ સામ્ય ધરાવે છે. આટલું વધારે પડતું સામ્ય એક જ કારણે હોઈ શકે. એ બન્ને

ભાષાઓ એક સામાન્ય મૂળ ભાષામાંથી વિકસી હોવી જોઈએ. એ ત્રણે ભાષાઓના મૂળમાં ત્રણેને પોષણ આપતી એક સામાન્ય માતૃભાષા હોવી જોઈએ. અને એ સર્વસામાન્યભાષા વાપરતી પ્રજાનો કોઈ ભાગ પૂર્વમાં ગયો હોવો જોઈએ, કોઈ ભાગ પશ્ચિમમાં ગયો હોવો જોઈએ અને કોઈ ભાગ દક્ષિણમાં ગયો હોવો જોઈએ. આમ જતે જતે, ભ્રમણ કરતે કરતે, અગર કોઈ ભૂમિમાં સ્થિરતા પ્રાપ્ત કરતે કરતે તેમણે પોતપોતાની અલગ ભાષાઓ વિકસાવી ખરી, છતાં માનવજાતના આદ્ય સંબંધો દર્શાવનારા શબ્દોનું સરખાપણું એ ત્રણે ભાષામાં ચાલુ રહ્યું.

**ભાષા-ઝૂમખાંની શોધ**

આ વલણ ગ્રાહ્ય થયું અને ભાષાઅભ્યાસ વધતો ચાલ્યો. અનેક પશ્ચિમના વિદ્વાનોને પ્રજાના સંચલનોમાં તેમ જ ભાષાની સરખામણીમાં ભારે રસ ઉત્પન્ન થયો. અને પછી તો મુખ્ય ઉપરાંત ખંડખંડની પેટા-ભાષાઓ અને દેશદેશની રાષ્ટ્રીય ભાષાઓમાં પણ શબ્દસામ્ય અને મળતા નિયમો જડતા ગયા. અંતે ઓગણીસમી સદીમાં પશ્ચિમના બોપ તથા મેક્સ મુલર સરખા મહાન અભ્યાસીઓએ એમ નક્કી કર્યું કે સંસ્કૃતનું સામ્ય ધરાવતી ભાષાઓના ઝૂમખાને Indo European – આર્ય યુરોપીય – નામે ઓળખવું. કારણ એ આખું ભાષાઝૂમખું આર્યભ્રમણ પહેલાં વપરાતી સામાન્ય ભાષામાંથી જન્મ્યું હતું. એ આર્ય યુરોપીય ભાષાની શોધમાંથી આર્યો તથા આર્યેતર જાતિઓના પરિભ્રમણનો એક રોમાંચક ઇતિહાસ ઊભો થયો, પ્રાચીન પ્રજાઓના સંપર્કો અને સંઘર્ષોની કથનીઓ ગૂંથાઈ, આર્યેતર પ્રજાની સંસ્કૃતિ, ભાષા અને સંચલનો સ્પષ્ટતા ધારણ કરવા લાગ્યાં, દ્રવિડભાષા અને દ્રવિડપ્રજા – કે તેની કલ્પના – જાગ્રત થઈ, આર્યેતર ભાષાઓનાં ઝૂમખાં પણ જડી આવ્યાં, જેમાંથી સુમેર – હેમીટીક તથા સેમેટીક ભાષાઓ ઓળખાઈ અને આર્ય – યુરોપીય ઝૂમખા

કરતાં પણ વધારે પ્રાચીન પૂરવાર થઈ. આમ આ અભ્યાસનાં અનેક પરિણામોમાંથી આર્યો કરતાં પણ જૂની ભાષા અને જૂની સંસ્કૃતિઓનું અસ્તિત્વ સ્વીકાર પામ્યું, અને ભાષા અંગે પ્રજાઓ તથા પ્રજા અંગે સંસ્કૃતિઓના કૈંક પ્રદેશો ઉપર અજવાળાં પડ્યાં. આર્ય યુરોપીય ભાષા પણ પાછી બે વિભાગોમાં વહેંચાઈ ગઈ, જેમાંના એક વિભાગને લેટીન Centum સેન્ટમ નામ આપવામાં આવ્યું અને બીજા વિભાગને સંસ્કૃત शतम् નામ આપવામાં આવ્યું. જો કે બન્ને અર્થ તો સોના અંક તરીકે સરખા જ થાય છે.

**આર્ય યુરોપીય પ્રજાની સંભાવના**

આમ આ આર્ય યુરોપીય મૂળ ભાષાની વિચારણામાંથી એક આદ્ય આર્ય-યુરોપીય પ્રજાની પણ સંભાવના જાગ્રત થઈ. એ પ્રજા કૃષિસંસ્કૃતિની ભૂમિકાએ પહોંચી હતી; ઘોડા સરખાં જાનવર પાળી તેમને ઉપયોગમાં લેતી હતી; પિતૃપદને મહત્ત્વ આપતી સમાજરચના તેણે વિકસાવી હતી; ત્રાંબા તથા કાંસાનો ઉપયોગ તે કરી જાણતી હતી – જો કે હજી લોખંડનો ઉપયોગ તેને જડ્યો ન હતો; કુદરતનાં સામર્થ્યો અને સત્ત્વોમાંથી પૂજનીય દેવોની કલ્પના તેણે ઉપજાવી હતી અને પૂજનના ધાર્મિક વિધિ પણ તેણે નક્કી કર્યા હતા.

**અતિ ઝીણવટનાં પરિણામ**

શબ્દસામ્ય ઉપરથી થતા આવા અભ્યાસને અક્ષરશઃ સાચો માની તેમાંથી કડીબદ્ધ અનુમાન કરવાની ભૂલ આપણે ન કરવી જોઈએ. જેમ મૂળ ભાષાના કેટલાક શબ્દો પછીની ભાષાઓમાં સચવાઈ રહ્યા છે તેમ કેટલાક લુપ્ત પણ થઈ ગયા છે. સુપ્રસિદ્ધ સંસ્કૃત વિદ્વાન કીથ આ અભ્યાસમાં રહેલા ભયને ઓળખાવતાં કહે છે કે 'આ શબ્દોની સાક્ષી ઉપર જ માત્ર અવલંબન રાખી

આપણે ચાલીએ તો એમ જ માનવું પડે કે આપણા આર્ય – યુરોપીય પૂર્વજો ઘીને ઓળખતા હતા, પરંતુ દૂધને નહીં; બરફ અને પગને જાણતા હતા, પરંતુ વરસાદને કે હાથને તેઓ ઓળખતા નહીં ! ' કારણ એ શબ્દોનું સામ્ય સચવાઈ રહ્યું નથી ! આવાં બેહૂદાં અનુમાનોને શક્ય બનાવતી નિરર્થક ઝીણવટ બાજુએ મૂકીએ તો પણ ભાષામાં રહેલું કોઈ પ્રાચીનકાળનું સામ્ય અને ભાષા બોલનારી પ્રજાઓની એકતાના ભણકાર એ ભાષાઝૂમખાંમાં સંભળાય ખરા. પેટાભાષાઓ કેટલી યે લુપ્ત થઈ ગઈ અને કેટલી યે વિકાસ પામી ન ઓળખાય એવી બની રહી છે એ પણ ભૂલવું ન જોઈએ.

**ભાષા સાથે જડતું સંસ્કારઐક્ય.**

ભાષાની એકતા અનુસાર દંતકથા, ધર્મવિધિ તથા રીતરિવાજની એકતા પણ કેટલીક છૂટી પડેલી પ્રજાઓમાં મૂળસ્થાનકના સંસ્કાર તરીકે જળવાઈ રહે ખરી. દૃષ્ટાંત તરીકે ભારતીય અશ્વમેધ સરખા યજ્ઞ હજી આજના આલતાઈ પર્વતમાં વસતા તુર્કોમાં ચાલુ છે. બારમી સદી સુધી આયરલેંડમાં પણ આ રિવાજ જીવંત હતો. આમ ભાષા ઉપરાંત દંતકથાઓ અને રીતરિવાજોની એકવાક્યતા પ્રાચીન આર્ય – યુરોપીય પ્રજાની સંભાવનાને ટેકો આપી રહી છે.

**આર્યોનું અસલ નિવાસસ્થાન**

આ મૂળ આર્યપ્રજાનું અસલ નિવાસસ્થાન કયું ? ક્યાંથી એણે પોતાનાં ભ્રમણ શરૂ કર્યાં ? એમાં પણ મત-મતાંતર છે. યુરોપના કેટલાક અભ્યાસીઓ આર્યોના મૂળ સ્થાનને ઉત્તરયુરોપમાં પણ ઘસડી જાય છે; હિંદના કેટલાક અભ્યાસીઓ આ પ્રજાને હિંદ બહાર લઈ જવા દેતા નથી, અને કદાચ લઈ જાય તો આર્યોના આદિ નિવાસસ્થાનને ઉત્તર ધ્રુવપ્રદેશમાં ખેંચી જાય છે.

લોકમાન્ય તિલકની આ સંભાવના અભ્યાસીઓમાં જાણીતી છે. છતાં મોટા ભાગના અભ્યાસીઓનો મત એમ છે કે આર્યપ્રજાનું આદિ નિવાસસ્થાન યુરોપની નદી ડાન્યુબ તથા એશિયાની નદી ઓક્સસની વચમાં આવેલા કોઈ પ્રદેશમાં હોવું જોઈએ. ધીમે ધીમે અભ્યાસથી પ્રદેશની ચોકસાઈ કરતાં ઓશયાઈ રશિયાની દક્ષિણનાં મેદાનો અને કાસ્પિયન સમુદ્રનો પૂર્વ ભાગ મૂળ આર્યજાતિના નિવાસસ્થાન તરીકે સ્વીકાર પામે છે—જો કે મૂળ સ્થાનની શોધ એક ઇતિહાસકારના કથન અનુસાર Wild goose chase–જંગલી હંસોને પકડવાની રમત સરખી ચલ અને અનિશ્ચિત છે.

કુદરતી પરિસ્થિતિ પ્રજાઓને યુગયુગ સુધી એક જ સ્થાને રહેવા ભાગ્યે પ્રેરે. સદીઓ વીતે તેમ તેમ, પ્રજામાં મોટો વધારો થતો જાય તેમ તેમ, ભૂમિમર્યાદા પૂરતું પોષણ ન આપે તેમ તેમ પ્રજાનાં સાહસિક ટોળાં ખસતાં જાય, ફરતાં જાય, આગળ વધતાં જાય, અને બળ હોય તો નવા પ્રદેશો કબજે કરે, જૂની સંસ્કૃતિઓને નમાવે, અને એ જૂની સંસ્કૃતિઓમાંથી ઉપયોગી તત્ત્વો ગ્રહણ કરી નૂતન સમાજ-રચના પણ કરે. કદાચ જૂની પ્રજામાં ભળી પણ જાય.

**ભ્રમણકલ્પના**

ઈસુખ્રીસ્ત પહેલાંની સોળમી શતાબ્દી કે તેથી પણ પહેલાં વિખ્યાત શાસનધર હામુરાબીએ સુવ્યવસ્થિત કરેલી બાબીલનની પ્રજા ઉત્તર તરફથી ધસી આવતા પ્રજાસમૂહ આગળ નમી પડી હતી એ જાણીતી વાત છે. એ જ ટોળાં ભ્રમણ કરતી આર્યપ્રજાનાં હોય એમ અભ્યાસીઓ માને છે. એ ટોળાંના રાજાઓ આપણે આશ્ચર્ય પામીએ એવા આર્યસંસ્કૃતિએ સંગ્રહેલા રાજવીઓનાં તથા દેવનાં નામ વાપરતા હતા. એશિયામાઈનોરના બોગાઝકોઈ નામના સ્થળે થયેલી શોધખોળમાંથી મળી આવેલા ઈસવીસન પૂર્વે ૧૪૦૦ના અરસાના સંધીલેખોમાં રાજાનું નામ ‘દશરથ-પુત્ર’ તરીકે ઓળખાવ્યું છે

અને એમાં યાદ્દ કરેલા દેવોમાં 'ઇન્દ્ર', 'મિત્ર', 'વરુણ' તથા 'નાસત્ય' એટલે અશ્વિનીકુમારના ઉલ્લેખો છે. હીટાઇટ પ્રજા તથા મીટાની પ્રજાના રાજવીઓ વચ્ચે થયેલી શર્તોના એ લેખ છે, જેમને ઈ. સ. પૂર્વે ૧૪૦૦ના અરસામાં મૂકવામાં આવે છે. સુનીતિકુમાર ચેટરજી જેવા ભાષાશાસ્ત્રીઓ તો વળી હીટાઈટ ભાષાને–હીટાઇટ પ્રજાને–આર્યોના આદ્યસમૂહ પણ ગણાવે છે જેમના મત પ્રમાણે નીચેનો ભાષાનકશો ઘડાવો જોઈએ.




મીટાની પ્રજા આર્ય ન હતી છતાં તેણે આર્યસંસ્કૃતિ સ્વીકારી હોય; ઋગ્વેદમાં દર્શાવેલી ધર્મભાવનાને અનુસરતી કોઇ આર્ય ટોળી પાસેથી એ સંસ્કાર મીટાની પ્રજાને મળ્યા હોય; ભારતમાંથી પણ એ આર્ય-ટોળી એ બાજુએ આવી હોય; આવી આવી કલ્પના હજી આ મહત્ત્વના લેખની આસપાસ રચાયા કરે છે. આ સાલ પહેલાં ક્યારનીયે આર્ય-પ્રજા પોતાનાં ભ્રમણોમાં નીકળી હતી; ભારતવર્ષમાં એ પહેલાં તો એ પહોંચી પણ ગઈ હતી. એક મત એમ છે કે પાછળ રહી ગયેલી આર્ય-ટોળીની માન્યતા મીટાની પ્રજાએ ત્યારે સ્વીકારી લીધી હોય. આ લેખ વિવિધ વિચારપ્રેરક બની રહે છે. આર્યપ્રજા જુદે જુદે સ્થળે ફેલાતી હતી એ વાતને જેમ આમાંથી પુષ્ટિ મળે છે તેમ ભારતમાં વસતા આર્યોને સિંધુતટસંસ્કૃતિની પ્રજા માફક પશ્ચિમ એશિયા સાથે

નિકટનો સંબંધ હોય એ વિચાર પણ આ લેખથી પુષ્ટિ પામે છે. ભારતીય આર્યોના પશ્ચિમ એશિયાની ભૂમિ ઉપરના સૈનિક વિજયના ભણકારને બાજુએ મૂકીએ તોય એ નિકટ સંબંધમાંથી આર્યદેવોની માન્યતા ત્યાં કોઈ કાળે આર્યોએ ફેલાવી હોય એ સંભવ પણ બાજુએ મૂકાય એમ નથી.

**પશ્ચિમ સાથે સંપર્ક**

આર્યો–ભારતીય આર્યોના પશ્ચિમ સંપર્કનું બીજું પણ એક દૃષ્ટાંત આપણને નવાઈ પમાડશે. આર્યો ઘોડાનો ઉપયોગ કરનારી પ્રજા. ઘોડાને પાળી તેનો ભારવહન માટે અગર ગાડી કે રથે જોડવા માટેનો ઉપયોગ કરતાં આર્યોને આવડતું હતું. આર્યોનાં યુદ્ધમાં અને શર્તોમાં ઘોડાનો ઉપયોગ થતો. ઘોડાનાં મંડલ ફેરવવામાં સંસ્કૃત શબ્દ 'આવર્તન'નો ઉપયોગ થતો, જે 'એકાવર્તન', 'પંચાવર્તન', 'સપ્તાવર્તન' સરખા શબ્દમાં જોડાઈ એક, પાંચ કે સાત મંડલફેરણી માટે વપરાય. આ જ શબ્દ અને એ જ અર્થમાં મીટાની લોકો વાપરતા એમ તેમની અશ્વશાસ્ત્રની એક પોથીમાં લખાયલું છે. આવા આર્યશબ્દો પશ્ચિમ એશિયામાં વેરાયલા પડ્યા હોય એમાં આર્ય-સંસ્કારની વ્યાપકતાનો ભણકાર સંભળાય છે. અશ્વમેધ યજ્ઞ સરખો યજ્ઞ પ્રાચીન કાળમાં ઉત્તર યૂરોપના કેટલાક પ્રદેશોમાં માન્ય હતો. રશિયાની પશ્ચિમે નાનકડો પ્રદેશ લીથુઆનીયાને નામે ઓળખાય છે. એ પ્રદેશમાં તાપ્તિ–તાપિ (?), નેમૂના–યમૂના (?), સ્રોબતી–સરસ્વતી (?) નર્બૂદે–નર્મદા (?) નામની નદીઓ આ જ પણ છે. આ પ્રજાની કેટલીક કોમો કુરુ. પુરુ, યાદવ, સુદેવ જેવાં નામે ઓળખાય છે. એમના દેવોમાં પણ ઇન્દ્ર, વરુણ, પુરકન્યા જેવાં નામો છે. આપણને આ હકીકત ચમકાવે ભલે. પરંતુ એ અભ્યાસીઓએ મહેનત કરી શોધેલી હકીકત છે, જે આર્યોની પ્રાચીનતા અને વિસ્તારનો ખ્યાલ આપી રહી છે.

**ઇરાન અને ભારત-વર્ષ**

ભારતવર્ષની નજીક આવીએ તો પારસીઓનો 'અવસ્તા' ગ્રંથ આર્યોના અથર્વવેદની બહુ પાસે શાબ્દિક દૃષ્ટિએ આવે છે. આમ આર્ય શબ્દો અને ભાષાના અવશેષો પણ આર્યોના આદિ નિવાસ-સ્થાનને પશ્ચિમ એશિયાની ઉત્તરનાં મેદાનો તરફ નક્કી કરવામાં સહાયભૂત બનાવાય છે. એ નિવાસસ્થાનેથી આર્યોના સમૂહો નીકળી પૂર્વપશ્ચિમ તરફ ફેલાયા, ગ્રીસરોમ તેમણે વસાવ્યાં, ઈરાન તથા ભારતમાં પણ તેમણે સ્થાયી નિવાસ કર્યો અને ઉચ્ચ પ્રકારની સંસ્કૃતિઓ ખીલવી. એ આર્યોનો એક સંસ્કૃતિફાલ તે વૈદિકસંસ્કૃતિ.

**આર્યોનો પ્રથમ ભારતપ્રવેશ**

આર્યોનો ભારતપ્રવેશ ક્યારે ? એમાં પણ ભારે મતભેદ છે. ઈ. સ. પૂર્વે ૨૫૦૦થી ૩૦૦૦ સુધીનો યુગ એ આર્ય-પ્રવેશની અવધ પશ્ચિમના મતે ગણાય. પશ્ચિમના અભ્યાસીઓનું એક વલણ અત્રે ખાસ ધ્યાનમાં રાખવા સરખું છે. જેમ હિંદુ અભ્યાસીઓ આર્યઆક્રમણને, આર્યોના પ્રથમ મહાગ્રંથ ઋગ્વેદને ઈસુ પૂર્વની અનેક સદીઓ આગળ લઈ જવા મથે છે તેમ પશ્ચિમના અભ્યાસીઓ એ સંસ્કૃતિને જેમ બને તેમ ઈસુપૂર્વની બહુ પાસેની સદીઓમાં ખેંચી લાવવા મથે છે. રખેને વેદકાલીન સંસ્કૃતિ ઇજિપ્ત-બાબીલન સરખી તેમને મતે માનેલી અતિ પુરાતન સંસ્કૃતિઓ કરતાં પ્રાચીનતામાં આગળ તો વધી નહીં જાય એવો ભય સેવતા પશ્ચિમના પુરાતત્ત્વવિદો આર્યઆક્રમણને ઈ. સ. પૂર્વે ૨૫૦૦થી આગળ લઈ જઈ શકતા નથી. હજી આપણી વિદ્વત્તા પણ પશ્ચિમની વિદ્વત્તાનો છેડો પકડીને જ ચાલે છે એટલે આપણે પણ એ જ મર્યાદા આગળ રમવું રહ્યું.

**ઋગ્વેદનો રચના-કાળ**

વેદ – ઋગ્વેદ એ આર્ય – યુરોપીયભાષાનો – આખી આર્યસંસ્કૃતિનો જૂનામાં જૂનો અદ્ભુતગ્રંથ – આર્યઆક્રમણ પછી જ એ તો રચાયને? ઋગ્વેદમાં મૂળ આર્યનિવાસનાં સંભારણાં રહ્યાં હશે, તોય એ નિવાસ કે ભ્રમણના ઉલ્લેખો હજી પકડાયા નથી. ભારતમાં ઋગ્વેદની ગોઠવણી થતાં પાંચસો–હજાર વર્ષ વીતી ગયાં હોય એવી માન્યતા સેવાય છે. તેમાં પણ છંદવિભાગ જૂનામાં જૂનો હોઈ પ્રથમ રચાયો અને મન્ત્રસંહિતાવિભાગ ત્યાર પછી રચાયો એવી પણ ચર્ચાઓ ચાલે છે. ઋગ્વેદની રચનાકાલની ચર્ચામાં ઈ. સ. પૂર્વે ૧૨૦૦થી ૨૦૦૦ સુધીની મર્યાદા અંકાઈ છે. પરંતુ એ બધા મતમતાંતરો અને ચર્ચાઓનો વિચાર કર્યા પછી અંતે વિન્ટરનિટ્ઝ નામના અભ્યાસીનું કથન અંતિમ મત તરીકે સ્વીકારવું અનુકૂળ લાગે છે. એ વિદ્વાન કહે છે :

‘વેદના કાલને નક્કી કરી આપતાં સાધનો વિચારતાં વેદકાલને ઉપરની બાજુએ એક અનિશ્ચિત X – ક્ષ – થી શરૂ કરી ઈ. સ. પૂર્વે ૫૦૦ વર્ષના નીચલા ગાળા સુધી લાવવો પડશે. ઈ. સ. પૂર્વે ૧૨૦૦થી ૫૦૦, ૧૫૦૦થી ૫૦૦ અને ૨૦૦૦થી ૫૦૦ સુધીની સીમાઓ દોરાઈ છે, પરંતુ તે પુરવાર થતી નથી. નવી શોધખોળ તો આદ્યકાળને બીજી કરતાં ત્રીજી સહસ્રાબ્દી તરફ અને અંતિમ સમયની ઈ. સ. પૂર્વે ૫૦૦ની ગણનાને ઈ. સ. પૂર્વે ૮૦૦ તરફ વધારે ખેંચી જાય છે.’

આમ વેદકાલ ઈ. સ. પૂર્વે ૨૦૦૦થી ઈ. સ. પૂર્વે ૮૦૦ સુધીનો ગણવો હાલ યોગ્ય મનાય છે. કાલગણનાના મહત્ત્વની ખરી છતાં તે વિશે અંતિમ નિશ્ચય કરવો કેટલો મુશ્કેલ છે એ આપણે જોઈ ગયા. મતભેદથી પર થઈ આપણે માની લઈએ કે ઈ. સ. પૂર્વે ૨૫૦૦માં આર્યઆક્રમણ શરૂ થયાં, પાંચસો વર્ષનાં આક્રમણ પછી ઈ. સ પૂર્વે ૨૦૦૦ના અરસામાં આર્યો ભારતવર્ષમાં સ્થિર થયા, ઈ. સ. પૂર્વે ૧૫૦૦થી

તેમણે પોતાનો વિસ્તાર વધારવા માંડ્યો, પરંતુ સ્થિર થતાં ખરેખર ઈ. સ. પૂર્વે ૨૦૦૦થી ઋગ્વેદની રચના શરૂ કરી અને ઈ. સ. પૂર્વે ૮૦૦ સુધીમાં આખું વેદસાહિત્ય રચાઈ વર્તમાન સ્વરૂપ ધારણ કરી રહ્યું. કાલનિર્ણયમાં શંકા અને મતભેદ હોય ત્યાં સદી બે સદી આઘી-પાછી કરવામાં કૃપણ બનવાની જરૂર નથી! આ કાલગણનામાં ભૂસ્તરશાસ્ત્ર, જ્યોતિષ ઋતુઉલ્લેખ તથા સાહિત્યની દૃષ્ટિનો ઉપયોગ થયો છે એ ભૂલવું ન જોઈએ.

**લિપિ**

વેદ અંગે બીજો પણ એક મહત્ત્વનો ઝઘડો ચાલ્યા કરે છે. વૈદિક-કાલમાં લિખિતભાષા – લિપિ હતી જ નહીં એવો એક ભ્રમ વિદ્વાનોમાં સેવાય છે. એ ભ્રમને મહત્ત્વ આપવું હોય તો આપણે એને મત કહીશું. ઈસુ પૂર્વની ત્રીજી સદી પહેલાં હિન્દમાં લિખિતભાષા હતી એવો પ્રત્યક્ષ પુરાવો હજી મળ્યો નથી; એ પહેલાંનો કોઈ શિલાલેખ, મૃત્તિકાલેખ કે તાડપત્ર પણ મળી આવ્યાં નથી – સિવાય કે સિંધુતટ-સંસ્કૃતિના અણઉકલ્યા મુદ્રાલેખો. આમ અશોકમૌર્યના ઈ. સ. પૂર્વે ત્રીજી સદીમાં કોતરાયેલા શિલાલેખો અને વેદરચનાયુગ વચ્ચે લખાયલો કોઈ પણ લેખ મળી આવ્યો નથી એ સાચી વાત. ભારતીય આબોહવામાં પ્રાચીનલેખો કે ગ્રંથો લાંબા કાળસુધી ટકી ન શકે એવો વિદ્વાનોનો મત તો છે જ. તો પછી ઈસવીસન પૂર્વની ત્રીજી સદી પહેલાં રચાઈ ચૂકેલું વૈદિક તેમ જ બૌદ્ધ તથા જૈનસાહિત્ય આવ્યું ક્યાંથી? ટક્યું ક્યાંથી? આપણે માત્ર વેદને જ વળગીને ચાલીએ. એ વેદગ્રંથો માત્ર મુખપાઠવથી – યાદદાસ્ત – સ્મૃતિના બળે જ ટકી રહ્યા એમ પાશ્ચાત્ય વિદ્વાનો માને છે. ચાર વેદમાંનો આદ્ય ઋગ્વેદ. ગ્રીકભાષાના ઈલીયડ તથા ઓડીસી નામનાં બે મહાકાવ્યો ભેગાં કરીએ તેનાથી પણ ચાર વેદમાંનો એક આદ્ય ઋગ્વેદ વધારે મોટો છે! વેદની સાચવણીમાં મુખપાઠે મોટો ભાગ ભજવ્યો છે એની પણ ના પડાય એમ નથી. આર્યોને મન વેદ

ઈશ્વરપ્રણીત છે. ઈશ્વરપ્રણીત શબ્દના ઉચ્ચારણ તથા અર્થની વિશુદ્ધિ અર્થે આર્યસંસ્કૃતિએ ભારેમાં ભારે કાળજી રાખી છે. પદ, ક્રમ, જટા તથા ઘનને નામે આર્યોમાં પ્રચલિત વેદપઠનની શૈલી વેદના લગભગ એકેએક અક્ષરને કે શબ્દને પ્રાચીન કાળથી આજ સુધી એક જ સ્થળે રાખી શકી છે એ યાદશક્તિનો અગર મુખપાઠશૈલીનો એક મહાવિજય છે. નવાઈ જેવું લાગશે છતાં એ સત્ય છે કે ત્રણ હજાર વર્ષ ઉપર જે વેદ હતા તે જ વેદ મોટે ભાગે આજ સુધી સચવાઈ રહ્યા છે – ઉચ્ચારણ-આઘાતમાં તેમ જ અર્થમાં. આવો પ્રાચીન, સળંગ, ત્રણચાર હજાર વર્ષ સુધી જીવંત રહેલો માન્યગ્રંથ જગતભરના સાહિત્યમાં બીજો એક પણ નથી.

આર્યોને ત્યારે લિપિ આવડતી ન હતી એમ કહી તેમના ઉપર એક પ્રકારનું અભણપણું છાપવાના પ્રયત્ન સંબંધમાં એટલું કહી શકાય કે લિખિતભાષા હોવી એ સંસ્કૃતિનું એક ચિહ્ન જરૂર છે; છતાં લિખિત-ભાષા સિવાય સંસ્કાર કે કેળવણી ન જ હોય એવી માન્યતા પણ પૂર્ણતઃ સાચી નથી એમ આ વેદની સાચવણી કહી આપે છે – જો આપણે વેદકાળને લિપિરહિત માનવો હોય તો. સબળ ભક્તિભાવપૂર્વક ઈશ્વર-પ્રણીત શબ્દને સ્મૃતિમાં સૈકાઓ સુધી સાચવી રાખનાર પ્રજા છેક અલિખિત સ્થિતિમાં લાંબા કાળ સુધી રહી હતી એમ માનવું પ્રથમ દર્શને મુશ્કેલ જરૂર થઈ પડે છે વૈદિક સંસ્કૃતિ સાથે ઘર્ષણમાં આવેલી સિંધુતટ-સંસ્કૃતિ પાસે લિપિ હતી. વૈદિક સંસ્કૃતિની પરિચિત ઇજીપ્ત, સુમેર કે બાબીલનની સંસ્કૃતિઓમાં લિપિ હતી. મીટાની સરખી અનાર્યજાત વૈદિક દેવોનો સ્વીકાર કરી તેમને એવી કોઈ ઢબે પોતાના લેખમાં ઉતારે કે જેથી વેદના લઘુદીર્ઘ ઉચ્ચારો પણ એ લેખમાં જળવાઈ રહે. છતાં એમ માનવું કે આટલા સંપર્કે પણ વૈદિક આર્યો લિખિતભાષા વિહોણા હતા ત્યારે વિદ્વત્તાને પણ પૂર્વગ્રહ અને આગ્રહ હોય છે એટલું જ કહેવું બસ થશે. ઘણા ભારતીય વિદ્વાનોએ તો વેદકાલીન અક્ષરજ્ઞાનના પુરાવા

પણ આપ્યા છે. ડો. ભાંડારકરની તો સ્પષ્ટ માન્યતા છે કે ઋગ્વેદકાલમાં અક્ષરજ્ઞાન હતું. પછીના યુગમાં પ્રચલિત થયેલી બ્રાહ્મીલિપિ એ વેદકાલીન પ્રાચીન લિપિમાંથી જ વિકાસ પામી છે, અને એ પ્રાચીન લિપિના ઈશારા હૈદરાબાદ પાસેની પ્રાચીન સમાધિઓ ઉપર સહજ સચવાયલા અક્ષરોમાં ઓળખી શકાય છે એમ કેટલાક અભ્યાસીઓ માને છે. સિંધુતટસંસ્કૃતિની લિપિ સાથે બ્રાહ્મીલિપિને સંબંધ છે એવી પણ એક માન્યતા છે ખરી.

**સંસ્કૃત અભ્યાસે ઉપજાવેલી વિચાર-ક્રાન્તિની સંભાવનાઓ**

અહીં આપણે હવે જોઈ જઈએ કે પશ્ચિમના વિદ્વાનોના સંસ્કૃત અભ્યાસે કયી કયી નવી ક્રાન્તિકારી વાતો આપણને શીખવી:

(૧) આર્યોનું મૂળ નિવાસસ્થાન પશ્ચિમ – મધ્ય – એશિયામાં હતું જ્યાંથી તેમનાં ભ્રમણ શરૂ થયાં. એ ભ્રમણનું એક પરિણામ તે વૈદિક સંસ્કૃતિ અને આર્યોનો ભારતનિવાસ.

(૨) આર્યોના આદિ નિવાસસ્થાનની પ્રચલિત ભાષાનાં ચિહ્નો આર્ય-સમૂહની વિવિધ સ્થળે વેરાયલી જાતોની ભાષાઓમાં સચવાઈ રહ્યાં છે. વૈદિક સંસ્કૃત એ મૂળ ભાષાની બહુ પાસે હતું. એ ભાષા આજ તો આર્ય–યુરોપીય Indo-European ભાષા કહેવાય છે.

(૩) ભારતીય આર્યોની માફક ગ્રીક, રોમન, જર્મન, ઈંગ્લીશ, ડચ, સ્કેન્ડીનેવીયન, સ્પેનીશ, ફ્રેન્ચ, રશિયન તથા બલગેરિયન ભાષાઓ બોલતી પ્રજા તથા અવસ્તા, પહેલવી તેમ જ વર્તમાન ફારસી ભાષા બોલતી ઈરાનીપ્રજા – પારસીઓ સહ – આર્યભ્રમણનાં જ પરિણામ ગણી શકાય. સંસ્કૃત ભાષાના અભ્યાસે માત્ર એ ભાષાઓનું જ નહીં પરંતુ એ ભાષાઓ બોલતી પ્રજાઓનું સાંકું પણ સિદ્ધ કર્યું.

(૪) આર્યપ્રજા માફક બીજી પ્રજાઓ પણ પ્રાચીન યુગમાં મહત્ત્વ ધારણ કરી રહી હતી અને તેમણે વિશિષ્ટ સંસ્કૃતિઓ પણ ખીલવી હતી, જેમાં આપણે ઇજીપ્ત, બાબીલન, સુમેર, ચીન વગેરેને ગણાવી શકીએ. ઈરાની સંસ્કૃતિ પણ આર્યોની જ પ્રાચીન સંસ્કૃતિ ગણી શકાય.

(૫) આર્યોના આવતાં પહેલાં દ્રવિડ પ્રજા ભારતવર્ષમાં વસાહત કરી ચૂકી હતી – તેની પહેલાંની બર્બર સંસ્કૃતિઓ ઉપર સરસાઈ મેળવીને. દ્રવિડ ભાષા અને સંસ્કારની કેટલીક છાપ સંસ્કૃત ભાષા તથા આર્યસંસ્કૃતિએ પણ ઝીલી છે.

(૬) સિંધુતટસંસ્કૃતિ પણ દ્રવિડ સંસ્કૃતિનું સ્પષ્ટ થયેલું સ્વરૂપ તો નહીં હોય? પ્રશ્ન પ્રશ્ન રૂપે જ હજી રહ્યો છે. સિંધુતટલિપિનો ઉકેલ આ પ્રશ્નનો ઉત્તર આપી શકશે.

(૭) એ પ્રાચીનયુગમાં આપણે ધારીએ એના કરતાં સંસ્કૃતિઓના સંપર્ક વધારે ગાઢ હતા અને એશિયા, આફ્રિકા તથા યુરોપના કેટલાક પ્રદેશો પરસ્પર વધારે જાણીતા હતા.

પશ્ચિમની વિદ્વત્તાનો આ ફાળો બહુ કિંમતી છે. સંસ્કૃત ભાષાનું જ્ઞાન અન્ય ભાષાઓના ઉકેલમાં જ માત્ર સમાયું નહીં, પરંતુ પ્રજાઓના સંબંધસંચલન સમજવાની ચાવી બની રહ્યું. ભાષાશાસ્ત્ર અને નૃવંશવિદ્યાને સંસ્કૃત અભ્યાસે જબરો વેગ આપ્યો અને કેટલા ય અંધારામાં ઇતિહાસનું અજવાળું પડી રહ્યું.

**આર્યઆક્રમણના પુરાવા**

વેદના ગ્રંથ સિવાય વૈદિક યુગની આર્યસંસ્કૃતિના કશા જ અવશેષો મળી આવ્યા નથી – બિહારના સ્મશાનમાંથી મળી આવેલા સુવર્ણપાન ઉપર કોતરાયલી એક દેવીની આંગી સિવાય. એ આંગીને બહુ જૂનો નહિં એવો વૈદિક અવશેષ ગણવામાં આવે છે.

સિંધુતટસંસ્કૃતિના અવશેષો આર્ય અસુર ઘર્ષણોના વૈદિક ઉલ્લેખોને ટેકો આપી રહ્યા છે. આર્યોનો મુખ્ય ભાગ ભારતમાં પ્રવેશ પામ્યો અફઘાનિસ્તાનના ભારતીય દરવાજા સરખા ખૈબર અને બોલનઘાટના માર્ગે. ચિત્રાલ તથા ગીલગીટનો માર્ગ પણ બીજા આક્રમણ અર્થે સૂચવાયો છે. અને પુરાણોને મહત્ત્વ આપનાર પાર્જીટર સરખા અભ્યાસીઓ તો પ્રયાગને આર્યસંસ્કૃતિનું કેન્દ્ર માની આર્યોનાં આક્રમણોનો વળી ત્રીજો માર્ગ તિબેટ-નેપાળના ઘાટમાં કલ્પે છે! બીજા આક્રમણમાં આર્યો સાથે સ્ત્રીઓ ઘણી ઓછી હતી અને એ ખોટ પૂરી પાડવા માટેનો બહુ પતિત્વનો રિવાજ દ્રૌપદી અને પાંચ પાંડવોના લગ્ન સંબંધમાં સ્પષ્ટ કરાય છે.

**ભારતમાં આર્ય-વિસ્તાર**

વેદ જ જેનો એક માત્ર પુરાવો ગણી શકાય એ પ્રાચીન સંસ્કૃતિના સ્થાપકો મુખ્યત્વે અફઘાનિસ્તાનમાંથી ભારતીય દ્વાર ખોલી પ્રથમ સપ્ત સિંધુના પ્રદેશમાં આવ્યા. ત્યાં સ્થિર થયા. સ્થિર થતાં થતાં યુદ્ધો પણ તેમને કરવાં પડ્યાં અને મોજૂદ સંસ્કૃતિનો સમન્વય પણ કરવો પડ્યો. આમ પ્રથમ તો અફઘાનિસ્તાનનો પૂર્વ ભાગ તથા પંજાબ-સપ્ત સિંધુનો પ્રદેશ ભારતીય આર્યોનું નિવાસ-સ્થાન બન્યાં. ઋગ્વેદમાં ગવાયલી સિંધુ, સરસ્વતી તથા દશદ્વતીને કિનારે કિનારે સ્થપાયલાં થાણાં આગળ વધી ગંગાયમુનાના પ્રદેશમાં પણ પથરાવા લાગ્યાં. ઋગ્વેદનો પાછલો કાળ ગંગાયમુનાને ઓળખતો હતો. યજુર્વેદમાં ગંગાતટના પ્રદેશોનો વિસ્તૃત પરિચય દેખાય છે. મધ્ય ભારત અને રાજપૂતાના તરફ પણ તેમનાં પરિભ્રમણ શરૂ થઈ ચૂક્યાં લાગે છે. દરિયામાર્ગે-સિંધુ કે-આજની લુપ્ત સરસ્વતીને માર્ગે આર્યોનાં સાહસિક મંડળો નર્મદાતાપી સુધી ભ્રમણ કરી ચૂક્યાં હોય એમાં નવાઈ નહીં. બ્રાહ્મણગ્રંથોમાં વિંધ્ય પર્વતની પાર વસતી જાતોના પણ ઉલ્લેખ છે. આમ ચાર વેદથી ઉપનિષદના કાળ સુધીમાં આખો

ભારતવર્ષ–દક્ષિણા પથ સુદ્ધાંત–આર્યોને પરિચિત થઈ ચૂકયો હતો અને આર્યસંસ્કૃતિનો વિસ્તાર પણ ઉત્તર ભારતમાં અમુક થયો હતો. રામાયણની કથા આખા દક્ષિણ ભારતના આર્યસંસ્કૃતિકરણની કથા છે. ઉત્તરમાં ફેલાયલી આર્યસંસ્કૃતિને દક્ષિણમાં ફેલાતાં બધારે વાર લાગી નહીં હોય ઋગ્વેદમાં 'દક્ષિણપદ' નો ઉલ્લેખ છે જ. આર્ય ન ગણાતી આન્ધ્ર, શવર, પુલીન્દ, તથા મુશીક જાતિઓએ પોતાને કદી અનાર્ય માની નથી અને તેમણે બ્રાહ્મણયુગથી જ આર્ય સંસ્કારો ઝીલવા માંડ્યા હોય એ સંભવિત છે. દક્ષિણ ભારત સાથે સિંધુતટ-સંસ્કૃતિને પણ વ્યાપારસંબંધો હતા અને પશ્ચિમ એશિયા તથા ઇજિપ્તને પણ વ્યાપારસંબંધ હતા. મોહન–જો–ડેરોનાં ધરેણાંનું સુવર્ણ માઈસોરથી આવ્યું હોય અને ત્યાંના અલંકારમાં જડેલાં રત્નો નીલગિરિમાંથી મળ્યાં હોય એવી પણ એક માન્યતા છે જે એટલું તો દર્શાવી આપે કે સિંધુતટ પર એ પછી આવેલા આર્યોને દક્ષિણ ભારત છેક અજાણ્યો પ્રદેશ તો ન જ રહે.

**વેદ**

આર્યસંસ્કૃતિના આદ્ય પાયા સરખા, આર્યસંસ્કૃતિના પ્રથમ પુરાવા સરખા વેદને આપણે સહજ ઓળખી લઈએ. અતિ પ્રાચીન સંસ્કૃતમાં રચાયલા વેદ શ્રી આનંદશંકર ધ્રુવના મત અનુસાર ઈ. સ. પૂર્વે ૧૦૦૦ વર્ષ સુધીમાં તો રચાઈને આજની ઢબે ગોઠવાઈ ચૂકયા હતા. હિંદુધર્મને નામે પરદેશીઓએ ઓળખાવેલા અને ભારતવાસી આર્યોએ પણ એ જ નામે હવે અપનાવી લીધેલા ધર્મને પાળનાર આર્યોના સંસ્કાર તથા ધર્મનો આદ્ય ગ્રંથ તે વેદ. વેદનો શબ્દાર્થ જ્ઞાન થાય છે અને તેના જ અવલંબનગ્રંથો બ્રાહ્મણ, આરણ્યક તથા ઉપનિષદ સાથે વેદને શ્રુતિને નામે ઓળખવામાં આવે છે, જે ઉપરથી પણ વેદ લિખિત હોવા કરતાં કર્ણપરંપરા – શ્રુતિપરંપરાથી જ સચવાયા એમ અનુમાન કરવાનું સુલભ બની ગયું છે.

મૂળ વેદ એક; પરંતુ આર્યોના મહત્ત્વભર્યા વ્યક્તિગત તથા સામાજિક ધર્મવિધિયજ્ઞમાં હોતા, અધ્વર્યુ, ઉદ્દગાતા અને બ્રહ્મા એ ચાર ઋત્વિજો ભાગ લેતા હોવાથી ચારેને ઉપયોગી થઈ પડે એવા વેદના ચાર વિભાગ પડ્યા, જે (૧) ઋગ્વેદ, (૨) સામવેદ, (૩) યજુર્વેદ અને (૪) અથર્વવેદને નામે ઓળખાયા. એ ચારે વેદના મંત્રો સંહિતાને નામે પ્રસિદ્ધ છે. પરંતુ એ પ્રત્યેક વેદની સંહિતાને જોડાયલા બ્રાહ્મણ, આરણ્યક તથા ઉપનિષદના વિભાગો શ્રુતિમાં સમાઈ જઈ વેદનું અંગ બની રહે છે. ત્રણ વેદ પ્રથમ માન્ય હતા, જેમાં અથર્વવેદ કેટલાક સમય પછી સ્થાન પામ્યો હોય એમ લાગે છે. ઋગ્વેદની રચના જૂનામાં જૂની. સામવેદ તો ઋગ્વેદનો સંગીત ઉતારો જ કહી શકાય. યજુર્વેદમાં લગભગ અડધો ભાગ ઋગ્વેદમાંથી લીધો છે અને અડધા નવા ભાગમાં ગદ્યરચના છે. યજ્ઞ અને કર્મકાંડ ઉપર યજુર્વેદમાં બહુ ભાર મૂકાયો છે, ઋગ્વેદમાં મંત્રોચ્ચાર તથા પ્રાર્થનાઓ છે, જ્યારે અથર્વવેદમાં કામણ, મારણ, મોહન જેવા જાદુમંત્રો અને વશીકરણની ક્રિયાઓ પણ આપવામાં આવી છે. ભારતીયસંસ્કૃતિમાં પ્રવેશ પામતા વહેમ અને તંત્રની – કદાચ વેદ-પૂર્વયુગની – ઘટના ત્રણ વેદમાં ન લેવાયલી અથર્વમાં દાખલ થઈ હોય એવો પણ એક મત છે. ઇસવીસન પૂર્વે ૨૦૦૦થી ૧૦૦૦ સુધીમાં ચારે વેદ તથા કેટલાંક બ્રાહ્મણ, આરણ્યક તથા ઉપનિષદો ગોઠવાઈ ગયાં, જો કે બ્રાહ્મણ, આરણ્યક તથા ખાસ કરીને ઉપનિષદોની રચના ત્યાર પછી પણ બસો વર્ષ સુધી ચાલુ રહી ખરી. એ ચારે વેદ આજ સુધી આર્યસંસ્કૃતિના મધ્યબિંદુ તરીકે રહ્યા છે. વેદમાં આર્યો ભારે ગૌરવ લે છે, ઈશ્વરપ્રણીત ગણી તેનું ભારે સન્માન કરે છે અને જ્ઞાનમાત્રના સારરૂપે તેને મૂલવે છે.

એ વેદ–શ્રુતિમાંથી વેદકાળની રહેણીકરણી અને સાંસ્કૃતિક સ્થિતિનો પણ તાગ કાઢી શકાય એમ છે. વૈદિક સંસ્કૃતિનો આરંભકાળ તો તદ્દન

સાદાઈભર્યો, ગ્રામક્ષેત્ર સાથે સંકલિત અને કૃષિજીવી હોય એમ લાગે છે. કાષ્ટ અને વાંસનાં મકાનો બાંધી રહેતા આર્યપૂર્વજોના વસવાટનો ખ્યાલ અંશતઃ ગામડાં અને તીર્થક્ષેત્રોમાં હજી પણ આવી શકે. એમના વસવાટ ક્ષેત્રરૂપે ઓળખાતા, જે વિભાગમાં કૃષિ, ધર્મ-કાર્યના મુખ્ય અંગ સરખા હોમ તથા યજ્ઞ, યુદ્ધકલા, વેદાભ્યાસ અને જરૂરી કલા કારીગરીમાં રોકાયલાં કુટુંબો ગોઠવાઈ જતાં. એવા ગોઠવાઈ ગયેલા ગૃહસમૂહથી શોભતાં ક્ષેત્રો જળાશય સમીપ અને નદીકિનારે જ વિકસતાં

**વેદકાળનું જીવન**

એ ક્ષેત્રનિવાસી આર્યોનું મુખ્ય બાહ્ય લક્ષણ તે તેમનું કૌટુમ્બિક જીવન કહી શકાય. આર્યોની કુટુંબવ્યવસ્થા ઘસાતી, ફેરવાતી, નૂતન સ્વરૂપ ધારણ કરતી હજી પણ ભારતીય જીવનસરણીનો મુખ્ય ભાગ બની રહી છે—જો કે હવે પ્રાચીન કુટુંબવ્યવસ્થા પલટાઈ જવાના ક્રમમાં છે. પતિપત્નીના સંબંધો વેદકાલમાં અતિ કુમળા, પરસ્પર માનભર્યા અને ભવ્ય હતા. સ્ત્રીઓ પડદામાં રહેતી નહીં. ધર્મકાર્યમાં પત્ની પતિ સાથે જ સરખો ભાગ લેતી. પત્ની વગરના યજ્ઞ અને અન્ય ધર્મકાર્યો અધુરાં મનાતાં. સભાઓ, પરિષદો, ઉત્સવો અને યજ્ઞોમાં સ્ત્રી પુરુષની જોડમાં જ રહેતી અને તેને પરિષદોમાં બોલવાનો તથા ચર્ચા કરવાનો અધિકાર હતો. સ્ત્રીકેળવણી પણ વ્યાપક અને પુરુષકેળવણી સરખી જ હતી. વિશ્વવરા, અપાલા, લોપામુદ્રા, તથા ઘોષા સરખી મહાન સન્નારીઓ-માંની કેટલીકે તો વેદના મન્ત્રો પણ રચ્યા છે. યાજ્ઞવલ્કયની પત્ની મૈત્રેયી તથા યાજ્ઞવલ્કય સામે ભર રાજસભામાં વિવાદ કરનાર ગાર્ગી સરખી બ્રહ્મવાદિનીઓનો એ યુગ હતો એમ કહીએ તો ચાલે. સ્ત્રીઓ શિક્ષિકા બની શકતી હતી.

છાંદોગ્ય ઉપનિષદના એક ઉલ્લેખ ઉપર વેદકાલીન અભ્યાસનું માપ આવી શકે એમ છે. એક પ્રાચીન ભારતીય અભ્યાસી કહે છે:

' મેં ઋક્, સામ, યજુર્ તથા અથર્વવેદનો અભ્યાસ કર્યો છે; પંચમ-વેદ સરખી ઇતિહાસપુરાણની કથાઓ હું સમજી વાંચી ગયો છું; વ્યાકરણ, ગણિત, જ્યોતિષ, વંશાવળીઓ, ન્યાય તથા તર્ક, અર્થશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, જાદુઈમન્ત્રવિદ્યા, યુદ્ધકલા, ખગોળ, સર્પ પાળવાની બાજીગરકલા તેમ જ લલિત કલાઓનો મેં ઊંડો અભ્યાસ કર્યો છે.' આમાંનું પા ભાગનું જ્ઞાન પણ આ જ આપણને હોય તો આપણે મહા વિદ્વાન બની પૂજાઈએ !

જો કે પુરુષો એક કરતાં વધારે પત્નીઓ કરી શકતા, છતાં કૌટુમ્બિક વાતાવરણ પરસ્પરના મધુર અને વહાલભર્યા સંબંધથી પ્રફુલ્લિત રહેતું. કુટુંબ એ સમાજનો પાયો; કુટુંબજૂથમાંથી જાતિ-વૈશિષ્ટ્ય સ્થપાતું અને એમાંથી પરાક્રમી પુરુષોનાં દોર્યાં રાજકીય સંગઠનો પણ ઊપસી આવતાં. ઋગ્વેદકાલમાં પણ ભારત, મત્સ્ય, ક્રીવી, ત્રિત્સુ, તુર્વસુ, યદુ, પુરુ, દ્રહ્યુ અને અનુ નામના આર્યજાતિસંઘો જાણીતા હતા. સમાજની રાજ્યવ્યવસ્થા વંશપરંપરાના રાજવીપદનાં – Monarchical, આગેવાન કુટુંબોની રાજમંડળીનાં – Oligarchical અને લોકમતથી ચુંટાયેલા નેતાઓના રાજ્યઅમલ – Democracy-નાં સ્વરૂપ ધારણ કરતી હતી. રાજપુરુષનું સન્માન ઘણું થતું, છતાં રાજસત્તા અબાધિત ગણાતી નહીં. લોકરુચિ અને લોકમતની મર્યાદા રાજવીઓને, સર્વ રાજ્યકર્તાઓને સ્વીકારવી પડતી હતી. લોકમત દર્શાવનારી સમિતિઓ અને સભાઓ જરૂર પડે ત્યારે મળતી, એમાં છૂટથી ચર્ચા કરવામાં આવતી, અને અંતે સર્વાનુમતે ઠરાવ ઉપર આવવાની — મતભેદોની ધાર ઘસી નાખી સહુ સંમત થાય એવા નિશ્ચય ઉપર આવવાની ઠીકઠીક કાળજી રહેતી. ઋગ્વેદમાં આ વલણનો પડેલો પડઘો આજ પણ સાંભળવા યોગ્ય છે. "ભેગા ભળો ! સહ-વાક્ય ઉચ્ચારો ! તમારાં મન એકવાદી – સંવાદી બનો ! એક જ – સર્વસામાન્ય ઉદ્દેશ હું તમારી પાસે મૂકું છું.

તમારો સંકલ્પ એક અને એકરૂપ હો! તમારાં મન પણ એકરૂપ—સંવાદી હો! સહુના વિચારો સંકલિત એકતામય બનો, જેથી સહુ સુખપૂર્વક, આનંદપૂર્વક સહમત બની રહે!"

આજની — વર્તમાનયુગની — અનેક મતભેદોમાંથી એક સૂર ઉપજાવવા મથતી સમિતિઓ, સભાઓ, પરિષદો, મિલનોનો પડઘો અહીં પડતો લાગે છે? લોકમત, બહુમત એ પશ્ચિમની સંસ્કૃતિનો જ ઇજારો છે એવી માન્યતાને દૂર કરે એવા પુરાવા વેદકાળથી માંડી છેક અંગ્રેજોના આગમન સુધી આપણને ભારતીયસંસ્કૃતિમાંથી મળી આવે એમ છે, અને એનાં મૂળ આમ ઋગ્વેદમાં પડેલાં જોઈ શકાય છે.

સભાનું કામ પૂર્ણ થયે ભેગા થયેલા પ્રતિનિધિઓ જમતા, વાર્તાલાપ કરતા અને આનંદનું વાતાવરણ છવાતું. વેદકાલમાં માંસ-ભક્ષણની છૂટ હતી એમ કેટલીક ઋચાઓ ઉપરથી જણાઈ આવે છે. સાથે સાથે વનસ્પતિઆહાર ઉપર વધારે ભાર ખરો. દૂધ, ઘી, માખણ, દહીં, ફળ, શેરડી એ સર્વનો ખાદ્યપદાર્થ તરીકે ઉપયોગ થતો. પીણામાં આજ આપણને માદક લાગે એવા સોમ અને સુરાનો ઉપયોગ થતો. સોમરસ તો એક દેવની પ્રતિષ્ઠા પામ્યો હતો, એની બનાવટનો મહા-વિધિ હતો, અને એનું પાન એક મહાન સામાજિક ક્રિયા બની રહેતી. સોમરસ આજ તો ભૂલાઈ ગયેલું પીણું છે. હિમાલયના મુજાવન્ત શિખર ઉપર સોમવલ્લીનું સ્થાન ઉલ્લેખ પામે છે. એ શિખર કયું એ આજ ખબર પડતી નથી. કાશ્મીરની દક્ષિણ પશ્ચિમે એ પહાડ આવ્યો હોય એવી અભ્યાસીઓની માન્યતા છે.

ધર્મકાર્ય, કૃષિ, ગોપાલન, વણાટકામ, સુથારીકામ, રંગાટકામ, લુહારીકામ, સુવર્ણઘડતર, ઝવેરાત અને ચર્મકાર્ય જેવા ધંધા તે સમયે અસ્તિત્વમાં આવ્યા હતા. સામાન્યતઃ ઘણાં કામો હાથે કરી

લેવાની ત્યારે પદ્ધતિ હતી, જો કે આવડતમાંથી વિશિષ્ટ ધંધો કરનાર વર્ગો પણ ધીમે ધીમે ઊભા થતા જતા હતા.

ધર્મકાર્ય કરનાર ગુરુવર્ગ પણ વિશિષ્ટતા ધારણ કરતો જતો હતો, જો કે ધર્મકાર્યમાં સર્વ વર્ણ ભાગ લેતી હતી. પ્રાર્થના, મંત્રોચ્ચાર અને વિધિ-કુશલ બ્રાહ્મણો માત્ર ધર્મકાર્ય ઉપરાંત રોગનિવારણનું કાર્ય પણ કરતા, જેમાં ઔષધિ ઉપરાંત વળગાડ અને દેવની અવકૃપા ટાળવાની મંત્રક્રિયાઓ પણ આવી જતી. અથર્વવેદમાં મંત્રતંત્રનું બાહુલ્ય આપણે નોંધ્યું જ છે. શિક્ષણનું મહાકાર્ય પણ બ્રાહ્મણોનું જ. લિપિ હતી કે નહીં એ ચર્ચાને બાજુએ રાખી આપણે એટલું જરૂર કહી શકીએ કે વૈદિક યુગનું શિક્ષણ ઉચ્ચ પ્રકારનું હતું અને વ્યાપક પણ હતું. સ્ત્રીઓ ધર્મકાર્યમાં ભાગ લેતી હોય, છંદમંત્રની રચના કરતી હોય, અને સમિતિઓમાં ચર્ચા કરી શકતી હોય ત્યાં સંસ્કાર-કક્ષા ઉચ્ચ હોવી જોઈએ.

આર્યોનો વ્યાપાર પણ વિસ્તૃત હતો. એકલા નદીમાર્ગો જ નહીં પરંતુ સમુદ્રમાર્ગોનું પણ વેદકાળમાં આર્યોને જ્ઞાન હતું. વેદમાં વર્ણન પામેલા પણીઓ સમુદ્ર પાર કરનારા વ્યાપારીઓ હતા, અને તેમના પરદેશ વસવાટમાંથી ફીનીશિયન સરખી સમુદ્ર શોખીન વ્યાપારીપ્રજા ઉત્પન્ન થઈ એવી પણ એક સંભાવના છે. ઇજીપ્ત તથા પશ્ચિમ એશિયા સાથે સ્થળમાર્ગ અને સમુદ્રમાર્ગે બાંધેલો સિંધુતટસંસ્કૃતિનો ભારતીય સંબંધ આર્યોએ વેદકાલમાં ચાલુ રાખ્યો હતો એ સંભવ અમાન્ય થાય એવો નથી.

ચલણી નાણું અને સિક્કા પણ એ યુગે જોયા હતા. નિષ્ક, શતમાન, પદ, ક્રિશ્નાલ અને હિરણ્યપિંડ સરખા ઉલ્લેખો નાણાંનું સૂચન કરે છે, જો કે મોટે ભાગે અંદર અંદરનો વ્યવહાર વસ્તુઓના બદલાને સ્વરૂપે થતો. ગાય એ મહત્ત્વનું ચલણી નાણું; એ દાનમાં પણ

અપાય અને વસ્તુની કિંમત રૂપે પણ અપાય. વ્યાજની પ્રથા પણ ત્યારે હતી એમ લાગે છે.

સિંધુતટસંસ્કૃતિમાં જેમ ચૌર્ય નોંધાયું છે તેમ વેદકાલમાં પણ ચોરીના ગુના બનતા ખરા એવું આશ્વાસન આજના ચોરો લઈ શકે એમ છે. ગણિકાવ્યવસાય ખરો; પણ ઘણો ઓછો; નીતિબંધનો જડ નહીં છતાં જાતીયસંબંધની વિશુદ્ધિનો આગ્રહ તો ખરો જ. પાસાની રમતો, રથની હરીફાઈ તથા ગીતનૃત્ય અને મૃગયાનો શોખ વૈદિકપ્રજાને હતો. આનંદપ્રમોદ સાથે આર્યોની નૈતિક ભાવના ઊંચા પ્રકારની હતી. કંજુસ સંગ્રહખોરોને આર્યો ધિક્કારતા. દાનમાં હાથ સંકોચનાર માનવી આર્યોના હાસ્યને પાત્ર બનતો. જરૂર પ્રસંગે માગી સહાય ન આપતો માનવી તિરસ્કૃત ગણાતો. ખોટી સાક્ષી પૂરવાની, જૂઠું બોલવાની વેદકાલીન આર્યોને મના હતી. અતિથિસત્કાર એ આર્ય ગૃહસ્થનું મુખ્ય લક્ષણ. જાદુ, મેલી વિદ્યા, વશીકરણ, સ્ત્રીઓની ભોળવણી તથા વ્યભિચારને પાપ માની તેમનાથી દૂર રહેવા આર્યો મથતા. ધર્મકાર્ય, ધર્માચાર અને ધર્મવિધિનો આર્યોને ચુસ્ત આગ્રહ હતો. નાહવું, ધોવું, પવિત્ર સ્વચ્છ રહેવુ એવા દેહાચાર તેમની દેહનિર્મળતા સાધતા. યજ્ઞ એ તેમની મોટામાં મોટી ધાર્મિક ક્રિયા—વ્યક્તિગત તેમ જ સામાજિક. હોમ અને યજ્ઞનું સ્વરૂપ તથા તેની પાછળ રહેલી ભાવના એ વૈદિક આર્યોની ધર્મવિશિષ્ટતા. હજી પણ—આ જ પણ—આજની વીસમી સદીના મધ્યકાલમાં પણ—વૈદિક હોમહવન તથા યજ્ઞ થતા રહે છે, જો કે તેમનું પ્રમાણ ઘણું ઘટી ગયું છે અને તેના પ્રકારમાં પાછલાં યુગબલોએ ઘણો ફેરફાર કરી નાખ્યો છે. યજ્ઞમાં મોટે ભાગે તો અનાજ, ઘી, ક્ષીર જેવા પદાર્થોની આહુતિ અપાતી. જીવતાં પ્રાણીઓ—અશ્વ, અજ, પાડો તથા આખલો—પણ બલી તરીકે વધેરાતાં. ગાય સુદ્ધાં આહુતિ બનતી એવા ઉલ્લેખ મળી આવે છે. યજ્ઞનું સ્વરૂપ સમજવા માટે યજ્ઞની પાછળ રહેલી એ ભાવના આપણે સમજવી

જોઈએ : (૧) દેવની યાચના–માગેલી જરૂરી વસ્તુ દેવ પ્રસન્ન થઈને આપે એ અર્થે યજ્ઞ; અથવા (૨) વગરમાગ્યે આપેલી અનુકૂળતામાં દેવની થયેલી કૃપા પ્રત્યે આભારવૃત્તિનું પ્રદર્શન. દુશ્મનો સામે વિજય મેળવવાની માગણી પણ યજ્ઞના કારણરૂપે હોય, અને વિજય મળ્યા પછીના આભારની લાગણીનું પ્રદર્શન પણ યજ્ઞમાં હોય. પોતાની સારામાં સારી, કીમતીમાં કીમતી મિલકત–વસ્તુ–પ્રાણી–કહી પોતાની જાત–દેવાર્પણ થાય એ યજ્ઞની ભાવના.

**યજ્ઞપુરુષ**

સાથે સાથે યજ્ઞમાં વિશ્વવ્યાપી અગમ્ય યજ્ઞપુરુષના સ્વીકારની આધ્યાત્મિક ભાવના પણ રહેલી હતી એ તત્ત્વ-યજ્ઞને સમજવામાં આપણે વિસરવું ન જોઈએ. રાત્રિદિવસને ઘડનાર, ઉષાસંધ્યાને સર્જનાર, વરસાદને વરસાવનાર, ભૂમિમાંથી અન્ન ઉપજાવનાર, અનેક સુખની દાતા અને કષ્ટોની નિવારણહાર કોઈ સર્વવ્યાપી શકિત પ્રતિ અભિમુખ થવાની ભાવના એ યજ્ઞમાં રહી હતી. વળી આખો ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનો વિશ્વક્રમ પણ કોઈ વિરાટ મહાયજ્ઞની ક્રિયા છે તેનું પ્રતીક નાનકડો માનવી પોતાના યજ્ઞમાં ઊભું કરે છે એવી સંભાવના પણ વૈદિક આર્યોમાં જાગ્રત થઈ હતી. આર્યો અનેક દેવોનું યજનપૂજન કરતા હતા એ ખરું. પરંતુ એ દેવો અને દેવીઓ વ્યાપક બ્રહ્મના શક્તિ–ટુકડા હતા તથા માનવી માટે બ્રહ્મને પહોંચવાના પુલ સરખા હતા એવી ભાવના અનેક સ્તોત્રો અને ઋચાઓમાંથી સ્પષ્ટ થયા વગર રહેતી નથી. સર્જન અને સર્જક અંગે મહાનમાં મહાન ચિંતન-ઉડ્ડયન સરખી વેદાન્ત ફિલસૂફીનાં બીજ આમ વેદમન્ત્રોમાં તેમ વેદે પોષેલી યજ્ઞક્રિયામાં દેખાઈ આવે છે.

અને વેદમાં સ્તવાયલા અનેક દેવો આજ પણ હિંદુધર્મમાં વિવિધ રૂપાન્તરો પામી ધાર્મિક જનતાના હૃદયમાં જીવન્ત રહેલા છે.

કુદરતનું અદ્ભુત દૃશ્ય કે અદ્ભુત સત્ત્વ આર્યોને મન દેવ બની જતું, અને દેવ બનતાં યજનપૂજનની પાત્રતા મેળવતું.

**વેદમાં દેવતા** દેવોનાં સ્વરૂપ પણ ધ્યાનમાં લેવા સરખાં છે. વૈદિક નિરૂક્તકાર યાસ્કે દેવોના ત્રણ વર્ગ પાડ્યા છે: (૧) પૃથ્વીમાં વસતા દેવ=પૃથ્વી, અગ્નિ, બૃહસ્પતિ તથા સોમ સરખા દેવ; (૨) વાતાવરણમાં વસતા દેવ=ઇન્દ્ર, રુદ્ર, મરુત, વાયુ તથા પર્જન્ય સરખા દેવ; અને (૩) સ્વર્ગમાં વસતા–આકાશવાસી દેવ=દ્યૌ, વરુણ, ઉષસ્, અશ્વિન, સૂર્ય, સવિતર્ તથા વિષ્ણુ સરખા દેવ. દેવોમાં ખાસ નાનામોટાનો ક્રમ દેખાતો નથી. કેટલાક દેવોની સ્તુતિ વધારે પ્રમાણમાં થયેલી છે. ઋગ્વેદમાં ઇન્દ્ર-સ્તુતિ લગભગ ચોથો ભાગ રોકે છે, છતાં એક સૂક્તમાં કહ્યું છે તેમ 'હે દેવતાઓ! આપમાંથી કોઈ દેવ નાનો નથી...આપ સર્વ ખરેખર મહાન છો' એ ભાવનાથી પ્રેરાયલો આર્યોનો ધર્મ તેમની પાસે એક સ્થળે ઉચ્ચાર કરાવે છે તેમ 'દેવો ભિન્ન નથી; એ તો એક અને સમાન છે. મન્ત્રદૃષ્ટાઓ એ એકને વિવિધ ઢબે વર્ણવે છે એટલું જ.' આ વૈદિક દેવોનું વૈદિક ફિલસૂફીને જડેલું રહસ્ય અસંખ્ય દેવોની વિવેચના કરતી વખતે યાદ રહેવું જોઈએ.

વેદની કવિતામાં મહાન, પવિત્ર અને કવિત્વમય ભાવ ભર્યા છે, જે પરદેશી વિચારકોને રહસ્ય સાથે સમજવા જરા કઠિન પડે. કર્મ, ઉપાસના–ભક્તિ તથા જ્ઞાનની ત્રણ સંસ્કારધારાઓ સમસ્ત ભારતીય-સંસ્કૃતિમાં વહેતી રહી છે એ સર્વનાં મૂળ આમ વેદમાં મળી આવે છે. ભારતીયસંસ્કૃતિના મૂળ સ્રોતસમા વેદનું આર્યસંસ્કૃતિમાં બહુમાન છે એનું મુખ્ય કારણ જ એ કે આજ સુધી–પાંચ હજાર વર્ષ સુધી–આર્યસંસ્કૃતિએ વેદમાંથી પોષણ મેળવ્યું છે, વેદના કેટલાક શબ્દાર્થ ભૂલાઈ ગયા હશે, કેટલા ય વૈદિક રીતરિવાજો ન ઓળખાય એવા બદલાઈ ગયા હશે, કેટલી યે માન્યતાઓ ન સમજાય એવી જૂની બની ગઈ હશે,

છતાં ભારતીયસંસ્કૃતિના એક મોટામાં મોટા વિભાગે તો વેદને આદ્ય પ્રમાણ માની આચારનાં, ફિલસૂફીનાં, સંપ્રદાયોનાં અને સામાજિક પ્રવૃત્તિઓનાં પરિવર્તનો અને ક્રાન્તિઓ વચ્ચે વેદઆજ્ઞાની મર્યાદા રાખવાનો મહાપ્રયત્ન કર્યો છે. કદાચ તેથી જ એ સામાજિક પરિવર્તનો, વિચારક્રાન્તિ અને માન્યતાવિપ્લવો ભારતીયસમાજમાં ગ્રાહ્ય ગણાયાં છે. વેદને પ્રમાણ માનીને ચાલનાર વિચારો, આચારો તથા સંપ્રદાયો ભારતીયસંસ્કૃતિનું મોટામાં મોટું બલ બની રહ્યાં છે. છતાં કદી કદી વેદમન્ત્રો અને કવિતામાં બાલિશતાનો પણ આરોપ થાય છે ખરો !

**વેદવિરોધ**

વેદમાં શંકા ઉઠાવનાર, વેદના પ્રમાણને ન સ્વીકારનાર, વેદને નિરર્થક ગણનાર વિચાર તથા આચારસરણી ભારતીયસંસ્કૃતિએ નથી જોઈ એમ રખે કોઈ માની લે. બૌદ્ધ અને જૈનમાર્ગને નામે ઓળખાતા ભારતીયસંસ્કૃતિએ ઉપજાવેલા ધર્મમાર્ગ, વેદ તથા વેદને અનુસરતી સમાજવ્યવસ્થા સામેનાં પ્રચંડ બંડ છે એમ એક રીતે કહી શકાય. દેહથી વિભિન્ન આત્મા છે જ નહીં એવી માન્યતાનો પ્રચાર કરનાર નાસ્તિક ચાર્વાક મત ભારતીયસંસ્કૃતિની જ પેદાશ છે. એટલે ભારતીય સંસ્કૃતિ ઉપર વારંવાર કરવામાં આવતો અંધશ્રદ્ધાનો આક્ષેપ સર્વાંશે સાચો નથી. એકાદ કાળનું આચારવિચારનું અંધીયારપણું આખી ભારતીયસંસ્કૃતિના લક્ષણ તરીકે માનનાર ભૂલ કરે છે. વેદકાળથી આગળ વધતાં રાજ્યે, સમાજે, ધર્મે અને એ સર્વના સંભાર સરખી સંસ્કૃતિએ કેટકેટલાં મહાસંચલનો ગતિમાન કર્યાં એનો વિચાર કરીશું તો ભારતીયસંસ્કૃતિ ઉપરની અંધશ્રદ્ધાનો આરોપ હળવો બનશે.



## ૬

# વેદપ્રસ્તારયુગ

**બ્રાહ્મણગ્રંથો**

વેદની સંહિતા પછીના, વેદ સાથે જ ગણાઈ ચૂકેલા, શ્રુતિ-ઝૂમખામાં સંહિતા સાથે જ સ્થાન પામી ચુકેલા, (૧) બ્રાહ્મણ, (૨) આરણ્યક તથા (૩) ઉપનિષદ્‌ને વેદવિસ્તાર તરીકે જ ઓળખા જવાં ઠીક પડશે, જેથી વૈદિક યુગની બૌદ્ધિક તેમ જ આધ્યાત્મિક શકિતનો આપણને ખ્યાલ આવી જશે. એ ત્રણે ગ્રંથો વેદનું જ અંગ ગણાય, છતાં એ મંત્રસંહિતાથી નિરાળા વિભાગો છે આપણે જોઈ ગયા તેમ ઋગ્વેદસંહિતાના સાદા યજ્ઞો યજુર્વેદસંહિતામાં વિસ્તાર અને મહત્ત્વ પામ્યા. અથર્વવેદમાં તો અભિચારપ્રયોગો સુધી પણ આર્યો ઊતરી ગયા—જો કે તે પ્રત્યે ભારે સદ્ભાવ ન હતો. વેદના યજ્ઞકાર્યને ઝીણવટથી સમજાવતાં વિવેચનોને આપણે બ્રાહ્મણગ્રંથ તરીકે ઓળખીશું. યજ્ઞ એ ધર્મજીવનનું વ્યકિતગત અને સાર્વજનિક મહત્ત્વનું અંગ હતું. એટલે યજ્ઞ કેમ કરવા, યજ્ઞક્રિયાનો અર્થ શો, સામુદાયિક યજ્ઞ કયા અને વ્યક્તિગત ગૃહસ્થે કરવાના યજ્ઞો કયા, બન્નેમાં ભેદ શો અને વિધિ શો; આ બધું બ્રાહ્મણગ્રંથોમાં સમજાવ્યું છે. એમાં યજ્ઞાના દેવોની તેમ જ યજ્ઞાર્થે નિર્મિત થયેલા દિવસો તથા ઋતુઓના મહિમાની પણ સમજ આપવામાં આવી છે. વૈદિક યજ્ઞના રહસ્યને તથા આચારવિધિને સમજાવનાર ગ્રંથ તે બ્રાહ્મણગ્રંથ એ સમજ અંગે શબ્દોની વ્યુત્પત્તિઓ પણ તેમાં અપાઈ છે, ધ્યાન ખેંચે એવી આખ્યાયિકાઓ પણ તેમાં ઊતરી છે અને યજ્ઞરહસ્ય વિશે વિચારો અને ચિંતન-

કણિકાઓ પણ એમાં મળી રહે છે. વૈદિક આચારનો મુખ્ય ભાગ તે યજ્ઞ; એ યજ્ઞને અર્થ આપવાનો પ્રયત્ન તે બ્રાહ્મણગ્રંથ. આજ કદાચ નિરર્થક લાગતા યજ્ઞોનો મહિમા ત્યારે ઘણો હતો. યજ્ઞકાર્ય વિશે કેવા ભવ્ય વિચારો થયા છે એ જોવા ભગવદ્‌ગીતા તરફ દૃષ્ટિ નાખવી. આર્યસમાજના સ્થાપક મહર્ષિ દયાનંદે ઓગણીસમી સદીમાં પોતાના ધર્મ ઉત્થાન કાર્યમાં યજ્ઞને આપેલું મહત્વ વિસરાય એમ નથી. આજના વીસમી સદીના યુગમાં ગાંધીજીએ પણ યજ્ઞની ભાવનાને વર્તમાનમાં ઘટાવવા કરેલો પ્રયાસ ભારતીયજીવનમાં યજ્ઞભાવનાનું સ્થાન દર્શાવે છે. એટલે યજ્ઞ માત્ર જડકર્મ નહિં, પરંતુ વ્યક્તિગત તથા સામુદાયીક સ્વાર્પણ કર્મનો પ્રકાર બની જતો હતો.

**આરણ્યક**

બ્રાહ્મણગ્રંથ પછીનો વેદવિસ્તાર તે આરણ્યક. આરણ્યકોમાં કેટલાંક સ્વતંત્ર વિભાગ બને એવાં છે; અને કેટલાંક બ્રાહ્મણગ્રંથો સાથે સેળભેળ થઈ ગયેલાં પણ છે. વેદના આચારને જેમ બ્રાહ્મણગ્રંથ સમજાવે છે તેમ વેદના વિચાર–ચિંતન ભાગને સમજાવવાની શરૂઆત આરણ્યકો કરે છે, જેનું અંતિમ શિખર ઉપનિષદોમાં આપણે નિહાળીએ છીએ. અરણ્યમાં, વસતીરહિત એકાંતમાં ઋષિમુનિઓએ કરેલા ચિંતન ઉપરથી જે તત્ત્વજ્ઞાન સમજાયું તેને, અધિકારપ્રાપ્તિ પછી સમજાયલા રહસ્યને આરણ્યક નામે આર્યોએ ઓળખવા માંડ્યું. એમાં એકલું તત્ત્વચિંતન નહિં; આચારભાગ, યજ્ઞભાગ એમાં ખરો. પરંતુ આરણ્યકમાં તત્ત્વચિંતનની શરૂઆત થઈ ગઈ.

**ઉપનિષદ**

એ વૈદિક તત્ત્વચિંતનની પરિપૂર્ણતા ઉપનિષદમાં થઈ. ઉપ+નિ+સદ્‌-નો શબ્દાર્થ 'ગુરુ પાસે જઈ, તેમના ચરણ પાસે બેસી પ્રાપ્ત કરવાની વિદ્યા' થાય છે. આર્યસંસ્કૃતિના સ્પષ્ટ ભાવિ વિકાસનું બીજ તે ઉપનિષદ. કેટલાક ઉપનિષદોમાં જ્ઞાનનું પ્રાધાન્ય છે, કેટલાંકમાં યોગની

પ્રક્રિયા બતાવેલી છે, કેટલાંકમાં વિરાગનો જ ઉપદેશ થયો છે, અને કેટલાંકમાં ભક્તિનો મહિમા ગવાયો છે. જ્ઞાનપ્રધાન ઉપનિષદોને કાલક્રમ અનુસાર પ્રાચીનમાં પ્રાચીન માનવામાં આવે છે. સંહિતામાંથી ઉપનિષદ સુધીમાં ચિંતનનો કેટલો વિકાસ થયો તે સમજવા આપણે વૈદિક ઋચાની પ્રાર્થના જોઈએ. વેદઋચા માગે છે:

'અમને અન્ન આપો, અમને વીરપુત્રો આપો, અમારાં પશુઓને સુખી કરો.'

ઉપનિષદો કહે છે:

'આખી પૃથ્વી સુવર્ણથી ભરી હોય તો ય શું? ધનમય પૃથ્વીમાંથી અમૃતત્વ પ્રાપ્ત થાય છે?... બ્રહ્મ એ સૂક્ષ્મ તત્ત્વરૂપે સર્વમાં વસી રહે છે; એ સર્વનો આત્મા છે; એ સત્ય છે. એ આત્મા તે તું પોતે છે.'

વૈદિક યુગના ચિંતનવલણમાંથી જે તત્ત્વશાખાઓ પ્રગટી એ ભારતીયસંસ્કૃતિનું ભવ્ય ગૌરવ બની રહે છે. દેવોની ઊર્મિભરી પ્રાર્થનાથી આગળ વધી આર્યો ચિંતન તરફ વળ્યા, અને સત્ય – બ્રહ્મ – જ્ઞાન – સુખ – વિશ્વ – મૃત્યુ – મુક્તિ વગેરે ગૂઢ પ્રશ્નો સંબંધમાં વધારે શાસ્ત્રીય અને વધારે તર્કયુક્ત વિચારસરણીઓ તેમને હાથ લાગવા માંડી કર્મ અને વિધિને ત્યાજ્ય તેમણે ગણ્યાં નહીં, પરંતુ એક પાસ જેમ આચારઆગ્રહ અને તેની જટિલતા વધતાં ચાલ્યાં તેમ બીજી પાસ જ્ઞાન ઉપર પણ એટલો જ ભાર મૂકાતો ગયો. ઋગ્વેદકાલથી જ આર્યસંસ્કૃતિમાં કર્મકાંડ અને જ્ઞાનકાંડના પ્રવાહો જુદા પડતા દેખાય છે. પરંતુ વેદકાલ પૂરો થતા પહેલાં તો જ્ઞાનમાર્ગે વળેલી આર્યપ્રતિભા ભવ્ય ઉપનિષદોની રચના કરી લાવી. ઉપનિષદોનો સમૂહ એ આર્ય તત્ત્વજ્ઞાનનું એક મહાશિખર.

બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદનો રચનાકાલ કયો? કાલ-

નિર્ણયની બાબતમાં આપણે અનુમાન જ કરવાનાં રહે છે. ઈ. સ. પૂર્વે ૧૦૦૦ સુધીમાં વેદરચના પૂરી થઈ એમ માનીએ તો એ યુગના પાછલા ભાગમાં બ્રાહ્મણો, આરણ્યકો તથા ઉપનિષદો રચાવાં ક્યારનાં શરૂ થઈ ગયાં હોવાં જોઈએ. સામાન્યતઃ ઈ. સ. પૂર્વે ૮૦૦ સુધીમાં વેદકાલ પૂરો થાય એમ મનાય છે. તેમાં મુખ્ય ઉપનિષદોની રચના આવી જાય. ઉપનિષદોમાં બહુ હિંમતભર્યાં તત્ત્વચિંતનો થયાં છે. પૃચ્છા શરૂ થાય એ છેલ્લે પાટલે જઈને પણ બેસી શકે. બ્રહ્મની શોધમાં પડેલી જિજ્ઞાસા એક બાજુએ વ્યાપક બ્રહ્મને ઓળખી લાવી; બીજી બાજુએ 'तत्त्वमसि' – તે – બ્રહ્મ – તું જ છે – એવી સંભાવના લઈ આવી; ત્રીજી પાસ બ્રહ્મ – ઈશ્વર – છે કે નહીં તેની જ શંકા ઊપજાવી લાવી. જેમ ઉપનિષદનું ચિંતન ઈશ્વરને સ્પર્શે છે તેમ એ ચિંતન ઈશ્વરને ધુમ્મસ પણ માનવા પ્રેરાય છે. એટલે વૈદિક યુગમાં પણ–વેદમાર્ગ – આસ્તિકમાર્ગ-માં શંકા ઉપજાવનારા સ્વભાવવાદ અગર લોકાયતવાદ સરખા નાસ્તિક માર્ગનાં બીજ વવાઈ ચૂક્યાં હોવાં જોઈએ. એટલે ઈ. સ. પૂર્વે ૮૦૦ સુધીમાં ઉપનિષદનું તત્ત્વચિંતન ઉચ્ચ શિખરે પહોંચ્યું તેમ વેદમાં અશ્રદ્ધા ઉત્પન્ન કરતું તત્ત્વચિંતન પણ જન્મ પામ્યું. ગૌતમબુદ્ધના જન્મ પહેલાં તો મુખ્ય ઉપનિષદો રચાઈ ચૂક્યાં હતાં અને વેદને ખસતા કરવાની વિચાર પ્રણાલિકા પણ શરૂ થઈ ગઈ હતી. એટલે ઉપનિષદોનો મોટો ભાગ ઈ. સ. પૂર્વે ૮૦૦ પહેલાં રચાઈ ચૂક્યો હતો.

**ઉપનિષદનું તત્ત્વજ્ઞાન**

ઉપનિષદની સંખ્યા નક્કી થઈ શકી નથી. વેદમાંથી વિકસેલું તત્ત્વજ્ઞાન તે ઉપનિષદ. બસો જેટલી સંખ્યામાં ઉપનિષદો હાથ લાગ્યાં છે. ઈ. સ. પૂર્વે ૮૦૦ની બાંધેલી નીચલી મર્યાદા પછી પણ કેટલાંક ઉપનિષદો રચાયાં છે, જેની સાબિતી મુસ્લિમ યુગમાં – એટલે ઈ. સ.ની તેરમી સદી પછી – રચાયલું 'અલ્લોપનિષદ' આપે એમ છે.

ઉપનિષદ્‌માં મુખ્યત્વે વ્યક્તિસમષ્ટિના સંબંધ, જીવનમરણની સમાલોચના, બ્રહ્મ, ઇશ્વર, જીવ અને દેહનાં સ્વરૂપલક્ષણ જેવા સર્વકાલીન ભવ્ય પ્રશ્નોની ચર્ચા કરેલી છે. ઉપનિષદ્‌ની ફિલસૂફીએ આખી આર્યસંસ્કૃતિને સ્પષ્ટ આધ્યાત્મિક રંગે રંગી છે એ કદી ન ભૂલાય એવું સત્ય છે. એટલું જ નહીં, એમાં રહેલાં ઉન્નત વિચાર-ઉડ્ડયનો, બુદ્ધિ તથા કલ્પનાની ગગનગામી ફાળ અને ચિંતનનાં અદ્‌ભુત ઊંડાણોએ પશ્ચિમની સંસ્કૃતિના અનેક વિચારકોને ચકિત કરી નાખ્યા છે. એમાંથી માત્ર શોપનહાઉર સરખા જર્મન ફિલસૂફ ઉપર ઉપનિષદે કરેલી અસર એના જ શબ્દોમાં સાંભળીએ. શાહજહાનના પુત્ર દારાએ ફારસીમાં ઉપનિષદ્‌નું ભાષાંતર કરેલું, જેમાંથી લેટીન–ગ્રીકમાં ઉતારેલી ઉપનિષદ્‌ની નકલ વાંચી શોપનહાઉરથી બોલી જવાયું: ‘આ અજોડ ગ્રંથે આત્માના ઊંડાણોને હલાવી નાખ્યાં છે. એના એકેએક વાક્યમાંથી ઊંડા, અપૂર્વ અને ઉન્નત વિચારો જાગી ઊઠે છે. આખી પૃથ્વી ઉપર ઉપનિષદ્ સરખો ઉન્નત અને લાભદાયક બીજો અભ્યાસ જ નથી. મારા જીવનનું ઉપનિષદ્ ગો જ આશ્વાસન; મારા મૃત્યુનું પણ એ જ આશ્વાસન બની રહેશે.’

વૈદિક જીવનનાં આમ બે પાસાં: કર્મકાંડમાં જાણે આર્યજીવનની પળેપળ ગૂંથાઈ જતી હોય એમ એક પાસ લાગે છે; બીજી પાસ એ જ આર્યજીવન अहं ब्रह्मास्मि સરખા અન્ય કોઈ પણ ફિલસૂફીએ નહીં ઉચ્ચારેલા ઉડ્ડયને પહોંચે છે. કર્મકાંડની જટિલતા સામેનું એ બંડ પણ હોય. કર્મકાંડ એક બાજુએ વિકસ્યું; ચિંતન બીજી પાસ; ત્રીજી પાસ કર્મ અને ચિંતનની વચ્ચે દેહકષ્ટ અને મનસંયમની કોઈ પણ અજાણી પ્રજાને નવાઈ લાગે એવી તપશ્ચર્યા અને યોગક્રિયાઓ વ્યવસ્થિત થતી જતી હતી. કર્મકાંડની જટિલતાને તથા અતિ દેહ-કષ્ટભરી તપશ્ચર્યાને અર્થ આપતી ઉપનિષદ્‌ની ફિલસૂફી આગળ આપણે વેદકાળને અટકાવી દઈએ તો ય વેદની અસર જાગ્રત રહેતી આજ સુધી ચાલી આવે છે.

**હજાર વર્ષની વેદ-ગોઠવણી**

ઈ. સ. પૂર્વે બે હજારથી એક હજાર સુધીની વેદરચનાની દસ સદીઓ આમ તો મોટો સમયગાળો ગણાય. મુસ્લિમ તથા ઈંગ્રેજ રાજવહીવટ મળીને પણ એટલી સદીઓ થતી નથી. એટલા કાળમાં જેમ જેમ ચારે વેદ ગોઠવાતા ચાલ્યા તેમ તેમ, બ્રાહ્મણ, ઉપનિષદ્ તથા આરણ્યકો આકાર લેતાં ગયાં તેમ તેમ આર્યોના ભ્રમણવિસ્તાર પણ વધતા જાય એ સ્વાભાવિક છે. સપ્તસિંધુ, કુરુપાંચાલ તથા ગંગાયમુનાના દ્વિપ્રવાહી પ્રદેશોમાંથી આગળ વધી રહેલી વૈદિક સંસ્કૃતિ આખા ભારતવર્ષ ઉપર પથરાઈ જાય, એમાં નવા નવા પ્રદેશો અને પ્રજાઓ સાથે સંબંધો બંધાય, નવી નવી પ્રાંતીય અને લોકભાષાઓ સાથે સંપર્ક સધાય, ઉચ્ચારણો બદલાય અને દેશકાળને અનુસરતા રીતરિવાજો પણ આર્યસંસ્કૃતિમાં પ્રવેશ પામતા જાય. ગંગાકિનારે વસતો આર્ય દિવસમાં ત્રણચાર વાર સ્નાન કરી શકે; મારવાડના રણમાં આર્યસંસ્કૃતિનો સંદેશ લઈ જનાર ઋષિ ત્રણચાર વાર સ્નાનનો આગ્રહ ન રાખી શકે. હોમમાં બલી માટે પાડો વધેરવાનો ન મળે તો અજાથી ચલાવવું પડે, અને અજા પણ હાથ ન લાગે ત્યાં કુષ્માંડ – કોળું જ વધેરવું બસ થઈ જાય. આમ આચાર તથા ભાષા સ્વાભાવિક રીતે જ ફેરફારો પામે છે. ભાષાનાં કલેવરો પણ બદલાયે જાય છે, સમયનો પ્રવાહ મૂળ ભાષાને જૂની બનાવે છે, તેમાં નવીન શબ્દો અને વાક્યવળોટો પ્રવેશ પામી જૂની ભાષાને ચાલુ ભાષાથી વિખુટી પાડી દે છે, અને નવીન ઘડાતી ભાષા એવો ઘાટ ધારણ કરે છે કે જે સામાન્યતઃ જૂની ભાષાથી જૂદો જ લાગે. વૈદિક ભાષાને પણ એ કાળબળ લાગુ પડે જ. વળી વિવિધ પ્રદેશોમાં પ્રાકૃત ભાષાઓ પણ દૃઢ સ્વરૂપ ધારણ કરતી જતી હતી. એટલે ભાષાને ફેરવતા સમયપ્રવાહ સામે ઈશ્વરપ્રણીત વેદની ભાષા, ઉચ્ચારણ, તથા અર્થમાં ફેરફાર ન પામે એ અર્થે ધાર્મિક વર્ગો ભગીરથ પ્રયત્ન

કરે એ સ્વાભાવિક છે. વૈદિક મંત્રસાહિત્ય તો હતું જ. એ ગોઠવાયે જતું હતું. તેની અંતિમ ગોઠવણી વેદવ્યાસે – વ્યાસ દ્વૈપાયને કરી, જ્યાર પછી એમાં કાંઈ પણ ફેરફાર થવાનો સંભવ ઘટી ગયો.

**પુરોહિત–બ્રાહ્મણ-વર્ગ**

હજાર પંદરસો વર્ષના ગાળામાં વૈદિક મંત્રોની વિશુદ્ધિ કદાચ સાચવી રખાય; પરંતુ લોકભાષા અગર સાહિત્યભાષા તો બદલાયા જ કરે. વેદને ગોઠવી રહેતામાં તો વેદની ભાષા જૂની બની ગઈ, એટલે જૂની વેદભાષા સમજવા માટે વિશિષ્ટ શિક્ષણની જરૂર ઉત્પન્ન થઈ, તથા વૈદિક મન્ત્રોને સમજનાર તેમ જ સમજાવનાર એક વિશિષ્ટ શિક્ષક કે પુરોહિતવર્ગ ઊભો થયો, જેમાંથી પ્રબળ બ્રાહ્મણ કોમ જન્મી. વેદના સ્વરોચ્ચાર કરવામાં, વેદના અર્થ કરવામાં, વેદનું કર્મકાણ્ડ યથાસ્થિત સમજવામાં, વેદમાં દર્શાવેલી કાલગણનાને સાર્થક કરવામાં, તેમ જ વેદના છંદમાનને તેની પ્રાચીન રીતઢબે માવામાં આવા વિશિષ્ટ વિદ્વાનવર્ગની જરૂર ઉત્પન્ન થયા વગર રહે નહીં – જો ઈશ્વરપ્રણીત વેદધર્મનું પાલન કરવું હોય તો.

**વેદાંગ**

હવે વેદગ્રંથોમાં થતા ઉમેરા, ઘટાડા, સુધારા કે વધારા અશક્ય બની ગયા. મન્ત્રસંહિતાગ્રંથોની પવિત્રતાનો એવો સુદૃઢ ખ્યાલ અભ્યાસીઓમાં પેસી ગયો કે વેદના મન્ત્રોમાં, વેદમન્ત્રોના ઉચ્ચારણમાં જરાય છૂટછાટ મૂકી શકાય કે લઈ શકાય જ નહીં. અર્થશુદ્ધ, ઉચ્ચારશુદ્ધ વેદાધ્યયનનો આગ્રહ આજ સુધી સચવાઈ રહ્યો છે. એ આગ્રહને પરિણામે વૈદિક સાહિત્યને વિવિધ ઢબે ઉકેલતી વેદાંગપદ્ધતિ વિકાસ પામી, જેના નીચે પ્રમાણે છ વિભાગો પ્રમાણ બની ગયા:

૧ શિક્ષા – વેદના સ્વરસહિત ઉચ્ચાર શીખવતી પદ્ધતિ – એ પાણિનિની રચના કહેવાય છે.

૨ કલ્પ – યજ્ઞ, હોમ, તથા અન્ય ક્રિયાવિધિ દર્શાવતો ગ્રંથ-સમૂહ. એના અનેક રચયિતા.

૩ વ્યાકરણ – આખી વેદની ભાષારચના સમજાવતો ગ્રંથ પણ પાણિનિએ રચ્યો છે. બન્ને પાણિનિ જુદા હશે ?

૪ છંદ – વૈદિક મન્ત્રો, કાવ્યો, છંદોના મેળ તથા ગીતલક્ષણ સમજાવતો ગ્રંથ. પિંગળમુનિની રચના મનાય છે.

૫ જ્યોતિષ – આચારવિધિ અંગે કાલગણના તથા નક્ષત્રાદિનો ઉપયોગ સમજાવતો આ ગ્રંથવિભાગ ગર્ગાચાર્યે રચ્યો છે.

૬ નિરુક્ત – જૂના બની ગયેલા છતાં જાણવા યોગ્ય અને કઠિન અર્થવાળા વૈદિક શબ્દોનો વ્યુત્પત્તિસહ અર્થ સમજાવતો ગ્રંથ યાસ્કમુનિની રચના ગણાય છે.

વેદાંગગ્રંથો તે વેદને સમજાવનારી, વેદના વિવિધ આકારોને અર્થ આપનારી દીપિકાઓ કહી શકાય. વેદકાલીન સંસ્કૃતિને સમજવામાં આ છએ પદ્ધતિઓ સીધી આડકતરી રીતે બહુ જ ઉપયોગી થઈ પડે એમ છે. વેદ પ્રાચીન બની જવાથી તેમને ઓળખાવનાર આ ગ્રંથો પણ આપણે માટે તો પ્રાચીન ગ્રંથો છે. વેદાંગના રચયિતાઓનાં નામ પ્રતિષ્ઠિત છે છતાં એ પ્રતિષ્ઠિત પુરુષોએ પણ પોતાની રચનાના આધારમાં પોતાનાથી યે પ્રાચીન વિદ્વાનોની પ્રણાલિકાઓના ઉલ્લેખ કર્યા છે. એટલે વેદાંગરચના પણ પ્રાચીન પરંપરામાંથી ચાલી આવી અંતિમ સ્વરૂપ પામેલી છે. વળી શિક્ષા તથા કલ્પવિભાગના ગ્રંથોની એટલી વિવિધ વિપુલતા છે કે વેદના ઉચ્ચારણમાં તેમ જ તેના કર્મકાણ્ડમાં અનેકાનેક શાખાઓ સ્પષ્ટ વિસ્તાર પામી છે, જે વિવિધતા અને વિપુલતા સૂચવે છે કે સ્થલ અને કાલને મહત્ત્વ આપી આચાર-વિચારમાં ફેરફાર કરવાની વૃત્તિ આર્ય વિદ્વાનોએ સતત સેવી છે.

આ ગ્રથોનો મોટો ભાગ સૂત્ર રૂપે રચાયો છે, જે ઉપર પાછી ટીકાઓ આવશ્યક બની છે. સૂત્ર એટલે દોરો.

**વેદાંગ – સૂત્રગ્રંથો**

થોડાથોડા પણ સૂચક શબ્દોને ગૂંથી અલ્પાક્ષરી રહસ્યપૂર્ણ વાકયોમાં ગ્રંથરચના થયેલી હોવાથી એ સૂત્રગ્રંથો તરીકે ઓળખાય છે અને એના રચનાકાલને સૂત્રયુગ તરીકે પણ ઓળખાવવાનો પ્રયત્ન થયો છે. ભાષા અને સાહિત્યની દૃષ્ટિએ આ સૂત્રગ્રથોની વિશિષ્ટ રચના એક અદ્દ્ભુત શૈલી-પ્રકાર છે. વૈદિકો ઉપરાંત બૌદ્ધો તથા જૈનોએ પણ સૂત્રરચનાનો આશ્રય લીધો છે. વેદાંગના સમયને વેદનાં અંતિમ વ્યવસ્થાનો તેમ જ વેદના પુનરાવલોકનનો સમય ગણી શકાય. સંહિતાથી ઉપનિષદ્ સુધીનો શ્રુતિસંપુટ સૂત્રકાલમાં અંતિમ વ્યવસ્થા પામે છે, જે વ્યવસ્થા હજી સુધી ભારતીયસંસ્કૃતિ સાચવી રહી છે.

આ સૂત્રયુગમાંથી સમય જતાં સ્મૃતિયુગ જન્મ્યો. અંગત તેમ જ સામાજિક આચારવ્યવહારને વૈદિકવિશુદ્ધિ

**સ્મૃતિયુગનો આરંભ**

આપવાના આ પ્રયત્નમાં વ્યાકરણ, છંદ, જ્યોતિષ તથા નિરુક્ત વિભાગો અતિ શાસ્ત્રીય બની ભાષા તથા ગણનાના વિદ્દદ્ માર્ગે વળ્યા. પરંતુ શિક્ષા અને ખાસ કરીને કલ્પવિભાગ વ્યવહાર તથા આચાર ઉપર જ ભાર મૂકતા હોવાથી તેમના વિભાગોએ વિશિષ્ટ મહત્ત્વ ધારણ કર્યું. શિક્ષાના તો કેટલાક વિભાગો લુપ્ત થયા અને રહ્યા તે માત્ર પોતાની ઉચ્ચારણ શાખાને નામે જ ઓળખવા પૂરતું મહત્ત્વ ધારણ કરી રહ્યા; પરંતુ કલ્પવિભાગે તો આચાર અંગે જટિલસ્વરૂપ ધારણ કર્યું. કલ્પસૂત્રોના ત્રણ વિભાગ થયા : ( ૧ ) શ્રૌતસૂત્ર, ( ૨ ) ગૃહ્યસૂત્ર અને ( ૩ ) ધર્મસૂત્ર. શ્રૌતસૂત્રમાં શ્રુતિ – વેદના આધારે રચાતી યજ્ઞક્રિયાઓ કેમ કરવી તેનાં સ્પષ્ટ સૂચનો છે. ગૃહસ્થે ગૃહમાં કરવાની ધાર્મિક ક્રિયાઓ અને સંસ્કારોનું વિવરણ ગૃહ્યસૂત્રો કરે છે. ધર્મસૂત્રને સામાજિક ધર્મવિવરણ કહી શકાય.

જ્ઞાતિ તથા વર્ણને અનુલક્ષીને ઉપસ્થિત થતા વર્ણાશ્રમધર્મ તેમ જ વારસો તથા લેણદેણ સરખા લૌકિક વ્યવહાર અને કાયદાશ્રુઢિની વ્યવસ્થા ધર્મસૂત્રમાં ઉલ્લેખ પામે છે. ધર્મસૂત્રોને સામયાચારિકસૂત્રો પણ કહેવામાં આવે છે જે ઉપરથી એમાં સમયાનુસાર આચારનો પાલનવિધિ ઉપદેશ્યો છે એમ સહજ જણાઈ આવશે.

**ધર્મસૂત્ર અને સ્મૃતિ**

આ ધર્મસૂત્રોમાંથી સમય જતાં શ્લોકબદ્ધ વિશાળ સ્મૃતિઓ રચાઈ; જેમને આપણે સ્થલકાલ અનુસાર રચાયલી નિયમાવલિઓ કહી શકીશું. સ્મૃતિઓ પણ ઘણી થઈ. પરંતુ વધારે પ્રમાણભૂત મનાતી સ્મૃતિઓમાં મનુસ્મૃતિ, યાજ્ઞવલ્કયસ્મૃતિ અને પરાશરસ્મૃતિ ગણાય છે. એ સ્મૃતિકાલ ઇસવીસનની આસપાસથી વહેલો કલ્પવામાં આવતો નથી, ઊલટ ઇસવીસન પછી તેને લઈ જવાનું વલણ રહે છે. છતાં વિકાસસંકલના સમજવા માટે સૂત્રયુગમાંથી વિકાસ પામેલી સ્મૃતિશ્રેણિનો અહીં જ ઉલ્લેખ કરી લીધો છે.

**શ્રુતિસ્મૃતિનો ભેદ**

શ્રુતિ અને સ્મૃતિ એ ભારતીયસંસ્કૃતિનાં આચારવિધાન. બન્ને વચ્ચેનો મુખ્ય ભેદ અહીં સમજી લઈએ. શ્રુતિ એટલે ચારે વેદ તથા તેમનાં અંગભૂત બ્રાહ્મણ, આરણ્યક તથા ઉપનિષદ. એ ચારે વૈદિક થરને સમજમાં ઉતારવાનો એ પછી થયેલો પ્રયત્ન તે વેદાંગ. વેદાંગકાલ એટલે સૂત્રકાલ. એ સૂત્રસમૂહમાંના કલ્પસૂત્રે સર્જેલાં ધર્મસૂત્રોમાંથી વિષયવાર આધારોસહ લગભગ પ્રકરણરચનામાં શ્લોકબદ્ધ કરેલા વ્યવહારનિર્ણયોને સ્મૃતિ કહી શકીએ. શ્રુતિ અને સ્મૃતિ વચ્ચેના વિરોધમાં શ્રુતિ વધારે પ્રમાણભૂત ગણાય. શ્રુતિ ઇશ્વરપ્રણીત; જ્યારે સ્મૃતિ તો માત્ર પ્રજાની, પ્રજાના ગુરુજનોની સ્મૃતિ – યાદમાં રહી ગયેલા આચારવિચાર જ કહેવાય. શ્રુતિ-વેદમાં વ્યક્ત ન થયા હોય એવા કેટલા યે પ્રાચીન આચારવિચાર સ્મૃતિઓમાં પ્રજાની યાદને આધારે સ્થાન પામે

છે. વળી સ્મૃતિગ્રંથોમાં કુલાચાર, લોકાચાર અને દેશાચારની ભિન્નતા પણ સચવાઈ રહી છે. સંભવિત છે કે આર્યોના ભારત આગમન પૂર્વના કેટલાક રિવાજો સ્મૃતિમાં જળવાઈ રહ્યા હોય. આમ સ્મૃતિવિભાગ અનેક દૃષ્ટિએ અભ્યાસીઓને ઉપયોગી થઈ પડે એમ છે – જો કે બન્નેના વિરોધમાં શ્રુતિની શ્રેષ્ઠતા તો ખરી જ.

**દર્શનસૂત્રો**

આ કલ્પસૂત્રો – ધર્મસૂત્રો – સામયાચારિક સૂત્રોની સાથે ભારતીય વિચારને જબરજસ્ત ઝોક આપનાર દર્શનસૂત્રોનો પણ અહીં જ ઉલ્લેખ કરી લઈએ. વેદનાં બે પાસાં : કર્મકાણ્ડ અને જ્ઞાનકાણ્ડ. વૈદિક કર્મકાણ્ડ વિકાસ પામતું પામતું બ્રાહ્મણગ્રંથોમાં થઈ વેદાંગનાં કલ્પસૂત્રોને અંતે સ્મૃતિ સુધી લઈ જાય છે એ આપણે જોયું. વેદનો જ્ઞાનકાણ્ડ ઉપનિષદ્‌માં થઈ દર્શનસૂત્રોમાં ઊતરી એક એવો વિચારધોધ ઊપજાવે છે કે જેમાંથી જુદી જુદી આસ્તિક નાસ્તિક વિચારશ્રેણિઓ વહી રહી અને એમાંથી ભારતીય ચિંતનપ્રતિભા સર્વાંગે ખીલી નીકળી. એ ખીલાવટમાંથી અનેક ધર્મમાર્ગો નીકળ્યા, અનેક વિચારશ્રેણિઓ વિકાસ પામી અને ભારતીયસંસ્કૃતિને સજીવન રાખતું નૂતન બલ પણ મળ્યું. બુદ્ધિવૈભવની ભવ્ય પરંપરાસરખાં દર્શનસૂત્રો – ષડ્‌દર્શનો - ને આપણે અહીં પિછાની લઈએ. ષડ્‌દર્શનો એ ભારતીયસંસ્કૃતિનું બુદ્ધિગૌરવ છે. મોક્ષ એ માનવીનું અંતિમ ધ્યેય. એનું જ્ઞાન પ્રાપ્ત કરવાના ઉપનિષદે કરેલા વિચારોમાંથી જાગેલી વ્યવસ્થિત સંભાવનાઓ અને સ્થિર પ્રણાલિકાઓ ઊભી કરનાર છ તત્ત્વજ્ઞાનશાખાઓ નીચે પ્રમાણે ઉલ્લેખી શકાય :

૧ સાંખ્ય – વ્યવસ્થિત કરનાર કપિલ.

૨ યોગ – પદ્ધતિસર ગોઠવનાર પતંજલિ.

૩ ન્યાય – સંકલિત કરનાર ગૌતમ.

૪ વૈશેષિક — અંતિમ પ્રતિપાદન કરનાર કણાદ.

૫ પૂર્વમીમાંસા – આકાર આપનાર જૈમિનિ.

૬ ઉત્તરમીમાંસા– વેદાન્ત – બ્રહ્મસૂત્રરૂપે એકત્ર કરનાર વ્યાસ.

સૂત્રશૈલીમાં સંગ્રહાયલાં આ દર્શનો આર્ય બુદ્ધિચાપલ્ય અને વિચાર-ઊંડાણના ઉત્કૃષ્ટ નમૂનો છે. આર્ય ચિંતન કયાં કયાં જીવનને સ્પર્શે છે, વિશ્વનાં અગમ્ય સત્યોને ઉકેલવા કયી કયી કૂંચીઓ શોધે છે, અને અથાગ વિચારસાગરમાં કેટલે ઊંડાણે પહોંચી શકે છે એનો તાગ લેવા માટે આ ષડ્દર્શનોનો ઊડતો પરિચય પણ બસ થઈ પડે એમ છે. એ છએ પ્રણાલિકાઓનો સમન્વય ભગવદ્ગીતામાં થયો છે. એમાંથી ઉત્તરમીમાંસા – વેદાન્તે – આખા આર્યજીવન ઉપર ભૂંસાય નહીં એવી ભવ્ય છાપ પાડી ઈસુની આઠમી સદીથી શંકરે શરૂ કરેલી આચાર્ય-શ્રેણિને શક્ય બનાવી છે. ષડ્દર્શન એ ભારતીયસંસ્કૃતિનું મહાન ચિંતનબલ.

આમ એક પાસ કર્મકાણ્ડ અને વિધિ વ્યવસ્થિત બનતાં હતાં– સાથે સાથે અત્યંત જટિલ પણ બનતાં હતાં.

**આશ્રમ વ્યવસ્થા** બીજી પાસ અન્ય પ્રજાઓને વિચિત્ર લાગે એવી તપશ્ચર્યા વિકસતી જતી હતી. ત્રીજી પાસ ઉપનિષદ્માં સમાયલા ચિંતનમાંથી વેદને અનુલક્ષીને અગર વેદનો વિરોધ કરીને – મોટે ભાગે વેદને અનુકૂલ ઝોક આપીને જાગેલી વિચાર-સરણીઓમાંથી ષડ્દર્શનો ચિંતનવૃત્તિને સંયમિત બનાવતાં હતાં અને ચોથી પાસ આખા સમાજને આવરી લેતી વર્ણ–આશ્રમ વ્યવસ્થા સમાજ–ચોકઠું બની કર્મ તથા ચિંતનના વિકાસનું સ્થાયી સ્થાપત્ય બની રહેતી હતી. આર્ય સંસ્કૃતિના બાહ્ય શરીર સરખી વર્ણાશ્રમ-વ્યવસ્થા પરદેશી સમાજશાસ્ત્રીઓને વ્યામોહમાં નાખી દે છે. વર્ણમાંથી આજની વગોવાતી જડ જ્ઞાતિસંસ્થા ઉદ્ભવી એવો પણ આરોપ

વર્ણ ઉપર મૂકવામાં આવ્યો છે. વર્ણાશ્રમવ્યવસ્થાને બહુ તટસ્થતાપૂર્વક નિહાળવાની જરૂર છે. જ્ઞાતિસંસ્થાને જડ, આર્યસંસ્કૃતિનું અનિવાર્ય અને અપરિહાર્ય અંગ માનતા પહેલાં એ વ્યવસ્થાએ સાધેલી સામાજિક સુદૃઢતા અને સંસ્કૃતિ સુરક્ષણનો ક્યાસ કરવાની બહુ જરૂર છે. આશ્રમ તો સ્વાભાવિક રીતે વ્યક્તિજીવનનો નૈસર્ગિક વિભાગ બની રહે છે. પાંચછ વર્ષથી વીસબાવીસ વર્ષ સુધીના વિદ્યાભ્યાસ તથા શરીર અને ચારિત્ર્યઘડતર બ્રહ્મચર્યાશ્રમનો જ પડઘો કહી શકાય; એ પછીનો ગૃહસ્થાશ્રમ આજ પણ માનવીને કુટુંબપોષણ અને સમાજસેવામાં પ્રેરે છે. એને ગૃહસ્થાશ્રમ નામ આપવાથી ખ્રિસ્તીઓ કે મુસલમાનો હિંદુધર્મમાં વટલાઈ જતા નથી. આજના વ્યાપારી, વકીલ, ડૉક્ટરો તથા પ્રધાનો ઝડપથી નિવૃત્ત થતા નથી એ ખરું; છતાં સરકારે–દુનિયાભરની સરકારે–પોતાની સેવકશ્રેણિને પંચાવનછપ્પન વર્ષે ફરજિયાત નિવૃત્તિ આપવાનું ધોરણ સ્વીકારી વાનપ્રસ્થાશ્રમને જ એક પ્રકારનું માન આપ્યું છે એમ કહીએ તો ચાલે. રીઢા રાજદ્વારી નેતાઓને છપ્પન વર્ષે ફરજિયાત નિવૃત્તિ અપાય તો દુનિયા વધારે દુઃખી નહીં જ થાય. વળી શહેરોના ઉગ્ર ગતિમાન જીવન કરતાં નિવૃત્તિ ગ્રામજીવનને, વનપ્રસ્થાનને જ વધારે આવકારે છે એ ચારે પાસ નિહાળ્યા પછી વાનપ્રસ્થ શબ્દથી ગભરાઈ ઉઠવાની જરૂર નથી. વાનપ્રસ્થ સ્થિતિનો અંતિમ આકાર તે સંન્યસ્ત–દુન્યવી વસ્તુઓમાંથી વૃત્તિઓને સંપૂર્ણ રીતે પાછી વાળવાની ક્રિયા. માનવી પોતે સંન્યસ્ત ધારણ ન કરે તો મૃત્યુ અંતિમ સન્યસ્ત આપે છે! સન્યસ્ત આજ પણ આર્યજીવનનું એક વંદનીય દર્શન છે. વર્ણાશ્રમ નામથી ચમકી ઊઠવાની જરૂર નથી. કુદરતી રીતે જ થતાં શારીરિક અને માનસિક પરિવર્તનોનો સ્વીકાર અને તેને અનુસરતી જીવનરચના એ જ આશ્રમવ્યવસ્થા. માનસ અને દેહના પરિવર્તનની સ્વાભાવિક કક્ષાઓનો સ્વીકાર તથા તેને અનુકૂલ જીવનરચના એનું

નામ આશ્રમવ્યવસ્થા. એ કુદરતી વ્યવસ્થાને આર્ય સંસ્કૃતિએ પોતાનું અંગ બનાવી સ્વાભાવિકતાને જ સ્વીકારી છે. આજ વર્ણની સાથે આશ્રમવ્યવસ્થા અત્યંત પાતળી પડી ગઈ છે; છતાં ભારતીય કથાઓ એટલું તો કહે છે કે આશ્રમધર્મના પાલન અર્થે પૂર્વે રાજવીઓ રાજપાટ છોડી વનમાં વસતા હતા. યુધિષ્ઠિરથી માંડી કેટલાં યે દૃષ્ટાંતો આપણને મળી આવે એમ છે.

**વર્ણવ્યવસ્થા અને જ્ઞાતિસંસ્થા**

આશ્રમ સાથે જોડાયલી આર્ય સંસ્કૃતિના એક બાહ્ય ચિહ્ન સરખી વર્ણવ્યવસ્થા પણ આપણે અહીં સહજ વિચારી લઈએ. વર્ણવ્યવસ્થા, જેમાંથી આજની અત્યંત વખોડાતી જ્ઞાતિસંસ્થા ઊભી થઈ છે એ, ચલસ્વરૂપે વેદકાળમાં ખરી. જૂની દ્રવિડ કે અન્ય ભારતીયસંસ્કૃતિ કે બર્બરાવસ્થા સામે આક્રમણ કરનાર આર્યો ભારત બહારથી અહીં આવ્યા એ સંભાવના આર્ય અને અનાર્યના ભેદ જરૂર સમજાવી શકે. આર્ય નહીં તે, આર્યોના સામનો કરે તે અનાર્ય. આર્યોના પક્ષે ઊભા રહેતા પ્રકાશિત દેવો એ કુદરતનાં બળ પણ હોય, અને...અને...આર્યોની કોઈ તેજસ્વી, પ્રગતિશીલ, અત્યંત સાહસિક અને સંસ્કારી અગ્રણી ટોળીઓ પણ હોય, જેના આગેવાનોએ પછીના આર્યોની કલ્પનામાં દેવનું મહત્ત્વ ધારણ કરી લીધું હોય. આજની shock brigades, suicide squads તથા cultural squads – દુશ્મન સૈન્યોને કંપ ઉપજાવતા પ્રહારો કરતી, કેસરિયાં કરતી અને સંસ્કાર દ્વારા અસર ઉપજાવતી ટુકડીઓની રચના આજની ટાઢીઊની યુદ્ધમીમાંસામાં થઈ ચૂકી છે. એવી કોઈ ભવ્ય સાહસિક ટોળીઓના નેતાઓની સ્મૃતિ દેવમાં ફેરવાઈ જાય એ સંભવિત છે. શિવાજીને દેવ માનતા કૈંક રાષ્ટ્રપ્રેમી માનવીઓ મળી આવે છે. એ દેવના વિરોધી તે દાનવો – જે આ રીતે આર્યોના પણ વિરોધી બની રહે. એ દાનવો એ જ અસુરો. અસુરોની કલ્પના

કરતી વખતે આપણે ભૂલવું ન જોઈએ કે પ્રાચીન માન્યતા અનુસાર સુર અને અસુર એક જ પિતાનાં સંતાન છે. એમાં આર્યોના એક એવા મતભેદનું દર્શન થાય છે કે જેમાં અવસ્તા યુગના ઈરાની આર્યો અને ભારતમાં વસેલા આર્યોના કોઈ ઝઘડાનો પડઘો સંભળાય. આપણા માન્ય દેવતાને વેદકાળની શરૂઆતમાં 'અસુર' તરીકે સંબોધ્યો છે એ પણ યાદ રાખવા સરખું છે. યુદ્ધમાં પકડાતા દાનવો દસ્યુઓ–દાસ બની જાય. આર્યો અને અનાર્યોના રંગમાં – વર્ણમાં ફેર. એટલે વર્ણનો મૂળ અર્થ તો રંગ: આર્ય અનાર્યની ઓળખ અર્થે સ્વાભાવિક રીતે જ ઉપયોગમાં આવે. સપ્તસિંધુથી દક્ષિણાપથ સુધીનો આર્ય વિસ્તાર એથી યે પ્રાચીન વસવાટો સાથે ભારે ઘર્ષણો ઊભાં કરે એ સ્વાભાવિક છે. આર્યસંસ્કૃતિનાં શાંતિભર્યાં સાધનો પ્રાચીન પ્રજાને પણ આકર્ષક લાગતાં એ ખરું. સાંસ્કૃતિક ઢબે પરિવર્તનનો સ્વીકાર કરનારને આર્યસમૂહમાં સ્થાન મળતું એ નિઃસંશય. કદાચ શૂદ્ર તરીકેનો સ્વીકાર પણ તેમને આર્ય વ્યવસ્થામાં ભેળવી દેતો હતો. પરંતુ એ પરિવર્તનો એકલાં શાન્તિભર્યાં સાધનો દ્વારા જ થતાં હતાં એમ બનતું નહીં. આર્યોની સંસ્કૃતિનો સામનો કરનાર પ્રજાને પહાડો અને વનપ્રદેશોમાં પણ નિવાસ શોધવો પડતો. પરાઈ સંસ્કૃતિમાંથી આર્યસંસ્કૃતિમાં ભળતા શૂદ્ર સમાજે કદાચ આર્યોમાં અંદર અંદર પણ વર્ણવ્યવસ્થા ઉપજાવી હોય એ સંભવિત છે. આર્યોના દ્વિજમાં–બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્યમાં – પ્રથમ ભારે રંગફેર નહીં હોય. શ્રી. આનંદશંકર ધ્રુવ વર્ણને ધંધાનો રંગ માને છે. વળી આર્યોના વર્ણભેદ તો ઘણા કાળ સુધી કુમળા, એકમાંથી બીજામાં જઈ શકાય એવા, લગ્ન અને ભોજન-વ્યવહાર અરસપરસ થઈ શકે એવા પારદર્શક હતા એમ ઇતિહાસ-દૃષ્ટાંતો આપી રહે છે. પરંતુ બૌદ્ધ અને જૈનમાર્ગની અવૈદિક અસર સામેના એક ઉપચાર તરીકે વર્ણવ્યવસ્થામાં પ્રવેશી ચૂકેલો આગ્રહ જ્ઞાતિમાં ફેરવાતો ફેરવાતો મુસ્લીમ સરખી મારકણી સંસ્કૃતિ સામે

અથડાતાં એક રક્ષણવ્યૂહમાં ફેરવાઈ ગયો, અને એ જ રક્ષણવ્યૂહ, ઘણી વાર બન્યું છે તેમ, રક્ષણ શોધનારને જ રૂંધતી દીવાલરૂપ બની ગયો. આમ સામાજિકદર્શન થઈ શકે છે. વળી જ્ઞાતિસંસ્થા એ દ્રવિડ સંસ્કૃતિના સ્વીકારમાંથી આર્યોએ ઉપજાવી એમ પણ કોઈ કોઈ અભ્યાસીઓ કહે છે ખરા.

વેદકાલમાં આર્યોના ચાર વર્ણ સ્પષ્ટ થતા જતા હતા એ તો સુપ્રસિદ્ધ પુરુષસૂક્ત ઉપરથી જણાઈ આવે છે:

**ब्राह्मणोऽस्यमुखमासीद्बाहू राजन्यः कृतः ।**
**ऊरू तदस्य यद् वैश्यः पद्भ्यां शूद्रो अजायत ॥**

બ્રાહ્મણ એ યજ્ઞ પુરુષ–વિરાટ પુરુષના મુખથી, ક્ષત્રિય હાથમાંથી, વૈશ્ય ઉરુમાંથી અને પગમાંથી શુદ્ર ઉત્પન્ન થયો.

મહાભારતમાંનો ભરદ્વાજ ભૃગુ સંવાદ પણ વર્ણભેદ સમજવા માટે ઉપયોગી થઈ પડશે:

**न विशेषोस्ति वर्णानां सर्वं ब्रह्ममिदं जगत् ।**
**ब्राह्मणाः पूर्वसृष्टा हि कर्मभिर्वर्णतांगतः ॥**

વર્ણમાં કાંઈ વિશેષતા, વિશિષ્ટતા, ભેદ નથી. આ આખું જગત બ્રહ્મનું–બ્રાહ્મણરૂપે જ બનેલું છે. પૂર્વે સહુ બ્રાહ્મણ તરીકે જ સર્જાયા હતા; પછી કર્મે કરી એમનામાં વર્ણો ઊભા થયા. આમ કર્મ–ધંધો જ વર્ણના મૂળમાં રહેલો લાગે છે. સામાજિક પ્રથમાવસ્થામાં કદાચ એક જ માણસ–એકનો એક માણસ–ધર્મક્રિયા કરી શકે, શસ્ત્રધારણ કરી લઢવા જાય, વ્યાપારધંધામાં પડે અને જરૂરી દેહશ્રમ માગતાં કાર્યો પણ ઉપાડી લે. પરંતુ વસતી વધતાં, કાર્યોની વિપુલતા વધતાં, કામની વહેંચણીમાં વધારે સુગમતા નજરે આવતાં અમુક કાર્ય માટે અમુક વર્ગ જ ઉપયોગમાં લેવાય, એમાંથી તે વર્ગ એ કાર્ય અંગે નિષ્ણાત

બની જાય અને તેની જ દ્વારા કામ લેવાનું સરળ બને, જેમાંથી વર્ણ અને વર્ણમાંથી જ્ઞાતિરચના થાય એ સ્વાભાવિક છે. ધર્મક્રિયા કરી, જ્ઞાન ફેલાવી સહુનું શિક્ષણકાર્ય કરનાર બ્રાહ્મણ બને; દેહને કસી યુદ્ધપ્રવૃત્તિમાં કુશળતા મેળવનાર ક્ષત્રિય બને; કૃષિ, વ્યાપાર, આર્થિક વ્યવહારમાં જ રોકાઈ નિપુણતા મેળવનાર વૈશ્ય કહેવાય; અને શારીરિક શ્રમમાંથી જ આજીવિકા ઉપજાવનાર શુદ્ર બની રહે એ સ્વાભાવિક સામાજિક ગોઠવણ માનવીને ભારતમાં જ નહીં પણ બીજે બધે ગોઠી ગઈ છે. એ ક્રમ વૈદિકકાલમાં અતૂટ દીવાલ બની ગયો ન હતો. ઇન્દ્ર સરખો આર્યદેવ અસુર પુલોમાની પુત્રી શચીને પરણે; વિશ્વામિત્ર સરખો ક્ષત્રિય આર્યોના મહાન ગાયત્રીમન્ત્રનો મન્ત્રદ્રષ્ટા બ્રાહ્મણ બની શકે; જમદગ્નિ સરખો બ્રાહ્મણ કે ચ્યવન સરખો તપસ્વી એક રાજકન્યાને પરણી શકે; વાલ્મીકિ સરખો શૂદ્ર મહામુનિ બની ક્ષત્રિય સીતાને પોતાના આશ્રમમાં રાખી તેના પુત્રો લવકુશને શાસ્ત્ર-પારંગત બનાવે; શુક્રાચાર્ય સરખો ભાર્ગવ બ્રાહ્મણ અસુરોનું ગુરુપદ સ્વીકારે; આવાં આવાં દૃષ્ટાંતો આપણને સ્પષ્ટતાથી કહી રહ્યાં છે કે વેદકાલીન વર્ણભેદ એ મૂલગત-જન્મગત-ભેદો ન હતા; કર્મ-ધંધા ભેદના એ સૂચક હતા. અને જો કે જન્મગત વાતાવરણ વર્ણ-ધંધા-કર્મના કૌશલ્યમાં ઉપયોગી ભાવ ભજવે છે એ ખરું: છતાં વર્ણ માત્ર જન્મસિદ્ધ જ્ઞાતિ ન હતો એટલું વેદકાલીન વર્ણલક્ષણ સમજવું યોગ્ય થશે.

સૂત્રયુગમાં અને ત્યાર પછી લાંબા કાળ સુધી જ્ઞાતિ - વર્ણ - જન્મ પ્રાપ્ત નહીં, પરંતુ સંસ્કારપ્રાપ્ત હતી એમ સ્પષ્ટ દેખાઈ આવે છે. સૂત્રયુગથી જ્ઞાતિને જન્મનું બંધારણ આપવાની શરૂઆત થઈ લાગે છે, છતાં આજન્મ બ્રાહ્મણ ન હોય તે બ્રાહ્મણ થઈ શકે જ નહીં એવો નિષેધ ત્યારે ન હતો. ભોજનવ્યવહાર અને લગ્નવ્યવહાર જ્ઞાતવર્ણમાં - જ્ઞાતકુટુંબોમાં અનુકૂળ પડે એટલે તે વધારે પ્રચલિત થાય એ સહજ છે.

પરંતુ વર્ણ બહારનાં ભોજન કે લગ્નનો નિષેધ પળાતો દેખાતો નથી. લગ્નના પ્રકારો અને પ્રસંગો જોતાં આંતરવર્ણલગ્ન સારા પ્રમાણમાં થતાં હતાં. ઉચ્ચવર્ણ ઊતરતી વર્ણ સાથે લગ્ન કરે એમાંથી ધીમે ધીમે નવી જ્ઞાતિઓ અને નવાં સમાજવર્તુલો ઊભાં થતાં જતાં હતાં એ ખરું. જ્ઞાતિનો અર્થ જ જ્ઞાત – જાણીતો માનવસમૂહ. અલબત્ત સ્ત્રી શૂદ્રોના ધર્મઅધિકાર ઉપર ધીમે ધીમે તરાપ પડવાની શરૂઆત થઈ હતી. યજ્ઞના અગ્નિનો સ્પર્શ કરવાની શૂદ્રોને મના થતી હતી; વેદોચ્ચાર પણ તેમની પાત્રતા બ્હાર જતો હતો. આવા આવા પ્રતિબંધો આચારના અતિ આગ્રહમાં ડોકિયાં કરી જતા હતા, પરંતુ એવા પ્રતિબંધો કડક કે વ્યાપક બન્યા લાગતા નથી.

**શક, હુણ**

મહત્ત્વ ધારણ કરવા લાગેલી જડ બનતી જ્ઞાતિઓનું મહત્ત્વ ત્યાર પછી બૌદ્ધ અને જૈનમાર્ગે ઘટાડી નાખ્યું. ઈસવીસનની છઠ્ઠી સદી સુધી તો પરદેશીઓને આર્યસંસ્કાર આપવામાં આવતા હતા. ક્ષત્રપો અને ગુર્જરપ્રતિહારો પરદેશી હોય તો તેમનો આર્યત્વસ્વીકાર જ્ઞાતિબંધનની પ્રાચીનતાને જરાય ટેકો આપતો નથી. વૈદિક ધર્મીઓમાં પણ ત્યાર પછી જ્ઞાતિ અભેદ્ય સંસ્થા લાંબા સમય સુધી ન હતી. સિંધનો બ્રાહ્મણ મહારાજા ચચ ક્ષત્રિય વિધવા મહારાણીને પરણ્યો હતો એ ઘટના આઠમી સદીના પ્રભાતકાળે બની હતી. જ્ઞાતિસંસ્થા અને તે દ્વારા ઉપજેલું બ્રાહ્મણોનું મહત્ત્વ અત્યંત કડવી ટીકાને પાત્ર બન્યાં છે એ ખરું. પરંતુ એકલી ટીકા આવી સામાજિક ઘટનાનું રહસ્ય ભાગ્યે જ સમજાવી શકે. આજ જ્ઞાતિસંસ્થાના પાયા હાલી ગયા છે. કદાચ એ સંસ્થા લાંબો સમય હવે ટકી નહીં શકે. પરંતુ આજની હીણાયલી જ્ઞાતિસંસ્થા સર્વદા આજ છે એવી હતી અને બ્રાહ્મણોને શ્રેષ્ઠત્વ અપાવ્યા સિવાય તેણે બીજું કશું જ કાર્ય કર્યું નથી એમ કહેવું એ લાંબા સમય સુધી સ્વીકાર પામેલી સંસ્થાના સંરક્ષક કાર્યને ન સમજવા

સરખું છે. આખી માનવજાતને ઇસ્લામમાં ફેરવી નાખવાની જેહાદ લઈ ભારતવર્ષમાં ધસેલી ઇસ્લામીસંસ્કૃતિ સામે ભારતીયઆર્યસંસ્કૃતિ સજીવન રહી શકી એમાં જ્ઞાતિનો ફાળો છેક ફેંકી દેવા જેવો નથી. જ્ઞાતિ અને ધર્મરહિત ભારતના આજના શાસનમાં મધ્યસ્થ સરકારથી માંડી મોટા ભાગની પ્રાન્તીય સરકારોના મુખ્ય પ્રધાનો બ્રાહ્મણો છે એ ભૂલવા સરખું નથી. એ જ વગોવાયલી જ્ઞાતિસંસ્થા પોતાની જરૂરિયાત ઘટતાં પોતાનું વિલીનીકરણ કેવી સુગમતાથી કરી રહે છે એ નિહાળવા વીસમી સદીના આચારવિચારનો અભ્યાસ બહુ માર્ગદર્શક બની રહે એમ છે.

વ્રાત્યસ્તોમ યજ્ઞનો અત્રે ઉલ્લેખ આવશ્યક છે. આર્યવ્યવસ્થાની બહાર રહેલાઓને એ યજ્ઞના ચાર વિધિ અનુસાર આર્યવ્યવસ્થામાં લાવી શકાતા હતા. પરસંસ્કૃતિને અપનાવી લેવાનો આર્યપ્રયોગ એ વ્રાત્યસ્તોમનો વિધિ.

જ્ઞાતિસંસ્થા માનવામાં આવે છે એવી કડક સતત હોય તો આર્ય-સંસ્કૃતિનો પરભૂમિ વિસ્તાર ઉકલે નહીં એવો કોયડો બની રહે. બાલી દ્વિપના હિંદુઓના ચાર વર્ણ કડક જ્ઞાતિસંસ્થામાંથી ઉદ્‌ભવ્યા નથી.

વેદ પછીના વેદપ્રસ્તારયુગમાં આર્યસંસ્કૃતિ સ્થિર બની, વિસ્તૃત બની અને કદાચ આજના ભરતખંડની સીમા ઉલ્લંઘવાનું કાર્ય પણ તેણે આ જ યુગમાં શરૂ કર્યું. સંસ્કાર ફેલાવી રહેલા બ્રાહ્મણો, વિજયી ક્ષત્રિયો, વ્યાપારવણજ અર્થે દેશપરદેશ ખેડતા વૈશ્યો અને મહેનતુ શૂદ્રોએ મળી ભરતખંડમાં આબાદી અને શાન્તિ વધારી, કલાહુન્નરને વેગ આપ્યો અને કૃષિ, વ્યાપાર તથા ઉદ્યોગમાં ઉન્નતિ સાધી ભારતીય-સંસ્કૃતિને આકર્ષક બનાવી.

સ્ત્રીઓની સ્થિતિ સર્વદા સમાજકક્ષાની પારાશીશી બની રહે છે. નારીપ્રતિષ્ઠા ઉપર જ સંસ્કૃતિની પ્રતિષ્ઠા અવલંબી રહે છે. માતા

અને પત્ની તરીકે સ્ત્રીનું સ્થાન માનભર્યું હતું. વેદકાલીન બ્રહ્મવાદીનીઓ કરતાં સીતા, કુંતા, દ્રૌપદી કે ગાંધારીનું સ્થાન ભાગ્યે ઊતરતું હોય. શંકરની આઠમી સદી સુધી મંડનમિશ્રની પત્ની શાસ્ત્રાર્થમાં મધ્યસ્થ બની શકી હતી એ જાણીતી કથા છે.

**સમયકલ્પના**

સૂત્રો – આચાર તેમ જ દર્શનસૂત્રો – તથા રામાયણ – મહાભારત સુધીનો આ વેદપ્રરતારયુગ. એમાં આર્યસંસ્કૃતિ ભારતવર્ષમાં સ્થિર થઈ, વિસ્તાર પામી અને વિજયી બની ભારત બહાર પણ તેણે પગ મૂકવા માંડ્યા. મહાભારત પહેલું રચાયું કે રામાયણ: આજ એ નામે ઓળખાતી કૃતિઓ આપણને મળે છે એવા જ રૂપમાં ત્યારે હતી કે જુદા રૂપમાં: કેટલાં ઉપનિષદો આ કાળમાં રચાયાં અને કેટલાં પ્રાચીન વેદયુગમાં રચાયાં: ષડ્દર્શનોની ફિલસૂફી માટે પાર્શ્વભૂમિ કયી: એ ફીલસુફી બૌદ્ધયુગની સમકાલીન વિચારસરણી કે તે પછીની: આવા આવા કૂટ પ્રશ્નો ઉપર વિદ્વાનો એક મત થતા નથી. એક મત જેનો થાય એ વિદ્વાન જ નહીં! વિદ્વાનો એક મત થાય કે નહીં છતાં મતમતાંતરના દોહનમાંથી એટલું તો તરી આવે છે કે:

(૧) ઇસવીસન પૂર્વે ૨૫૦૦ – ૩૦૦૦થી આર્યપ્રવેશ ભારતમાં શરૂ થયો. મધ્ય પશ્ચિમ એશિયાના કોઈ વિભાગમાંથી આર્યોનાં ભ્રમણ પૂર્વ, પશ્ચિમ, દક્ષિણ તરફ શરૂ થયાં, જેમાં પૌર્વાત્યભ્રમણ ભારતમાં આવી અટક્યું, જેમાંથી ભારતીયસંસ્કૃતિએ આજ સુધીનું ચિરંજીવા જીવન મેળવ્યું.

(૨) આર્યપ્રજાની એકતાના અવશેષ સંસ્કૃત, અવસ્તા, ગ્રીક, રોમન, જેવી ભાષાઓમાં મળી આવે છે. આર્યોનાં ભ્રમણમાં મૂલ સ્થાનની કેટલીક કથાઓ તેમ જ માન્યતાઓ પણ વેરાયલી આર્યજાતમાં સચવાઈ રહી.

(૩) ઇસ્વીસન પૂર્વે ૨૦૦૦થી ૧૦૦૦ સુધીમાં ચારે વેદરચના વ્યવસ્થિત બની ગઈ; બ્રાહ્મણ, આરણ્યક તથા ઉપનિષદમાંનાં કેટલાંક વેદના વ્યવસ્થાકાળમાં રચાઈ રહ્યાં. એ વેદકાલ.

(૪) ઇસ્વીસન પૂર્વે ૧૦૦૦થી ૬૦૦ સુધીમાં વેદાંગ તથા ષડ્દર્શનોની રચના થઈ ચૂકી. કદાચ ષડ્દર્શનસૂત્રો એ પછીથી રચાયાં હોય તોય એમાંનું તત્ત્વજ્ઞાન એ અરસામાં જ વિકસિત થયું હતું.

(૫) મહાભારત, રામાયણ તથા પુરાણના ગ્રંથોનું કેન્દ્ર એ જ યુગમાં–ઇસવીસન પૂર્વે ૬૦૦ સુધીમાં નક્કી થઈ ગયું હતું – જો કે અંતિમ રચના પછીનાં વર્ષોમાં થઈ હોય.

(૬) ઈસ્વીસન પૂર્વે ૧૦૦૦થી ૬૦૦ સુધીના કાળને વેદપ્રસ્તારયુગ કહી શકાય. વેદકાલમાં આર્યો ઉત્તર ભારતને ઓળખતા હતા; વેદપ્રસ્તારકાલે લગભગ આખા ભારતને તેમણે ઓળખ્યું. કદાચ ભારત બહાર પણ આર્યસંસ્કૃતિનાં સંચલન શરૂ થયાં હોય.

(૭) વર્ણાશ્રમ ધર્મ અને સંસ્કારભાવના વૈદિક સંસ્કૃતિનાં બાહ્યઅંગો બની ગયાં. વર્ણ હજી કડક જ્ઞાતિમાં પરિણામ પામ્યો ન હતો.

(૮) ભારતીયસંસ્કૃતિને જ્ઞાનનું એક એવું પોષણ આ યુગમાં મળ્યું કે જે તેને અનેક ક્રાન્તિઓમાં જીવન્ત રાખી શકયુ.

**વૈદિક યુગની ભવ્ય છાપ**

વૈદિક પ્રસ્તારયુગ પૂરો થાય છે તે જ અરસામાં ઇતિહાસ આપણી સંસ્કૃતિમાં પ્રવેશ કરે છે. એ પહેલાંનો ઇતિહાસ સાલવારીમાં અનુમાન સિવાય કશું જ વધારે સ્પષ્ટ કહેતો નથી. પછીના યુગમાં તારીખોના આંકડા આછાપાતળા પણ મળે છે. વૈદિક પ્રસ્તારયુગમાંથી ઇતિહાસ ઇશારો કરે અગર ન કરે છતાં એ આપણને એક ઐતિહાસિક સત્ય આપી જાય છે. વેદમાંથી વિકસતી

ફિલસૂફી તે વ્યાપક બ્રહ્મ અને બ્રહ્મમાં અનુભવાતું સમગ્ર સૃષ્ટિનું – માનવસૃષ્ટિનું પણ – અમરત્વભર્યું ઐક્ય. એમાંથી વહેતી વિચારશ્રેણિઓએ – નાસ્તિક વિચારશ્રેણિઓએ પણ – ભારતીય જીવનમાં અહિંસા, ત્યાગ, ચિંતન અને વિશ્વબંધુત્વ ઉપર મૂકેલો ભાર હજી પણ ચાલુ જ છે. ભારતીયસંસ્કૃતિનું એ અવિનાશી તત્ત્વ ગૌતમથી ગાંધી સુધી, યાજ્ઞવલ્કયથી ટાગોર સુધી અને વિશ્વામિત્રથી અરવિંદ ઘોષ સુધી જીવંત રહેલું છે. આ જ યુગની સંસ્કૃતિએ આપેલું જ્ઞાન પશ્ચિમના વર્તમાનવિચારોને પણ હલાવી રહ્યું છે. વિજ્ઞાનની શોધખોળ, અણુપરમાણુની શક્તિ, સાપેક્ષવાદ – relativity, મનોધર્મવિજ્ઞાનનાં અન્વેષણ તથા દુરબીનોમાંથી દેખાતાં – અને વધારે તો ન દેખાતાં – ખગોળમાં લહેરાતાં અનંતકોટિ બ્રહ્માણ્ડો પાશ્ચિમાત્યોને વેદમાંથી વહી આવેલી, ઉપનિષદે સંગ્રહેલી અને ષડ્દર્શનોએ વ્યવસ્થિત કરેલી ભારતીયફિલસૂફી તરફ ધીમે ધીમે વાળી રહે છે. એ દૃશ્ય ભારતીયસંસ્કૃતિના વિચારઉડ્ડયનનો નાનોસૂનો યશ ન કહેવાય.

ઇતિહાસનો સ્પષ્ટ ઇશારો નિહાળતા પહેલાં ઇતિહાસને ગમે એવું આ યુગનું રાજકારણ પણ સહજ જોઈ જવું યોગ્ય થશે. એ સિવાય આ યુગનું ચિત્ર પરિપૂર્ણ ન થાય.



# ૭

## વેદકાલીન રાજ્યવ્યવસ્થા

**રાજ્યોની ઝાંખી**

આર્યોના પ્રસરણ અંગે ઉત્તર ભારત તો સંપૂર્ણપણે આર્ય બની ગયો અને દક્ષિણમાં આર્યત્વના પ્રચારકો અને વિજેતાઓ આગળ વધતા જ ચાલ્યા એટલી ભૂમિકા આપણે વેદકાલમાં નીહાળી. એ પરિસ્થિતિમાંથી નવાં નવાં રાજ્યો પણ ઊભાં થતાં ચાલ્યાં અને પ્રાંતો પણ એકમ બની સ્પષ્ટ આકાર ધારણ કરવા લાગ્યા એ ભૂલવું ન જોઈએ. કુરુ, પાંચાલ, કાશી, કોશલ, વિદેહ જેવાં રાજ્યો પણ આર્યાવર્તમાં સ્થપાવા લાગ્યાં. આર્યોનું સ્થાન હવે માત્ર પંજાબમાં જ સંકોચાઈ રહ્યું નહીં, પરંતુ પૂર્વ અને મધ્યભારત પણ આર્યસંસ્કૃતિનાં કેન્દ્રોને ખીલાવતાં ચાલ્યાં. સિંધુ અને સરસ્વતી ઉપરાંત ગંગા અને યમુના પણ આર્યોનાં પવિત્ર તીર્થ વેદ અને વેદપ્રસ્તારકાળમાં જ બની રહ્યાં. ઇતિહાસ સમજવા માટે મહાભારત, રામાયણ તથા પુરાણો ઘણાં ઉપયોગી નીવડે છે. પ્રાચીન સંસ્કૃતિનો એ ઇતિહાસવિભાગ.

**સામ્રાજ્યભાવના**

જાતિ–કુટુંબ જૂથમાંથી રાજ્યો સ્થપાવા લાગ્યાં અને રાજ્યવ્યવસ્થા સંસ્કારવર્ધનનું એક મહત્ત્વનું તત્ત્વ બની રહી. રાજ્યોની રચનામાંથી પાછાં રાજ્યઘર્ષણો આર્યોમાં જ ઊભાં થતાં ચાલ્યાં અને અંતે રાજકીયક્ષેત્રમાં સામ્રાજ્ય – સમ્રાટની ભાવના દૃઢ થતી ચાલી. અશ્વમેધ અને રાજસૂયયજ્ઞ એ સામ્રાજ્યનાં – મહારાજ્યનાં સૂચક

ધર્મકાર્યો છે, અને એ ભાવના આર્યોમાં એટલી બધી પ્રબળ બની ગઈ હતી કે તેના ઉલ્લેખો અનેક મળી આવે છે. હજી આજ સુધી દૃષ્ટિએ પડતા અનેક રાજ્યઘડતરની માફક પાછલા વૈદિક યુગમાં સામ્રાજ્યનું સ્વરૂપ સર્વ રાજ્યકર્તાઓનું આકર્ષણ બની રહ્યું. હવે નાનાંમોટાં રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં; અરસપરસ ઉપરીપણાને માટે આવાં રાજ્યો ઘર્ષણમાં આવ્યા કરતાં; અને કોઈ પ્રતાપી વિજેતાના મહારાજ્યની કદી કદી સત્તા સ્વીકારી પોતાનું અસ્તિત્વ સંભાળી પણ રાખતાં હતાં. આમ રાજકીયવિકાસ શરૂ થઈ ગયો : રાજ્ય, મહારાજ્ય અને સામ્રાજ્ય: રાજા, મહારાજા, મહારાજાધિરાજ અને સમ્રાટ કે સાર્વભૌમ રાજવી : એવો રાજકીય આકાર ભારતે હવે ઓળખવા માંડ્યો.

**શતપથ બ્રાહ્મણમાં સમ્રાટો**

આવા મહારાજ્યોના ઉલ્લેખ બ્રાહ્મણકાળથી શરૂ થાય છે. શતપથ બ્રાહ્મણમાં અશ્વમેધ યજ્ઞ કરનાર બે ભરતવંશીય મહારાજાઓનાં નામ આવે છે : ભરત દૌસ્યંતી અને બીજો સતાનીક સત્રાજીત. એ જ બ્રાહ્મણગ્રંથમાં વળી કોશલના મહારાજા પર, ઐક્ષ્વાકુ પુરુકુત્સ, આયોગવ મહારાજા મરુત આવિક્ષિત, પાંચાલના ક્રૈવ્ય તથા સોન સાત્રાસાહ, મત્સ્યોના રાજા ધ્વસન દ્વૈતવાન તથા શિવકના રાજા ઋષભ યાજ્ઞતુરના ઉલ્લેખો છે કે જેમણે અશ્વમેધ યજ્ઞો કર્યા હતા. ઐતરીય બ્રાહ્મણમાં પણ બાર અશ્વમેધ કરી ચૂકેલા રાજાઓના ઉલ્લેખ છે.

**પુરાણોની વંશાવળી**

આ યુગના રાજકીય ઇતિહાસને અથવા ઇતિ ઓળખવો મુશ્કેલ છે. પ્રયત્નો થયા છે, પુરાણોમાં વંશાવળીઓ આપેલી છે, રાજાઓના જીવનખાંડ વર્ણવાયા છે અને વિદ્વાનોએ – ખાસ કરી પાર્જીટરે – ઇતિહાસચોકઠું ગોઠવવા મથન કર્યું છે. મહારાજ્યો અને મહારાજા-

ઓની દંતકથાઓ પણ સારા પ્રમાણમાં પ્રચલિત છે. એમાંથી સીલસીલાબંધ ઇતિહાસ ઉકેલતાં અનેક મુશ્કેલીઓ નડે એમ છે. છતાં કથાઓ અને દંતકથાઓ પ્રાચીન ઇતિહાસના સાચા ભણકાર ઘણી વાર સાચવી રાખે છે. એ દૃષ્ટિએ આપણે આ યુગના રાજકીય ઇતિહાસને સહજ જોઈ લઈએ.

પ્રાચીન ભારતના રાજવંશોનું મૂળ વૈવસ્વત મનુ સુધી લંબાવાય છે.

**મનુ**

મનુના નવ પુત્રો અને એક પુત્રી. ભરતખંડનું રાજ્ય મનુએ તેમની વચ્ચે વહેંચી દીધું. મનુનો વડીલ પુત્ર ઇક્ષ્વાકુ. અયોધ્યામાં સુપ્રસિદ્ધ સૂર્યવંશીય રાજતંત્ર સ્થાપનાર રાજવીઓના ઇક્ષ્વાકુ પૂર્વજ. કાલીદાસના રઘુવંશ નામક મહાકાવ્યમાં પણ એ રાજવંશની કથા ગ્રથિત થયેલી છે.

**રાજવંશો**

ઇક્ષ્વાકુના એક પુત્ર નીમી—નેમીના વંશજોએ વિદેહમાં રાજ્ય સ્થાપ્યું જેની રાજધાની મીથીલા નગરીમાં હતી. નેમીના પુત્ર મીથીએ મીથીલા નગર વસાવ્યું.

મનુની પુત્રી ઇલાનો પુત્ર પુરુરવસ ઐલ. એણે પ્રતિષ્ઠાન—અલ્હાબાદમાં રાજ્ય સ્થાપ્યું. એની બીજી શાખાઓએ કાન્યકુબ્જ—કનોજ તથા બનારસમાં રાજ્યો સ્થાપ્યાં. પુરુરવાના વંશમાં નહુષનો પુત્ર યયાતી મહાન રાજર્વિ થઈ ગયો. એણે અનેક વિજયો મેળવ્યા અને તેની ગણના 'સમ્રાજ'માં થઈ ચૂકી. યયાતીએ પોતાનું ભારતીય-રાજ્ય પોતાના પાંચ પુત્રોને વહેંચી આપ્યું. યદુ, તુર્વસુ, દ્રુહ્યુ, અનુ અને પુરુ નામના પાંચે પુત્રોએ પોતાના રાજવંશો ચલાવ્યા.

**યદુવંશ**

યદુના વંશજોએ રાજ્ય વિસ્તાર્યું અને તેઓ બે ભાગમાં વહેંચાઈ ગયા; એક યાદવો કહેવાયા અને બીજા હૈહયો. યાદવોના મહારાજ્યે પુરુ અને દ્રુહ્યુના વંશજોને હરાવી પંજાબ ભણી ધકેલ્યા. આ પુરુરવાના

વંશજો ચંદ્રવંશીય ગણાયા. આમ એ મહા રાજવંશોમાં ભારતનાં રાજકુટુંબો વહેંચાઈ ગયાં અને લાંબા સમય સુધી ભરતખંડનો ઇતિહાસ એ સૂર્યવંશ તથા ચન્દ્રવંશની ચઢતી પડતીની ગાથા બની રહ્યો.

**રઘુવંશ**

હવે અયોધ્યામાં યુવનાશ્વ અને તેનો પુત્ર માંધાતા મહાન રાજવીઓ થયા. માંધાતા તો 'સમ્રાજ' પણ બન્યો અને મોટાઈના અભિમાનનું પ્રતીક બની આજ પણ ગુજરાતી ભાષામાં જીવંત રહ્યો છે. તેના અનેકાનેક વિજયોમાંથી એક વિજયને પરિણામે દ્રુહુવંશીય ગાંધાર નામક રાજાને સિંધુની પાર ભાગી જઈ અફઘાનિસ્તાનમાં રાજ્ય સ્થાપવું પડયું, જે પછીથી તેના નામથી જ લાંબા સમય સુધી ઓળખાતું રહ્યું. હિમાલયથી નર્મદા સુધી માંધાતાએ વિજય મેળવ્યો લાગે છે.

**કાર્તવીર્ય અને પરશુરામ**

એ પછી યદુવંશીય હૈહય રાજ્ય પ્રસિદ્ધિમાં આવે છે. એ વંશના અર્જુન કાર્તવીર્યે પણ હિમાલયથી નર્મદા સુધીનું મહારાજ્ય સ્થાપ્યું. સહસ્રાર્જુનને નામે પંકાયલા એ રાજવીનો સત્તામદ બ્રાહ્મણો ઉપર ઘા કરી ચૂકયો. રીચીક ઔર્વ નામના સુપ્રસિદ્ધ ભાર્ગવ બ્રાહ્મણ–ઋષિ સાથે કાન્યકુબ્જના ગાધી રાજાની કન્યાનું લગ્ન થયું. ઔર્વના પુત્ર જમદગ્નિ, જેમનું લગ્ન અયોધ્યાની એક રાજકુમારી સાથે થયું હતું. બીજી બહેન કાર્તવીર્ય અર્જુન સાથે પરણી હતી. બ્રાહ્મણો અને ક્ષત્રિયોમાં અરસપરસ લગ્ન થતાં હતાં તેનું આ એક સુપ્રસિદ્ધ દૃષ્ટાંત.

**વિશ્વામિત્ર**

ગાધીના પુત્ર વિશ્વરથને બ્રાહ્મણત્વ–મહર્ષિપદનો મોહ થયો. રાજ્ય છોડી કઠિન તપશ્ચર્યા કરી ક્ષત્રિય વિશ્વરથ સુપ્રસિદ્ધ વિશ્વામિત્ર મુનિ તરીકે પંકાયા. આ પ્રસંગ પણ વર્ણવ્યવસ્થા સમજવા માટે ધ્યાનમાં રાખવા સરખો છે.

અર્જુન અને જમદગ્નિ વચ્ચે ઝઘડો થતાં અર્જુને જમદગ્નિનો વધ કર્યો પરશુરામ તરીકે ભારતીયસંસ્કૃતિમાં વિખ્યાત થઈ ચૂકેલા રામ જમદગ્નિના પુત્ર. એમણે અર્જુનનો નાશ કર્યો, અને મદાંધ ક્ષત્રિયોને સંહાર્યા.

વિવિધ રાજ્યો

છતાં, હૈહયોને ફટકો પડયાં છતાં, તેમની રાજ્યવૃદ્ધિ થતી ચાલી, અને અંતે તેમણે અયોધ્યાના રાજાને જંગલમાં ભગાડી મૂક્યો. અયોધ્યાનો બાલરાજા સગર મોટો થયો અને તેણે હૈહયોને મારી હઠાવી પાછું અયોધ્યાને કીર્તિવંત કર્યું. સગરના મહારાજ્યની સ્થાપનાકાળે નાનાંનાનાં રાજ્યો અસ્તિત્વમાં હતાં. વિદેહ, વૈશાલી, આણવ સરખાં રાજ્યો પૂર્વમાં હતાં. મધ્ય પ્રદેશમાં કાશી રાજ્ય હતું. વિદર્ભમાં યાદવો રાજ્ય કરતા હતા.

સગરના મૃત્યુ પછી વિદર્ભના યાદવો ઝળક્યા. તેમની એક શાખાના અગ્રણી ચીદીએ યમુનાની દક્ષિણે ચેદી રાજ્ય સ્થાપ્યું. આણવો અંગમાં રાજ્ય કરતા હતા. બલી નામના અંગ રાજાએ વળી પોતાના મહા રાજ્યને પાંચ પુત્રોમાં વહેંચી દીધું, જેમનાં નામ ઉપરથી અંગ, વંગ–બંગ, કલિંગ, સુહ્મ અને પૌન્ડ્ર રાજ્યો સ્થપાયાં.

સગરના મૃત્યુ પછી દુશ્યન્તે પૌરવ રાજ્યને વિસ્તાર્યું. દુશ્યન્ત અને શકુન્તલાનો પ્રેમપ્રસંગ ભારતીય કવિઓને બહુ કવિતા અર્પી શક્યો છે. એ દુશ્યન્તનો પુત્ર પરાક્રમી ભરત–જેના નામ ઉપરથી આર્યાવર્તને ભરતખંડનું નામ મળ્યું એમ પણ કહેવાય છે. એ ચક્રવર્તીની પાંચમી પેઢીએ થયેલા હસ્તીને હસ્તિનાપુર વસાવ્યું, જે હસ્તિનાપુર ભારતીયઇતિહાસનું એક મહાન રાજકીય કેન્દ્ર બની શક્યું.

વળી અયોધ્યાના ભગીરથે ગંગાના પ્રવાહને ઝોક આપી અમરકીર્તિ સંપાદન કરી. કેટલીક પેઢીએ થયેલા દિલીપ, રઘુ, અજ, દશરથ અને

રામે સૂર્યવંશની કીર્તિ ફેલાવી. રઘુવંશી – રાઘવ રામ તો આર્યસંસ્કૃતિ સાથે જડેલી એક પરમ ભવ્ય અને પરમ દિવ્ય ભાવના બની રહ્યા છે. રામાયણના રામ નાયક. એમણે આર્યોનો દક્ષિણવિજય સૈનિકદૃષ્ટિએ તેમ જ સંસ્કારદૃષ્ટિએ પૂર્ણપણે સિદ્ધ કર્યો. રામ પછી પાછું અયોધ્યા ઇતિહાસમાં નીચે ઊતરી જાય છે અને યાદવોનું એક જૂથ પ્રસિદ્ધિ પામે છે. મધુ યાદવે યમુનાના પ્રદેશથી દ્વારકા સુધી યાદવોની સત્તા વધારી. યાદવવંશી સાત્વતના એક પુત્ર અંધકે મથુરામાં અને બીજા પુત્ર વૃષ્ણિએ દ્વારકામાં રાજધાની સ્થાપી. કૃષ્ણનું મથુરાંથી દ્વારકા થયેલું પ્રયાણ આમ આકસ્મિક નહીં પરંતુ સકારણ સમજી શકાય એવું છે.

**કૌરવપાંડવ**

બીજી પાસ પૌરવ રાજવી કુરુએ હસ્તિનાપુરને પ્રસિદ્ધ કરી પોતાના મુખ્ય પ્રદેશને કુરુક્ષેત્રનું નામ પણ આપ્યું. એના જ વંશજો તે કૌરવો–જેમાં પાંડુસૂત પાંડવોનો પણ સમાવેશ થાય. પ્રતીપ અને શાન્તનુ સરખા પ્રતાપી રાજાઓએ કુરુ રાજ્યનો વિસ્તાર વધાર્યો. શાન્તનુની ત્રીજી પેઢીએ અંધ ધૃતરાષ્ટ્ર અને પાંડુરોગી પાંડુ જન્મ્યા. ધૃતરાષ્ટ્રના સો પુત્રો કૌરવો કહેવાયા અને પાંડુના પાંચ પુત્રો પાંડવ. પાંડવોને રાજ્યમાં ભાગ ન આપવા ઇચ્છતા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનની કુટિલ નીતિમાંથી મહાભયંકર મહાભારત યુદ્ધ રચાયું.

કુરુવંશની એક શાખામાં ઉત્પન્ન થયેલા બૃહદ્રથે મગધમાં રાજગાદી સ્થાપી જેમાં જરાસંધ નામે સુવિખ્યાત યુદ્ધવીર જન્મ્યો, અને જરાસંધે મથુરાના યાદવ કંસને પોતાની પુત્રી લગ્નમાં આપી પોતાનો પક્ષ મજબૂત કર્યો. આમ મહાભારત સમયે પાંડવકૌરવો વચ્ચેના ઝઘડા ચાલ્યા કરતા હતા. મથુરામાં કંસને મારી કૃષ્ણે કંસના પિતાને રાજ-ગાદી આપી જરાસંધ સામેની દુશ્મનાવટ વહોરી લીધી. કાલયવનની સહાય લઈ જરાસંધે યાદવોને દ્વારકા જઈ વસવા ફરજ પાડી, જ્યાં

કૃષ્ણની આગેવાની નીચે યાદવોએ પણ ભારે સત્તા જમાવી. કૃષ્ણ એ યુગના મહાન મુત્સદ્દી, ફિલસૂફ અને યોદ્ધા. એમનું જીવન રામની માફક આખી આર્યસંસ્કૃતિનો મહત્ત્વનો ભાગ બની રહ્યું છે. અનેક કષ્ટો સહન કરતા પાંડવોએ અંતે કૃષ્ણની સહાય વડે કૌરવો સામે યુદ્ધ પોકાર્યું. જરાસંધ તો તે પહેલાં જ કૃષ્ણની યુક્તિથી માર્યો ગયો હતો. આર્યાવર્તના રાજવિઓ બન્ને પક્ષે વહેંચાઇ ગયા અને કુરુક્ષેત્રના મેદાનમાં ખૂનખાર યુદ્ધ થયું જે મહાભારતના યુદ્ધ તરીકે હજી આર્યસંસ્કૃતિ ઉપર ચિરંજીવી છાપ મૂકી ગયું છે. રામનું રાવણ સાથેનું યુદ્ધ, અને મહાભારતને નામે ઓળખાયેલું પાંડવકૌરવો વચ્ચેનું યુદ્ધ એ બન્ને પ્રસંગોએ આર્યસંસ્કૃતિ ઉપર જેવી છાપ પાડી છે તેવી બીજા કોઇ પ્રસંગે પાડી નથી. વેદમાં વર્ણવાયલું દાશરાજ્ઞ યુદ્ધ તો લોકકલ્પનાએ –લોકસ્મૃતિએ વિસારી પણ દીધું છે.

યુદ્ધમાં પાંડવો જીત્યા અને વડીલ યુધિષ્ઠિરે હસ્તિનાપુરનું રાજ્ય હાથમાં લીધું. થોડે વર્ષે યાદવો અંદર અંદર લઢી નાશ પામ્યા; કૃષ્ણનો પણ દેહાંત થયો; રાજ્યમાં સુખ ન જોઈ શકેલા પાંડવોએ ગાદી છોડી પૌત્ર પરીક્ષિતને સોંપી સ્વર્ગારોહણ કર્યું. ક્ષત્રિયકુટુંબોના ભારે સંહારની અસર માઠી થઈ. પરીક્ષિત અને નાગસત્ર કરી નાગપ્રજાની દુશ્મનાવટ વહોરી લેનાર જન્મેજય પછી પાંડવવંશ અસ્ત પામ્યો કહી શકાય. તક્ષશીલાના નાગ સરખા સરહદ ઉપર વસતિ જાતો સાથે પાંડુવંશને ભારે યુદ્ધો થયાં, તેમનું રાજ્ય સંકોચાયું અને અંતે કૌશાંબીમાં તેમને રાજધાની ફેરવવી પડી.

આવું કંઇક ઇતિહાસડોળિયું આપણે વેદ અને વેદવિસ્તારના કાળ માટે દોરી શકીએ. મહાભારતનું યુદ્ધ એક સમયસીમા બતાવે છે એ વાત ખરી. પરંતુ એ સમય કયો ? ઇ. સ. પૂર્વે પાંચ હજાર ? ત્રણ હજાર ? એક હજાર ? કે એથી પણ ઓછાં વર્ષ ? વિદ્વાનોના મતભેદમાં ઊંડા ન ઊતરતાં આપણે એટલું જ કહેવું બસ થશે કે મહાભારતગ્રંથ

નહીં તો પણ મહાભારતે સૂચવેલો યુગ ઈ. સ. પૂર્વે છઠ્ઠી કે આઠમી સદી પહેલાં પૂરો થયો. એ સદી પૂર્વનાં ઐતિહાસિક નિશાનો કે એંધાણીઓ મળતાં નથી. એટલે વેદકાલ અને તેના વિસ્તારયુગની સમાપ્તિ ઈ. સ. પૂર્વે છઠ્ઠી કે આઠમી સદીમાં જ થયેલી માની લઈએ.

એ યુગમાં

(૧) આર્યો આખા ભરતખંડમાં વિસ્તાર પામી ચૂક્યા. રામાયણ દક્ષિણ વિસ્તારનું ચિત્ર રજુ કરે છે.

યુગદર્શન.

(૨) અનાર્યો, અસુરો, દસ્યુઓને કાંતો તેમણે પોતાની સમાજરચનામાં ભેળવી દીધા અગર તેમને વનવાસી–પર્વતવાસી બનાવવાની ફરજ પાડી.

(૩) વર્ણવ્યવસ્થા ઋગ્વેદકાલથી આકાર ધારણ કરવા માંડી હતી તે હવે વધારે સ્પષ્ટ થઈ; પરંતુ જ્ઞાતિરેષાઓ કઠણ બની ગઈ ન હતી.

(૪) રાજ્યોની–મહારાજ્યોની પણ–સ્થાપના થયા કરતી હતી. રાજસૂય અને અશ્વમેધ યજ્ઞ કરી સાર્વભૌમત્વ પ્રાપ્ત કરનાર અનેક રાજવીઓની નામાવલિ આ યુગ આપણને આપે છે. સૂર્યવંશી અને ચન્દ્રવંશી રાજાઓના વિભાગો પણ પડી ગયા હતા.

(૫) આર્યો સત્તાશીલ બન્યા એટલે તેમને અંદર અંદર યુદ્ધોના પ્રસંગો વધતા ગયા, જેની પરાકાષ્ઠા દાશરાજ્ઞ અને મહાભારતયુદ્ધમાં આપણે જોઈ શકીએ છીએ.

(૬) ક્ષત્રિયોની સત્તા જુલ્મી બનતાં બ્રાહ્મણો ક્ષત્રિયો સામે યુદ્ધ પોકારી શકતા હતા એ સ્થિતિ પરશુરામની કથા પ્રગટ કરે છે.

(૭) વેદકાલના ચારે વેદ સરખી—એનાથી જુદી છતાં એવી જ ઊંડી સંસ્કૃતિછાપ પાડનાર રામાયણ અને મહાભારતના પ્રસંગો આ યુગમાં બન્યા. વેદ, રામાયણ તથા મહાભારત એ આખી

આર્યપ્રજાના જીવંતમાં જીવંત ગ્રંથો—આર્યસંસ્કૃતિના અરીસા. એના સરખા જીવંત ગ્રંથો બીજા ભાગ્યે જ હોઈ શકે.

(૮) અયોધ્યા, હસ્તિનાપુર, ઇન્દ્રપ્રસ્થ, મથુરાં, દ્વારિકા, કાશી, વૈશાલી, કૌશામ્બી, પ્રયાગ, કાન્યકુબ્જ—કનોજ જેવાં નગરો પ્રસિદ્ધિ પામ્યાં અને પ્રદેશોનાં નામ વધારે સ્પષ્ટ થતાં ગયાં.

(૯) ગાંધાર – અફઘાનિસ્તાનથી માંડી આખા સમુદ્રકિનારા સુધીનો પ્રદેશ ભારતવર્ષ બની ગયો.

(૧૦) ઐતિહાસિક નિશાનીઓ આ યુગની મળતી નથી એ ખરું. છતાં કથાઓ, દંતકથાઓ અને ગ્રંથોમાં સમાયલી હકીકત તથ્ય વગરની તો ન જ હોય. આર્યો ભારતવર્ષમાં સત્તાધીશ બની ચૂક્યા.

રાજકીય દૃષ્ટિએ આ યુગનો આ ઢબે વિચાર કરી શકીએ, અને ઇતિહાસમાં પ્રવેશતા પહેલાં એક સમગ્ર અવલોકન કરી લઈએ.

**આક્રમણ**

આર્યઆક્રમણથી શરૂ કરી ઐતિહાસિકયુગ સુધી આવતાં આપણે વિધવિધ વિકાસભૂમિકાઓ નિહાળી. મધ્ય એશિયાથી મધ્યયુરોપ સુધીની વિશાળ ભૂમિમાં ગમે ત્યાં આર્યો પથરાયેલા હતા. એ આર્યજાતિ કેટલી શુદ્ધ અને કેટલી મિશ્ર એની માહિતી મળી શકતી નથી. ભાષાની દૃષ્ટિએ પડતો ઝાંખો પ્રકાશ એમ દર્શાવે છે કે આર્યોની મૂળ ભાષા લઈ દક્ષિણ તરફ ઊતરી પડેલું પહેલું ટોળું તે 'હિટાઇટ' નામે ઓળખાયલી પ્રજાનું હોવું જોઈએ. એ પછી એક સમૂહ દક્ષિણ પૂર્વ બાજુએ ઇરાન – ભારત તરફ વળ્યો, અને બીજો દક્ષિણ – પશ્ચિમ બાજુએ ગ્રીસ પોલંડના પ્રદેશો તરફ વળ્યો. આજનું ભાષાશાસ્ત્ર પ્રાચીન આર્ય ભાષાઝૂમખાને નીચે પ્રમાણે ઓળખાવે છે :




ભારત તરફ આવતા આર્યો પામિર પ્રદેશ પાસેથી છૂટા પડ્યા અને એક સમૂહ ગયો ઇરાનમાં અને બીજો સમૂહ ગયો ભારતમાં. અવસ્તા અને વૈદિક સંસ્કૃત બહુ નજીક આવે છે; કેટલાય રીતરિવાજ, ઉપવિત સરખા, બન્ને પ્રજાઓમાં મળતા આવે છે. બન્ને સમૂહોને અલગ પડવાનાં કારણો મહત્ત્વનાં હોવાં જોઈએ. ભારતીયઆર્યો દેવપૂજક બન્યા; ઇરાની આર્યો અસૂર – અહુરપૂજક બન્યા, જો કે સૂર્ય-અગ્નિનાં પૂજન તથા સોમ – હોમનું સેવન બન્નેમાં કાયમ રહ્યાં.

**પ્રવેશભૂમિકા**

આર્યોના ભારતીય પ્રવેશની પણ ત્રણ ભૂમિકા : અફઘાનિસ્તાન અને ખૈબરઘાટનો એક માર્ગ, પામીર – ગીલગીર – કાશ્મીરનો બીજો માર્ગ અને ત્રીજો વળી તિબેટ–નેપાળનો માર્ગ. આ બધાંયે અનુમાનો છે. આર્યો – ભારતીય આર્યોની શ્રુતિ કે સ્મૃતિમાં આ આક્રમણ-ના કે અવરજવરના જરાય ભણકારા સંભળાતા નથી. એકાદ આક્રમણ સમયે આર્યસ્ત્રીઓની ઓછી સંખ્યા હોવાથી બહુ પતિત્વની પ્રથા પણ વિકસી હતી એમ અનુમાન પણ કરવામાં આવ્યું છે અને દ્રૌપદીના એકલ દૃષ્ટાંતમાં એ પ્રથાનું અસ્તિત્વ વાંચવા પણ પ્રયત્નો થયા છે. આર્યોનો ભારતપ્રવેશ ત્રણથી ચાર હજાર વર્ષે પૂર્વેનો મનાય છે.

અફઘાનિસ્તાન, પંજાબ, અને ઉત્તર પ્રદેશમાં આર્યોનાં આદ્ય-સંસ્થાનો.

**વિસ્તાર**

મહમદ ગઝનીના યુગ સુધી તો અફઘાનિસ્તાન આર્યોનો – હિંદુ બૌદ્ધ ધર્મ પાળનારાઓનો દેશ હતો એમ ઇતિહાસ કહે છે. સિંધુ, સતલજ અને સરસ્વતી – લુપ્ત સરસ્વતી – ઉપર વેદોની રચના થઈ, જેમાં ભારત બહારની કોઈ સ્મૃતિ વિશિષ્ટ રીતે જળવાઈ નથી, પરંતુ ભારતીય નિવાસ અંગે ઊભાં થયેલાં ઘર્ષણોના ઉલ્લેખ સ્પષ્ટ જણાઈ આવે છે. હજારેક વર્ષ સ્થિરતા મેળવતાં થયાં, હજારેક વર્ષ વેદને વ્યવસ્થિત કરતાં થયાં. પછી તો આર્યોનો ભારતીય વિસ્તાર થયો, જે વિસ્તારમાં ઉત્તરદક્ષિણ ભારત આખું સમાઈ ગયું અને કદાચ ભારતનીયે બહાર પૂર્વ તરફ તેમનાં સંચલન શરૂ થઈ ગયાં. ઋગ્વેદ-માં 'દક્ષિણપદ'નો ઉલ્લેખ છે, અને બ્રાહ્મણકાળથી તો દક્ષિણના સ્પષ્ટ ઉલ્લેખો મળી આવે છે.

આર્યો સાથે ઘર્ષણમાં આવેલી ભારતીય પ્રજાઓ કયી? દસ્યુ? અસુર? અનાસ? નિષાદ? પુલીંદ? દ્રવિડ?

**ઘર્ષણ કોની સાથે?**

સિંધુતટસંસ્કૃતિ વિકસાવી રહેલી હરાપ્પા અને મોહન–જો–ડેરોમાંથી ઝળકી ઊઠેલી પ્રજા? હજી પ્રશ્નનો છેલ્લો ઉત્તર આપી શકાયો નથી. ઋગ્વેદમાં વ્રીચીવાન્તોનો પરાજય અભ્યાવર્તીન આયમાને કર્યાની એક ગાથા ઉલ્લેખાઈ છે. એ પરાજયના સ્થળને હરિયુપીયને નામે ઓળખ્યું છે. એ નગર હશે? નદી હશે? નદીતટનું સંસ્થાન હશે? હરાપ્પા સાથે હરિયુપીયને જોડવાની વૃત્તિ વિદ્વાનોમાં જાગે એ સંભવિત છે! ભારતીય આર્યો બહારથી આવી અહીં વસ્યા હોય તો આદિવાસીઓ સાથે તેમને ઘર્ષણો થાય એ સહજ ગણાય. એ આદિવાસીઓ માત્ર અસંસ્કૃત પ્રજા-સમૂહો ન હતા; સંસ્કૃતિમાં આગળ વધેલા હતા, અને એ સિંધુતટ-સંસ્કૃતિના જ સમૂહો હોય એ હવે સંભવિત ગણાય છે. એ સિંધુતટ

સંસ્કૃતિ તે અસુર સંસ્કૃતિ ? એસીરીયાના અસુરોનું પૂર્વ થાણું સિંધુતટ ઉપર હોય પણ ખરું......અગર સિંધુતટના અસુરો પશ્ચિમ એશિયા સુધી લંબાયલા પણ હોય. કલ્પનામાંથી આપણે એટલું તો સ્પષ્ટ કરી શકીએ કે ઋગ્વેદરચનાના યુગમાં આર્યો ભારતના અફઘાનિસ્તાન, પંજાબ, બિહાર સુધીનો મધ્યપ્રદેશ – ગંગાયમુનાના દોઆબ સુધી પહોંચી ગયા હતા.

**આર્યોએ શું લીધું ?**

ઋક્, સામ અને યજુર્ એ ત્રણ વેદો તો સ્વીકાર પામ્યા; પરંતુ ચોથા અથર્વને સ્વીકારતાં થોડો સમય વીત્યો હોય એમ લાગે છે. એમાં ભારતપારની કેટલીક માન્યતાઓ સ્થાન પામી છે ? અગર ભારતના આદિવાસીઓની માન્યતા સ્થાન પામી છે ? સંસ્કૃતિઓની અથડામણ, ઘર્ષણ કે મિલનમાંથી અરસપરસ આપલેની ક્રિયા ગમતે અણગમતે, જાણ્યે અજાણ્યે ચાલ્યા જ કરવાની. આદિવાસીઓના પહેલા – આદ્ય થરમાંથી આર્યોએ શું સ્વીકાર્યું ? બીજા થરમાંથી – દ્રવિડ સંસ્કૃતિમાંથી – સિંધુતટસંસ્કૃતિમાંથી આર્યોએ કયાં તત્ત્વો ઝીલ્યાં ? વૃક્ષપૂજા ? નાગપૂજા ? નદીપૂજા ? શિશ્નપૂજા ? પશુપૂજા ? પશુપતિની પૂજા ? યોગ ? ક્ષેત્ર – દેવ ? ક્ષેત્રપાલ ? રોગ – માતા ? મેલડી ? શીતળાં ? મંત્ર ? તંત્ર ? જાદુ ? અક્ષરજ્ઞાન – લિપિ ? નગરરચના ? અથર્વવેદ આ પ્રશ્નો ઉભા કરે છે.

**પરિસ્થિતિ**

જૂની નવી માન્યતાઓ ભેગી કરી, સંસ્થાનો, રાજ્યો અને મહારાજ્યો સ્થાપતા આર્યો ભારતવ્યાપક બની ચૂકયા. એ વ્યાપકતામાં તેમણે હોમ, હવન, યજ્ઞને ભારતભરમાં ફેલાવ્યા, વેદોચ્ચારના પડઘા પાડયા, રાજયવ્યવસ્થા ખીલવી, રાજન્ય, સેનાનિ, ગ્રામણી અને પુરોહિત સરખા વહીવટવિભાગો ઉપજાવ્યા, સામ્રાજ્ય સુધીની રાજકીયભાવનાઓ વિકસાવી અને લોકશાસિત ગણરાજ્યો પણ વિકસાવ્યાં. આર્યોનાં ક્ષેત્રો સ્થપાયે ગયાં; ગોપાલન તથા કૃષિજીવનમાં

સ્થિરતા આવી; સોમસુરાનાં પીણાં આર્યમાનસને ઉત્તેજિત રાખતાં હતાં એની ના કહી શકાય એમ નથી; કપાસ અને ઊનનાં વસ્ત્રો વપરાતાં હતાં; ચર્મવસ્ત્ર પણ ખરાં; સુવર્ણશૃંગાર, કેશશૃંગાર, સંગીત, નૃત્ય, વાદ્ય, રથની શર્તો, પાસાબાજી પણ જાણીતાં હતા. પશ્ચિમ એશિયા અને ઇજીપ્ત સુધીના સ્થળ તથા જળમાર્ગો ભારતીય આર્યોને જાણીતા બની ગયા હતા. ગૃહઉદ્યોગોની ભૂમિકા પણ પ્રાપ્ત થઈ ચૂકી હતી. રૂપુ, શીસુ અને કલાઈનું જ્ઞાન આર્યોને હતું. હિરણ્યપિંડ, સતમાન, સુવર્ણ, પદ તથા ક્રિશ્નાલ સરખા સિક્કાઓ પણ વિકસ્યા હતા. સ્ત્રીઓની ઉચ્ચ સ્થિતિ વેદકાલમાં તો જાણીતી છે. એક કરતાં વધારે પત્ની કરી શકાતી, છતાં સામાન્યતઃ એક પત્નીનો રિવાજ વ્યાપક કહી શકાય. બાળલગ્ન હતાં જ નહિ. વેદકાળના પાછલા ભાગમાં 'સતિ'ની રૂઢિ શરૂ થઈ ચૂકી હતી એમ કેટલાક વિચારકો માને છે – પાંડુની પત્ની માદ્રીનું દૃષ્ટાંત યાદ કરી શકાય – નીતિની ભાવના પણ ઊંચા પ્રકારની હતી – જો કે ચોરી તથા વ્યભિચાર તેમ જ ગણિકાવૃત્તિનાં સૂચનો એ યુગમાં નથી એમ ન કહી શકાય.

**વિદ્વત્તા**

વેદના સાહિત્ય અંગે આગળ આપણે જોઈ શું; છતાં અત્રે સમગ્રાવલોકનમાં મેકડોનલ સરખા પશ્ચિમી વિદ્વાનનો અભિપ્રાય ટાંકવો બસ થશે. એના મત પ્રમાણે વેદના કેટલાય મન્ત્રો 'આશ્ચર્યજનક છંદપીંગળજ્ઞાન અને ભાષાપ્રભુત્વ પ્રદર્શીત કરે છે; એમાં સાચી કવિતા છે અને સુંદર ધ્યાન ખેંચે એવી કલ્પનાઓ પણ છે.' વેદને સમજાવવા યાસ્કે નિરૂક્ત લખ્યું એમાં યાસ્ક પહેલાનાં વૈયાકરણીઓના ઉલ્લેખો છે, એ ઉપરથી વૈદિકકાળના વ્યાકરણજ્ઞાનનો ખ્યાલ આવી શકશે. વેદનાં પ્રાતિશાખ્યોમાં વ્યાકરણની ચર્ચાઓ જોવામાં આવે છે. નામ તથા ક્રિયાપદ સમજાવતાં કોશ–નિઘંટુ-ના પણ ઉલ્લેખો છે. ઋગ્વેદમાં વૈદ્યકિય સારવારની ઊંચી કક્ષા હતી. ક્ષય, પત, કમળો,

માનસિક નિર્બળતા જેવા રોગના પણ ઉલ્લેખ છે. અથર્વ વેદ અને શતપથ બ્રાહ્મણમાંના માનવદેહનાં હાડનાં વર્ણનો આજ પણ સાચાં પડયાં છે જે દર્શાવી આપે છે કે માનવહાડપિંજરનું જ્ઞાન ત્યારે હતું ખરું.

**સંસ્કૃતિનો અચલ પાયો**

કર્મકાણ્ડ, ભક્તિ અને જ્ઞાનનાં બીજ આમ સ્થાપન કરી વેદ, ઉપનિષદ તથા વેદાંગો દ્વારા એક મહાન સંસ્કૃતિ ગુચ્છ સ્થાપન કરી ભારતીય આર્યોએ એ ત્રણે માર્ગ દ્વારા સમયે સમયે સંજીવની મેળવી આજના યુગ સુધી — ભારતીયસ્વાતંત્ર્યના યુગ સુધી — પોતાનું જીવન જાળવી રાખ્યું છે. રૂપભેદ, આકારફેર, કે બાહ્ય લક્ષણોમાં ફેરફાર થયા નથી એમ ન જ કહેવાય. છતાં એ અનેકવિધ ફેરફારો, ઘર્ષણો અને રૂપાંતરોમાં વેદયુગ અને વેદપ્રસ્તારયુગે આપેલી સંસ્કૃતિનો પાયો અચલ અને અટલ રહ્યો છે એ વખાણ નહિ તો વિસ્મય જરૂર ઉપજાવે.

**ઇતિહાસ નથી**

વેદ વેદાંગ સિવાય એ યુગનો કોઈ અવશેષ હજી મળ્યો નથી— બિહારની એક સ્મશાનભૂમિ અને તેમાંથી મળેલી એક આંગી સિવાય. એ પણ પાછલા વૈદિક કાળનો અવશેષ. આ સંસ્કૃતિનો ઇતિહાસ હજી પૂરો લખવાનો છે. શક, સંવત, વર્ષ ગણતરીના પ્રકારો ભારતવર્ષમાં વિવિધ હતા, છતાં — ઋગ્વેદથી માંડી ઇસ્લામયુગ સુધી જ્યોતિષ-શાસ્ત્ર–ખગોળશાસ્ત્રનું–અદ્‌ભુત જ્ઞાન આર્યોને હતું છતાં–ઇતિહાસની કડીમાં આવે એવું કશું જ આપણે વૈદિક યુગમાંથી મેળવી શકયા નથી. કલ્પનાઓ, અનુમાનો, અભ્યાસો ઘણા થયા છે. છતાં સાલવારીના માર્ગસ્થંભ મૂકી શકાય એટલી સ્પષ્ટ કથની વેદકાળ કે વેદપ્રસ્તાર-યુગની નથી. તો પણ ઘણી કલ્પનાઓ અને ઘણાં અનુમાનો સત્યની કંઇક ઝાંખી કરાવી શકે છે ખરાં.

પુરાણોની ગણતરી અનુસાર પાંડવોનો વારસ પરીક્ષિત અને

જન્મેજય તથા ઇતિહાસની કડીમાં ગોઠવાઈ જતા નંદવંશ વચ્ચેનો લાંબો કાળ અને તે પહેલાંનો કાળ હજી વર્તમાન વિદ્વત્તા જેને ઇતિહાસ કહી શકે એવી સામગ્રી પૂરી પાડી શક્યો નથી. મધ્ય એશિયાના ભટકતા આર્યોએ ભારતવર્ષમાં આવી એક અનોખી–આજ સુધી ચાલે એવી–સંસ્કૃતિ ઊપજાવી એટલું સત્ય આટલા વિવરણ પછી આપણે જાણી શક્યા.

**ઇતિહાસ-ઝાંખીઓ**

ઈ. સ. પૂર્વની આઠમી સાતમી તથા છઠ્ઠી સદીથી આપણને ઐતિહાસિક ઝાંખીઓ જડતી જાય છે જેના ઉપરથી આપણે ઇતિહાસનો ઇશારો નિહાળી લઈશું. એ ઇતિહાસની રચનાનાં સાધનો આજની વિદ્વત્તાની કસોટીમાંથી પાર ઊતર્યાં છે એટલે આપણે ઇતિહાસ-ઉપયોગી સાધનોને અહીં ગણાવી જઈએ. વેદકાલ અને મુસ્લિમયુગ વચ્ચેનો કાળ એ આપણો પ્રાચીન ઇતિહાસ. એનાં સાધનો મુખ્યત્વે બે પ્રકારનાં :

**સાધનો**

(૧) દેશસ્થ સાધનો અને (૨) પરદેશીઓના ઉલ્લેખો. આ બન્ને સાધનો એકબીજાની પૂર્તિ કરે ત્યાં ઘણું સત્ય જડી આવે ખરું. એ સાધનોમાં નીચેનો સમાવેશ આપણે કરી શકીએ :

(૧) દેશસ્થ સાહિત્ય – જેમાં હિંદુ, બૌદ્ધ અને જૈન ધર્મસાહિત્યનો, પતંજલિ સરખા વૈયાકરણીના વ્યાકરણનો, ગર્ગસંહિતાનો તેમ જ પુરાણો, નાટકો, કાવ્યો, ચરિત્રો અને ઇતિહાસગ્રંથોનો સમાવેશ થાય છે. આ વિપુલ સાધન સળંગ ઇતિહાસ નથી – ઇતિહાસના ટુકડાઓ આપણને એ આપે રાખે છે.

(૨) શિલાલેખ–તામ્રલેખ–ભોજપત્રના લેખ–નો સમૂહ, ટેકરા,

સ્તૂપ, સ્તંભ. ગુફાઓ, દાનપત્રો, મૂર્તિઓ કે મંદિરો ઉપર કોતરાયલા લેખોના અભ્યાસે ઇતિહાસમાં ઘણું અજવાળું પાડ્યું છે. આવા લેખોની પાછળ ઐતિહાસિક બનાવો, ધાર્મિકભાવ, દાન કે સ્મરણ-ઉદ્દેશ રહેલા હોય છે. અશોકના શિલાલેખો, ખારવેલના ગુફાલેખો, રુદ્રદામન, સમુદ્રગુપ્ત તથા યશોધર્મનની પ્રશસ્તિઓ કેટલાક ઇતિહાસ-વિભાગ ઉપર અજવાળું પાડે છે. કેટલાય રાજવંશો આવા લેખોને આધારે સાબિત કરી શકાયા છે.

(૩) સિક્કાનો અભ્યાસ – આ અભ્યાસે પણ ઇતિહાસમાં ઠીક ઠીક પ્રકાશ પાડ્યો છે. ભારતીય, ગ્રીક, શક, કુશાણ, ગુપ્ત, ક્ષત્રપ, વગેરે વંશોને ઓળખવામાં સિક્કાઓએ ઇતિહાસને સારી સહાય આપી છે. ભાષાની દૃષ્ટિએ પણ તેમનો ફાળો મહત્ત્વનો છે. સિક્કા ઉપરની મૂર્તિ અને લેખ–આકૃતિ–મહત્ત્વનાં ગણાય. એ આકૃતિઓમાંથી આપણા પ્રાચીન રાજવીઓની મૂર્તિ–છબી પણ ઊભી કરી શકાય ખરી.

(૪) અવશેષોનો અભ્યાસ–લેખો, સિક્કાઓ અને સાહિત્ય ઉપરાંત કેટલાય અવશેષો–માનવહસ્તકૃત અવશેષો–આપણને પ્રાચીનકાળમાંથી મળી આવ્યા છે જેમણે ઇતિહાસને ઠીક ઠીક ઓળખાવ્યો છે. અહીં પ્રાચીન કલાનો અભ્યાસ પણ શરૂ થાય છે. સ્તૂપ, મંદિર, તોરણ, ઘાટ, મિનારા, સ્તંભ, ગુફા, ચિત્રો, વસ્ત્રો, મસ્જિદ, ઘુમ્મટ, દરગાહ વગેરેનાં બાંધકામ વ્યક્તિને નહિ તો યુગને ઓળખવામાં બહુ સહાય-ભૂત બને છે.

(૫) પરદેશીઓના ઉલ્લેખો–ગ્રીક, ચીની તથા આરબ તેમ જ યુરોપિયન મુસાફરો, એલચીઓ, અભ્યાસીઓએ પણ ભારતીય મુસા-ફરીની વિસ્તૃત નોંધ લીધેલી છે જેનો બહુ સારો ઐતિહાસિક ઉપયોગ થઈ શક્યો છે.

આ સર્વ સાધનો મેળવી આર્યસંસ્કૃતિ પ્રાચીન અનૈતિહાસિક યુગમાંથી પ્રાચીન ઐતિહાસિક યુગમાં પ્રવેશ કરે છે. એ યુગમાં એ ઘણું ઘણું મેળવે છે. છતાં આર્ય–ભારતીયસંસ્કૃતિનો પાયો તો આ વેદ અને વેદપ્રસ્તારયુગમાં જ નંખાયો.

હવે ઇતિહાસને ઇશારે આપણે અંશતઃ ચાલી શકીશું.



# ૮

# ઇતિહાસને ઇશારે

## (૧)

**ઇતિહાસ એટલે ?**

બુદ્ધ અને મહાવીરથી – કહો કે ઈ. સ. પૂર્વની છઠ્ઠીસાતમી સદીથી – આપણે ઝાંખો ઝાંખો પણ ઇતિહાસ-પ્રવેશ કરી શકીએ છીએ. ઇતિહાસ એટલે રાજાઓની સાલવારી માત્ર નહીં રાજાઓનાં યુદ્ધોની જ માત્ર તવારીખ નહીં, એકલા રાજકીય ઊથલપાથલનાં જ વર્ણનો માત્ર નહીં. આખી પ્રજાનું જીવન સમજાય, પ્રજાજીવનના ફેરફારો નોંધાય અને પ્રજાકીય ઢબે પ્રાપ્ત કરેલી સાંસ્કારીક સિદ્ધિઓનાં મૂલ્યાંકન થાય એ હવે સાચો ઇતિહાસ મનાય છે.

**રાજકીયપ્રવૃત્તિ**

છતાં રાજકીયપ્રવૃત્તિ એ આખા સમાજની પ્રવૃત્તિનો અર્ક ઘણી વાર બની રહે છે. રાજકીય સુદૃઢતા આખી સંસ્કૃતિને સુદૃઢ બનાવે છે; રાજકીય શિથિલતા આખી સંસ્કૃતિને શિથિલ અગર પ્રાણવિહીન બનાવે છે. સંસ્કૃતિ રાજકીય પ્રવૃત્તિના પર્યાય તરીકે ભલે ન લેખાય. રાજકીય શિથિલતામાં પણ સંસ્કૃતિ જીવે અને પોષણ મેળવે ખરી. ભારતમાં એ બન્યું પણ છે. એટલે રાજકીય પ્રવૃત્તિને આખી સંસ્કૃતિના સમલક્ષણ તરીકે ન ગણાય. છતાં રાજકારણ સંસ્કૃતિનું એક મહત્ત્વનું અંગ તો છે જ. અને રાજાઓનાં રાજ્ય

એ કાલગણનામાં ઉપયોગી સાધનરૂપ હોવાથી માર્ગસ્તંભ તરીકે પણ રાજકીય પ્રવૃત્તિનું મહત્ત્વ સ્વીકારવું જ પડે છે.

વળી પૃથ્વીપટ ઉપરની સર્વ સંસ્કૃતિઓ – પ્રાચીન તેમ જ અર્વાચીન – રાજકીય પરિસ્થિતિ ઉપર અંશતઃ અવલંબન રાખતી આવી છે. ભારતનું આખુંયે રાજકારણ ભારતીયસંસ્કૃતિના રંગ બરાબર ઝીલતું આવ્યું છે, સંસ્કૃતિપોષણ અને સમન્વયમાં તેણે ઉપયોગી ફાળો આપ્યો છે અને રાજકીય તથા વહીવટી દૃષ્ટિએ પણ ભારતના રાજકારણે મહત્ત્વના પ્રયોગો કર્યા છે એ નિહાળવા અર્થે પણ આપણે ભારતના રાજકારણનો અંશતઃ આશ્રય લેવો પડશે.

**બુદ્ધ મહાવીરના જન્મ**

ઇસુના જન્મ પહેલાં છ સદીઓ આગળ બુદ્ધ અને મહાવીરના જન્મ. મહાવીરનો જન્મ ઈ. સ. પૂર્વે પર૮માં અગર ૪૬૭માં વિદેહના પાટનગર વૈશાલીના કુન્દગ્રામ નામના વિભાગમાં થયો. બન્ને મહાસમર્થ આર્યો, જેમણેચાલતી આવેલી વૈદિક ધર્મપ્રણાલિકાને એવા પ્રબળ ઝોક આપ્યા કે જેમાંથી અર્ધ વિશ્વવ્યાપક બૌદ્ધ માર્ગ અને ભારતમાં જ સમાઈ રહ્યા છતાં આખી સંસ્કૃતિને સ્યાદ્વાદ અને અહિંસાનું સૂત્ર અત્યંત સ્પષ્ટપણે આપનાર જૈન માર્ગ અસ્તિત્વમાં આવ્યા. બુદ્ધ અને મહાવીર બન્ને સમકાલીન સંસ્કૃતિ પ્રવર્તકો : મહાન રાજવીઓ, મહાન સેના નાયકો, મહાન મુત્સદીઓ કરતાં પણ વધારે મહાન ચૈતન્યવાહકો : રાજપદને ખસેડી ભગવાં ધારણ કરનાર એ મહાન સંસ્કારઅવતારો.

**શીશુનાગ અને મગધરાજ્યનો પાયો**

એ બન્નેથી સહજ આગળ ઈસુપૂર્વની સાતમી સદીના અંતમાં કાશીના એક રાજવી શિશુનાગે મગધના રાજગૃહ નામના સ્થળે રાજધાની સ્થાપી અને લાંબા કાળ સુધી ચાલેલા મગધ સામ્રાજ્યનો મૂળ પાયો નાખ્યો. ઉત્તર ભારત

ત્યારે નાનકડાં અનેક રાજ્યોમાં વહેંચાઈ ગયું હતું. નાનકડાં અસંખ્ય રાજ્યો એ ભારતનું સર્વકાલીન લક્ષણ કહેવાય છે, કદાચ. પરંતુ આવાં નાનાં રાજ્યોની વિપુલતા એ કોઈ મહારાજ્ય કે સામ્રાજ્યના પતન પછીની રાજકીય પ્રવૃત્તિ બની રહે છે; નહીં કે કાયમની રાજકીય પ્રવૃત્તિ. આપણને આજ નવાઈ લાગે એટલાં મહારાજ્યો અને સામ્રાજ્યો ભારતીયસંસ્કૃતિએ ઉપજાવ્યાં છે. શીશુનાગ રાજવંશની બરોબરી કરવા તલપી રહેલા ત્રણ રાજવંશો ત્યારે હતા : કોશલના ઐક્ષ્વાકુ, કૌશામ્બીના પૌરવો, તથા અવન્તિના પ્રદ્યોતો, જેમની પણ નોંધ કરી લઈએ.

**ગણરાજ્યો**

રાજવંશો સાથે ગણરાજ્યો પણ ભારતે ખીલવ્યાં હતાં એ ભૂલવા સરખું નથી. લાંબા સમય સુધી એક એવી માન્યતા પ્રચલિત હતી કે પ્રજાકીય રાજ્યો – રાજારહિત રાજ્યો – પશ્ચિમની – ગ્રીસરોમની અને તેમનો ઉછેર પામેલી સંસ્કૃતિઓમાં જ સ્થાપન થયાં હતાં. પૂર્વ એટલે એકહથ્થુ સત્તાધારી રાજવિઓનો પ્રદેશ એવી માન્યતા અત્યાર સુધી આપણામાં પણ પ્રચલિત હતી. આશ્ચર્યસહ અભ્યાસીઓને દેખાઈ આવ્યું કે પ્રજાકીય રાજસત્તા એ માત્ર પશ્ચિમનો જ ઇજારો નથી. પૂર્વે પણ પ્રજાકીય રાજ્યો – પ્રજાસત્તાક રાજ્યો – ગણરાજ્યો – વિકસાવ્યાં હતાં.

એવાં કેટલાંક ગણરાજ્યો પણ પ્રજાસત્તા ઉપર ચાલતાં આ સમયે મહત્ત્વ ભોગવતાં હતાં, જેમાં મિથિલાની વ્રજી, કપિલવસ્તુની શાક્ય અને પાવા તથા કુશીનગરની મલ્લ નામની પ્રજાસત્તા મુખ્ય ગણાય. બૌદ્ધ માર્ગ અંગે પ્રસિદ્ધિ પામેલા વૈશાલીના લિચ્છવીયો વ્રજી હતા અને વ્રજી રાજ્યશાસનમાં મહત્ત્વનો ભાગ ભજવી રહ્યા હતા.

ગૌતમબુદ્ધના પિતા એક રાજવી હતા એવી માન્યતા હવે સહજ ફેરફાર માગે છે. તેના પિતા શુદ્ધોદન કપિલવસ્તુના વંશપરંપરાના

રાજવી નહીં પરંતુ શાક્યપ્રજાએ ચૂંટી કહાડેલા રાજપ્રમુખ હતા, જેઓ જાતે તો રાજા જ કહેવાતા – પ્રજાના ચુંટાયલા રાજપ્રમુખ હોવા છતાં. પ્રબળ રાજ્યો વધારે પ્રબળ બનવાની ધારણાથી યુદ્ધે ચઢે, હારે, જીતે, નાનાં રાજ્યો કે પરાજિત રાજ્યોને પોતાની સરહદમાં ભેળવી દે અગર તેમને ખંડિયાં બનાવે એવી રાજનીતિની સતત ચાલતી રમતમાંથી શિશુનાગવંશના અજાતશત્રુએ ઐક્ષ્વાકુ પ્રસેનજીતને હરાવ્યો અને હરીફ રાજ્યો ઉપર મગધનું વર્ચસ્વ સ્થાપ્યું. બુદ્ધની કથાઓમાં આવતો બિંબીસાર અજાતશત્રુનો પિતા થાય. બિંબીસાર અને અજાતશત્રુ બૌદ્ધમાર્ગી હતા એવો પણ એક મત છે – જો કે માર્ગભેદ આજ આપણને લાગે એવા તિવ્ર ત્યારે ન હતા.

**પાટલીપુત્ર–પટણાની સ્થાપના**

ઈ. સ પૂર્વે ૪૭૫ના અરસામાં અજાતશત્રુ મૃત્યુ પામ્યો અને તેનો પુત્ર દર્શક ગાદીએ આવ્યો. ભાસના હવે સુપ્રસિદ્ધ બનેલા ‘સ્વપ્નવાસવદત્તા’ નાટકમાં દર્શકનું સ્થાન મહત્ત્વનું છે. દર્શકના પુત્ર ઉદયીએ સોણ અને ગંગા નદીના સંગમ ઉપર આવેલા પાટલીગ્રામને રાજધાની બનાવી. પાટલીગ્રામમાંથી વિકસેલા સુપ્રસિદ્ધ નગર પાટલીપુત્રે મગધ મહારાજ્યની રાજધાની તરીકે સમસ્ત-હિંદના એક મહત્ત્વના નગરની ખ્યાતિ મેળવી. એના પછી નન્દીવર્ધન અને તેની પછી આવેલા મહાનન્દીન્ સાથે શીશુનાગ વંશનો છેડો આવ્યો. એ રાજાઓનો મોટો ભાગ પ્રતિભાશાળી હતો, અને મગધના મહારાજ્યનો વિસ્તાર તેમનાં પરાક્રમને આભારી હતો.

**૬૦૦થી ૪૦૦**
**શીશુનાગ = ૨૦૦ વર્ષ**

શિશુનાગવંશનું મગધ સામ્રાજ્ય ઈ. સ. પૂર્વે ૬૦૦થી ઈ. સ. પૂર્વે ૪૦૦ વર્ષ સુધી ચાલ્યું. ઇતિહાસ, ભારતનો તેમ જ અન્ય પજાઓનો, એટલું તો કહી રહ્યો છે કે મહારાજ્યો અને સામ્રાજ્યો બસો, અઢીસો, ત્રણસો વર્ષ કરતાં વધારે સ્થિરતા

ભોગવી શકતાં નથી. રાજવંશમાં કે રાજસત્તામાં એટલો સમય ફેરફાર કરી જ લે છે.

**નંદવંશ. ઈ. સ. પૂર્વે ૪૦૦થી ૩૨૨ સુધી = ૭૮ વર્ષ**

શિશુનાગવંશ બદલાઈને નંદવંશ સ્થપાયો એ પરિસ્થિતિ પણ નોંધપાત્ર છે. મહાનંદિન શિશુનાગ એક શૂદ્ર પત્ની સાથે પરણ્યો હતો. એનો પુત્ર મહાપદ્મનંદ. એ ગાદીએ આવ્યો અને એણે નંદવશની સ્થાપના કરી. રાજવંશ બદલાયાથી મગધનું ગૌરવ ઘટ્યું નહીં. મહાપદ્મ એક સમર્થ યોદ્ધો અને કુશલ રાજકર્તા હતો. પંજાબ, સિંધ અને કાશ્મીર સિવાયનો આખો ઉત્તરહિંદ તેણે પોતાના સામ્રાજ્યમાં ભેળવી દીધો.

હિંદમાં વર્ણાશ્રમ અને જ્ઞાતિસંસ્થા એ સમાજવ્યવસ્થાનાં બાહ્ય લક્ષણો ખરાં. પરંતુ આજ જ્ઞાતિઓમાં જે જડતા દેખાય છે તે, અને જેને લઈને આખી જ્ઞાતિસંસ્થાની વગોવણી કરવામાં આવે છે તે જ્ઞાતિવિનિમયનો અભાવ પહેલેથી જ હતો એમ માનવાની ભૂલ કરવા સરખી નથી. આપણે હજી જોઈશું તેમ વર્ણાશ્રમ અને જ્ઞાતિસંસ્થા ઘણા લાંબા યુગ સુધી માત્ર માર્ગદર્શક, કાર્યદર્શક ચિહ્નો જ હતાં; ઉલ્લંઘી શકાય નહીં એવી દીવાલો ન હતાં. તેમ ન હોત તો ક્ષત્રિય રાજવીનો શૂદ્રીપુત્ર ગાદીએ ન આવત અને પિતાના નામનો વંશ પણ ન સ્થાપત.

**પ્રાચીન પરદેશી આક્રમણ**

ભારતની સરહદ બહાર ભારતને સતત ચોંકાવતા બનાવોની પરંપરાના પ્રાથમિક બે પ્રસંગો અત્રે નોંધવાની જરૂર છે. શિશુનાગવંશની સ્થાપના સમયે ઈરાની પ્રજાનો દોર ભારે હતો. ગ્રીસ સુધીની પશ્ચિમી દુનિયા લગી ઇરાનીઓનાં વિજયી સૈન્યો અને નૌકાલશ્કરો પહોંચી જતાં હતાં. મગધની ઉત્ક્રાંતિનાં સો વર્ષ પણ વીત્યાં નહીં હોય એટલામાં ઈરાનના એક પરાક્રમી સમ્રાટ

દારા – ડેરિયસે પંજાબની સરહદનો કેટલોક પશ્ચિમ વિભાગ પોતાના સામ્રાજ્યમાં ભેળવી દીધો હતો, અને તેના પુત્ર ઝર્કસીસની ગ્રીસ ઉપરની સવારીમાં ભારતના બાણાવળીઓ પણ હતા એવી નોંધ પરદેશી ઇતિહાસકારોએ કરેલી છે. આપણે સતત જોતા આવ્યા છીએ કે ભારતનો પરદેશસંપર્ક આપણે ધારીએ છીએ એ કરતાં વધારે વ્યાપક અને વધારે ગાઢ હતો. ભારત તરફ પરદેશની નજર સતત રહેતી. આવા સંપર્કોના ટુકડા આપણને મળી આવે છે. ઈ. સ. પૂર્વે છઠ્ઠી સદીના અંતમાં ઇરાનીશાહ દારાએ પંજાબનો કેટલોક ભાગ જીતી લીધો એ ઐતિહાસિક યુગમાં પરદેશીઓના આક્રમણનો નોંધાયલો પ્રથમ પ્રસંગ. પંજાબની સરહદ ઉપરનું એ આક્રમણ. એ પ્રસંગ ભારતના કોઈ ગ્રંથમાં નોંધાયો નથી. ઇતિહાસ અટકી જાય એવા યુગમાં સીરીયાની મહારાણી સેમીરામીસે પણ હિંદ ઉપર આક્રમણ કર્યું હતું એવી દંતકથા પરદેશમાંથી મળી આવે છે.

**સિકંદરની સવારી**

બસોઅઢીસો વર્ષમાં બીજું એક આક્રમણ થયું જેને પરદેશી ઇતિહાસકારો અતિ ઘણું મહત્ત્વ આપી રહે છે, અને જાણે ભારતનો ઇતિહાસ એ જ આક્રમણથી લગભગ શરૂ થયો એમ માને છે. ઈ. સ. પૂર્વે ૩૨૭માં એલેક્ઝેંડર – સિકંદરે કરેલું આક્રમણ એ બીજું મહત્ત્વનું પરદેશી આક્રમણ. એ પણ પંજાબ ઉપર જ થયું, અને પંજાબમાં જ અટકી ગયું.

મહાપદ્મનંદે મગધના મહારાજ્યને વ્યાપક બનાવ્યું એ પછી થોડે સમયે વિશ્વના એક મહાન વિજેતા ગ્રીસ સત્તાધીશ સિકંદરે પોતાના વિશ્વવિજયના એક કાર્યક્રમ તરીકે ભારત ઉપર હુમલો કર્યો. સિંધુપાર અફઘાનિસ્તાનમાં તેમ જ આ પાર પંજાબમાં અનેક નાનકડાં આર્ય-રાજ્યો – ગણરાજ્યો – ફેલાયલાં હતાં. મગધસામ્રાજ્ય હજી પંજાબ બાજુએ બહુ આગળ વધ્યું ન હતું. નાનકડાં રાજ્યો પરસ્પર ઝઘડ્યા

કરતાં હોય તેમને જીતતાં સિકંદરને બહુ વાર લાગે એમ ન હતું. એનો સાચો સામનો જેલમ નદી ઉપર પૌરસે કર્યો, અને ભારતવાસીઓના સૈનિકખમીરનો પરચો દર્શાવ્યો. હિંદના યશસ્વી વિજયો સાથે યશસ્વી-પરાજયો પણ નોંધવા સરખા છે. પૌરસ હાર્યો; છતાં એનો પરાજય યશસ્વી હતો. બંદીવાન પૌરસના શૌર્યનો વિચાર કરી સિકંદરે તેને રાજ્ય પાછું સોંપ્યું; પરંતુ ત્યાંથી પૂર્વ તરફ આગળ વધવાને બદલે તે દક્ષિણ તરફ સિંધુના મુખ ભણી ચાલ્યો ગયો. રસ્તામાં સામે થયેલી કેટલીક પ્રજાઓને તેણે હરાવી એ ખરું; એણે પૌરસ સામે વાપરેલી ઉદારતા પ્રશંસા પાત્ર જરૂર ગણાય; એણે ક્રૂરતા પણ ઓછી વાપરી નથી; સ્ત્રી, પુરુષ, બાલક, વૃદ્ધ સર્વની સિકંદરે કતલ કરી એનાં દૃષ્ટાંતો પણ નોંધાયાં છે. સિંધુના મુખ આગળ પહોંચતાં સિકંદરે યુદ્ધથી – યુદ્ધના કહેવાતા વિજયથી – કંટાળેલા સૈનિકોના આગ્રહને માન આપી આગળ ન વધતાં પાછાં પગલાં ભર્યાં. લશ્કરના એક ભાગને દરિયા માર્ગે તેણે પાછું મોકલ્યું અને જમીન-માર્ગે એક ભાગને લઈને તે જાતે પાછો વળ્યો. ઇરાનના સુસાનગરમાં પહોંચતાં આ વિશ્વવિજયનાં સ્વપ્ન સેવતો મહાન સેનાનાયક નાની વયમાં જ મૃત્યુ પામ્યો.

**સિકંદરની સવારીની અસર**

ગ્રીસના અને પશ્ચિમના ઇતિહાસકારો સિકંદરની સવારીને બહુ મહત્ત્વ આપી રહ્યા છે. ભારતમાં આ વિજયે જરા સરખી પણ નોંધ મેળવી નથી. એટલે ભારતના કિનારાને – ભારતની સરહદને સ્પર્શી ગયેલા આ પ્રસંગે વિજયની દૃષ્ટિએ કશું મહત્ત્વ એ સમયે પ્રાપ્ત કર્યું લાગતું નથી. એક ગ્રીક ઇતિહાસકાર તો એમ પણ કહે છે કે પૌરસનો સામનો અનુભવ્યા પછી સિકંદરને હિંદમાં આગળ વધવાની વૃત્તિ થઈ જ નહીં. નન્દોના મગધ સામ્રાજ્યનો ભય તેને જરૂર લાગ્યો હતો એ વાત એકાદ ગ્રીક ઇતિહાસકાર કહે છે તેમાં સત્ય રહેલું હોય પણ ખરું. નન્દોનું સામર્થ્ય ખરેખર વધ્યે જતું

હતું. સિકંદર આગળ વધે તો નન્દોના સામ્રાજ્યનો મુકાબલો કરવો પડે એમ હતું.

વિજયની દૃષ્ટિએ સિકંદરની સવારી મહત્ત્વની ભલે ન હોય; છતાં એમાંથી પશ્ચિમી દુનિયા સાથેના સંસર્ગને વળી પાછો વેગ મળ્યો એ મહત્ત્વ વિસરાય એવું નથી. હિંદની સંસ્કૃતિ, હિંદની કારીગરી, હિંદનો વ્યાપાર એ ગ્રીક સંઘર્ષમાંથી ફરી પાછો જાગતો થયો—જગતજાણીતો થયો.

સિકંદરના મૃત્યુ પછી ગ્રીક સત્તા ભારતમાંથી સમૂળ ઓસરી ગઈ. રાજકીય દૃષ્ટિએ ભારતની સરહદને સહજ હલાવી ગયેલા હુમલા કરતાં એનું વધારે મહત્ત્વ હતું નહીં. જે આછુંપાતળું મહત્ત્વ હતું એનું પણ નિવારણ કરનાર એક પ્રતાપી રાજવી અને એનો સલાહકાર ગુરુ ભારતને મળી આવ્યા. એ યુગ્મ તે સમ્રાટ ચન્દ્રગુપ્ત મૌર્ય અને તેના ગુરુ કૌટિલ્ય – ચાણક્ય.

**ચન્દ્રગુપ્ત**

નંદવંશીય છેલ્લા રાજાની શૂદ્ર પત્ની મુરાના પુત્ર તરીકે ચન્દ્રગુપ્ત સામાન્યતઃ ઓળખાય છે. બૌદ્ધગ્રંથમાં મહાપરિનિર્વાણમાં મૌર્ય નામની એક ક્ષત્રિય જાતનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. મૌર્ય મહારાજ્યનો સ્થાપક ચન્દ્રગુપ્ત દાસીપુત્ર અણમાનીતો રાજકુમાર હોય, અગર કોઈ મૌર્ય નામની ક્ષત્રિય જાતિનો નંદવંશ સાથે સંબંધ ધરાવતો કોઈ સાહસિક યુવક હોય. સિકંદરની સવારી પ્રસંગે એ પંજાબમાં ફરતો હતો – ઘણું કરીને નંદ રાજાની અપ્રીતિ વહોરી દેશનિકાલ થયેલા એક રાજકીય ગુનેગાર તરીકે.

**મુદ્રારાક્ષસ ભગવાન કૌટિલ્ય**

નંદ રાજવંશ સામે તેજસ્વી બ્રાહ્મણ કૌટિલ્યને વિરોધ થયો. રાજવિએ કરેલા તેના અપમાનનો બદલો નંદવંશના રાજ્યનું નિકંદન કાઢીને લેવાની કૌટિલ્યની પ્રતિજ્ઞામાં ચન્દ્રગુપ્ત નિમિત્ત બન્યો. ઈ. સ. પૂર્વે ૩૨૨માં નંદવંશનો ઉચ્છેદ કરી

ચન્દ્રગુપ્ત મગધ સામ્રાજ્યનો સમ્રાટ બન્યો. શિશુનાગ, નંદ અને મૌર્ય એમ ત્રણ રાજવંશો બદલાયા છતાં મગધ સામ્રાજ્યની પ્રતિષ્ઠા તો વધતી જ ચાલી. રાજવંશના ફેરફારથી રાજ્યને ખાસ હાનિ પહોંચી નહીં. ચન્દ્રગુપ્તનું સામ્રાજ્ય નંદો કરતાં પણ વધારે વિસ્તીર્ણ બન્યું. ગંગાના મુખથી સિંધુના તટ સુધી ચંદ્રગુપ્તનું મહારાજ્ય ફેલાયું. પંજાબ તથા અફઘાનિસ્તાનનો પ્રદેશ પણ તેણે જીતી લીધો.

**આર્ય – ગ્રીકયુદ્ધ**

સિકંદરના મૃત્યુ પછી સિકંદરના મહારાજ્યના ભાગલા પડી ગયા. સીરીયાથી પંજાબ સુધીનો પ્રદેશ સિકંદરના એક અત્યંત દક્ષ સેનાપતિ સેલ્યુકસના ભાગમાં આવ્યો. પંજાબ પોતાના હાથમાંથી જવા દેવાની તેની ઇચ્છા ન જ હોય. સિકંદરના વિજયોનો સાથીદાર સેલ્યુકસ મૌર્યશાસક ચન્દ્રગુપ્ત સામે ચઢી આવ્યો. હવે ચન્દ્રગુપ્તનું પંજાબ નિર્બળ અને વિભક્ત ન હતું. મગધ સામ્રાજ્યની યુદ્ધવ્યવસ્થા ગ્રીક યુદ્ધવ્યવસ્થા કરતાં ઊતરતી ન હતી. વિગતો મળતી ન હોવા છતાં એટલું તો ચોક્કસ છે કે ચન્દ્રગુપ્ત સામે સેલ્યુકસની સખ્ત હાર થઈ, પંજાબ ઉપરાંત અફઘાનિસ્તાન અને બલૂચિસ્તાનના પ્રદેશો ચન્દ્રગુપ્તને આપી દેવા પડ્યા, અને પોતાની પુત્રી ચન્દ્રગુપ્તને પરણાવી એક આર્ય રાજકુટુંબ સાથે ગ્રીસના યવને કૌટુંબીક સંબંધ પણ બાંધ્યો. સામે ચદ્રગુપ્તે પાંચસો હાથીની ભેટ આપી યવન શ્વસુરનો સત્કાર કર્યો !

**ભવ્ય રાજ્યપ્રયોગ**

ભારતના પરાજયો ઉપર નિઃશ્વાસ નાખતી વખતે આપણે તેના સૈનિક વિજયો પણ વિસારવા ન જોઈએ. સિકંદરનો ભારતવિજય એ આખા ભારતનો વિજય ન હતો. એ માત્ર સિંધુતટની એક ભૂમિપટી પૂરતો જ વિજય હતો. મગધના મહારાજ્ય સામે બાથ ભીડવાનો પ્રસંગ આવતા પહેલાં તો એણે ભારત છોડી દીધું હતું.

એટલે ભારતના એક સુવ્યવસ્થિત સૈન્યનો એને ભેટો થયો જ ન હતો એમ ઇતિહાસકારો કહે છે. એ જ સિકંદરના જ એક નિષ્ણાત સેનાપતિ સેલ્યુકસને એ મગધ સૈન્યનો ભેટો થયો અને તેનું પરિણામ ગ્રીક સૈન્યના પરાજયમાં આવ્યું. એ યુગની યુદ્ધકલામાં ભારતવાસીઓ ગ્રીસથી ઉતરતા હતા એમ માની લેવાની જરૂર નથી—જો કે પશ્ચિમના કેટલાક ઇતિહાસકારોએ સિકંદરના વિજયથી મુગ્ધ બની જઈ એમ કર્યું છે ખરૂં. ચંદ્રગુપ્ત અને તેના પુત્ર બિંદુસારના પચાસ વર્ષના રાજ્યઅમલમાં મગધ સામ્રાજ્ય કોઈ પણ સામ્રાજ્યને શોભે એટલો વિસ્તાર પામી શક્યું. ઇરાનની સરહદથી માંડી દક્ષિણમાં મદૂરા સુધીનો રાજ્યવિસ્તાર ઈસ્વીસન પૂર્વની ભારતપ્રજાનો એક ભવ્ય રાજ્યપ્રયોગ કહી શકાય.

**અશોક**

મગધના મૌર્ય સામ્રાજ્ય શિખર ઉપર સુવર્ણકળશ ચઢાવ્યો બિંદુસારના પુત્ર મહારાજા અશોકે. જગતભરના રાજવીઓમાં જ માત્ર નહીં, જગતભરના મહાન પુરુષોમાં અશોકનું અગ્રસ્થાન છે. દંતકથા કહે છે કે અશોક મૂળ સ્વભાવે ઘણો ક્રૂર હતો. પોતાના અઠ્ઠાણુ ભાઈઓનાં રુધિર રેડી એ ગાદીએ આવ્યો. ગાદીએ આવ્યા પછી ચાર વર્ષે તેનો વિધિસર રાજ્યાભિષેક થયો એ હકીકત એટલું તો બતાવે છે કે તેના રાજ્યની શરૂઆત સરળતા ભરી તો ન હતી. ઇ. સ. પૂર્વે ૨૭૩માં તે ગાદીએ આવ્યો, અને તેનો રાજ્યાભિષેક થયા પછી ૭ વર્ષમાં જ મગધની દક્ષિણે આવેલા કલીંગ પ્રદેશ સાથે તેને ખૂનખાર યુદ્ધ કરવું પડ્યું. અશોકને એ યુદ્ધમાં વિજય મળ્યો ખરો; પરંતુ એ યુદ્ધની હાડમારીઓ, ખૂનામરકી, વેરઝેર, વ્યાધિઉપાધિ અને ક્ષણે ક્ષણે જીત માટે કરવા પડતા ભીષણ અન્યાયો અને અત્યાચારોએ અશોકના હૃદય ઉપર એવો વિરાગ વેર્યો અને એવી કરુણ છાયા છાયી દીધી કે તેણે જીવનભર યુદ્ધને તિલાંજલી આપી બૌદ્ધ માર્ગનો સ્વીકાર કરી રાજ્યની શાંતિ, આબાદી અને સુખના જ પ્રયત્નોમાં તેમ જ અહિંસા-

વાદી બૌદ્ધ માર્ગના વ્યવસ્થિત દેશપરદેશ પ્રચારમાં જ પોતાનું જીવન અને પોતાની સત્તાનો ઉપયોગ કર્યો. યુદ્ધને આવી તિલાંજલી આપનાર રાજવી ઈતિહાસભરમાં અશોક એકલો જ થઈ ગયો. આર્ય-સંસ્કૃતિનો એ સાચો વિજયધ્વજ. એણે સામ્રાજ્યનો આખો આદર્શ ફેરવી નાંખ્યો. સૈનિક વિજયોમાંથી ઊપજતી કીર્તિ અને પ્રજા આબાદીનાં ગૌણ પરિણામોને સ્થાને તેણે પ્રજાની શાંતિભરી આબાદીને રાજ્યનું મુખ્ય લક્ષણ બનાવ્યું અને સૈનિક વિજયોને સદંતર ત્યજી દીધા. અશોક ગાદીએ આવ્યો તે પહેલાં જ વિસ્તૃત મૌર્ય મહારાજ્યના દક્ષિણ છેડાએ આવેલાં તામીલ રાજ્યો – ચેરા, ચોલા, પાન્ડય અને સત્યપુત્ર — મૌર્ય મહારાજ્યમાંથી ખસી જવા મથતાં હતાં અને અશોકના શાસનકાળના તેરમા વર્ષે તો તે મૌર્ય સામ્રાજ્યમાંથી ખસી પણ ગયાં. પરંતુ કલિંગના યુદ્ધ અનુભવે દ્રવેલા અશોકે તેમને ફરી જીતી સામ્રાજ્યમાં લાવવા પ્રયત્ન પણ કર્યો નહીં. અલબત્ત ચંદ્રગુપ્તે સ્થાપેલું ભારતનું મૌર્ય મહારાજ્ય અશોકના એકતાળીસ વર્ષના દીર્ઘ-રાજ્ય કાળમાં લગભગ હતું એટલું જ સ્થિર રહ્યું અને અશોકના જાપ્રેમનો ચારે ખૂણે અનુભવ કરી રહ્યું. શસ્ત્રથી નહીં પરંતુ પ્રજાના હ્રદયમાં વસીને એક વ્યક્તિગત રાજવી સામ્રાજ્યને કેમ સાચવી શક્યો તેનું અજોડ ઉદાહરણ અશોક મૂકી ગયો.

રખે કોઈ એમ માનવાની ભૂલ કરે કે અશોકનું સામ્રાજ્ય એક ધર્મઘેલા ભગતડાનું ગમે તેમ ચાલી રહેલું રાજ્ય હતું. મોગલો અને અંગ્રેજોએ સ્થાપેલા ભારતીય મહારાજ્યને પણ ટપી જાય એવડો અશોકના મહારાજ્યનો વિસ્તાર હતો. કેટલાક પ્રદેશોમાં રાજ્યે નીમેલા સુબાઓ વહીવટ ચલાવતા હતા અને કેટલાક પ્રદેશોમાં જૂની ચાલતી આવેલી રાજ્ય પ્રથા ચાલતી હતી. સરહદો સારી રીતે સચવાતી હતી, ધર્મકાર્યો થયે જતાં હતાં, કલાસમૃદ્ધિ વધતાં હતાં અને પરદેશનાં રાજ્યો સાથે એવા સુંદર મૈત્રી સંબંધો વિકસતા હતા કે ધર્મપ્રચાર



અશોકનો શિલાલેખ - ગિરનાર - જૂનાગઢ

અર્થે અશોક સાધુમંડળોને સ્વસ્થતાપૂર્વક દૂર દૂર—ગ્રીસ, સીરીયા અને મીસર સુધી–પરરાજ્યોમાં પણ મોકલી શકતો હતો. પ્રાચીન કલાઅવશેષોમાં પણ અશોક યુગના અવશેષો જ પ્રથમ સહુથી વધારે પ્રકાશ આપી શકયા છે.

. અશોકનો બૌદ્ધપંથ-સ્વીકાર અન્ય પંથોનો વિરોધી ન હતો. સ્થળે સ્થળે—સરહદે સરહદે—મળી આવેલા સાડત્રીસ શિલાલેખો અશોકના હૃદયને, અશોકની રાજ્યપદ્ધતિને અને અશોકના પ્રજાપાલનને સ્પષ્ટતા આપે છે અને ભારતમાં વિકસેલા એક સુવર્ણયુગની સાક્ષી પૂરે છે. અશોક એટલે ભારતવર્ષનો જ નહીં, પરંતુ વિશ્વભરનો એક મહાન રાજવિ. એના વિશાળ સામ્રાજ્યને વિસ્તારવાની એને આકાંક્ષા હોત તો એ પણ એક મહાસૈન્ય લઈ યુરોપ એશિયાની વિજય-સવારીઓ યોજી શક્યો હોત. એની પાસે સૈન્ય અને સામગ્રી પૂરતાં હતાં. પરંતુ કદાચ સિકંદરની માફક અશોકનું સામ્રાજ્ય એના પછી તત્કાળ અસ્ત પામ્યું હોત. એ વિજયલોભ છોડી અશોકે એ યુગની જાણીતી દુનિયાને ધર્મલાભ આપ્યો. અશોક ન હોત તો—અશોક યુદ્ધઘેલો હોત તો—બૌદ્ધમાર્ગ એશિયાવ્યાપી ન બન્યો હોત. સિલોન, બર્મા, સિયામ, ચીન, જપાન, કોરિયા વગેરે પ્રદેશોમાં ભારત દીધો બૌદ્ધ માર્ગ આજ જીવંત ન હોત. અશોકે પોતાના પુત્ર મહેન્દ્ર તથા પુત્રી સંઘમીત્રાને ધર્મોપદેશ માટે લંકા મોકલ્યાં હતાં એ પ્રસંગ આજ સુધી કાવ્યપ્રેરક બની રહ્યો છે.

ઈ. સ. પૂર્વે ૨૩૨માં પુણ્યશ્લોક અશોકનો દેહાંત થયો અને એના પછીનાં પચાસ વર્ષમાં સાત રાજાઓ મગધની ગાદીએ આવ્યા. પચાસ વર્ષમાં તો ઉત્તરભારતનું મૌર્ય સામ્રાજ્ય સંકોચાઈ જવા લાગ્યું–સંકોચાઈ ગયું જ.

મૌર્યોનો અસ્ત કેમ થયો? વિમતો જડતી નથી. છતાં એનાં બે

મુખ્ય કારણો આપણે જોઈ શકીએ છીએ. પશ્ચિમ એશિયામાં ગ્રીક રાજ્ય સ્થાપનાર સિકંદરના સેનાપતિ અને ચન્દ્રગુપ્તના શ્વસુર સેલ્યુકસના વંશજો સામે બેક્ટ્રીયા અને પાર્થિયામાં બળવા ઊઠ્યા. પાર્થિયામાં ત્યાંની જ પ્રજાએ અને બેક્ટ્રીયાના એક ગ્રીક સૂબાએ બેક્ટ્રીયામાં સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં. અશોક પછી સાતમો રાજા બૃહદ્રથ રાજ્ય કરતો હતો એ અરસામાં જ ડીમેટ્રીઅસ નામના બૅક્ટ્રીયન—ગ્રીકરાજકુમારે ઈ. સ. પૂર્વે ૧૯૦માં ભારત ઉપર હૂમલો કરી વાયવ્ય સરહદનો ઘણો ભાગ ખૂંચવી લીધો એમ પશ્ચિમી લેખકો કહે છે.

એ પહેલાં પણ—અશોકના નિધનનાં દસ વર્ષમાં જ – દક્ષિણહિંદની આન્ધ્ર નામની પ્રજાએ મૌર્યો સામે બળવો પોકાર્યો અને વિંધ્યપર્વતની દક્ષિણનો પ્રદેશ મૌર્યોના સામ્રાજ્યમાંથી છૂટો પડી સ્વતંત્ર બન્યો. મુખ્ય કારણો સમજાતાં નથી છતાં રાજ્યકર્તાઓની નિર્બળતા અને પ્રજાના હૃદયમાં સ્થાન મેળવવાની તેમની અશક્તિ એ કોઈપણ રાજઅમલની પડતીનું કારણ મુખ્યત્વે હોય. બૌદ્ધધર્મની અહિંસા રાજકારણમાં પ્રવેશ પામી એથી સમયાનુકૂલ સૈનિક ખમીર ઘટતું હોવાની પણ શંકા કેટલાક લેખકોને ઉપજે ખરી. છેલ્લો નિર્બળ બૃહદ્રથ સૈન્યની સલામી લેતો હતો, એ જ ક્ષણે તેના જ સેનાપતિ પુષ્યમિત્રે રચેલા કાવતરા અનુસાર બૃહદ્રથનો વધ થયો, ઈ. સ. પૂર્વે ૧૮૫માં.

સેનાપતિ પુષ્યમિત્રે મગધસામ્રાજ્યની રાજ્યધૂરા હાથમાં લીધી અને શુંગવંશની સ્થાપના કરી. બૌદ્ધમાર્ગનો વિરોધી વૈદિક પુષ્યમિત્ર પરાક્રમી રાજા નીવડ્યો. મૌર્યોની નિર્બળતાનું એણે અંશતઃ નિવારણ કર્યું. વૈદિક અશ્વમેધ યજ્ઞ કરી એણે ભારત ઉપર ધસતા બેક્ટ્રીયન ગ્રીકોને સિંધુતટ ઉપર જ હરાવ્યા અને મૌર્યો દ્વારા ઓસરતી મગધની કીર્તિને એણે પાછી જ્વલંત બનાવી. સુપ્રસિદ્ધ સંસ્કૃત નાટક માલવિકાગ્નિમિત્રમાં એ પ્રસંગનો સ્પષ્ટ ઉલ્લેખ થયો છે. શુંગવંશમાં દસ રાજાઓ થયા અને તેમણે મગધનું સામ્રાજ્ય

સાચવવા મથન કર્યું. પરંતુ પડોશી ગ્રીકોના હૂમલા સતત ચાલુ રહ્યા, સિંધ અને પંજાબ તેમના હાથમાંથી સરી પડ્યાં, દિવસે દિવસે તેમની સત્તા ઘટતી ચાલી, નવાં નવાં સ્વતંત્ર રાજ્યો તેમની જ સત્તા સીમામાં સ્થપાયે ગયાં, નામનું મગધ સાર્વભૌમત્વ અનુકૂળતા પ્રમાણે માન્ય થતું, છતાં હવે ભારતનું મગધસામ્રાજ્ય ડગમગી ગયું. ગ્રીકો, આન્ધ્રો અને કલીંગોએ તેના ઉપર સખ્ત પ્રહારો કર્યા. કલીંગના હસ્તી ગુફાવાળા સુપ્રસિદ્ધ મહારાજા ખારવેલે મગધસામ્રાજ્યના દૂરદૂરના ભાગ સુધી વિજયી સવારી લઈ જઈ ખખડી ગયેલા મગધસામ્રાજ્યને અંતિમ ફટકો પણ લગાવ્યો. શુંગવંશના દસમા રાજા દેવભૂમિને તેના પ્રધાન વસુદેવે મારી નખાવ્યો, કારણ દેવભૂમિની ચાલચલગત બહુ હીણી હતી.

**છસો વર્ષની જાહોજલાલી અને મગધનું પતન**

પ્રધાન વસુદેવે કાણ્વવંશની સ્થાપના તો કરી, પરંતુ મગધની પૂર્વપ્રતિષ્ઠા એ વંશથી પણ પાછી લાવી શકાઈ નહીં. પીસતાળીસેક વર્ષની કાણ્વસત્તામાં ચાર રાજાઓ થઈ ગયા. ચોથા રાજા સુશર્મનને ઈ. સ. પૂર્વે ર૭માં તો દક્ષિણના આંધ્રોએ ઊથલાવી પાડ્યો અને આમ છસો વર્ષના ગાળામાં પાંચ રાજવંશોથી પોષાયલું મગધનું ભારતસામ્રાજ્ય અસ્ત પામી ગયું. હજી ઈસુના સંવત્સરને સત્તાવીશ વર્ષની વાર હતી.

ઈ. સ. પૂર્વના ભારતમાં ઇતિહાસનો સ્પષ્ટ અંગુલિનિર્દેશ કરી શકાય એવું આ મગધનું મહારાજ્ય. એણે અંદર અંદરનાં યુદ્ધો નિહાળ્યાં, પરદેશીઓ સામે કંઈક મુકાબલા કર્યા, ધર્મપરિવર્તનો અનુભવ્યાં, લગભગ આખા ભારતવર્ષને એક જ રાજછત્ર નીચે મૂકી દીધો, યુદ્ધકળા અને રાજનીતિને શાસ્ત્રીય ઢબે વિકસાવી, પરદેશો સાથે વિશિષ્ટવ્યવહાર કેળવ્યાં, અને પ્રજાનાં સુખસંપત્તિ અને આબાદી ખીલવ્યાં. એ યુગમાં રાજવંશો તો હતા : સાથે સાથે પ્રજાકીય સત્તાથી

ચાલતાં રાજ્યો પણ હતાં એ નૂતન ભારત રખે ભૂલે. રાજાશાહી એ ભારતવાસીઓનાં લોહીમાં જ ઊતરી આવેલી રાજ્યવ્યવસ્થા છે એવી માન્યતા ખોટી ઠરાવતાં અનેક ગણરાજ્યો ચૂંટણીના સિદ્ધાંત અનુસાર પોતાના હાકેમોને ચૂંટી કાઢતાં હતાં એ સત્ય આપણે કદી ન ભૂલીએ.

ભારતનું અને વિશ્વનું હજી દુર્ભાગ્ય છે કે યુદ્ધ, આજના અત્યંત વિકસિત યુગમાં પણ, પ્રજાઓ વચ્ચેના સ્વાર્થ તથા મતભેદના ઉકેલનું એક સાધન ગણાય છે. યુદ્ધ વગર રાષ્ટ્રીય આંતરરાષ્ટ્રીય પ્રશ્નોના ઊકેલ ન જ આવે એવી કોઈ ઊંડી માન્યતાને વળગી ચાલનાર આજની સુધરેલી દુનિયાને અને સુધરેલી દુનિયાના સુધરેલા મુત્સદ્દીઓને બોધપાઠ આપી રહેલો સમ્રાટ અશોક આ જ યુગમાં થઈ ગયો જેણે રાજ્યનીતિમાંથી યુદ્ધને તિલાંજલી આપી શકાય એવી શક્યતા સિદ્ધ કરી બતાવી.

રાજવંશોના વારાફેરા થતા રહે છે. છસો વર્ષના આ માગધીય ભારત સામ્રાજ્યે પાંચ રાજવંશો નિહાળ્યા. ભારતીયસંસ્કૃતિને સુદઢ બનાવી તેને વિસ્તારવામાં આ સામ્રાજ્યનો સુંદર ફાળો હતો એમાં શંકા નહીં. આજની ભારતીયસંસ્કૃતિ ઉપર ઈસુપૂર્વના આ ભારતીયસામ્રાજ્યે અનેક ઉપકારો કર્યા છે. આજ પણ આપણી પાસે નથી એવડો મોટો ભૂમિવિસ્તાર એ સામ્રાજ્યે એક બનાવ્યો હતો.

( ૨ )

## ઈ. સ. પૂર્વે બીજી સદીથી ઈ. સ.ની ચોથી સદી

**યુગનું મહત્ત્વ**

મહારાજ્યો અને સામ્રાજ્યોનું એક એ પરિણામ તો જરૂર આવે છે કે મોટા પ્રજાખંડો સંસ્કૃતિની વ્યાપક એકતામાં ભળી જાય છે. ભારતીયસંસ્કૃતિને વિશિષ્ટ એકતા આપવામાં આ મહારાજ્યો

અને સામ્રાજ્યોનો ફાળો મહત્ત્વનો છે. મગધનું ઇસવીસન પૂર્વનું સ્થપાયેલું સામ્રાજ્ય અસ્ત પામ્યું. એની બરાબરી કરતું બીજું મગધ-સામ્રાજ્ય ઇસુની ત્રીજી ચોથી સદીમાં આવતું હતું જ. એ બન્ને મગધ-સામ્રાજ્યોની વચમાંનો સમય પણ ચારસો પાંચસો વર્ષનો ગણી શકાય – પ્રથમ મગધસામ્રાજ્યના મૌર્યવંશ આગળ આપણે સીમાચિહ્ન દોરીએ તો.

એ ચાર પાંચ સદીઓનાં રાજકીયદૃષ્ટિએ બે મહત્ત્વનાં લક્ષણો :

(૧) પરદેશીઓના વધતા જતા હૂમલા અને પરદેશીઓનો આર્યત્વ-સ્વીકાર.

તથા

(૨) દક્ષિણના આન્ધ્રસામ્રાજ્યના ઉદયાસ્ત – જેના પ્રભાવે ભારતની ઉત્તરદક્ષિણ સંસ્કૃતિની એકતામાં વધારે વેગ આવ્યો.

રાજકીય પલટા, રાજવંશોની ચઢતીપડતી, વ્યક્તિગત રાજવીઓ અને મહાપુરુષોનાં કાર્યો અંતે તો કોઈ જાણ્યા અજાણ્યા પ્રજાબળની જ રમત હોય છે. રાજકીય ઘર્ષણોમાંથી સારી અને માઠી બન્ને અસરો ઊપજે છે, અને એ પલટા તથા ચઢતીપડતીની વિગતો ભૂલાઈ જાય છતાં તેમની અસર લઈ પ્રજાઓના કાલમાન આગળ વધ્યા જાય છે. આર્યો પરદેશી હતા. તેમણે અસુર કે સિંધુતટસંસ્કૃતિના રાજકીય-સ્વરૂપને પલટી નાખ્યું અને વિજયીસંસ્કૃતિ તરીકે ભારતવર્ષમાં પોતાનું સ્થાન નિશ્ચિત કર્યું. અસુરસંસ્કૃતિના કૈંક અંશો જાળવી રાખી આર્ય-સંસ્કૃતિએ ભારતના પ્રજાકીય જીવનમાં એવું જીવંત સ્થાન મેળવ્યું છે કે એની રૂપરેખા આજ સુધી ઘણે અંશે સચવાઈ રહી છે. આર્ય-સંસ્કૃતિને સંરક્ષક તથા જૂનવાણી સંસ્કૃતિ કહી નિંદવામાં પણ આવે છે. એનું સંરક્ષકબલ અદ્ભુત છે એની ના પાડી શકાય એમ છે જ નહીં. પાંચેક હજાર વર્ષનું અસ્ખલિત જીવન આજ ચીન સિવાયની બીજી

કોઈ પણ સંસ્કૃતિનું નથી. એનું અસ્તિત્વ મટી જાય એવાં પ્રચંડ અને પ્રબળ ઘર્ષણો તેણે યુગેયુગે અનુભવ્યાં છે; છતાં એ સંસ્કૃતિ અખંડ રહી શકી છે, વેદકાળથી માંડી આજની સુધરેલી વીસમી સદી સુધી તેનાં વહેણ અસ્ખલિત રહ્યાં છે અને વિરોધ તથા નિરોધનું પાન કરી જઈ નવીનતાને એ અપનાવી લઈ શકી છે એ ભારતીયસંસ્કૃતિનું લક્ષણ – આજનું તેમ જ હજારો વર્ષ પૂર્વેનું — ધ્યાન ખેંચ્યા વગર રહેતું નથી. પરદેશ, પરપ્રજા અને પરસંસ્કૃતિ સામેની અથડામણનું આછું સ્વરૂપ આપણે મગધસામ્રાજ્યને ઓળખતાં નિહાળ્યું. આર્યોએ અનુભવેલાં એ યુગનાં પરદેશી આક્રમણો નીચે પ્રમાણે ગોઠવી શકાય :

(૧) સીરીયાની સેમીરામીસ રાણીની ભારત ઉપરની ચઢાઈ માત્ર દંતકથા ભલે હોય. છતાં કેટલીક દંતકથાઓ સાચા ઇતિહાસને સંગ્રહી રાખે છે એમાં શક નથી. સીરીયા સાથેના ભારતીય સંપર્કનો એ પડઘો હોઈ શકે.

(૨) ઇરાનના દારા શહેનશાહે પંજાબ ઉપર આક્રમણ કર્યું હતું એમ દારાના જ શિલાલેખ બોલે છે. એ ઇરાની આક્રમણ.

(૩) સિકંદરની સવારી તો પશ્ચિમી દુનિયાનો ગર્વિષ્ટ ઇતિહાસ બની ગયો છે — જો કે ભારતે એ સરહદી હૂમલાની નોંધ પણ લીધી નથી. એ પછી ગ્રીકોના નાનામોટા સંપર્કો યુદ્ધ અને યુદ્ધ સિવાય પણ ચાલુ રહ્યા ખરા.

સેલ્યુકસના પ્રચંડ સૈન્યને પરાજીત કરનાર ચન્દ્રગુપ્ત મૌર્યને આપણે ઓળખ્યો. ચન્દ્રગુપ્તના દરબારમાં રહેતા ગ્રીક એલચી મેગસ્થિનીસનાં મૌર્યસામ્રાજ્યનાં વર્ણન આપણા ઇતિહાસનો એક આધાર બની રહ્યાં છે.

ભારતને એક વખત ઓળખી ગયેલી ગ્રીકપ્રજાને લાંબા સમય સુધી

ભારતવિજયનો મોહ ચાલુ રહ્યો. સિકંદરના અવસાન પછી છિન્નભિન્ન થયેલા ગ્રીક સામ્રાજ્યના ભાગલા પડી ગયા, જેમાંથી ગ્રીકપ્રજાના એશિયાઈ રાજ્યે તેમને ભારતની પડોશભૂમિ આપી. ઇસુ પૂર્વની બીજી સદીની શરૂઆતમાં બૅક્ટ્રીયાના ગ્રીક રાજા ડીમેટ્રીઅસે નબળા પડતા મગધસામ્રાજ્યની વાયવ્ય સરહદ ઉપર હૂમલો કરી કેટલોક ભાગ જીતી લીધો હતો. પરંતુ બૅક્ટ્રીયામાં જ આંતરિક મુશ્કેલીઓ ઊભી થઈ અને મગધસામ્રાજ્યમાં ફરીથી શક્તિ પ્રેરનાર પુષ્યમિત્રે ગ્રીકોના હૂમલાને આગળ વધતા અટકાવી દીધા.

પરંતુ સીરીયન પ્રજાએ ઈ. સ. પૂર્વે ૧૨૦માં ગ્રીકસત્તાનો બૅક્ટ્રીયામાં અંત આણ્યો એટલે પશ્ચિમમાં પોતાનું વતન શોધવાને બદલે ગ્રીક રાજકુટુંબે અને સત્તાધીશોએ અફઘાનિસ્તાન અને પંજાબના પશ્ચિમ વિભાગમાં સ્થાન મેળવ્યું. આ નાનકડી હિંદભૂમિના ગ્રીક વિભાગમાં ત્રીસ જેટલા ગ્રીક રાજવીઓએ બસો વર્ષ સુધી રાજ્ય કર્યું એમ સિક્કાઓ ઉપરથી મનાય છે. ઘણો ઇતિહાસ અંધારામાં છે. ગ્રીસની સ્વભૂમિથી છૂટા પડેલા આ રાજવીઓની ગ્રીકઇતિહાસકારોને સુદ્ધાં ખબર નથી. સિક્કાઓ તેમના મળે છે પરંતુ તેમનાં નામ અને તેમની સચવાઈ રહેલી અશુદ્ધ ગ્રીકભાષા સિવાય ભાગ્યે જ તેઓ કાંઈ વધારે કહે છે. વધારે જાણીતા બે ગ્રીક રાજવિઓનો કેટલોક ઇતિહાસ મળી આવ્યો છે, એમાં મીનેન્ડર બહુ જાણીતો છે. એની રાજધાની શાકલ – આજના સીયાલકોટમાં હતી. બીજો ગ્રીકરાજા જાણીતો થઈ ગયો એપોલોડોટસ. એણે કાઠિયાવાડમાં વિજય મેળવ્યો હતો એવી એક સંભાવના છે.

મહાન ગણાતો ગ્રીક રાજવી મીનેન્ડર તો અંતે મિલીન્દ નામે ઓળખાઈ બૌદ્ધધર્મી બની ગયો હતો એ હકીકત ‘મિલીન્દ પન્હા’ નામની બૌદ્ધગાથા આપણને કહે છે. આર્યસંસ્કૃતિએ ઉપજાવેલા બૌદ્ધ-મતનો સ્વીકાર કરી લેનાર આ ગ્રીકરાજાનો ઇતિહાસ એ ભારતમાં

વસેલી આખી ગ્રીક પ્રજાનો ઇતિહાસ કહી શકાય. ગ્રીક અને આર્ય-સંસ્કૃતિનો શક્ય એટલો સમન્વય સાધી રાજા અને પ્રજા પોતાનાં નામ અને ધર્મ છોડી આર્યસંસ્કૃતિમાં ભળી ગયાં એ સ્પષ્ટ થાય છે. ઐતિહાસિક પ્રસંગ તરીકે ગ્રીકરાજવીઓને જુદા પાડી આપણે ભલે ગણાવીએ. ગ્રીક પરદેશીઓ બસો વર્ષના સમાગમમાં આર્યો બની ગયા અને તેમનું અસ્તિત્વ પણ ભૂલાઈ જઈ માત્ર સિક્કાશોધકોની ભૂલ-ભૂલામણી રૂપ બની ગયું એ સત્ય તેમને ભાગ્યે જ નોખા પડેલા ગ્રીક તરીકે ઓળખાવ્યા કરે. ગાંધાર શિલ્પની કલા એ આર્યકલાનો ઠીકઠીક મહત્ત્વનો વિભાગ ગણાય. એ ગાંધાર શિલ્પમાં દેખાતી ગ્રીક-કલાની છાયામાં એ ગ્રીક આર્યસંપર્ક કે ઘર્ષણનો ઇશારો આપણને જોવા મળે છે એટલી જ ગ્રીક અસર આપણે સ્વીકારવી રહી. એ સિવાય તો ભારતીય ગ્રીકો ભારતનિવાસી આર્યધર્મી બની રહ્યા.

( ૪ ) પરંતુ ભારતનો પરદેશસંપર્ક અહીં અટકતો નથી. પાર્થિયન પ્રજાનો એક રાજકર્તા મિથ્રીડેટસે ઈ. સ. પૂર્વે બીજી સદીમાં સિંધુ નદી સુધી ધસારો કર્યાની હકીકત મળી આવે છે. પશ્ચિમ પંજાબ-માં માઉસ નામના અને કંદહારમાં વોનોનીસ અને અઝીઝ નામના પાર્થિયન રાજાઓના રાજ્યટુકડા હતા એમ લાગે છે. ઇસવીસનની પહેલી સદીમાં સિંધુમુખ અને તેથીયે આગળ પાર્થિયનો પહોંચ્યા હશે. પરંતુ એ બધા પાર્થિયનો ભારતવાસી બની ભારતીયસંસ્કૃતિમાં ભળી ગયા. આવા પરદેશીઓને પરદેશી ગણી શકાય કે કેમ એ વિચાર કરવા સરખું છે

( ૫ ) ગુજરાતને ખાસ રસ ઉપજાવે એવી શક નામની પરદેશી પ્રજા અહીં સહજ ઉલ્લેખ માગે. પાર્થિયનો માફક એ પણ પશ્ચિમ એશિયાની એક ફરતી જાત. યુહ-ચી નામની જાતે શકોને સ્વભૂમિમાંથી ધકેલી કાઢ્યા. શકોએ એશિયાઈ ગ્રીકોને સ્થાનભ્રષ્ટ કર્યા, અને ગ્રીકોની પાછળ શક લોકો પણ જુદે જુદે માર્ગે ભારતમાં આવવા લાગ્યા. ભારતના જ

એક વિભાગ સરખાં અફઘાનિસ્તાન અને બલૂચિસ્તાન ગણાય. હેલમન્ડ નદીને કિનારે શક લોકોનો સ્થિર વસવાટ થયો અને એ પ્રદેશ શકસ્થાન નામે લાંબા કાળ સુધી ઓળખાતો. એ પ્રદેશના આજના સિસ્તાન નામમાં એ ઇતિહાસ નોધાઈ રહ્યો છે. શક ટોળીઓના પ્રવેશનું પરિણામ એ આવ્યું કે ભારતમાં ત્રણ મહત્ત્વનાં શકરાજ્યો સ્થાપન થયાં :

( ૧ ) વાયવ્ય સરહદનું રાજ્ય – જેની રાજધાની તક્ષશિલામાં હતી.

( ૨ ) મધ્યભારતમાં સ્થપાયલું રાજ્ય – જેની રાજધાની મથુરામાં હતી. એ બન્ને શકરાજ્યોના રાજવિઓને ઇતિહાસકારો ઉત્તર ક્ષત્રપો તરીકે પીછાને છે. બન્ને એક પણ બની જતાં.

( ૩ ) માળવાથી કાઠિયાવાડ સુધીના પ્રદેશનું રાજ્ય એ પશ્ચિમ ક્ષત્રપોને નામે ઓળખાય છે.

શકરાજવિઓ પોતાને ક્ષત્રપો — ગ્રીક શબ્દ સેટ્રપ — તરીકે ઓળખાવતા. સેટ્રપો એટલે સરસૂબા. કયા મહારાજાઓના તેઓ સરસૂબા કે પ્રતિનિધી હતા તે જણાતું નથી. ઊલટ એ સર્વ સ્વતંત્ર રાજાઓ હતા એમ દેખાય છે. ચાર નામ ઉત્તર ક્ષત્રપોનાં મળ્યાં છે, અને તેમની કશી વધારે વિગતો મળતી નથી. પરંતુ પશ્ચિમી ક્ષત્રપો તો સત્તાવીસ ઉપરાંતની સંખ્યા ધરાવે છે. તેમનું રાજ્ય એક વિશાળ મહારાજ્ય હતું અને ત્રણસો વર્ષ સુધી તેમનું રાજ્ય ચાલ્યું.

આ ક્ષત્રપો પરદેશી મટી જોતજોતામાં એકાદ પેઢીમાં જ આર્ય બની ગયા. તેમનાં નામ ઉપરથી ભાગ્યે કોઈ તેમને પરદેશી માને. તેમણે સંસ્કૃત ભાષાના ઉત્કર્ષ માટે કરેલા પ્રયત્નો બતાવી આપે છે કે તેઓ ક્યારના શક મટી આર્ય બની ગયા હતા.

( ૬ ) શક સરખી જ પરિસ્થિતિ કુશાણ નામની પ્રજાએ પણ

અનુભવી. યુહ-ચી નામની ભટકતી તુર્ક પ્રજાનો એક વિભાગ તે કુશાણ પ્રજા. ચીનના વાયવ્ય વિભાગમાં મૂળ તેનો વસવાટ. હૂણપ્રજાએ ઈ. સ. પૂર્વે ૧૬૫માં તેમની સ્થિરતાને હલાવી નાખી. ભાગતી એ તુર્કીપ્રજા શક લોકો ઉપર તૂટી પડી અને શકના પ્રદેશો તેમણે હાથ કર્યા. બેકટ્રીયામાં સહજ સ્થિર જીવન તેમણે ગાળવા માંડયું છતાં એ પ્રજા સો વર્ષ દરમિયાન પાંચ રાજ્યોમાં વહેંચાઈ ગઈ. એવામાં કોઝોલા કડફીસીસ – કડફીસીસ પહેલો – એ નામનો એક પરાક્રમી પુરુષ તેમની કુશાણ શાખામાં ઉત્પન્ન થયો. એણે પાંચે વિભાગમાં વહેંચાયલાં રાજ્યો ભેગાં કર્યાં, પોતે સર્વ સત્તાધીશ બન્યો, અને ભારત તરફ તેણે પોતાની નજર ફેરવી. એ ધર્મે બૌદ્ધ હતો.

પરંતુ ભારતમાં પ્રવેશ મળે તે પહેલાં હિંદુકુશ પહાડની પશ્ચિમે અને દક્ષિણે આવેલાં ગ્રીક અને પાર્થિયન રાજ્યોનો સામનો કરવાની એને જરૂર પડી. કડફીસીસે એ કાર્ય કર્યું પણ ખરું. કાબુલના સચવાઈ રહેલા ગ્રીક રાજવી હરમીયસને હરાવી તેણે ગ્રીકસત્તાના અવશેષનો અંત આણ્યો. વળી પાર્થિયન રાજટુકડાનો પણ એ વિભાગમાં એણે નાશ કર્યો, અને ભારતને પોતાની મુઠ્ઠીમાં લેવાની યોજના કરવા માંડી ત્યાં તો એ કુશાણ રાજવી મૃત્યુ પામ્યો.

એનું અધૂરું કાર્ય એના પુત્ર વેમા કડફીસીસે પૂરું કર્યું. બનારસ સુધીનો ભારતપ્રદેશ જીતી લઈ હિંદુકુશ પહાડની બન્ને બાજુએ વિસ્તરેલું એક મહારાજ્ય એણે સ્થાપ્યું. એણે પોતાની રાજધાની ભારતમાં ન સ્થાપી; પરંતુ એ પોતાના લશ્કરી અમલદારો અને સૂબાઓને મોકલી ભારતીય રાજવહીવટ ચલાવતો. નવાઈ લાગે એવી આ પરદેશી કહેવાતા રાજવિની એક હકીકત એ છે કે એ ધર્મે શૈવ હતો!

એના પછી ગાદીએ આવ્યો સુવિખ્યાત મહારાજા કનિષ્ક. કડફીસીસનો એ પુત્ર હતો? સગો હતો? સરદાર હતો? ઇતિહાસમાં

એનો જવાબ મળતો નથી, છતાં એ કડફીસીસે મેળવેલા મહારાજ્યનો વારસ બન્યો અને કુશાણુ મહારાજ્યમાં કાશ્મીર તથા મગધને જોડી દઈ તેણે પોતાની સત્તા ગોબીના રણ સુધી વિસ્તારી. એટલું જ નહીં; ચીન પાસેથી કાશગર, યારકંદ અને ખોતાન સરખા ઇલાકાઓ પણ યુદ્ધ કરી કબજે કર્યા. મૌર્યવંશી ચંદ્રગુપ્ત અને અશોકના સામ્રાજ્યની માફક ભારતની સરહદ બહાર ભારતીય સત્તાને વિસ્તારનાર મહારાજા કનિષ્ક હવે પરદેશી મટી ભારતીય રાજવી બની ગયો હતો. એનું ભારતીયપણું બે રીતે સિદ્ધ થાય છે: ( ૧ ) પુરુષ પુર – પેશાવરમાં એણે પોતાની રાજધાની સ્થાપી ભારતની સરહદમાં વસવાટ કર્યો; અને ( ૨ ) એણે ભારત દીધો બૌદ્ધ માર્ગ સ્વીકારી લીધો. વિંધ્ય-પર્વતથી ગોબીના રણ સુધીનું મધ્યએશિયામાં વિસ્તરેલું આ મહારાજ્ય આજના ભારતીય નાગરિકને એક સત્ય શીખવી રહ્યું છે: ભારતીય સત્તા એક વાર નહી, વધારે વાર, આજના ભારતની સરહદને દૂર દૂર આજના પરદેશ ગણાતા પ્રદેશો ઉપર લઈ ગઈ છે. વિજેતા પોતાનો વિજય ભૂલી ભારતીયસંસ્કૃતિ અને ભારતીયધર્મને અપનાવી લેતો હતો એમાં જ ભારતીયસંસ્કૃતિનો સાચો વિજય છે.

કનિષ્કે બાંધેલા ભવ્ય સ્તૂપનાં ખંડેરો હજી પેશાવરમાં છે. એ સ્તૂપની રચના સદીઓ સુધી લોકોનું આકર્ષણ બની રહી હતી. મથુરામાંથી કનિષ્કની ભવ્ય મૂર્તિ પણ મળી આવી છે. બૌદ્ધધર્મનો પ્રખર વિદ્વાન અશ્વઘોષ, જે મહાકવિ કાલિદાસને પ્રેરણા આપી શક્યો હતો એમ કહેવાય છે એ, કનિષ્કના દરબારનો વિદ્વાન. સુવિખ્યાત આયુર્વેદાચાર્ય ચરક પણ કનિષ્કનો વૈદ્યકીય સલાહકાર હતો. બૌદ્ધ મહાયાન પંથને કનિષ્કે બહુ ઉત્તેજન આપ્યું. બૌદ્ધ વિદ્વાનોની એક મહાપરિષદ તેણે બોલાવી હતી. શક સંવત્સરની સ્થાપના પણ કનિષ્કે કરી હતી એમ અભ્યાસીઓ કહે છે. વિંધ્યપર્વતથી ગોબીના રણ સુધી પ્રસરેલા આ મહારાજ્યના સ્થાપનાર કનિષ્કને પરદેશી કહેવો

એ કદાચ ઝીણવટની દૃષ્ટિએ યોગ્ય હશે. પરંતુ બૌદ્ધમતના સ્વીકાર અને પ્રચારમાં અશોક સરખું મહત્ત્વ પ્રાપ્ત કરનાર આ રાજવિને ઐતિહાસિક રીતે ભારતીયવિજેતા તરીકે જ ગણવો જોઈએ. કડફીસીસ પહેલો બૌદ્ધ હતો. વીમા કડફીસીસ શૈવ હતો અને કનિષ્ક બૌદ્ધમાર્ગી હતો. એ વસ્તુસ્થિતિ આપણી ભારતીયસંસ્કૃતિની વિશિષ્ટતા સ્પષ્ટ કરે છે. આજના ભારતની સરહદ એ પ્રાચીન ભારતની સરહદ ન હતી. અફઘાનિસ્તાન અને બલૂચિસ્તાન તો તેમાં હતાં જ. ઉપરાંત કેટલાક વિજેતાઓ હિંદની રેષા મધ્યએશિયા સુધી લઈ જતા હતા, અને ભારતીયસંસ્કૃતિ એ સરહદો સાથે વિસ્તાર પામ્યા કરતી હતી.

કનિષ્ક પછી વાસીષ્ક, હવીષ્ક અને વાસુદેવ નામના કુશાણવંશી રાજાઓ થઈ ગયા. સો વર્ષ સુધી એ મહારાજ્ય ચાલુ રહ્યું, જો કે મહારાજ્ય મટી ગયા પછી પણ એવા જ નામધારી રાજાઓનાં નાનાં નાનાં રાજ્યો કાબુલ અને પંજાબમાં ચાલુ હતાં.

ઇરાની, ગ્રીક, પાર્થિયન, શક અને કુશાણ નામે ઓળખાતી જાતો ભારતની સરહદ ઉપર અને કદી કદી ભારતના મધ્ય ભાગ સુધી ધસી રાજ્યો સ્થાપતી હતી એનો અર્થ સાથે સાથે એ પણ થતો ગયો કે તે જાતો આર્યત્વ સ્વીકારતી, આર્યત્વમાં ભળી જતી, એટલું જ નહીં, ભારતીયસંસ્કૃતિને અપનાવી તેને વિસ્તાર આપતી હતી. આ બધી પ્રવૃત્તિ ઉત્તર ભારતને અનુલક્ષી થતી હતી.

સાથે સાથે દક્ષિણાપથને આ યુગમાં વિસરી શકાય એમ નથી.

**આન્ધ્ર મહારાજ્ય**

દક્ષિણ ભારતના આન્ધ્રોનું મહારાજ્ય આ સદીઓમાં ખૂબ ધ્યાન ખેંચે છે. આન્ધ્ર પ્રજાનો ઉલ્લેખ ઐતરેય બ્રાહ્મણ જેટલો જૂનો છે. ઈ. સ. પૂર્વે આઠસો વર્ષ ઉપર મોડામાં મોડું ઐતરેય બ્રાહ્મણ રચાયું ત્યારે આર્યોને વિંધ્યાની દક્ષિણનો પ્રદેશ જાણીતો હતો. કદાચ આર્ય-

અનાર્યના મિશ્રણમાંથી આન્ધ્ર પ્રજા ઉપસ્થિત થઈ હોય એવો સંભવ અભ્યાસીઓ સ્વીકારે છે. મૌર્યોનું ઉપરીપણું તેમને ગ્રાહ્ય રાખવું પડયું હતું, પરંતુ અશોકના અવસાન પછી તેમણે સ્વાતંત્ર્ય જાહેર કર્યું અને મૌર્યસામ્રાજ્યની સત્તા તોડી પાડવામાં સારો ભાગ લીધો. મહારાજા સીમુકે મૌર્ય રાજ્યને છેલ્લો ફટકો માર્યો એ આન્ધ્ર રાજવિ સાતવાહન કુટુંબનો ગણાય.

સાતવાહનો એ જ શાલિવાહનના લોકપ્રિય વ્યક્તિવૈશિષ્ઠય રૂપે ઓળખાતા નામે આખા ભારતમાં જાણીતા થયા. લોકકલ્પના શાલીવાહનને વિક્રમ સરખો એક વ્યક્તિવૈશિષ્ઠયવાળો રાજવિ માને છે. પરંતુ શાલિવાહન – સાતવાહન એ રાજકુટુંબનું નામ. સીમુક અને તેના પછીના બે રાજવીઓએ કૃષ્ણા નદીના મુખ સુધીનો પ્રદેશ પોતાને તાબે કર્યો. પૈઠણ – પ્રતિષ્ઠાન એ ગોદાવરી ઉપરની તેમની એક પશ્ચિમ રાજધાની અને કૃષ્ણા ઉપરનું ધાન્યકટક એ તેમની બીજી પૂર્વ તરફની રાજધાની. બસો વર્ષ સુધી આન્ધ્રો વિંધ્યની દક્ષિણે જ રહ્યા, પરંતુ કાણ્વવંશીય મગધમહારાજા સુશમનને મારી મગધ ઉપર આન્ધ્રોએ પોતાની સત્તા જમાવી ઉત્તરાપથમાં પણ પ્રતિષ્ઠા મેળવી.

ઈસવી સદીની નજીક આવતાં આવતાં આન્ધ્રોને પણ ગ્રીક, શક પાર્થિયનો સામે યુદ્ધો કરવાં પડયાં હશે એવો પૂર્ણ સંભવ છે, કારણ તેમની સત્તા ઉત્તરમાં પણ હતી માળવા અને મગધ પણ આન્ધ્રોની આણ વચ્ચે વચ્ચે સ્વીકારી રહ્યાં હતાં. પહેલી ઈસવી સદીના અંતમાં પશ્ચિમી ક્ષત્રપોએ આન્ધ્રો પાસેથી માળવા ઝૂંટવી લીધું અને કાઠિયાવાડ સુધી પોતાની સત્તાનો વિસ્તાર કર્યો. એથી પણ આગળ વધી નાસીક જીતી લઈ દક્ષિણનો વાયવ્ય ભાગ પણ તેમણે આન્ધ્રો પાસેથી પડાવી લીધો. ઉત્તર જીતી મહારાજ્ય સ્થાપનાર આન્ધ્રોને માટે હવે કટોકટીની ક્ષણ આવી પહોંચી. ક્ષત્રપો આખા દક્ષિણને હચમચાવવા

તત્પર થયા. પરંતુ સાતવાહન આન્ધ્ર વંશમાં ગૌતમીપુત્ર સાતકરણી નામનો વીર ઈ. સ. ૧૦૬માં આન્ધ્ર ગાદીએ આવ્યો. એણે માળવા-ગુજરાતના ક્ષત્રપોને હરાવી રજપૂતાના સુધી વિજયી સવારીઓ કરી. પચીસ વર્ષના યશસ્વી રાજકાર્ય પછી ગૌતમીપુત્રનો પુલુમાઈ નામનો પુત્ર ગાદીએ આવ્યો.

એ જ સમયે શક ક્ષત્રપ રુદ્રદામન માળવા અને ગુજરાતનો અધિપતિ હતો. તેની અને આન્ધ્ર પુલુમાઈ વચ્ચે ભારે યુદ્ધો થઈ ગયાં. રુદ્રદામને આન્ધ્રોને આગળ વધવા દીધા નહીં, એટલું જ નહીં, પણ તેણે માળવા, ગુજરાત અને રાજપૂતાનાના ત્રણે પ્રદેશોને આવરી લેતું એક મહારાજ્ય સ્થાપ્યું. પુલુમાઈને રુદ્રદામને પોતાની પુત્રી પરણાવી બન્ને રાજવંશો વચ્ચે શાંતિ સ્થાપવા પ્રયત્નો કર્યાં. પરંતુ ક્ષત્રપો અને આન્ધ્રો વચ્ચેના ઝઘડા શમ્યા નહીં. અંતે દક્ષિણના આન્ધ્રવંશીય સાતવાહનોનું રાજ્ય ઈ. સ. ૨૨૫માં નષ્ટ થયું. આન્ધ્રોનું મહારાજ્ય સતત સાડીચારસો વર્ષ સુધી ચાલ્યું એ હકીકત પ્રાચીન વારાફેરાનો વિચાર કરતાં ધ્યાન ખેંચે એવી છે.

પછી તો પશ્ચિમી ક્ષત્રપોએ દોઢસો વર્ષ સુધી દક્ષિણનો કેટલોક ભાગ પોતાની સત્તા નીચે આણ્યો. આમ આન્ધ્ર મહારાજ્યનો અસ્ત થયો. દક્ષિણના ઉત્તર વિભાગમાં ક્ષત્રપો સત્તાધીશ થયા, આભીરોએ આન્ધ્ર રાજ્યનો પશ્ચિમ વિભાગ મેળવ્યો, કદમ્બોએ દક્ષિણ વિભાગ હસ્તગત કર્યો, અને ઇક્ષ્વાકુ નામના ઉત્તર તરફથી આવેલા રાજવંશે આન્ધ્રોના પૂર્વ પ્રદેશ ઉપર પોતાની સત્તા સ્થાપી. આમ આન્ધ્રનું વ્યાપક મહારાજ્ય જમીનદોસ્ત થયું અને તેની ઉપર ચાર નવીન સત્તાઓએ પોતપોતાના સત્તાવિભાગો રચ્યા. પરંતુ દક્ષિણ એટલે માત્ર ગોદાવરી કૃષ્ણાનો જ પ્રદેશ નહીં; એથી પણ દક્ષિણે આપણું ભારત સમુદ્રપર્યંત ત્રિકોણાકારે લંબાય છે. ત્યાંનાં ત્રણ પ્રાચીન રાજ્યોઃ ચેરા, ચોલા અને પાંડ્ય. અશોકના સમયમાં તેમનો ઉલ્લેખ ખરો.

આન્ધ્રોનું ઉપરીપણું તેમણે પણ લાંબા સમય સુધી સ્વીકારેલું. આન્ધ્રોના પતન સાથે એ ત્રણે દક્ષિણી રાજ્યો સ્વતંત્ર થયાં.

ઉત્તર અને દક્ષિણ ભારત બન્ને વિભાગોની વિશિષ્ટતા ખરી. છતાં રાજકીય દૃષ્ટિએ પણ એ બન્ને ભારતવિભાગોમાં મૂળભૂત એકતા – કહો કે મૂલભૂત રાજકીય પરિચય – સ્પષ્ટ હતો. મૌર્યસામ્રાજ્યના કાળથી એ સંબંધ સ્પષ્ટ થતો આવ્યો છે. ઉત્તર ભારતમાં મીનેન્ડર – મીલીન્દ સરખો ગ્રીક રાજવિ રાજ્ય સ્થાપી બૌદ્ધધર્મ સ્વીકારી આર્ય બનતો હતો. કડફીસીસ અને કનિષ્ક કોઈ પણ સંસ્કૃતિ ગર્વ લે એવાં મહારાજ્યો સ્થાપી આર્ય બની ચૂકયા હતા, ત્યારે દક્ષિણ ભારતના આન્ધ્રો દક્ષિણમાં તેમ જ ઉત્તર ભારતમાં પોતાનું મહારાજ્ય લંબાવી રહ્યા હતા, જેમાં પરદેશી મનાતા શક ક્ષત્રપોએ પણ મધ્યભારતની વિશાળ પટી ઉપર રાજ્ય સ્થાપ્યું. એ શક રાજવિઓ પણ આર્યધર્મી હતા.

ઈ. સ. પૂર્વની બીજી સદીથી ઈ. સ. ની ચોથી સદી સુધીનાં છસો વર્ષ. એ છસો વર્ષમાં ભારતીયસંસ્કૃતિની

**યુગનાં મહારાજ્યો**

અસર નીચે આવેલા દેશી પરદેશી રાજવંશોએ

(૧) આન્ધ્રોનું

(૨) કુશાણોનું અને

(૩) ક્ષત્રપોનું

એમ ત્રણ નવાં મહારાજ્યો – સામ્રાજ્યો ઉપજાવ્યાં. એ સામ્રાજ્યો મૌર્યોની માફક ભારતના વિસ્તારને પશ્ચિમ અને ઉત્તર એશિયા સુધી લંબાવી રહ્યાં હતાં. ભારતીયસંસ્કૃતિનો રાજકીય આવિષ્કાર મહારાજ્યોમાં પણ સતત થતો આવ્યો છે એ રખે કોઈ અભ્યાસી ભૂલે. ભારતની પડતીના કારણોમાં ભારતના રાજકીય ટુકડાઓ અને તેમની વચ્ચેનાં ઘર્ષણોને ભલે આપણે વારંવાર ગણાવ્યા કરીએ. પરંતુ મહારાજ્યો

અને સામ્રાજ્યો રચવાની ભારતીયસંસ્કૃતિમાં સતત શક્તિ રહેલી છે એ સત્યને અવગણતા પહેલાં આન્ધ્રવંશીય સીમુક તથા ગૌતમીપુત્ર સાતકર્ણીને, કુશાણવંશી કડફીસીસ અને કનિષ્કને, ગ્રીકવંશીય મીનેન્ડર–મીલીન્દને, શકવંશી ક્ષત્રપ રુદ્રદામનને આપણે રખે વિસરીએ. એ સર્વ મહારાજ્યોના સ્થાપકો હતા. તેમનાં રાજ્ય સદીઓ સુધી ચાલ્યાં છે. તેમના રાજ્યવિસ્તાર ભારતને – ભારતની સંસ્કૃતિને એશિયાવ્યાપક બનાવવાની તાકાત ધરાવતાં હતાં એટલું આપણે જરૂર નોંધવું પડશે.

અત્રે ભારતનો નિવાસ સ્વીકારનાર, ભારતનો ધર્મ સ્વીકારનાર, ભારતીય નામો સ્વીકારનાર, ભારતીય લગ્નસંબંધો સ્વીકારનાર, ભારતીય પ્રજામાં ભળી જનાર પ્રજાઓને આપણે પરદેશી કહી, પરદેશી માની, વિજેતા તરીકે સ્વીકારી હીનતા અનુભવવાની જરાયે જરૂર નથી. આર્યસંસ્કૃતિમાં ઓતપ્રોત થઈ ગયેલા પરદેશીઓને માત્ર સિક્કાઓના મુખવટા અને લિપિલખાણના કારણે પરદેશી માનવાથી તેઓ પરદેશી બની જતા નથી. પરદેશથી આવ્યા છતાં એ પ્રજાઓનો ઇતિહાસ ભારતનો ઇતિહાસ બની રહે છે. આપણા પ્રાચીન ઇતિહાસની આંખ પણ હજી – આજ દીન સુધી – બહુ જ ચુંચળી રહી છે. સળંગ સમજણ પડે એવો રાજકીય ઇતિહાસ આપણો રહ્યો નથી. છતાં સંસ્કૃતિનું સાતત્ય સમજી શકાય એવાં સાધનો આપણી પાસે જરૂર છે. ભારતના રાજકીય ઇતિહાસની રેખાઓ વિચારી લીધા પછી ભારતીયસંસ્કૃતિનાં સ્વરૂપો સમજવાં સુલભ થઈ પડશે. આન્ધ્રો, કુશાણો અને ક્ષત્રપોની ચઢતીપડતી નીહાળી આપણે આગળ ચાલીએ. એટલું સ્પષ્ટ સમજી લઈએ કે આ કહેવાતા પરદેશીઓ ધર્મે અને સંસ્કૃતિએ ભારતીય બની ચૂકયા હતા.

## ( ૩ )

## ઈ. સ. ૩૦૦થી ઈ. સ. ૫૦૦

ઈસવી ત્રીજી સદીમાં લગભગ સો વર્ષ સુધી કોઈ મહારાજ્યનો

ઉદ્ભવ દેખાતો નથી. ભારત નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયું હતું.

**શરૂઆતની સ્થિતિ**

ત્યારે રાજકુંટુંબોનાં વ્યક્તિગત રાજ્યો પણ હતાં અને પ્રજાસત્તાક રાજ્યો પણ હતાં. અંદર અંદર ઝઘડાઓ ચાલ્યા કરતા હતા. હારજીતનાં લોલક આમતેમ હાલતાં રહેતાં. મહારાજ્યો અને સામ્રાજ્યોના અસ્ત પછી ઊભી થતી આવી પરિસ્થિતિ ભારતે વારંવાર અનુભવી છે. ઇસવીસન પૂર્વે છઠ્ઠી સદીની શરૂઆતમાં ભારતની જે સ્થિતિ હતી તેવી જ સ્થિતિ ઇસવીસનની ત્રીજી સદીની શરૂઆતમાં દેખાઈ આવે છે.

પરંતુ જેમ ઇસવીસનની પૂર્વે મગધ મહારાજ્યે ભારતને સ્થિરતા આપી તેમ આ યુગમાં પણ મગધમહારાજ્યે ભારતને ફરી સ્થિરતા આપી એ ઐતિહાસિક બનાવ નોંધવા સરખો છે. એટલું જ નહીં; ભારતનો એક સુવર્ણયુગ મગધના મૌર્યવંશે સ્થાપન કર્યો તેમ ભારતના બીજા સુવર્ણયુગને મગધના ગુપ્તોએ જન્મ આપ્યો. ભારતે ગર્વ લેવા સરખાં એ મહારાજ્યો.

**ગુપ્તવંશ**

ચોથી સદીની શરૂઆતમાં શ્રી ગુપ્ત અગર ગુપ્ત નામનો એક રાજવી મગધના સંકોચાઈ ગયેલા એક વિભાગમાં રાજ્ય કરતો હતો. એના પુત્રનું નામ ઘટોત્કચ. એ બન્નેના રાજવહીવટમાં કશી વિશિષ્ટતા હજી દેખાઈ નથી. પરંતુ ઘટોત્કચના પુત્ર ચન્દ્રગુપ્તથી એક નૂતન પ્રકાશિત ઇતિહાસસૃષ્ટિ ઊભી થાય છે. એના પિતા અને પિતામહ બન્ને 'મહારાજા' તરીકે સંબોધન પામ્યા એટલે તેમણે રાજ્યવિસ્તારની વીરપ્રવૃત્તિ આદરી હોવી જોઈએ. પરંતુ ચન્દ્રગુપ્તે ઈ. સ. ૩૨૦માં રાજગાદીએ આવી 'મહારાજાધિરાજ'નું બિરદ ધારણ કર્યું અને પોતાના ગુપ્ત રાજવંશનો સંવત પણ શરૂ કરી દીધો. નાનકડું બનેલું મગધ પાછું મહારાજ્ય બન્યું. આસપાસના પ્રદેશો ચન્દ્રગુપ્તે જીત્યા.

લીચ્છવી પ્રજાની કુમારદેવી નામની કન્યા સાથે તેણે લગ્ન કર્યું અને પોતાના મુખવટા સાથે કુમારદેવીનો પણ મુખવટો પોતાના સિક્કા ઉપર કોતરાવી પોતાની મહારાણીનું મહત્ત્વ ચન્દ્રગુપ્તે સ્વીકાર્યું. કુમારદેવીના ચન્દ્રગુપ્ત સાથેના લગ્નથી મગધમહારાજ્યને લીચ્છવીઓનો સાથ મળ્યો. ચન્દ્રગુપ્ત અને કુમારદેવીનો પુત્ર મહાન સમુદ્રગુપ્ત માતાના ઉલ્લેખમાં ગર્વ લે છે. કુમારદેવી સરખી પ્રભાવશાળી સ્ત્રી પતિ અને પુત્ર બન્નેને ઊજળા બનાવે છે. ચન્દ્રગુપ્તનો રાજ્યવિસ્તાર નક્કી થઈ શકતો નથી, છતાં મગધ રાજ્યને ચન્દ્રગુપ્તે ભારતમાં ભારે મહત્ત્વ અપાવ્યું એમ જરૂર કહી શકાય.

**સમુદ્રગુપ્ત**

ઈ. સ. ૩૪૦માં ચન્દ્રગુપ્ત અવસાન પામ્યો અને તેની ગાદીએ તેનો એથી યે વધારે મહાન પુત્ર સમુદ્રગુપ્ત આવ્યો. ભારતના પ્રથમ પંક્તિના મહાન રાજવીઓમાં સમુદ્રગુપ્ત ઉચ્ચ સ્થાન મેળવે છે. અશોક, કનિષ્ક, હર્ષ અને અકબર સાથે તેની ગણના કરી શકાય. માત્ર એ યુગના જ નહીં, પરંતુ સમસ્ત ઇતિહાસમાં થઈ ગયેલા મહાન વીર સેનાપતિઓમાં અગ્રસ્થાને આવે એવા સમુદ્રગુપ્તનો રાજ્યકાળ મોટાં મોટાં યુદ્ધખેલનમાં વીત્યો એમ કહીએ તો ચાલે. પ્રથમ મગધની આસપાસનાં રાજ્યો ઉપર સમુદ્રગુપ્ત વિજય મેળવતો ચાલ્યો. પૂર્વ બંગાળ અને આસામ સુધી એણે સામ્રાજ્ય લંબાવ્યું. પશ્ચિમ અને ઉત્તરે આવેલાં નેપાળ તથા માલવ, યૌધેય, આર્જુનેય, મદ્ર અને આભિર સરખાં ગણ રાજ્યોને નમાવી તેણે ખંડણી લીધી. ગુજરાતના પશ્ચિમી ક્ષત્રપો અને હવે અફઘાનિસ્તાનમાં જ સંકોચાઈ ગયેલા કુશાણવંશી રાજવીઓએ પણ સમુદ્રગુપ્તની કૃપા માગી લીધી.

આમ આખો ઉત્તરભારત સમુદ્રગુપ્તે પોતાનો બનાવ્યો, અને પછી એણે દક્ષિણભારત તરફ દૃષ્ટિ નાંખી. મધ્યપ્રાંતના વનપ્રદેશોથી

શરૂ કરી ઓરિસ્સાને સમુદ્રકિનારે થઈ ઠેઠ દક્ષિણમાં મદ્રાસની વાયવ્યે આવેલા પલ્લવોના કાંચી પાટનગર સુધી તે પહોંચી ગયો. એનું દરિયાઈ સૈન્ય પણ તેની સાથે સાથે આગળ વધતું હતું. હિન્દી મહાસાગરના કેટલાય દ્વિપો સમુદ્રગુપ્તને શરણે આવ્યા. એ દ્વિપોનાં ચોક્કસ નામ ઓળખાતાં નથી, પરંતુ આજ પરદેશ મનાતી કેટલીયે ભૂમિ સમુદ્રગુપ્તના રાજ્યનો વિભાગ બની ગઈ હોવી જોઈએ. સમુદ્રગુપ્તનું નામ જ તેના સમુદ્રવિજયનું સૂચક છે. જે જે રાજ્યો ઉપર તેણે વિજય મેળવ્યો તે સર્વનાં આંતરિક વહીવટમાં તેણે કશી દખલ કરી નહીં. તેનો સત્તાસ્વીકાર થાય એટલે જૂનો વહીવટ હોય તેમ ચાલુ રહેતો. આથી તેણે ચારે પાસ પોતાને માટે સદ્ભાવ ઉપજાવ્યો અને મહારાજ્યની રચનામાં તેને ટેકો મળ્યો. ગુપ્તોનું સામ્રાજ્ય સમુદ્રગુપ્ત પછી સો વર્ષ સુધી પોતાની આબાદી અને કીર્તિ નીભાવી રહ્યું એમાં સમુદ્રગુપ્તની રાજનીતિ સબળ કારણરૂપ ગણાય.

સમુદ્રગુપ્ત મહાન યોદ્ધો તથા સેનાપતિ હતો; સાથે સાથે તે ઉચ્ચ પ્રકારનો મુત્સદ્દી પણ હતો. ઉપરાંત તે એક સાચો સંસ્કારપ્રેમી નૃપતિ હતો. તે જાતે કાવ્યરચના કરતો અને સંગીતમાં પણ તેણે પ્રાવીણ્ય મેળવ્યું હતું. સમુદ્રગુપ્તના કેટલાક સિક્કામાં તેને વીણા વગાડતો ચીતર્યો છે. દેખાવે પણ તે અત્યંત સુંદર હતો, અને તે પાટવીપુત્ર ન હતો છતાં રાજગાદી તેને જ તેના પિતાએ આપી હતી. વૈદિકધર્મનો રાજ્યસ્વીકાર ગુપ્તોએ કર્યો હતો અને સમુદ્રગુપ્તે તો અશ્વમેધ યજ્ઞ કર્યો. પરંતુ તે બૌદ્ધોને પણ ઉત્તેજન આપતો હતો. બુદ્ધગયામાં યાત્રાળુઓને રહેવાની સગવડ ન હતી. લંકાના બૌદ્ધ રાજવીએ સમુદ્રગુપ્તના દરબારમાં વિષ્ટિકારો મોકલી આ હરકત નિવારવા વિનંતિ કરી. સમુદ્રગુપ્તે બહુ ખુશીથી બુદ્ધગયામાં વિહાર બાંધવાની પરવાનગી આપી, અને તેના પોષણઅર્થે ગામો પણ દાનમાં આપ્યાં.

**ચન્દ્રગુપ્ત દ્વિતીય**

ચોથી સદીના અંતમાં આ મહાપ્રતાપી ગુપ્ત રાજવી સમુદ્રગુપ્ત મૃત્યુ પામ્યો અને તેની ગાદીએ તેના જ સરખો પ્રતાપી તેનો પુત્ર ચન્દ્રગુપ્ત બીજો ગાદીએ આવ્યો. એણે પિતાના વિશાળ સામ્રાજ્યને વળી વધારે વિસ્તાર્યું. પશ્ચિમ ક્ષત્રપોને નામે ઓળખાતા માળવાગુજરાતના શક રાજાઓ ત્રણસો વર્ષથી એ પ્રદેશમાં રાજ્ય કરતા હતા. એ ક્ષત્રપોની સત્તાનો આ ચન્દ્રગુપ્તે અંત આણ્યો અને અરબી સમુદ્ર સુધી પોતાની રાજ્યસરહદ લંબાવી. ગુર્જરકિનારાનાં બંદરો હવે ગુપ્તોના હાથમાં આવ્યાં. એમાંથી ભારતનો વ્યાપાર વધી ગયો, સમૃદ્ધિ વધી ગઈ અને પશ્ચિમની દુનિયા સાથેનો ભારતનો જળવાટનો સંપર્ક પાછો વેગવાન બન્યો. એણે વિક્રમાદિત્યનું બિરુદ ધારણ કર્યું અને એ પદવીને તે લાયક પણ હતો.

વિક્રમ સવંત સ્થાપનાર હજી અજાણ્યા માલવપતિ વિક્રમ સાથે વિક્રમાદિત્ય ચન્દ્રગુપ્તને સામાન્યતઃ ભેળવી દેવામાં આવે છે. એ મહા સમ્રાટનો રાજ્યવિસ્તાર લગભગ ભારતવ્યાપી હતો એ ખરું; દરિયા-ના અનેક દ્વીપો પણ તેની સત્તા માન્ય કરતા હતા; ક્ષત્રપોને હરાવી તેણે શકારિ નામ પણ પ્રાપ્ત કર્યું હોય – જો કે આર્ય બની ગયેલા ક્ષત્રપો ત્યારે શક નામે આજની શોધ અનુસાર ઓળખાતા હશે કે કેમ એ સંશયગ્રસ્ત બાબત ગણાય. ચન્દ્રગુપ્તના દરબારમાં સુપ્રસિદ્ધ કવિ કાલિદાસ સાથેનાં નવ રત્નો હોય એ પણ સંભવિત ગણાય. પરંતુ પાંચ સદી પહેલાંના સંવત્સર સાથે ચન્દ્રગુપ્ત વિક્રમનો મેળ મળી શકતો નથી. પ્રજાકીય સ્મૃતિઓમાં જળવાઈ રહેતા પ્રસંગો અને વ્યક્તિઓ સમયનાં દીર્ઘ વહેણમાં મિશ્રિત બની જાય છે, અને એક મહાપુરુષનાં પરાક્રમો બીજા મહાપુરુષના જીવનમાં આરોપણ પામી દંતકથા બની ઇતિહાસને વિકૃત કરી મૂકે છે. સંવત સ્થાપનાર વિક્રમ હજી ઐતિહાસિક કોયડો જ છે.

એટલું ચોક્કસ કે ગુપ્ત સમ્રાટોની ભવ્ય પરંપરા ભારતીય ઇતિહાસનો એક પરમ ભવ્ય યુગ ગણાય. બીજા ચન્દ્રગુપ્તે પણ પિતાની માફક પોતાની સામ્રાજ્યની કીર્તિ વધારી. સમુદ્રગુપ્તે બંગાળ સાગર સરખા પૂર્વજલ વિભાગને સામ્રાજ્યનું પગથિયું બનાવ્યો. ચન્દ્રગુપ્ત બીજાએ પશ્ચિમી અરબી સમુદ્રનું આધિપત્ય મેળવી પશ્ચિમના દેશપરદેશનાં વ્યાપારદ્વાર ખુલ્લાં કરી આપ્યાં. આમ ભારતે ગુપ્તોના યુગમાં પૂર્વના અને પશ્ચિમના જલમાર્ગો સહેલા બનાવી ભારતીય-સંસ્કૃતિનો સંપર્ક વિશ્વવ્યાપી બનાવી દીધો.

ઈ. સ. ૪૧૩ના અરસામાં વિક્રમાદિત્ય ચન્દ્રગુપ્તનું અવસાન થયું, અને તેનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ આવ્યો.

**કુમારગુપ્ત અને હૂણ-આક્રમણ**

ભારતવ્યાપી મહારાજ્ય સ્થાપવું એ જેમ મહાકાર્ય ગણાય, તેમ એવું મહારાજ્ય સાચવી રાખવું એ પણ મહાકાર્ય જ ગણાવું જોઈએ. કુમારગુપ્તે ચાળીસ વર્ષના પોતાના રાજ્ય અમલમાં ગુપ્ત સામ્રાજ્ય સાચવ્યું અને તેની આબાદી વધારી. કુમારગુપ્તે પણ અશ્વમેધ યજ્ઞ કર્યો અને સમ્રાટપદવી સ્થિર કરી. તેના જીવનના અંતિમ ભાગમાં ભયંકર હૂણ લોકોનાં ટોળાં મધ્યએશિયામાંથી ભારત ઉપર ચઢી આવ્યાં અને મહાન ગુપ્તસામ્રાજ્યને તેમણે હલાવી નાખ્યું. કેટલોક કાળ તો એવો વીત્યો કે જેમાં ગુપ્તસામ્રાજ્યનું ભાવિ અનિશ્ચિત બની ગયું. પરંતુ કુમારગુપ્તના યુવરાજ સ્કંદગુપ્તનું શૌર્ય તથા યુદ્ધકૌશલ્ય અંતે ચમકી ઊઠ્યું અને તેણે હૂણોને સખ્ત પરાજય આપી ગુપ્તસામ્રાજ્યને પડતું અટકાવ્યું. હૂણ સાથેનાં ભયંકર યુદ્ધોમાં યશસ્વી નીવડેલા યુવરાજ સ્કંદગુપ્તનાં કીર્તિગીતો ભારતભરમાં ઘેર ઘેર ગવાવા લાગ્યાં એમ કહેવાયું. એમાંનું એકાદ ગીત પણ સચવાઈ રહ્યું હોત તો કેવું સારું ?

વિજય ઉપર વિજય મેળવી રહેલા યુવરાજની પ્રશંસા સાંભળતા વૃદ્ધ કુમારગુપ્તના મૃત્યુ પછી યુવરાજ સ્કંદગુપ્ત ગાદીએ આવ્યો. ઈ. સ. ૪૫૫થી ઈ. સ. ૪૬૭ સુધીનાં એનાં બાર વર્ષમાં એને હૂણો સાથે સતત યુદ્ધ કરવાં પડ્યાં, અને જો કે હૂણોના હુમલા આવતા રહ્યા, છતાં સ્કંદગુપ્ત જીવ્યો ત્યાં સુધી એણે હૂણોને ભારતની સરહદથી દૂર રાખી ગુપ્તસામ્રાજ્યને સાચવી રાખ્યું.

**સ્કંદગુપ્ત**

એ રાજવીઓને કરવાં પડેલાં સતત યુદ્ધ ગુપ્તસામ્રાજ્યની આબાદી ઉપર માઠી અસર ઉપજાવવા માંડી. સ્કંદગુપ્ત પછી તેનો ભાઈ પુરુગુપ્ત ગાદીએ આવ્યો. પુરુગુપ્તની માતા કુમારગુપ્તની પટરાણી. છતાં સ્કંદગુપ્ત પાટવી ગણાઈ રાજગાદીએ કેમ આવ્યો એ પ્રશ્ન હજી ઉકલતો નથી. પુરુગુપ્ત પછી તેનો પુત્ર નરસિંહગુપ્ત તથા પૌત્ર કુમારગુપ્ત બીજો ગાદીએ આવ્યા. ઈ. સ. ૪૭૬થી ૫૦૦ સુધી બુદ્ધગુપ્તે રાજ્ય કર્યું ત્યાં સુધી ગુપ્તસામ્રાજ્યનું ગૌરવ ચાલુ રહ્યું. ત્યાર પછી ઈ. સ. ૫૧૦માં ભાનુગુપ્ત રાજકર્તા હતો. પરંતુ બુદ્ધગુપ્તના ઈ. સ. ૫૦૦માં થયેલા મૃત્યુ પછી ગુપ્ત સામ્રાજ્ય ડગળી ગયું અને તેનું મુખ્ય કારણ હૂણ પ્રજાનું આક્રમણ જ ગણી શકાય.

**ગુપ્તસામ્રાજ્યનો સંકોચ**

મૌર્યયુગની જાહોજલાલીની સ્વતંત્ર સાક્ષી આપનાર ચન્દ્રગુપ્ત મૌર્યના દરબારમાં રહેલો ગ્રીક એલચી મેગસ્થીનીસ. ગુપ્ત યુગની જાહોજલાલીનો સાહેદ પણ એક ચીની મુસાફર ફાહિયાન. વિક્રમાદિત્ય ચંદ્રગુપ્ત બીજાના રાજ્યકાળમાં ફાહિયાન ભારતની યાત્રાએ આવ્યો હતો. ગુપ્તયુગના સમાજની સમૃદ્ધિ, વ્યાપાર, કલાપ્રિયતા, વ્યવસ્થિત રાજવહીવટ અને બુદ્ધિની ઉચ્ચ કક્ષાની

**ચીની મુસાફર ફાહિયાન**

તેણે ભારે પ્રશંસા કરી છે. બસો વર્ષનું આ ગુપ્ત મહારાજ્ય ભારતનો એક સુવર્ણયુગ ગણાય છે. આટલા પ્રતાપી સમ્રાટો એક પછી એક થતા આવ્યા એ સુભાગ્ય બીજા રાજવંશોમાં ભાગ્યે જ મળે એમ છે.

## (૪)

## ઈ. સ. ૫૦૦થી ૬૫૦

**પશ્ચાતગુપ્તો**

પણ હવે ગુપ્તસામ્રાજ્યની વાખાવીખી શરૂ થઈ અને ઉત્તર-ભારતમાં જુદાં જુદાં સ્વતંત્ર રાજ્યો સ્થપાયાં; છતાં મગધ–વિસ્તારમાં એ પછી લગભગ બસો વર્ષ સુધી – ઈ. સ. ૭૦૦ સુધી – ગુપ્ત-નામધારી રાજવીઓ રાજ્ય કરતા રહ્યા. ગુપ્તસમ્રાટોના વંશ સાથે આ પશ્ચાતગુપ્તોને શો સંબંધ હતો તે પુરું સમજાતું નથી. છસાત પેઢી સુધી ઉત્તરોત્તર ભવ્યવંશજો ઉત્પન્ન કર્યે જતો ગુપ્તવંશ પછીથી માત્ર મગધપ્રાંતને સાચવી રાખે એવા વંશને ઉત્પન્ન કરે એ સ્વાભાવિક ગણાય. એ વામણા બની ગયેલા ગુપ્તોને તેમના પશ્ચિમ પડોશી મૌખરીઓની સાથે યુદ્ધો કરવાં પડ્યાં.

**મૌખરીવંશ**

આજના ઉત્તરપ્રદેશ – સંયુક્તપ્રાંત - માં મૌખરીઓનું રાજ્ય જોર પકડતું ચાલ્યું. એ મૌખરી રાજવીઓ ઈશાન-વર્મન અને તેના પુત્ર સર્વવર્મને મહારાજા-ધિરાજનું પદ પણ ધારણ કર્યું. મગધરાજ્યનો કેટલોક ભાગ મૌખરીઓએ ખુંચવ્યો પણ ખરો. તેમણે પોતાનું રાજ્ય ખૂબ વધાર્યું અને દક્ષિણના આન્ધ્રપ્રદેશ ઉપર પણ વિજય મેળવ્યો. આમ ગુપ્તસામ્રાજ્ય પછી તત્કાળ બીજું સામ્રાજ્ય ભલે ઉદ્દભવ્યું ન હોય; છતાં મૌખરીઓ કનોજમાં પોતાનું મહારાજ્ય તો સ્થાપી શક્યા.

મહારાજ્ય કે સામ્રાજયની જવાબદારીઓ પણ મહાન બને છે.

મૌખરી રાજવીઓએ મહારાજ્ય સ્થાપ્યું એ ખરું. પરંતુ તેમણે હૂણ-પ્રજાનો સામનો કરી ભારતને જે રક્ષણ આપ્યું એ મૌખરીઓની મોટામાં મોટી સેવા ગણાય. ગુપ્તસામ્રાજ્યના પાછલા કાળમાં હૂણ-ટોળાંએ ભારતના સીમાડો ભાંગવા માંડ્યો હતો. ગુપ્તોએ તેમના ધસારાને અટકાવ્યો, પરતુ તેમાં જ આખું સામ્રાજ્ય હાલી ગયું. ગુપ્તો નિર્બળ થયા એટલે હૂણોનો સામનો કરનાર કોઈ રહ્યું નહીં. ધસમસતા પૂરની માફક હૂણટોળાં ઉત્તરભારત ઉપર ફરી વળ્યાં. તેમણે શહેરો ભાંગ્યાં, મંદિરો અને મહેલો તોડ્યા, લૂંટફાટ ચલાવી, સામે થનારની નિર્દય કતલો કરી નાખી, તથા આબાદીને જડમૂળથી ઉખેડી નાખવા માંડી. બૌદ્ધોની સામે તેમને ભારે અણગમો હોય એમ લાગે છે. ભારતની પ્રજા ત્રાહી ત્રાહી પોકારી ગઈ. કાબૂલ અને સ્વાત નદીની ખીણો ત્યારે ભારતીયસંસ્કૃતિનાં પ્રફુલ્લ વિશ્વવિખ્યાત કેન્દ્રો. એ કેન્દ્રો ઉપરનો હૂણધસારો એવો ભયંકર નીવડ્યો કે ત્યાંની બૌદ્ધમાર્ગીય વસતિ, આબાદી અને સંસ્કૃતિની જડ ઊખડી ગઈ. આજ સુધી એ પ્રદેશ સ્વસ્થ સંસ્કારી વસવાટને સ્થાને જંગલી યુદ્ધપ્રિય જાતોનો ભયંકર નિવાસ બની રહ્યો છે એ હૂણના આક્રમણની અસર હોય એમ કેટલાક વિચારકો માને છે. પંજાબ અને રજપૂતાના ઓળંગી ગ્વાલિયરમાં હૂણોએ સ્થાનક મેળવી માળવા કબજે કર્યું, અને એક વખત એવો ભય પણ ઊપજ્યો કે આખું ભારત આ ઝનૂની હૂણટોળાંના ક્રૂર ઝનૂન સામે કચરાઈ જશે. યુરોપના રોમન સામ્રાજ્યને તોડી પાડનાર આ હૂણોનું રાજ્ય યુરોપ અને એશિયા બન્ને ખંડોમાં ફેલાઈ ગયું. સાકલ – સિયાલકોટમાં તેમની હિંદી રાજધાની હતી. તોરમાણ અને તેના પુત્ર મીહીરકુલ – ગુલ સરખા દક્ષ લડવૈયાઓની દોરવણી નીચે રાજ્ય સ્થાપી ચૂકેલા હૂણોનો યુગ ભારતવાસીઓને ભયંકર ઓથાર સમો દેખાયો.

આ ભયનું નિવારણ કરનાર બળો પણ ભારતે તત્કાળ ઉપજાવ્યાં. ઈશાનવર્મને મૌખરીઓને કેળવી હૂણ સામે ઊભા કર્યાં અને મૌખરી-

ઓએ હૂણોના ધસારાને પૂર્વમાં વધતો અટકાવી દીધો. મૌખરીવંશનું આ કાર્ય ખરેખર પ્રશંસા માગી લે છે. આ મહારાજ્ય સ્થાપનાર ઈશાનવર્મને પોતાનું બિરદ બરાબર સાચવ્યું.

**યશોધર્મન**

ભારતવાસી પ્રજા એટલે સદા ય હારતી, માર ખાતી, સહુ આગળ નમી જતી પ્રજા, એવો ભાવ ઉપજાવનાર ઇતિહાસઆલેખન યથાર્થ નથી એમ પુરવાર કરતાં સાધનો વિપુલ પ્રમાણમાં આપણને મળી આવ્યાં છે. મૌખરીઓને ભાઈ ઈશાન જ્યારે હૂણોનાં ટોળાંને મધ્ય હિંદ આગળ ખાળી રહ્યો હતો ત્યારે યશોધર્મન અગર વિષ્ણુવર્ધન નામનો એક અજાણ્યો વીર ભારતના આકાશમાં ચમકી ઊઠયો. એના પૂર્વજો કોણ, એ કયાંથી આવ્યો, શા માટે એણે હૂણો સામે બાથ ભીડી એ કશો ઇતિહાસ હજી સમજાતો નથી. દક્ષિણ દિશામાંથી એ વીર આવ્યો, અને જોતજોતામાં પોતાની હાક વગાડી હૂણોનો તેણે ભવ્ય સામનો કર્યો. ઈ. સ. ૫૩૦માં મીહીરગુલને યશોધર્મને એવી સખ્ત હાર આપી કે હૂણોનો એ પછી જરા ય ભય રહ્યો નહીં. હવે યશોધર્મનનો વિજય એક પાસ પશ્ચિમ સમુદ્રને સ્પર્શ્યો, બીજી પાસ હિમાલયને અને ત્રીજી પાસ દક્ષિણભારતને. તેની એક પ્રશસ્તિમાં લખ્યું છે કે 'શિવ સિવાય કોઈની આગળ યશોધર્મન નમ્યો નથી – જો કે તેના પગ આગળ મીહીર ગુલ સરખા પ્રસિદ્ધ રાજવીઓ નમતા હતા.'

યશોધર્મનના પૂર્વેતિહાસની માફક તેનો પશ્ચાત ઇતિહાસ પણ અંધકારમાં જ છે. હૂણોને હરાવી મહારાજ્ય સ્થાપી ચૂકેલો આ એકલ વીર ધૂમકેતુ સરખો અણીને સમયે ઊગ્યો, પ્રકાશ્યો અને અસ્ત પામ્યો. તેના પછી કદાચ મૌખરીઓના વ્યવસ્થિત રાજ્યે યશોધર્મનના રાજ્યને પોતાનામાં ભેળવી દીધું હોય.

ગુપ્ત સામ્રાજ્યના અસ્તકાળમાં ધ્યાન ખેંચે એવાં મૌખરી તથા

યશોધર્મન સિવાયનાં બીજાં પણ રાજ્યો જન્મ્યાં. એમાંનું એક ગુજરાતને ઓળખાવતું વલ્લભીપુરમાં સ્થપાયલું મૈત્રકોનું રાજ્ય. એની સ્થાપના ભટ્ટાર્કે કરી. સંભવ છે કે હૂણોનું વર્ચસ્વ તેમણે એક વાર સ્વીકાર્યું હોય. પરંતુ હૂણોના પરાજય પછી વલ્લભીના મૈત્રકો સ્વતંત્રપણે ત્રણસો વર્ષ સુધી રાજ્ય કરી શક્યા. તેમણે ભૂમિવિસ્તાર વધાર્યો, ગુર્જરકિનારાનાં બંદરોનો વ્યાપારધંધો ખૂબ ખીલવ્યો અને વલ્લભીપુરને વિદ્યા તથા સંસ્કારનું એક વિખ્યાત કેન્દ્ર બનાવ્યું. આઠમી સદીમાં સિંધમાંથી આરબોએ આવી વલ્લભીરાજ્ય તોડી પાડ્યું હોય એ સંભવિત છે. આમ ક્ષત્રપો તથા મૈત્રકોએ ગુજરાતને ભારતના ઇતિહાસમાં સ્થાન જરૂર અપાવ્યું છે.

**વલ્લભીના મૈત્રકો**

વલ્લભીરાજ્ય સ્થપાયું એ જ સમયે થાણેશ્વરમાં એક રાજ્ય સ્થપાયું જેણે ભારતીયઇતિહાસને ચમકતી કીર્તિ અર્પી છે. રાજ્યસ્થાપક પહેલા ત્રણ રાજાઓએ સ્થિરતા મેળવી અને ચોથા પ્રભાકરવર્ધને આસપાસનાં રાજ્યો ઉપર વિજય મેળવી પરમભટ્ટાર્ક મહારાજાધિરાજનું બિરુદ ધારણ કરવા સરખું મહત્ત્વ પ્રાપ્ત કર્યું. એનો રાજ્યવિસ્તાર પંજાબની વાયવ્ય સરહદથી માળવા સુધી લંબાયો હતો. ઈ. સ. ૬૦૪માં તેનાં યુદ્ધો ચાલતાં હતાં એવામાં પ્રભાકરવર્ધન મૃત્યુ પામ્યો. એની પાછળ ત્રણ સંતાનો હતાં: બે પુત્રો રાજ્યવર્ધન અને હર્ષવર્ધન, તથા એક પુત્રી રાજ્યશ્રી. ત્રણે ભાંડુઓનો ઇતિહાસ રોમાંચક નવલકથા સરખો છે. મૌખરી રાજા ગૃહવર્ધન સાથે રાજ્યશ્રીનું લગ્ન થયું હતું.

**વર્ધનવંશ**

પ્રભાકરવર્ધન પોતાના રાજ્યને વિસ્તારતો હતો એ અરસામાં બંગાળમાં શશાંક નામનો એક રાજવી ઉદય પામતો હતો. ગુપ્તસામ્રાજ્યના અંત પછી બંગાળ જાગ્રતિ અનુભવવા લાગ્યું. છઠ્ઠી સદીના

મધ્યમાં મૌખરીઓએ ગૌડો—બંગાળીઓને હરાવી દાબમાં રાખ્યા. અડધી સદી પછી શશાંકે બંગાળાની કીર્તિ વધારવા માંડી. શશાંકનો પૂર્વઇતિહાસ પણ અંધકારમય છે, અને તેનો જે ઇતિહાસ જાણીતો છે તે તેના વિરોધીઓએ લખેલો છે. છતાં શશાંકે બંગાળાનો વિજય દક્ષિણમાં ગંજામ સુધી અને પશ્ચિમે કનોજ સુધી ફેલાવ્યો હતો. કનોજના મૌખરી ગૃહવર્ધનનો સંબંધ રાજ્યશ્રીના લગ્ન અંગે થાણેશ્વરના રાજકુટુંબ સાથે બંધાયો હતો. શશાંકે માલવ રાજાની મૈત્રી સાધી. આમ ઉત્તરહિંદમાં બે પ્રતિસ્પર્ધી રાજ્યસમૂહો રચાયા. એવામાં પ્રભાકરવર્ધન મૃત્યુ પામ્યો અને રાજ્યવર્ધન થાણેશ્વરમાં ગાદીએ બેઠો.

શશાંકે એ અરસામાં એકાએક કનોજ—કાન્યકુબ્જ ઉપર ઝડપી સવારી કરી, મૌખરી મહારાજા ગૃહવર્ધનને માર્યો અને તેની પત્ની રાજ્યશ્રીને કેદમાં પૂરી.

પોતાની ભગિનીના સૌભાગ્યને નષ્ટ કરનાર શશાંકના વિજયસમાચારથી ચોંકી ઉઠેલા રાજ્યવર્ધને બદલો લેવા બંગાળીઓનો ઝડપી સામનો કર્યો. બંગાળીઓના મિત્ર માલવસૈન્ય સાથે તેનો ભેટો થયો. માલવસૈન્યને તેણે હરાવ્યું, પરંતુ કનોજને પાછું મેળવી શકચો નહીં, પોતાની બહેનને તે છોડાવી શકચો નહીં, ઉપરાંત ઈ. સ. ૬૦૬માં શશાંકને હાથે તે માર્યો ગયો. શશાંકે વિશ્વાસઘાત કરી રાજ્યવર્ધનને માર્યો એવી પણ એક કથની છે.

થાણેશ્વરની ગાદીએ હવે નાનો ભાઈ હર્ષવર્ધન આવ્યો. ગાદી લેવાની તેની પોતાની ઇચ્છા તો હતી જ નહીં; મંત્રીઓ પણ તેને ગાદી આપતાં સંકોચાયા; છતાં ગાદીએ બેસતાં બરોબર હર્ષવર્ધને પોતાની શક્તિનો પરચો આપવા માંડ્યો. પ્રથમ તો તેને પોતાની બહેન રાજ્યશ્રીને કેદમાંથી છોડાવવાની હતી. રાજ્યશ્રીને શશાંકે તો કેદમાંથી

મુક્ત કરી દીધી, પરંતુ પતિ અને ભાઈ બન્નેના મૃત્યુથી શોકાવેશમાં આવેલી રાજ્યશ્રીએ વિંધ્યાટવીનાં જંગલોમાં નિવાસ કર્યો. હર્ષવર્ધન બહેનને શોધતો શોધતો વિંધ્યનાં વનોમાં આવી પહોંચ્યો અને જીવનથી કંટાળેલી રાજ્યશ્રી ચિતા સળગાવી જીવતી બળી મરવાની તૈયારી કરતી હતી એને આત્મઘાત કરતી બચાવી પોતાની સાથે પાછો લઈ આવ્યો.

આ પ્રસંગ પછી હર્ષે ઝડપી યુદ્ધવિજયો પ્રાપ્ત કરી ભારતના એક મહાન રાજવીનું સ્થાન પ્રાપ્ત કર્યું. ઉત્તર, દક્ષિણ, પશ્ચિમ અને પૂર્વમાં વિજય પ્રાપ્ત કરતા એ વીરરાજવીએ ઉત્તરભારતમાં પોતાનો વિજય-ડંકો વગાડ્યો. બંગાળાનો શશાંક લાંબા સમય સુધી તેને વશ થયો નહીં; અને નર્મદાને સામે તીરે ઊતરતાં દક્ષિણના ચાલુક્ય પુલકેશીએ હર્ષને અટકાવ્યો. છતાં હર્ષની પ્રતિષ્ઠા ઉત્તરભારતના સમ્રાટ તરીકે ચાલુ રહી.

હર્ષે જબરજસ્ત સૈન્ય કેળવ્યું હતું. તેના વીરત્વની પ્રશંસા ભારત-ભરમાં થતી હતી. એની રાજ્યવ્યવસ્થા પૂર્ણ દક્ષતાથી ચાલી રહી હતી. પ્રજાને તેણે બહુ આબાદ કરી. સાહિત્યનો એ ભારે પોષક હતો, અને તે જાતે પણ એક ઉચ્ચ કક્ષાનો સાહિત્યકાર હતો. કાદંબરીનો સુપ્રસિદ્ધ કર્તા બાણભટ્ટ હર્ષના દરબારનું એક રત્ન. ચીની મુસાફર હ્યુ-એન-સંગ હર્ષના શાસનકાળમાં ઈ. સ. ૬૩૦થી ૬૪૪ સુધી ભારતની યાત્રા કરી રહ્યો હતો અને હર્ષે તેને બહુમાન આપ્યું હતું. હર્ષ જાતે શૈવ હતો છતાં બૌદ્ધમાર્ગનું પણ તેણે સારું પોષણ કર્યું, અને પશુવધ અટકાવી દીધો. બૌદ્ધમાર્ગીઓ સાથે અન્ય માર્ગીઓની એ પરિષદ ભરતો અને તેના બૌદ્ધ પક્ષપાતથી નારાજ થયેલા બ્રાહ્મણોએ તેના ખૂનની પણ તરકીબ રચી હતી એમ કહેવાય છે. વીરત્વ અને સંસ્કારની સમૃદ્ધિથી જનપ્રિય થઈ પડેલા રાજવીઓમાં હર્ષનું પણ સ્થાન છે. ઈ. સ. ૬૪૬–૬૪૭માં હર્ષનું અવસાન થયું. થાણેશ્વર મૂકી કનોજમાં એણે રાજ્યગાદી

કરી. મૌખરી રાજવી સાથે પરણાવેલી પોતાની વિધવા બહેન રાજશ્રીનો ભારે ટેકો મેળવ્યો હતો.

**હર્ષ પછી**

હર્ષનો કોઈ વારસ દેખાતો નથી. અર્જુન કે અરુણાશ્વ નામના તેના મંત્રીએ રાજ્ય લઈ લીધું. ચીની ગ્રંથોમાંથી એવી વાત મળી આવે છે કે ચીનના પ્રતિનિધિમંડળને અર્જુને લૂંટી લીધું, એટલે તેના આગેવાને તીબેટના રાજવીની સહાય લીધી, અર્જુનને હરાવ્યો અને હર્ષના રાજ્યનો કેટલોક ભાગ જીતી લીધો. એ કથામાં સત્ય કરતાં કલ્પના વધારે દેખાય છે. છતાં એટલું તો કહી શકાય કે એ અરસામાં તીબેટ અને ચીન સાથે ભારતનો સંબંધ આપણે ધારીએ તે કરતાં વધારે ગાઢ હોવો જોઈએ. તીબેટ અને ચીન ભારતીય રાજ્યવ્યવસ્થામાં દખલ કરી શકતાં હોય. એટલો સંભવ એ યુગમાં હોય પણ ખરો.

આ દોઢસો વર્ષ રાજકીય દૃષ્ટિએ ઓછાં મહત્ત્વનાં ન કહેવાય. ગુપ્તોનું સામ્રાજ્ય ઓસરી ગયું ખરું; પરંતુ આ યુગ મહારાજ્યો વગરનો રહ્યો નથી. ઈશાનવર્મન મૌખરીએ મહારાજ્ય સ્થાપી હૂણોના પ્રલયપ્રવાહને અટકાવી દીધો. અજાણ્યા યશોધર્મને તો હૂણોનો સંપૂર્ણ પરાજય કરી બીજું મહારાજ્ય સ્થાપ્યું. વલ્લભીના મૈત્રકોએ રુદ્રદામનની ઓસરી જતી કીર્તિ જાળવી રાખી ગુજરાતને ગૌરવ અપાવ્યું. અત્યાર સુધી પ્રકાશમાં ન આવેલા બંગ–બંગાળ દેશમાં શશાંક નામનો પરાક્રમી રાજા જાગ્યો. અને એ સર્વની કીર્તિના કળશ સરખો સમ્રાટ હર્ષ વીરત્વ અને સંસ્કારના સમન્વય સરખો ભારતના યશને વધારી રહ્યો. શૈવો અને બૌદ્ધો પ્રત્યેની ઉદારતા અને ધર્મસહિષ્ણુતા હર્ષની કીર્તિને ભારતની સીમા બહાર ચીન સુધી ફેલાવી રહ્યાં હતાં. પરદેશીઓના હુમલા સામે ટકી રહેવાની અદ્ભુત શક્તિ ભારતીય પ્રજામાં હતી એ યુગે યુગે તરી આવતું સત્ય આ દોઢસો વર્ષે પણ સાબીત કરી બતાવ્યું આમ આ યુગ આર્યસંસ્કૃતિના વિજયનો જ યુગ ગણી શકાય. પરદેશ

સાથેના સંબંધો પણ ચાલુ જ હતા. મહમદ પયગંબરનો જન્મ પણ અરબસ્તાનમાં આ યુગે જોયો.

## ( ૫ )

## ઈ. સ. ૬૫૦થી ૮૦૦ સુધી

**ઈશાન સરહદ**

હર્ષ એક ભારત સમ્રાટ તરીકે ઝળકી ગયો; પરંતુ એના પછી એનું સામ્રાજ્ય અદૃશ્ય થાય છે. એનું રાજ્ય પચાવી પાડનાર મંત્રી અર્જુનને હરાવનાર ચીની સૈન્યની કથામાંથી એક તત્ત્વ એ નીકળી આવે છે કે હર્ષના સામ્રાજ્યને ટકરાવતી પૂર્વ તરફની ચીની ટુકડીઓને કામરૂપ – આસામના ભાસ્કરવર્મન નામના રાજવીએ ભારે સહાય કરી હોય. ભારતીય રાજપલટાઓથી કામરૂપ ઠીક ઠીક અલગ રહ્યું હતું. ગુપ્તસમ્રાટોને આસામ ખંડણી ભરતું હતું. બૌદ્ધ અસર પણ તેણે નહીં જેવી ઝીલી હતી. નરકાસુરના વિષ્ણુભક્ત પુત્ર ભગદત્તમાંથી આસામનો રાજવંશ ઊતરી આવ્યો મનાતો. ઈ. સ.ની ચોથી સદીમાં પુષ્યવર્ધન નામનો રાજવી આસામમાં રાજ્ય કરતો હતો. એની બારમી પેઢીએ થયેલા ભાસ્કરવર્મને સાતમી સદીની શરૂઆતમાં આસામની ગાદી મેળવી અને બંગાળના શશાંકનો ભય લાગવાથી તેણે સમ્રાટ હર્ષની મૈત્રી શોધી. પરંતુ મહાન રાજવીની મૈત્રીમાંથી આસામને તાબેદારી અનુભવવી પડી. હર્ષના ધર્મઉત્સવો અને રાજ્યઉત્સવોમાં ભાસ્કરવર્મનને હાજરી આપવી પડતી હતી અને ખંડિયા રાજાનું પદ અનુભવવું પડતું હતું. હર્ષના મૃત્યુ પછી તેના છિન્નભિન્ન થતા રાજ્યને ફટકો મારવા આવતા ચીનાઓને તેણે સહાય કરી હોય એ સંભવિત છે. એ પ્રસંગ વીત્યા પછી ભાસ્કરવર્મને પોતાનું રાજ્ય વિસ્તાર્યું અને બંગાળ જીત્યું. પરંતુ ત્યાર પછી ભાસ્કરવર્મનને ઉથલાવી પાડી સાલસ્તંભ નામના યવને રાજગાદી ઝૂંટવી લીધી. યવનરાજ્ય આસામમાં ત્રણસો વર્ષ લગભગ ચાલ્યું.

સાલસ્તંભ નામે ઓળખાતો યવન કોણ હતો? યવન એટલે? પૂર્વ તરફથી આવેલો કોઈ ચીની કે અર્ધચીની સાહસિક પુરુષ હશે? ભારતમાં મુસ્લિમો પહેલાં આવેલા યવનો યવન તરીકે લાંબો સમય રહેતા જ નહીં. જોતજોતામાં તેઓ આર્યતામાં ભળી જતા. સાલસ્તંભ નામ પણ યાવની નથી. એ ઇતિહાસ અંધકારમય જ છે.

**પશ્ચાત ગુપ્તો**

હર્ષના મૃત્યુ પછી આગળ આવેલાં રાજ્યોમાં આપણે ફરીથી મગધનું રાજ્ય ગણાવવું પડશે. અલબત્ત, ગુપ્તસામ્રાજ્ય તો અસ્ત પામી ગયું હતું. પરંતુ તેના અવશેષ સરખું નાનું રાજ્ય કેટલાક ગુપ્તો–અવશેષ–મોડા–પશ્ચાત ગુપ્તો–સાચવી રહ્યા હતા. કનોજના મૌખરીઓ સામે લડતા ઝઘડતા આ ગુપ્તરાજવીઓમાંના મહાસેન ગુપ્તે આસામના ભાસ્કરવર્મનના પિતા સુસ્થિતવર્મનને લૌહિત્ય–બ્રહ્મપુત્રાનદીને કિનારે સખ્ત હાર આપી હતી. પરંતુ એના પુત્ર માધવગુપ્તને હર્ષની સત્તા સ્વીકારવી પડી. હર્ષના મૃત્યુ પછી માધવગુપ્તના પુત્ર આદિત્યસેને ઈ. સ. ૬૭૫માં મહારાજપદવી પ્રાપ્ત કરી અને તેના પછી થયેલા દેવગુપ્ત, વિષ્ણુગુપ્ત તથા જીવીતગુપ્તે પૂર્વ ભારતમાં ભારે સત્તા મેળવી.

**યશોવર્મન**

હર્ષના મૃત્યુ પછી પચાસેક વર્ષ સુધી અંધકાર ભોગવી રહેલા કનોજમાં આઠમી સદી શરૂ થતાં બરોબર એક મહાન સાહસિક વીર યશોવર્મનની કારકીર્દી ઝળકી ઊઠે છે. એ મહાન યોદ્ધાએ કનોજને પાછું જીવંત બનાવ્યું, મગધના ગુપ્તોને હરાવ્યા; ભાગી ગયેલા જીવીત ગુપ્તનો પીછો પકડી બંગાળને જીત્યું; પછી દક્ષિણે નર્મદાકિનારો ઓળંગી પશ્ચિમ ઘાટ સુધીના પ્રદેશો સર કર્યા; ત્યાંથી પાછા ફરતાં રજપૂતાના તથા થાણેશ્વરના પ્રદેશો જીતી હિમાલયનાં દર્શન પોતાના સૈનિકોને કરાવી યશોવર્મન કનોજમાં પાછો આવ્યો.

આવા વિશાળ રાજ્યના અધિપતિ યશોવર્મને ચીન સાથે રાજકીય સંબંધો બાંધ્યા હતા. પોતાના એક મંત્રીને ઈ. સ. ૭૩૧માં તેણે ચીન મોકલ્યો હતો. કાશ્મીરના લલિતાદિત્ય સાથે ભેગા મળી તેણે તીબેટના રાજાને હરાવ્યો. ઈ. સ. ૭૪૦ સુધી યશોવર્મને કનોજના મહારાજ્યનું ગૌરવ પાછું મેળવ્યું. પરંતુ કાશ્મીરના તેના મિત્ર લલિતાદિત્યથી યશોવર્મનની કીર્તિ સહન થઈ નહીં. બન્ને વચ્ચે ઈર્ષ્યા જાગી અને નાનાં બાહાનાં કાઢી બન્ને યુદ્ધે ચઢયા. યુદ્ધો લાંબાં ચાલ્યાં. અંતે યશોવર્મનનો પરાજય થયો, તે મૃત્યુ પામ્યો અને ફરી જીવતું થયેલું કનોજનું રાજ્ય પાછું કાશ્મીરના મહારાજ્ય સાથે જોડાઈ ગયું.

**ભૂગોળ અને સંસ્કૃતિ-સંપર્ક**

વ્યક્તિઓનું–વ્યક્તિગત પરાક્રમોનું મહત્ત્વ આપણે જરૂર સ્વીકારવું પડે. છતાં એ ભૂલાઈ જતી વ્યક્તિઓનાં રાજ્ય-કાર્યો કેવા કેવા અને કયા કયા પ્રદેશોને ક્યારે અને કેવી રીતે ભેગા કરી સંબંધમાં લાવી મૂકે છે એ હકીકત સંસ્કૃતિના વિસ્તાર અને મિશ્રણ અંગે બહુ રસભરી સ્પષ્ટતા કરે છે એ ભૂલવું ન જોઈએ. પશ્ચિમ ઘાટથી હિમાલય અને બંગાળથી પંજાબ સુધીની ભૂમિ યશોવર્મને એક બનાવી. એનું સામ્રાજ્ય કાશ્મીરમાં ભળી જતાં કેટલો ભૂમિવિસ્તાર સંગઠિત થયો અને પ્રાન્તિક કે સ્થાનિક સંસ્કૃતિટુકડા પરસ્પર કેવા નિકટ સંબંધમાં આવી ગયા :એ સમજવા માટે જ રાજકીય ઉથલપાથલોના માર્ગસ્તંભ ઉપયોગી થઈ પડે છે. મધ્ય-એશિયામાં ડોકિયું કરતો કાશ્મીરવિભાગ તીબેટ, ચીન, તુર્કી અને અફઘાનિસ્તાન સાથે કોટિ કરી રહેલો છે. એ સર્વનો સંપર્ક કાશ્મીર-ના સત્તાકેન્દ્રદ્વારા ભારતને–દક્ષિણભારત સુધીના પ્રદેશને થયા વગર રહે જ નહીં.

યશોવર્મન મહાન સેનાનાયક અને વીર યોદ્ધો હતો. સાથે સાથે એનું સાહિત્યક્ષેત્રમાં પણ અમૂલ્ય સ્થાન છે.

**યશોવર્મન અને સાહિત્ય**

કાલિદાસની કક્ષાનો મહાકવિ ભવભૂતિ એ યશોવર્મનના દરબારનું મહામૂલું રત્ન. વાક્પતિ નામના એના જ દરબારના અન્ય કવિએ 'ગૌડવાહો'–ગૌડવધ–નામનું એક પ્રાકૃત ભાષામાં કાવ્ય રચી તે સમયના ઇતિહાસને સ્પષ્ટ કર્યો છે. યશોવર્મનના દરબારમાં આમ અનેક વિદ્વાનોનું સન્માન થતું. ભારતીયસંસ્કૃતિના તણખા સરખા અનેક રાજવીઓ યુદ્ધવીરો તો હતા જ. સાથે સાથે તેઓ ધર્મના પોષક અને સાહિત્ય તથા કલાના પ્રખર ઉપાસકો હતા એ સત્ય ભારતીયસંસ્કૃતિનું એક પરમ ભવ્ય ફૂલ છે.

હવે આપણે ભારતની ઉત્તર ટોચે આવેલા કાશ્મીર તરફ દૃષ્ટિ કરીએ. એનો પ્રાચીન ઇતિહાસ દંતકથાઓથી ભરેલો છે. સાતમી સદીના મધ્યકાલે દુર્લભ-

**કાશ્મીર**

વર્ધન નામનો રાજા પ્રથમ રાજ્યકર્તાના જમાઈ તરીકે ગાદીએ આવ્યો. હર્ષ અને મુસાફર હુએનસંગનો એ સમકાલીન. તેનો પુત્ર પ્રતાપાદિત્ય. એ ન્યાયી રાજાના ત્રણે પુત્રોએ એની પછી રાજ્ય કર્યું. વડીલ પુત્ર ચન્દ્રાપીડે ગાદીએ આવી કાશ્મીરનો મહિમા વધાર્યો. ઈ. સ. ૭૨૦માં ચીની બાદશાહે તેની મૈત્રી સ્વીકારી. એ પવિત્ર અને ન્યાયી કહેવાયો. એણે એક મંદિર બંધાવવું શરૂ કર્યું. પાસે એક ચમારની ઝૂંપડી હતી તે મંદિર ખાતે લઈ લેવાની હતી. ચમારે તે આપવા ના પાડી. ચન્દ્રાપીડે મંદિરનું બાંધકામ અટકાવી દીધું. ચમારે રાજા પાસે આવી કહ્યું :

'મારી ઝૂંપડી મને મારી મા સરખી પ્રિય છે. મારા સુખદુઃખના દિવસો એણે જોયા છે. છતાં આપ ઝૂંપડીમાં પધારો અને કાયદેસર મારી પાસે માગો તો હું આપને ઝૂંપડી આપું.'

ચન્દ્રાપીડ તેની ઝૂંપડીએ ગયો અને મનમાન્યા પૈસા આપી એણે ઝૂંપડી ખરીદી. આ ન્યાયી રાજા પોતાના ન્યાયનો જ ભોગ થઈ પડ્યો. એક બ્રાહ્મણે બીજા બ્રાહ્મણને જાદુમંત્રથી મારી નાખ્યાનો ગુનો સાબિત થયો. ચન્દ્રાપીડે તેને સજા કરી. ચન્દ્રાપીડના નાના ભાઈ તારાપીડે એ સજા પામેલા બ્રાહ્મણને ઉશ્કેરી ચન્દ્રાપીડ વિરુદ્ધ જ મારણમન્ત્રનો પ્રયોગ કરાવ્યો. સાડા આઠ વર્ષ રાજ્ય કરી ન્યાયી ચન્દ્રાપીડ મૃત્યુ પામ્યો. બંધુવધ કરી ગાદીએ આવેલા તારાપીડના ચાર વર્ષના રાજ્યઅમલમાં તારાપીડની ક્રૂરતાએ અત્યંત અપયશ વહોરી લીધો.

**લલિતાદિત્ય**

એના પછી ગાદીએ આવેલા એના ભાઈ લલિતાદિત્યનું રાજ્ય એ કાશ્મીરના તથા ભારતના ઇતિહાસનું એક ગૌરવભર્યું પ્રકરણ ગણાય. કનોજના યશોવર્મન-નો એ પ્રથમ મિત્ર. બન્નેએ મળી તીબેટને હરાવ્યું. ચીનના મહારાજાએ તેની મૈત્રી સ્વીકારી. તીબેટનો પરાજય કરી લલિતાદિત્યે ઉત્તર તથા વાયવ્ય તરફ આવેલી દર્દ, કામ્બોજ તથા તુર્કી જાતોને પણ હરાવી ભારતીય ઝંડો મધ્ય એશિયામાં ફરકાવ્યો. યશોવર્મન સાથેનો તેનો મૈત્રીસંબંધ તૂટ્યો અને તે પછીનાં યુદ્ધોમાં યશોવર્મનને હરાવી લલિતાદિત્યે કનોજનું મહારાજ્ય પોતાને કબજે કર્યું. સમ્રાટ તરીકેના પોતાના હક્ક સ્થાપન કરવા તેણે મગધ, બંગ, કામરૂપ અને કલિંગ ઉપર સવારીઓ કરી પોતાનું છત્ર સ્વીકારાવ્યું. માળવા અને ગુજરાત પણ સર કર્યાં અને દક્ષિણના ચાલુક્યોનો પણ તેણે સામનો કર્યો. સિંધમાં દાહીરને હરાવી ચૂકેલા આરબોને પણ એણે પરાજિત કર્યા. આમ મૌર્ય સરખા મહા વિશાળ સામ્રાજ્યની સ્થાપના લલિતાદિત્યે કરી.

અન્ય ભારતીય નૃપતિઓની માફક લલિતાદિત્યે પણ સાહિત્ય તથા કલાને ઘણું ઉત્તેજન આપ્યું. મઠ, મંદિરો, મૂર્તિઓ અને મહેલાતો

બાંધી પોતાના રાજ્યનાં નગરોને એણે બહુ સુશોભિત બનાવ્યાં. માર્તંડનું સુપ્રસિદ્ધ દેવાલય–સૂર્યમંદિર–એણે બંધાવ્યું જેના અવશેષો હજી કાશ્મીરની શોભારૂપ ગણાય છે. છત્રીસ વર્ષ રાજ્ય કરી કાશ્મીરનું સામ્રાજ્ય સ્થાપનાર લલિતાદિત્ય ઈ. સ. ૭૬૦માં મૃત્યુ પામ્યો. પ્રવરપૂર નગરનું દહન અને બંગીય રાજવીનો વિશ્વાસઘાત અને કતલ એ બે લલિતાદિત્યની કારકીર્દીના ડાઘ પણ નોંધી લેવા જોઈએ. એના વંશજો એની કીર્તિ અને એના સામ્રાજ્યને જાળવી શક્યા નહીં. જયાપીડ નામના રાજવીએ કાશ્મીરને વિજયી બનાવવા પ્રયત્નો કર્યા પરંતુ તે નિષ્ફળ નીવડ્યા—જો કે આ વંશ નવમી સદીના મધ્ય ભાગ સુધી કાશ્મીરમાં સત્તા ભોગવતો હતો.

કાશ્મીર ધીમે ધીમે સંકોચાતું ગયું; અને હવે ઉત્તર ભારતમાં બે મહારાજ્યો ચઢતી કળાએ આવતાં ગયાં :

૧. ગુર્જર પ્રતિહારોનું મહારાજ્ય; અને

૨. બંગાળના પાલવંશનું મહારાજ્ય.

ગુર્જરો

ગુર્જરોનો આદ્ય ઇતિહાસ અંધકારમય છે. એ પણ ભારતની બહારથી આવેલી જાત મનાય છે. કદાચ પાંચમી સદીના અંતમાં હૂણો સાથે જ એ પ્રજાનાં ટોળાં ભારતમાં આવ્યાં હોય. પંજાબથી રાજપૂતાના સુધીના તેમના વસવાટની સાક્ષી પૂરતાં નગરો અને જિલ્લાઓ હજી પણ અસ્તિત્વમાં છે. અરવલ્લીની પશ્ચિમે ગુર્જરોએ પોતાનો સત્તાપ્રદેશ મુકરર કરી લીધો, જે ગુર્જરત્રાને નામે ઓળખાયો. આજના ગુજરાતનો ઉત્તર ભાગ આ પ્રદેશમાં આવી જાય. હર્ષના પિતા પ્રભાકરવર્ધનને ગુર્જરો સામે અથડામણીના પ્રસંગો આવ્યા, અને સંભવ છે કે ગુર્જરો હર્ષવર્ધનને તાબે ન પણ થયા હોય.

ગુર્જરોનો રાજ્યકર્તા વિભાગ પ્રતિહાર કુટુંબનો ગણાતો. આ ગુર્જરો પૂર્વમાં પણ ફેલાયા અને દક્ષિણમાં પણ આગળ વધ્યા. ભરૂચમાં ગુર્જર પ્રતિહારોની એક શાખા રાજ્ય કરી રહી હતી.

**ઇસ્લામ**

આ યુગમાં આખા માનવવિશ્વના ઇતિહાસમાં અનેક ક્રાન્તિ ઉપજાવતા એક મહાન બળ સાથે ભારતની પ્રથમ અથડામણ શરૂ થઈ. એ બળ નૂતનધર્મી મુસ્લિમોમાં વ્યક્ત થયું હતું. હર્ષના આરબ સમકાલીન મહમદ પયગંબરે અરબસ્તાનમાં ઇસ્લામ ધર્મની સ્થાપના કરી આરબપ્રજાને સુધારી, એકત્ર કરી અને તેનામાં એક એવો પરમ ધર્મપુરુષાર્થ પ્રગટાવ્યો કે પયગંબરના અવસાન પછીનાં છ વર્ષમાં તો આરબોએ સીરિયા અને ઇજિપ્ત જીતી લીધાં. જોતજોતામાં ઉત્તર આફ્રિકાખંડ જીતી લઈ મુસ્લિમોએ સ્પેન જીતી યુરોપમાં પ્રવેશ કર્યો અને આખા યુરોપને ગભરાવી મૂક્યું. ફ્રાન્સના શાર્લમેને તેમની ગતિને અટકાવી ન હોત તો કદાચ આજનું આખું યુરોપ ઇસ્લામી ધર્મ પાળતું હોત. પૂર્વમાં તેમણે ઇરાન જીતી લીધું અને ત્યાંના ઝોરાસ્ટરપંથી રાજ્યઅમલનો અંત આણ્યો. એ ઇસ્લામી ઇરાનવિજયના સાક્ષી પારસીઓએ પોતાનો ધર્મ સાચવવા ગુજરાતના કિનારા ઉપર આશ્રય લીધો અને આજ ગુજરાતના ગૌરવસમી પારસી કોમ ભારતની સંસ્કૃતિમાં હજી પણ અદ્ભુત રંગ પૂરી રહી છે. એક સદી વીતતાં પહેલાં તો ઇસ્લામ એશિયા, આફ્રિકા અને યુરોપની એક મહાન રાજકીય સત્તા બની રહ્યો.

**ઇસ્લામનો વિસ્તાર**

આ વિજયી પ્રજા ભારત ઉપર નજર ન કરે એમ બને જ નહીં. આરબોનો અને ભારતવાસીઓનો દરિયાઈસંબંધ ઇસ્લામનીયે સ્થાપના પહેલાંનો. ભારતીય પ્રજાનાં સ્થાનો અને સંસ્થાનો

અરબસ્તાનને કિનારે વસ્યાં હોય અને આરબોની અવરજવર ભારતનાં બંદરોએ પણ થયા કરતી હોય એમાં કશું જ અસંભવિત નથી. ભારતભૂમિની સમૃદ્ધિ સદા ય પરદેશીઓની આંખ ખેંચતી રહી છે. ઇસ્લામીઓની આંખ ઓળખીતા ભારત તરફ ખેંચાય એ સ્વાભાવિક હતું. નવા ધર્મનો જુસ્સો ઇસ્લામને જગતવ્યાપી બનાવવાનો આદર્શ આપી રહ્યો હતો. ધાર્મિક ક્રાન્તિએ તેમનામાં એવું પ્રખર તેજ ઉપજાવ્યું કે જેને પ્રતાપે પૂર્વપશ્ચિમમાં ઇસ્લામીઓ ભારે રાજકીય ક્રાન્તિ કરી શક્યા. ઇરાન જીત્યા પછી ભારત તરફ તેમનાં પગલાં થાય એ સહજ હતું. પ્રાથમિક નાનામોટા હુમલા સફળ ન થયા. અંતે ઇ. સ. ૭૧૨માં લંકાની મુસાફરીએથી પાછા ફરતા ઇસ્લામી મુસાફરોને સિંધકિનારાના ચાંચિયાઓએ લૂંટી લીધા અને તેની જવાબદારી સિંધના રાજવી દાહીરે ન સ્વીકારી એ કારણે ખલીફ વાલીદે દાહીર સામે એક સવારી મોકલી. એમાં ઇસ્લામીઓ પરાજય પામ્યા. ફરી ખલીફે મહમદ કાસમ નામના એક યુવાન સરદારને મોટા સૈન્ય સાથે મોકલ્યો. બહાદુરીથી લડતો દાહીર માર્યો ગયો અને આમ ભારતમાં ઇસ્લામનાં પ્રથમ પગરણ ઈ. સ. ૭૧૨માં મંડાયાં.

એ પ્રાથમિક પગલામાંથી આખા ભારતવર્ષનો લગભગ હજારેક વર્ષનો ઇતિહાસ પલટો પામી ગયો એ હકીકત અહીં નોંધવી રહી. વિજયી આરબોનો ધસારો સિંધમાં જ કેમ અટકી ગયો એ પ્રશ્ન ઉત્તર માગે. એક મત એમ કહે છે કે ઇસ્લામનો ધસારો સિંધ આગળ અટક્યો ન હતો. ઈ. સ. ૭૨૫ના અરસામાં મુસલમાનોએ કચ્છ, કાઠિયાવાડ, દક્ષિણ રાજપૂતાના તથા કદાચ માળવા સુધી ધસારો કર્યો હતો. વલ્લભીપુરનો નાશ એ જ સમયમાં ગણાય છે. આ વાત ઇતિહાસસિદ્ધ હોય કે ન હોય તો પણ નૂતન ધર્મનું આક્રમણ ભયપ્રેરક હતું એમ સહુને લાગ્યું હોય એવો સંભવ છે. પૂર્વ હિંદમાં

હિંદસંપર્ક

ગુર્જર પ્રતિહારોએ, દક્ષિણમાં બદામીના ચાલુકયોએ અને ઉત્તરમાં કાશ્મીરીઓએ ઇસ્લામને આગળ વધતો અટકાવી દીધો. લલિતાદિત્ય કાશ્મીરીએ આરબોને સિંધુતટ ઉપર જ હરાવ્યા હતા. સિંધમાં પણ ઇસ્લામી રાજ્ય સંકોચાતું રહ્યું અને જો કે ઇસ્લામી સત્તાનાં થાણાં સિંધમાં ચાલુ રહ્યાં, છતાં એ સત્તા ત્રણ સદી સુધી નિષ્પ્રાણ સરખી બની રહી, અને સિંધવિજયના છમકલા પછી ત્રણસો વર્ષ લગી ભારતીયઇતિહાસને ઇસ્લામે ઝાઝો સ્પર્શ્યો નહીં. સિંધમાંથી પણ મુસ્લિમો પાસેથી રજપૂતોએ ઘણી સત્તા પડાવી લીધી.

**ગુર્જર રાજવીઓની શરૂઆત**

મુસ્લિમ ધસારાને અટકાવતા લલિતાદિત્યના કાશ્મીરી સામ્રાજ્યને આપણે પીછાની લીધું. ગુર્જરપ્રતિહારોને જરા વધારે ઓળખી લઈએ. આઠમી સદીના પૂર્વાર્ધમાં માળવાના અવન્તિ નગર–ઉજ્જનમાં –નાગભટ્ટ નામનો પ્રતિહાર ગુર્જર રાજ્ય કરતો હતો. એણે મુસ્લિમોને પાછા વાળ્યા. તેના બે ભત્રીજા કક્કુક અને દેવરાજ પછી ઈ. સ. ૭૮૩માં વત્સરાજ ગુર્જર ગાદીએ આવ્યો. એણે ઉત્તર હિંદમાં વિજયો મેળવ્યા અને ગૌડ–બંગાળના રાજાને પણ હરાવ્યો.

**બંગાળમાં ગોપાલ અને તેનો પાલવંશ**

બંગાળમાં શશાન્ક પછી આ યુગમાં કોઈ પરાક્રમી રાજા દેખાતો નથી. હર્ષે બંગાળ જીત્યું હતું, અને કામરૂપના ભાસ્કરવર્મને પણ જીત્યો હતો. આઠમી સદીની શરૂઆતમાં શૈલવંશી રાજાને યશોવર્મન તથા લલિતાદિત્યે હરાવ્યો અને આઠમી સદીના અંતમાં વત્સરાજ ગુર્જરે બંગાળાને ફટકો માર્યો. બંગાળમાં અવ્યવસ્થા ફેલાઈ ગઈ. નાના નાના સત્તાધીશો ફાવે ત્યાં અને ફાવે તેમ ઠકરાતો સ્થાપતા ચાલ્યા. લોકો દુઃખી થઈ ગયા. અંતે નાનકડા ઠાકોરોએ જ મળીને

મુક્તિનો માર્ગ શોધ્યો. ગોપાલ નામના એક શક્તિશાળી રાજવીને સહુએ મળી સર્વસત્તાધિશ બનાવ્યો અને તેની આજ્ઞામાં રહેવાનું સહુએ કબૂલ કર્યું. આ રાજકીય ડહાપણ, દૂરંદેશીપણું અને સ્વાર્થ-ત્યાગ ભારતના ઇતિહાસમાં યશસ્વી નોંધ માગી લે છે. ગણરાજ્યો આપણને પ્રજાસત્તાક ભારતીય વાર્તા કહી જાય છે. બંગાળના ઠાકોરોનું સંયોજન આપણને રાજસત્તાના સંયોગીકરણની ઉત્તેજક કથા કહી સંભળાવે છે. એ સંયુકત રાજ્યવ્યવસ્થામાંથી બંગાળની કીર્તિ વધારતો સુવિખ્યાત પાલવંશ ઊભો થયો. દોઢ સદીના અવ્યવસ્થિત અને દુઃખી બંગાળને ગોપાલે એક સુદૃઢ રાજ્યમાં ફેરવી નાખ્યું અને પ્રજાને આબાદી તથા સુખશાન્તિ આપ્યાં. ગોપાલે પોતાના પુત્ર ધર્મપાલને આઠમી સદીના અંતમાં સુવ્યવસ્થિત બંગાળાનું રાજ્ય સોંપ્યું.

આમ આ દોઢસો વર્ષનો ઇતિહાસ આઠમી સદીના અંતમાં ગુર્જર-પ્રતિહારોના વત્સરાજને તથા બંગાળના પરાક્રમી ધર્મપાલને આપણી સામે લાવી મૂકે છે. એ પહેલાં આસામ–કામરૂપ ખીલ્યું અને ખર્યું; મગધના નાનકડા ગુપ્તો પ્રકાશી આથમી ગયા; હર્ષ પછી અંધકારમાં ગુંચવાયલા કનોજને યશોવર્મને મહારાજ્ય બનાવ્યું; એના જ મિત્ર લલિતાદિત્યે એનું મહારાજ્ય ખૂંચવી લીધું અને એક સામ્રાજ્યને શોભે એવો – એવડો – ભારતભૂમિનો પટ તેણે એક છત્ર નીચે આણ્યો. પરદેશમાં ભારતની પ્રતિષ્ઠા સ્થાપન થયેલી ચાલુ રહી.

પરંતુ કદી ન જોયેલો એક ભય પણ આ જ યુગમાં ભારતે જોયો.

**ગુર્જરો અને પાલોએ અટકાવેલો ઇસ્લામી ધસારો**

મુસ્લિમોનું સિંધ ઉપરનું આક્રમણ એક ભાવિ ક્રાન્તિનું પ્રથમ પગથિયું બની રહ્યું. ભારતે મુસ્લિમોને ધાર્મિક અને રાજકીય ઢબે ઓળખ્યા. મુસ્લિમોએ ભારતને ઓળખ્યું. ઓળખ્યું જ માત્ર નહીં : તેમણે ભારતમાં

સત્તા અને વસવાટ કાયમી બનાવવાની પ્રાથમિક તૈયારીઓ કરી. વ્યાપારી સંબંધમાંથી રાજ્યવિજય અને ધર્મવિજયની એષણા મુસ્લિમોમાં જાગ્રત થઈ ભારત તરફ વળી.

મુસ્લિમોનો ધસારો અટકાવનાર ગુર્જરપ્રતિહારો પણ આ યુગમાં જાગ્યા અને તેમની તથા બંગાળના પાલની જાહોજલાલી સાથે આપણે આઠમી સદીને પાછળ મૂકી નવમી સદી તરફ દૃષ્ટિ કરવી રહી.

## ( ૬ )

## નવમી સદી પહેલાંનું દક્ષિણ ભારત તથા ૮૦૦થી ૧૦૦૦ સુધીનું ભારત

હવે નવમી સદીની રાજકીય શતરંજ સમજવા આપણે દક્ષિણ તરફ દૃષ્ટિ કરવી પડશે. ઉત્તર અને દક્ષિણ ભારત રાજકીય દૃષ્ટિએ અનેક વેળા પરસ્પર સંપર્કમાં આવી ચૂકયા હતા. સાંસ્કૃતિક એકતા પણ કયારની સિદ્ધ થઈ ચૂકી હતી. ભારતના સંસ્કાર સમજવા માટે દક્ષિણને સમજ્યા વગર ચાલે એમ નથી. દક્ષિણને સમજવું એટલે પ્રથમ દક્ષિણના રાજકારણને સમજવું.

ક્ષત્રપ રુદ્રદામન અને શતકર્ણી પુલુમાઈ વચ્ચેનાં જબરજસ્ત યુદ્ધો પછી આન્ધ્રોનું સામ્રાજ્ય ઈ. સ. ૨૨૫ના અરસામાં અસ્ત પામ્યું અને એનાં સ્વાભાવિક પરિણામો પણ નાનાં નાનાં રાજ્યોની સ્થાપનાનું સ્વરૂપ ધારણ કરી રહ્યાં. એમાંનાં કેટલાંક મહત્ત્વ પામેલાં રાજ્યોનો સહજ પરિચય કરી લઈએ.

**વાકાટક**

વરાડની નજીક ઈ. સ. ચોથી સદીની શરૂઆતમાં વાકાટકો ઉદ્ભવ્યા. એના સ્થાપક પ્રવરસેને સમ્રાટપદ ધારણ કર્યું, અશ્વમેધ સહ બીજા યજ્ઞો કર્યા અને એ રાજકુટુંબને એટલું મહત્ત્વ મળ્યું કે ગુપ્ત

સમ્રાટ ચન્દ્રગુપ્ત બીજાએ પોતાની પુત્રી પ્રભાવતી વાકાટક રુદ્રસેનને પરણાવી. આઠમા રાજા હરિસેને કુન્તલ, અવન્તિ, કલીંગ, કોશલ, ત્રિકુટ, લાટ અને આન્ધ્ર પ્રદેશો પણ જીતી લીધા હતા. લગભગ બે સદી સુધી વાકાટકોએ રાજ્ય કર્યું. પાંચમી સદીના અંતમાં તેમની સત્તા ઘસાઈ ગઈ. વાકાટકોએ સુંદર મંદિરો અને સ્થાપત્યો દ્વારા પોતાના પ્રદેશને વિભૂષિત કર્યો હતો. તેમાં યે અજન્તાની વિશ્વવિખ્યાત ગુફાઓ-માંની કેટલીક તો વાકાટકોએ જ કોતરાવી હતી. ભારતીય કલાના ગૌરવ સરખી આ ગુફાઓ આજ પણ વાકાટકોની કીર્તિ ગાતી ઊભી છે.

**કદંબ**

શાસ્ત્ર છોડીને શસ્ત્ર સજનાર એક બ્રાહ્મણે સ્થાપેલા કદંબ વંશને પણ અત્રે યાદ કરવો રહ્યો. પલ્લવોએ એક વિદ્વાન બ્રાહ્મણનું અપમાન કર્યું. શાસ્ત્રોએ કશી સહાય ન કરી એટલે શસ્ત્ર લઈ એ બ્રાહ્મણે પોતાનું રાજ્ય સ્થાપ્યું. કદંબ વંશ બ્રાહ્મણ વર્ગનો હતો છતાં એણે જૈન ધર્મને ભારે ઉત્તેજન આપ્યું. ગુપ્ત સમ્રાટ અને બીજાં રાજ્યોના રાજવીઓએ કદંબોની રાજકુંવરીઓ લગ્નમાં લઈ તેમનું મહત્ત્વ સ્વીકાર્યું. કદંબોની મુખ્ય શાખા વૈજયંતીમાં રાજધાની સ્થાપી રહી હતી, જો કે બેત્રણ કદંબ શાખાઓએ જુદે જુદે સ્થળે રાજ્ય સ્થાપ્યાં હતાં ખરાં. ચારથી છ સદી સુધીનાં બસો વર્ષમાં તેમણે ભારે ઉન્નતિ સાધી. પલ્લવો અને ગંગોની સાથે કદંબોને સતત યુદ્ધ કરવાં પડ્યાં. છઠ્ઠી સદીના મધ્યમાં ચાલુક્યોએ કદંબોનો ઉત્તર પ્રદેશ જીત્યો અને પચાસ વર્ષ પછી ગંગવંશે તેમનો બાકીનો પ્રદેશ ખૂંચવી લીધો.

**પલ્લવો**

ત્રીજી અગર ચોથી સદીમાં રાજકીય મહત્ત્વ પ્રાપ્ત કરી ચૂકેલા પલ્લવોને પહેલાં અભ્યાસીઓ પાર્થીયન જાત-ના માનતા હતા. પરંતુ એ માન્યતા ખોટી ઠરી છે. કુરૂમ્બ નામની દક્ષિણી જાતનો એક

વિભાગ તે પલ્લવો. કાંચીમાં તેમની મૂળ રાજધાની. ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્તે પલ્લવોને હરાવ્યા હતા અને પલ્લવરાજવી વિષ્ણુગોપે ગુપ્ત સત્તા સ્વીકારી હતી. પરંતુ પછી પલ્લવોએ પોતાની સત્તા વધારી. છઠ્ઠી સદીના અંતમાં પલ્લવ મહારાજ સિંહવિષ્ણુએ ચેરા, ચોલા, પાન્ડય તથા લંકા જીતી આખા દક્ષિણ દ્વીપકલ્પને પલ્લવોના મહારાજ્યમાં ફેરવી નાખ્યો હતો.

**બદામીના ચાલુક્યો**

પલ્લવો દક્ષિણે વધતા હતા ત્યારે ઉત્તર તરફથી દક્ષિણમાં આવી વસેલા ચૌલુકયોએ મહારાષ્ટ્ર વિભાગમાં પોતાની નવી સત્તા સ્થાપી. ચૌલુકયો પ્રથમ અયોધ્યામાં રાજ્ય કરતા હતા એવી તેમની માન્યતા સાબિત થઈ નથી. ઈ. સ. ૫૫૦માં પુલકેશી નામના એક ચૌલુકયે વાતાપીપુર—બદામીમાં એક નાનું રાજ્ય સ્થાપ્યું. એણે અશ્વમેધ પણ કર્યો. એના મોટા પુત્ર કીર્તિવર્મને કદંબોને હરાવી તેમના રાજ્યનો કેટલોક ભાગ જીતી લીધો. પછી ઉત્તરે કોંકણ અને દક્ષિણે કર્નુલ સુધીનો પ્રદેશ તેણે જીત્યો. એના નાના ભાઈ મંગલેશે કલચુરીઓને હરાવી રાજ્યનો વિસ્તાર મહી નદી સુધી લંબાવ્યો. આમ ઉત્તર ગુજરાત બાદ કરતાં આખા મુંબઈ ઇલાકાને નામે ઓળખાતો પ્રદેશ ચૌલુકયોએ જીતી લીધો.

**સમ્રાટ પુલકેશી**

મંગલેશ અને કીર્તિવર્મનના પુત્ર પુલકેશી બીજા વચ્ચે ગાદી અંગે ઝઘડો શરૂ થયો. મંગલેશ માર્યો ગયો, અને પુલકેશી બીજો ગાદીએ આવ્યો. આંતરિક ઝઘડાનો લાભ લઈ બીજી સત્તાઓએ ચૌલુકયો ઉપર હુમલા કર્યા. પરંતુ પુલકેશીએ વીરત્વ અને કુનેહ વાપરી પોતાના રાજ્યને સ્થિર કર્યું અને ઉત્તર દક્ષિણ બન્ને બાજુએ મહાન વિજયો પ્રાપ્ત કર્યા. પોતાના મહારાજ્યને સ્થિર બનાવતાં વળી પુલકેશીને એક

ભારે સંકટનો સામનો કરવો પડ્યો. ઉત્તર ભારતનો સમ્રાટ હર્ષવર્ધન હવે નર્મદા ઓળંગી દક્ષિણાપથના વિજયની તૈયારી કરતો હતો. પુલકેશીએ હિમ્મતપૂર્વક હર્ષનો સામનો કર્યો અને ઉત્તર ભારતના સમ્રાટને નર્મદાતીરથી પાછા ફરવાની ફરજ પાડી. દક્ષિણના તારણહાર તરીકે પુલકેશીની કીર્તિ હવે ઝળકી ઊઠી. પુલકેશીએ ઉત્તર તરફ જઈ લાટ, માલવ અને ગુર્જરો ઉપર પણ સાર્વભૌમત્વ મેળવ્યું અને કોશલ તથા કલિંગ પણ જીત્યાં. વળી એણે કૃષ્ણા તથા ગોદાવરી વચ્ચેનો વેંગી પ્રદેશ પણ જીત્યો. પલ્લવોને હરાવી લગભગ કાંચી સુધી એ પહોંચી ગયો અને કાવેરી ઓળંગી તેણે ચોલા, કેરલ તથા પાન્ડય રાજ્યો સામે પણ ઊપરીપણું મેળવ્યું. વિન્ધ્યની દક્ષિણે આવેલા આખા દક્ષિણ ભારતનો પુલકેશી હવે સ્વામી બન્યો. હર્ષની માફક એની પણ કીર્તિ દેશપરદેશમાં ફેલાઈ અને ઇરાનના ખુશરૂ બીજાએ પુલકેશી સાથે ભેટસોગાદોની આપલે કરી મૈત્રીસંબંધ બાંધ્યો. ચીની મુસાફર હ્યુએનસંગ પણ તેનાં ખૂબ વખાણ કરે છે. વીરત્વ માટેનો ચૌલુક્યોનો આગ્રહ નોંધતાં એ મુસાફર લખે છે કે ‘ હારેલા સેનાપતિને કાંઈ શિક્ષા ન કરતાં સ્ત્રીઓનાં વસ્ત્રો ભેટ આપવામાં આવતાં. એવી ભેટ સ્વીકારવાને બદલે હારેલો સેનાની મૃત્યુ પસંદ કરતો.’

પરંતુ લશ્કરી વિજયો ઘણી વાર જુગારની જીત સરખા હોય છે. હ્યુએનસંગનાં વખાણ એક પાસ લખાઈ રહ્યાં અને બીજી પાસ પુલકેશીનું મહારાજ્ય પતન પામ્યું. જે પલ્લવોને પુલકેશીએ હરાવ્યા હતા, એ જ પલ્લવોએ નરસિંહવર્મન પહેલાની આગેવાની નીચે પુલકેશીને હરાવ્યો, યુદ્ધમાં તે મૃત્યુ પામ્યો, પલ્લવોએ બદામી ઉપર વસારો કરી તે લૂંટી લીધું અને લગભગ તેર વર્ષ સુધી ચૌલુક્ય સામ્રાજ્ય નધણીયાતું બની રહ્યું.

ચૌલુક્યોની એક બીજી શાખા પુલકેશીના નાના ભાઈએ સ્થાપી

હતી. કૃષ્ણા અને ગોદાવરી વચ્ચેનો પુલકેશીએ જીતેલો પ્રદેશ તેણે પોતાના નાના ભાઈ વિષ્ણુવર્ધનને સોંપ્યો હતો. પુલકેશીની પડતીમાં એ સ્વતંત્ર થયો અને પૂર્વ-ચાલુક્યો તરીકે એના વંશજોએ લગભગ બારમી સદી સુધી રાજ્ય કર્યું.

**વિક્રમ ચૌલુક્ય અને ઇસ્લામ**

તેર વર્ષ આફતમાં ગાળી રહેલા પુલકેશીના એક નાના પુત્ર વિક્રમના રાજ્ય પાછું મેળવવાના પ્રયત્નો ચાલુ રહ્યા અને અંતે પલ્લવોને સખ્ત હાર ખવડાવી વિક્રમે પિતાનું આખું રાજ્ય પાછું મેળવ્યું. એણે રાજ્યમાં વ્યવસ્થા અને શાન્તિ સ્થાપ્યાં. વિક્રમ પછી વિનય અને વિજય એ બે રાજવીઓએ ઉત્તર તરફ પોતાની વિજયી સવારીઓ કરી. વિક્રમાદિત્ય બીજાએ ફરીથી પલ્લવોને હરાવ્યા. પરંતુ એણે આરબોને હરાવી ઇસ્લામના વધતા જુવાળને પાછો વાળ્યો એ એની મોટી સેવા ગણાય. સિંધ જીત્યા પછી ઉત્તર, પૂર્વ અને દક્ષિણમાં ફરી વળતા આરબોને ઉત્તરમાં કાશ્મીરના સમ્રાટ લલિતાદિત્યે હરાવ્યા, અવન્તિના ગુર્જરપ્રતિહાર નાગભટ્ટે પૂર્વમાં તેમને અટકાવ્યા અને બદામીના ચાલુક્ય મહારાજા વિક્રમાદિત્યે દક્ષિણમાંથી તેમને પાછા હઠાવ્યા. આ ત્રિપક્ષી ઇસ્લામસામનો ત્રણસો વર્ષ સુધી ભારતને ઇસ્લામીઓના આક્રમણમાંથી બચાવી શક્યો.

**રાષ્ટ્રકૂટ-વંશ ઇલોરા**

પરંતુ વિક્રમ પછીના ચૌલુક્ય કીર્તિવર્મન પાસેથી રાષ્ટ્રકૂટોએ ઈ. સ. ૭૫૩ના અરસામાં સાર્વભૌમત્વ પડાવી લીધું. એ રાષ્ટ્રકૂટો દક્ષિણની જ ઉત્પત્તિ હશે. દંતીદુર્ગ રાષ્ટ્રકૂટે પોતાના નાનકડા રાજ્યમાંથી આગળ આવી કીર્તિવર્મનને હરાવી દક્ષિણમાં ભારે સત્તા જમાવી. એના વિજયો વિસ્તૃત હતા. દંતીદુર્ગને સંતાન ન હતું એટલે એના કાકા કૃષ્ણરાજે ગાદી લીધી. સળવળતા



કૈલાસને ઢંઢોળતો રાવણ—ઇલોરા સ્થાપત્ય

ચૌલુકયોને કૃષ્ણુરાજે ફરી હરાવ્યા અને રાષ્ટ્રકૂટસત્તાને એણે મજબૂત બનાવી. પર્વતશિખર કોરી કૈલાસ નામનું કલામુકુટ સરખું ઇલોરાનું શિવાલય બંધાવનાર આ કૃષ્ણુરાજ રાષ્ટ્રકૂટના બીજા રાજકીય વિજયો આજ દેખાતા નથી. પરંતુ તેના સંસ્કાર વિજયના પ્રતીકસમું ઇલોરા મંદિર હજી આજ પણ ભારતીય કલાને ગૌરવ અપાવી રહ્યું છે.

**ધ્રુવ રાષ્ટ્રકૂટ અને ઉત્તર ભારત**

કૃષ્ણુરાજ પછી અતિ વિલાસી ગોવિંદ રાજા થયો. પરંતુ એના નાનાભાઈ ધ્રુવે તેને પદભ્રષ્ટ કર્યો અને રાજ્યની ધુરા પોતાના હાથમાં લીધી. રાષ્ટ્રકૂટ ધ્રુવ ગાદીએ આવતાં દક્ષિણ અને ઉત્તર ભારતનાં રાજકીય દ્વાર ખુલ્લાં થઈ ગયાં. દક્ષિણી રાષ્ટ્રકૂટો, મધ્ય ભારતીય ગુર્જરપ્રતિહારો અને બંગાળના પાલ રાજવીઓ વચ્ચે ભારતીય સાર્વભૌમ અર્થે એક ત્રિકોણ જંગ જાગ્યો. આઠમી સદીના અંતમાં આ ત્રણ મહારાજ્યો ઘર્ષણ થાય એટલાં પાસે પાસે આવી ગયાં.

**ત્રિપક્ષી જંગ**

ઈ. સ. ૭૮૩માં મધ્ય હિંદનો પરાક્રમી ગુર્જરપ્રતિહાર વત્સરાજ બંગાળના સહુએ મળી શિરોમણિ તરીકે ગોઠવેલા એવા જ પરાક્રમી ગોપાલ અગર તેના પુત્ર ધર્મપાલની સામે આથડયો. ગંગા-જમુનાની વચ્ચેના એક સ્થળે આ યુદ્ધ થયું. એમાં બંગાળીઓ હાર્યા; પરંતુ એ હારમાંથી લાંબી યુદ્ધમાળા રચાઈ. એમાં રાષ્ટ્રકૂટ ધ્રુવ વચ્ચે પડયો. એની પણ ભારે મહેચ્છા હતી. એણે વિન્ધ્યા ઓળંગી ગુર્જરો અને પાલ બંગાળીઓ એમ બન્નેને પરાજિત કર્યા. કનોજનગર આ યુગમાં હર્ષના સમયથી ભારતીય કેન્દ્ર નગર મનાયું હતું. એમાં આવી રાજ્યસ્થાપના કરનાર ભારતનો સમ્રાટ બની શકે એવું એ નગરે મહત્ત્વ મેળવ્યું હતું.

ધ્રુવ જીત્યો ખરો; પરંતુ ઈ. સ. ૭૯૪માં તે મૃત્યુ પામ્યો. ધ્રુવના પુત્ર ગોવિંદ સામે દક્ષિણનાં રાજ્યોએ મોરચો માંડ્યો. એટલે પોતાનું મૂળ રાજ્ય સાચવવા ગોવિંદ દક્ષિણમાં ગયો અને પોતાના ઉત્તર પ્રદેશો નાના ભાઈ ઇન્દ્રરાજને સોંપ્યા. બંગાળના

**બંગાળની ચક્રવર્તિ ક્ષણ**

ધર્મપાલને આ સ્થિતિ ફાવી. એણે કનોજ જીત્યું અને ત્યાં સાર્વભૌમત્વ-સૂચક દરબાર પણ ભર્યો, જેમાં ભોજ, મત્સ્ય, મદ્ર, કુરુ, યદુ, યવન, અવન્તિ, ગાન્ધાર અને કીરના સામંત રાજવીઓને હાજરી આપવી પડી. આમ ઇતિહાસની એક ક્ષણે બંગાળને ઉત્તર ભારતમાં ચક્રવર્તીપણું અર્પ્યું.

પરંતુ રાજકીય ચક્રો સદા ફરતાં જ રહે છે. રાષ્ટ્રકૂટોથી પરાજિત થયેલા ગુર્જરપ્રતિહારોને હવે કળ વળી હતી. વત્સરાજના પુત્ર નાગભટ્ટે પણ પોતાની વિજય-પરંપરા શરૂ કરી સિંધુ, આંધ્ર, વિદર્ભ અને કલિંગ પ્રદેશો જીત્યા. ધર્મપાલે કનોજમાં

**નાગભટ્ટ—ગુર્જર-પ્રતિહાર**

બેસાડેલા રાજવી ચક્રાયુધને ગુર્જર નાગભટ્ટે હરાવ્યો અને ઠેઠ મોંઘીર આગળ જઈ ધર્મપાલનો પોતાનો પણ પરાજય કર્યો. પછી તો નાગભટ્ટે આનર્ત, માલવ, કીરાત, તુરુષ્ક, વત્સ અને મત્સ્ય પ્રદેશોને જીતી લીધા.

પરંતુ રાષ્ટ્રકૂટ ગોવિંદ હવે દક્ષિણના દુશ્મનોને ઠેકાણે કરી સ્થિર બન્યો હતો. બંગાળી ધર્મપાલ તેને મળ્યો અને ગોવિંદને ઉત્તર તરફ આવવા આકર્ષ્યો. રાષ્ટ્ર-કૂટોનાં સૈન્ય સામે કોઈ થઈ શક્યું નહીં. નાગભટ્ટ પ્રતિહાર ક્યાં ભાગી ગયો તે સમજાયું નહીં

**નવમી સદી અને રાષ્ટ્રકૂટ સામ્રાજ્ય**

અને રાષ્ટ્રકૂટોએ હિમાચલ સુધી ધસી જઈ ઉત્તર ભારતનું સમ્રાટપદ પ્રાપ્ત કરી લીધું. હિમાલયથી કાવેરી—એથી યે આગળ કન્યાકુમારી—સુધીનો પ્રદેશ થોડા સમયને માટે રાષ્ટ્રકૂટોનું સાર્વભૌમત્વ સ્વીકારી રહ્યો.

નવમી સદીની શરૂઆત આમ રાષ્ટ્રકૂટોના મહા વર્ચસ્વની સાક્ષી પૂરી રહી. ઈ. સ. ૮૦૮–૯–૧૦ના આ પ્રસંગો.

**બંગાળ અને કનોજ —નવમી સદીમાં**

વળી પાછી રાષ્ટ્રકૂટ રાજધાનીમાં મુશ્કેલીઓ ઊભી થઈ. ગોવિંદના પુત્ર અમોઘવર્ષને ગાદી ન મળે એવા કાવા-દાવા શરૂ થયા. રાષ્ટ્રકૂટ–મુત્સદ્દીઓ અને સેનાપતિઓનું લક્ષ્ય દક્ષિણ તરફ વળે એ સ્વાભાવિક હતું. એટલે પાછા ગુર્જરપ્રતિહારો અને બંગાળીઓ પરસ્પર બાથે પડ્યા. નાગભટ્ટના પુત્ર રામચંદ્રની સત્તા નજીવી હતી. ધર્મપાલના પુત્ર દેવપાલે આડત્રીસ વર્ષના પોતાના રાજ્ય-કાળમાં બંગાળની મહેચ્છા સિદ્ધ કરી અને લગભગ આખો ઉત્તરાપથ બંગાળના ચક્ર નીચે આવી ગયો. આ યુગમાં પણ પરદેશ સાથેનો સંબંધ ચાલુ જ હતો. સુમાત્રાના બાલપુત્ર દેવ નામના મહારાજાએ નાલન્દામાં એક મઠ બાંધવા કરેલી વિનંતિ દેવપાલે સ્વીકારી હતી.

**વિરાગી બંગાળ-રાજવીઓ**

દેવપાલના સામ્રાજ્ય સાથે બંગાળની સત્તા અસ્ત પામી. દેવ-પાલના વંશજોને નિર્બળ કહેવામાં આવે છે. રાજ્ય કરતાં વિરાગ અને સાધુત્વભર્યાં જીવન તરફ તેમને વધારે આકર્ષણ હતું. એને નિર્બળતા ગણવી કે કેમ એ જુદો પ્રશ્ન છે. છતાં જે યુગ ચાણક્યનીતિ અને વિજયી સામર્થ્યને માગતો હોય તે યુગમાં વિરાગનો આદર્શ રાજકીય દૃષ્ટિએ નિર્બળ લાગે ખરો. દેવપાલ-ની ત્રીજી પેઢીએ આવેલા નારાયણપાલનું રાજ્ય પચાસ વર્ષ રહ્યું છતાં એમાંથી રાજકીય સામર્થ્ય અદૃશ્ય થઈ ગયું હતું.

**સમ્રાટ ભોજપ્રતિહાર**

આ સમયે નાગભટ્ટ ગુર્જરનો પૌત્ર ભોજ ઈ. સ. ૮૪૩માં પ્રતિહારો-ની ગાદીએ આવ્યો. એણે પ્રતિહારોની કીર્તિ પાછી મેળવવા દૃઢ નિશ્ચય કર્યો. દેવપાલ તથા રાષ્ટ્રકૂટો સામે શરૂઆતમાં એને વિજય ન

મળ્યો. પરંતુ દેવપાલના મૃત્યુમાં ભોજનું નસીબ જાગ્યું. ચેદી પ્રદેશના રાજવીઓ અને મેવાડના ગુહીલોટ રાજવીની સહાય તેને મળી અને બંગાળી સામ્રાજ્યમાંથી એણે ઝડપથી પ્રદેશો પડાવવા માંડ્યા. રાષ્ટ્રકૂટો અને ચાલુકયો વચ્ચે દક્ષિણમાં પાછા ઝઘડા શરૂ થયા. એટલે પ્રતિહારોની વંશપરંપરાની મહેચ્છા ભોજે સફળ કરી. કાશ્મીર, સિંધ, મગધ, બંગાળ અને ચેદી સિવાયના આખા ઉત્તરાપથમાં પ્રતિહારોની હાક વાગી રહી. કનોજમાં ભોજે પ્રતિહારોની રાજધાની સ્થાપી. ઈ. સ. ૮૯૦માં ભોજ અવસાન પામ્યો ત્યારે એના પુત્ર મહેન્દ્રપાલ દેવને એ એક મહારાજ્ય વારસામાં સોંપી ગયો. મહેન્દ્રપાલે બંગાળનો કેટલોક પ્રદેશ જીતી લીધો. આમ સદી સુધી લંબાયલી યુદ્ધપરંપરાને અંતે દસમી સદીની શરૂઆતમાં કનોજમાં સ્થાપિત થયેલા ગુર્જરપ્રતિહારોનું મહારાજ્ય હિમાલયથી વિન્ધ સુધી અને ગંગોત્રીથી નર્મદા સુધી ફેલાયલું હતું.

**નવમી સદીનાં મહારાજ્યો**

નવમી સદીનો આ રાજકીય ત્રિકોણ ધ્યાન ખેંચે એવો છે. આ યુગની રાજકીય ઊથલપાથલો વધારે ઝડપી બને છે. રાષ્ટ્રકૂટોનું ચક્ર લગભગ આખા ભારતમાં ફરી વળ્યું. એ ચક્રના ફેરવનાર ધ્રુવ અને ગોવિંદ. ધર્મપાલ અને દેવપાલમાં બંગાળે ઉત્તર ભારતનું એક ભવ્ય સામ્રાજ્ય નિહાળ્યું. ગુર્જરપ્રતિહારોનાં મંથનમાંથી ભોજ અને મહેન્દ્રપાલે મહારાજ્ય સ્થાપી કનોજને ફરી ગૌરવાંકિત કર્યું. પરંતુ આ ત્રણે સામ્રાજ્યો અને મહારાજ્યો સમુદ્રનાં ગગનચુંબી મોજાંની માફક ઊંચે ચઢી પાછાં સપાટી ઉપર ફેલાઈ જતાં હતાં. બે હકીકત નોંધી લઈએ : મહારાજ્યોની ઊથલપાથલમાં ભારતની પ્રજાકીયસંસ્કૃતિ એકતા ધારણ કરતી હતી અને પરદેશી મુસ્લિમોનાં આક્રમણ અટકી ગયાં હતાં. ઉપરાંત આ મહારાજ્યોનાં આયુષ્ય અલ્પજીવી નીવડ્યાં.

(૭)

## ભારતમાં દસમી અને અગિયારમી સદી

**દસમી સદીમાં પ્રતિહારો**

મહેન્દ્રપાલ પ્રતિહાર પછી આવેલા ભોજ અને મહીપાલના સમયમાં રાજ્ય આબાદ થયું અને વૃદ્ધિ પામ્યે ગયું. કવિ રાજશેખર મહીપાલને આર્યાવર્તના મહારાજાધિરાજ તરીકે ઓળખાવે છે. ઈ. સ. ૯૧૫-૧૬માં અલમસુદી નામના બગદાદના મુસ્લિમ મુસાફરે પણ પ્રતિહારોના રાજ્યવિસ્તારનું, તેની અબાદીનું તથા તેના સૈન્યનું તારીફભર્યું બ્યાન આપ્યું છે. પરંતુ ઉત્તરના પ્રતિહારો અને દક્ષિણના રાષ્ટ્રકૂટો વચ્ચેના વૈમનસ્યનો અંત આવ્યો જ નહીં. ઇન્દ્ર ત્રીજો એક પરાક્રમી રાષ્ટ્રકૂટ નીવડ્યો. એણે ઈ. સ. ૯૧૮–૧૯માં મહીપાલ ગુર્જરને હરાવી કનોજને લૂંટી, બાળી ખેદાનમેદાન કરી નાખ્યું. પરંતુ રાષ્ટ્રકૂટોનો વિજય કોઈને લાભકારી નીવડ્યો નહીં. ઇન્દ્ર ગુજરી ગયો અને ગાદીના ઝઘડા શરૂ થયા એટલે મહીપાલે રાજ્યનો ઘણો ભાગ પાછો મેળવ્યો. તેનું મૃત્યુ ઈ. સ. ૯૩૧માં થયું.

પરંતુ રાષ્ટ્રકૂટોનો ફટકો પ્રતિહારોને ભારે થઈ પડ્યો. મહીપાલના ત્રણે પુત્રો ગાદીએ વારાફરતી આવ્યા. ઈ. સ. ૯૬૦માં તો પ્રતિહારોની સત્તા છિન્નભિન્ન થઈ ચૂકી હતી.

**ચંદેલા**

પ્રતિહારોના સામ્રાજ્યને ભાંગવામાં બુંદેલખંડના જેજકભૂકિત રાજ્ય સ્થાપનાર પ્રતિહારોના એક સમયના મિત્ર અને ખંડિયા ચંદેલાઓએ મુખ્ય ભાગ ભજવ્યો. ચંદેલા યશોવર્મન તથા તેના પુત્ર ધંગાએ પ્રતિહારોનું નામનું ઉપરીપણું પણ ખસેડી નાખ્યું અને પ્રતિહારોના સામ્રાજ્યમાંથી ઘણો ભાગ જીતી લીધો.

ચંદેલાઓનો વિજય કલચુરીઓને માર્ગદર્શક થઈ પડ્યો. જબલપુર પાસેનું કલચુરીઓનું એક નાનું રાજ્ય ત્રીજી સદી સુધી લંબાયલું ચાલ્યું આવતું હતું. ઈ. સ. ૨૪૯માં કલચુરીઓએ પોતાનો સંવત સ્થાપન કર્યો હતો. સાતસો વર્ષના ગાળામાં કેટલાક કલચુરીઓના પરાક્રમપ્રસંગો પ્રકાશમાં આવે છે. નવમી સદીના મધ્યમાં કોકલદેવ કલચુરી એક વિખ્યાત યોદ્ધો થઈ ગયો. એણે પ્રતિહારોને રાષ્ટ્રકૂટો સામે સારી સહાય કરી હતી. દસમી સદીના મધ્યમાં તો લક્ષ્મણરાજ કલચુરીએ ચંદેલાઓને પગલે ચાલી પ્રતિહારોનું સાર્વભૌમત્વ ફેંકી દીધું. લક્ષ્મણરાજ વીર પુરુષ હતો. એણે વિસ્તૃત રાજ્ય મેળવ્યું. અગિયારમી સદીમાં આ મહારાજ્ય એટલું વિસ્તાર પામ્યું કે તેના બે ભાગ પડી ગયા : એક દાહાલ જેની રાજધાની ત્રિપુરામાં હતી અને બીજું મહાકોશલ જેની રાજધાની રતનપુરમાં હતી.

**કલચુરી – ચેદી**

એ અરસામાં ગુર્જરજાતિની ચૌલુક્ય શાખાના મૂળરાજે ગુજરાતમાં રાજ્ય સ્થાપ્યું જેની હદ દક્ષિણ રાજપૂતાનાને આવરી લેતી હતી.

**ગુર્જર – ચાલુક્યો**

ચંદેલા ધંગા પાસેથી ઈ. સ. ૯૭૭ પહેલાં ગ્વાલિયર જીતી ચૂકેલા કચ્છપઘાટ નામના રાજવંશે ગ્વાલિયરની આજુબાજુ સત્તા સ્થાપી વજ્રદામન નામના તેમના એક રાજવીએ કનોજના પ્રતિહારોને ભારે હાર આપી.

**કચ્છપઘાટ**

નવમી સદીના અંતમાં અફઘાનીસ્તાનમાં કુશાન – તુર્ક રાજવીના હાથમાંથી બ્રાહ્મણ વજીરે સત્તા છીનવી લઈ બ્રાહ્મણશાહી રાજવંશ સ્થાપ્યો હતો. જયપાલ નામના કાબૂલી રાજવીએ પણ પ્રતિહારોના

**કાબૂલનો શાહી વંશ**

મુલ્કને દબાવવા માંડ્યો. એણે આગળ વધી લાહોરને અગ્નિખૂણે આવેલા ભટીંડા નગરમાં રાજગાદી કરી.

**પરમારો**

માળવામાં સુપ્રસિદ્ધ મુંજની આગેવાની નીચે પરમારોએ ગાદી સ્થાપી.

**ચૌહાણો–ચાહમાન**

વિગ્રહરાજે શાકંભરી અને અજમેરની આસપાસ ચૌહાણોનું વર્ચસ્વ સ્થાપ્યું.

**મુસ્લિમો – ગઝની રાજ્ય**

દસમી સદીની છેલ્લી પચ્ચીશીમાં પ્રતિહાર વિજયપાલનો પુત્ર રાજ્યપાલ ગાદીએ આવ્યો ત્યારે એ જાણે કોઈ ભગ્નખંડેર બની જતા સામ્રાજ્યની ગાદીએ બેસતો હોય એવું ચિત્ર ઇતિહાસ દોરે છે. પ્રતિહાર સામ્રાજ્ય કનોજની આસપાસના જ પ્રદેશોમાં સંકોચાઈ રહ્યું. સામ્રાજ્યોના પતનકાળે સામ્રાજ્યનાં અંગો કાપી સ્વતંત્ર અસ્તિત્વ શરૂ કરનાર અનેક નાનાંમોટાં રાજ્યો નીકળી આવે છે. ભારતના ઇતિહાસમાં જ નહીં પરંતુ સર્વ સામ્રાજ્યોના ઇતિહાસમાં એમ બનતું જ આવ્યું છે. એ સ્થિતિમાંથી કોઈ વિક્રમશીલ વ્યક્તિએ કે પ્રજાએ પાછું સામ્રાજ્ય ઊભું કર્યું હોત. પરંતુ એ જ ક્ષણે પશ્ચિમમાંથી મુસ્લિમ સત્તાનો વિજયી ધસારો આવવો શરૂ થયો, જેણે ભારતભરનાં રાજ્યો સામે ભયંકર આક્રમણ શરૂ કરી દીધું હતું.

**ઇસ્લામઆક્રમણની વિશિષ્ટતા**

બીજાં પરદેશી આક્રમણો અને ઇસ્લામી આક્રમણોમાં એક ભારે ભેદ રહેલો છે. ગ્રીક, પાર્થિયન, કુશાણ, શક કે હૂણનાં ટોળાં હિંદ વિજય માટે આવતાં તેમને ભારતની સંસ્કૃતિ પોતાનામાં ભેળવી દેતી હતી. એ પરદેશીઓને ધર્મઆગ્રહ ન

હતો. ભારતમાં પ્રવેશ પામતા પહેલાં જ કાં તો તેઓ વૈદિક કે બૌદ્ધ ધર્મ સ્વીકારી ચૂકેલા જ હોય. પ્રવેશ પામ્યા પછી તો તેઓ અચૂક આર્યધર્મને અપનાવી પરદેશી મટી જ જતા હતા, એટલું જ નહીં, પરંતુ આર્યધર્મ માટે, આર્યસંસ્કૃતિ માટે, આર્યભાષા માટે ભવ્ય અભિમાન ધારણ કરતા હતા.

પરંતુ ઇસ્લામીઓ આવ્યા એક નવીન ધર્મના ઝનૂન સાથે. રાજકીય વિજયનો તેમનો ઉદ્દેશ તો હતો જ. પરંતુ સાથે સાથે ઇસ્લામધર્મની સ્થાપનાનો આગ્રહ તેમના આક્રમણને વધારે અસરકારક બનાવતો હતો અને ભારતીયસંસ્કૃતિને એ વધારે ભયકારક લાગતો હતો. હિંદના સમૃદ્ધિશીલ પ્રદેશ ઉપર રાજ્ય કરવાનો મોહ તો પરદેશીઓને સદીએ સદીએ થતો રહ્યો છે, જે ઇન્ગ્રેજોના આગમન સુધી–લગભગ આજ સુધી–સ્પષ્ટ થતો રહ્યો છે. પરંતુ ઇસ્લામના આક્રમણમાં આબાદ હિંદના રાજ્યભોગવટા ઉપરાંત મૂર્તિપૂજક કાફરોના ધર્મપરિવર્તનનું પણ એક આક્રમકતત્ત્વ હતું. વ્યક્તિગત રાજ્ય ઉપરાંત ઇસ્લામનું ધર્મરાજ્ય વિશ્વવ્યાપી બનાવવાનો પણ એ આક્રમણમાં ખુલ્લો ઉદ્દેશ રહેલો હતો. આમ ભારતીયસંસ્કૃતિએ ઇસ્લામના આક્રમણમાં મોટામાં મોટો સંસ્કાર સામનો અનુભવ્યો.

આઠમી સદીની શરૂઆતમાં સિંધ જીતી ચૂકેલા મુસ્લિમો સિંધથી આગળ કશો પ્રભાવ પાડી શક્યા ન હતા. ગુર્જર પ્રતિહારો તેમની સામે અડગ ઊભા રહેલા હતા. નાગભટ્ટ ગુર્જર અને લલિતાદિત્ય કાશ્મીરીએ તેમને હરાવ્યા હતા. પછી તો સિંધમાં પણ તેમનું વર્ચસ્વ ઘટી ગયું. પ્રતિહારોના સામ્રાજ્યકાળે પણ અલમસુદીના કથન અનુસાર પ્રતિહારો મુસ્લિમોના મહાન દુશ્મનો હતા, જો કે રાષ્ટ્રકૂટો–બલ્લારાઓ – મુસ્લિમો સાથે દોસ્તીદાવો રાખતા અને તેમને પોતાના લશ્કરમાં પણ સ્થાન આપતા.

અફઘાનિસ્તાનની દક્ષિણ બાજુએ સુલેમાન પર્વતથી રક્ષાયલા ગઝની શહેરમાં ઈ. સ. ૯૬૦માં અલ્પ્તગીન નામના તુર્કી ગુલામે એક રાજ્ય સ્થાપ્યું. ઈ. સ. ૯૭૫માં તેના ગુલામ સબક્તગીનને એ ગાદી મળી. કાબૂલ અને પંજાબમાં રાજ્ય કરતા શાહી રાજવી જયપાલને અને સબક્તગીનને ઝગડો થયો અને જયપાલે ગઝનીની સરહદ ઉપર હુમલો કર્યો. બે સૈન્યોનો ભેટો થાય તે પહેલાં પ્રચંડ વાવાઝોડું અને વરસાદ તૂટી પડ્યાં. સંધી કરી જયપાલ પાછો ફર્યો. સંધીની શર્તોના ભંગનો આરોપ મૂકી સબક્તગીને ભારત ઉપર સવારી કરી અને જયપાલે મુસ્લિમઆક્રમણના ભય સામે ભારતીય રાજવીઓની સહાય માગી. ચંદેલા, ચાહમાન-ચૌહાણ અને કનોજના સંકોચાયલા પ્રતિહારોએ એ સહાય આપી પણ ખરી. ભારતના દેશભક્તો ભેગા થયા, પ્રતિહારનો ઝંડો અફઘાનિસ્તાનના મેદાનમાં ફરકાવ્યો અને ભયંકર યુદ્ધ આદર્યું. એમાં મુસ્લિમો વિજયી થયા અને સિંધુતટ સુધી ગઝનીરાજ્ય ધસી આવ્યું. આ પ્રસંગ ઈ. સ. ૯૯૧માં બન્યો.

ઈ. સ. ૭૧૨ની સિંધની હાર પછી લગભગ પોણાત્રણસો વર્ષે ભારતવાસીઓ મુસ્લિમોને હાથે બીજી ઐતિહાસિક હાર પામ્યા. એ હાર પછી પરાજયોની એક વિખ્યાત માળા શરૂ થઈ અને મુસ્લિમ ધક્કામાં આખું ભારત હચમચી ગયું.

**મહમદ ગઝની**

ઈ. સ. ૯૯૭માં સબક્તગીન પછી તેનો પુત્ર મહમદ ગઝનીની ગાદીએ આવ્યો. સુલતાનની પદવી ખલીફા પાસે સ્વીકારાવી મહમદે ઈરાનથી સિંધુ નદી સુધી ફેલાયલા પોતાના રાજ્યને વધારવાનો નિશ્ચય કર્યો અને જૂના દુશ્મન જયપાલ ઉપર ચઢાઈ કરી. પેશાવર પાસે યુદ્ધ થયું, વૃદ્ધ જયપાલ હાર્યો, ખંડણી ભરવાનું તેણે કબૂલ કર્યું, પરંતુ પરાજયનું અપમાન સહન ન થવાથી તે પોતે જીવતો પોતાની ચિતા સળગાવી મૃત્યુ પામ્યો. મહમદે સતલજ સુધીનો પ્રદેશ સર કર્યો.

અને પછી તો વર્ષોવર્ષ ભારતની પ્રજા હેબકી જાય એવા હુમલા મહમદે શરૂ કર્યા. એક પ્રખ્યાત ધર્મસ્થળ પસંદ કરવું, વિદ્યુત્વેગી હુમલો લઈ જવો, રસ્તામાં આવતાં સ્થળો લૂંટવાં અને બાળવાં, ધર્મસ્થાનોની મૂર્તિઓ ભાંગવી, અઢળક લૂંટ લઈ જવી અને પ્રજા ત્રાહી ત્રાહી પોકારી જાય એવી ધાક બેસાડી દેવી એ એનો વાર્ષિક કાર્યક્રમ બની ગયો.

જયપાલના પુત્ર આનંદપાલે આ ભય પારખી ભારતીય રાજવીઓ-નું એક સંયોજન યોજ્યું અને એક જબરું લશ્કર તૈયાર કર્યું. ધર્મ અને માતૃભૂમિના રક્ષણ અર્થે દૂરદૂરથી સૈનિકો ભેગા થયા. હિંદુ સ્ત્રીઓએ પોતાનાં આભૂષણો વેચીસાટી પોતાનો ફાળો આ ધર્મયુદ્ધમાં મોકલાવ્યો. બંગાળ સિવાયના સર્વ રાજવીઓએ પોતપોતાની કુમક મોકલી, માતૃભૂમિના રક્ષણ અર્થે એક ભવ્ય સંયુક્ત યુદ્ધપ્રયત્ન થયો, અને આખું સૈન્ય ગઝનીરાજ્ય ઉપર હુમલો લઈ ગયું. પેશાવર પાસે બન્ને સૈન્યનો ભેટો થયો. ભારતીય યોદ્ધાઓનો ધસારો અસહ્ય હતો. પ્રાથમિક વિજય ભારતવાસીઓને મળ્યો. પરંતુ એ વિજયોન્માદમાં ભારતીય સૈન્ય શીસ્તહીન અને અસ્તવ્યસ્ત બની ગયું, જ્યારે મહમદે ધીરજ રાખી પોતાના હારતા સૈન્યને જોતજોતામાં સંગઠિત બનાવી દીધું. એટલામાં આનંદપાલ જે હાથી ઉપર બેઠો હતો એ હાથી ભડકીને ભાગ્યો, અને એકાએક ભારતીય સૈન્ય પણ પરાજયની કલ્પના કરી ભાગવા લાગ્યું. મહમદે સ્થિતિ પરખી લીધી અને પોતાનું સાચવી રાખેલું સૈન્ય લઈ અવ્યવસ્થિત બની ગયેલા હિંદુ સન્ય ઉપર એ તૂટી પડ્યો. વીસ હજાર હિંદુઓ કપાઈ ગયા. અત્યંત બહાદુરી દર્શાવ્યા છતાં હાથમાં આવેલી જીતને ગુમાવી દેવાના અનેક પ્રસંગો ભારતે અનુભવ્યા છે. એમાં બંદોબસ્તનો – આજ્ઞાપાલનનો અભાવ કારણભૂત ગણાય. પરાજયનું નિવારણ કરવા જેવી દૃઢતાનો અભાવ પણ ખરો. આમ ભારતવાસીઓ સૈનિક – વ્યૂહરચનામાં મુસ્લિમો કરતાં ઊતરતા

નીવડ્યા અને તેમણે પરાજય પામી મુસ્લિમ ધસારાનો માર્ગ મોકળો કરી આપ્યો.

પછી તો એણે નગરકોટ લૂંટ્યું, બે વાર કનોજ લૂંટ્યું અને બાળ્યું, મથુરા ઉપર હુમલો કર્યો અને આમ એકંદર સત્તર વાર ભારતનાં વિવિધ જાણીતાં કેન્દ્રો ઉપર હુમલા કરી લૂંટફાટ, ભાંગફોડ અને કતલો કરી ભારતને મુસ્લિમઝનૂનનો પરચો કરાવ્યો. તેની છેલ્લી સવારી સોમનાથ ઉપર હતી. ત્રણ દિવસ સુધી ભારતવાસીઓએ મુસ્લિમ–હલ્લા પાછા વાળ્યા; છતાં ચોથે દિવસે મહમદની ઉચ્ચ વ્યૂહરચના સફળ થઈ અને એ ભારતવિખ્યાત મંદિરનો ધ્વંસ થયો. ઈ. સ. ૧૦૨૪–૨૫માં તેની છેલ્લી સવારી. પછી મહમદનું લક્ષ્ય ઈરાન બાજુએ ગયું. આખા એશિયાખંડમાં અદ્ભુત વીરત્વ માટે પંકાયલો સુલતાન મહમદ ઈ. સ. ૧૦૩૦માં મૃત્યુ પામ્યો.

મહમદની સવારીઓ એ ભારતીય ઇતિહાસને અજોડ પલટો આપનાર મહાપ્રસંગ. મહમદ માત્ર લૂંટફાટ કરવા આવતો હતો અને તેની કાયમી અસર કશી રહી નહીં એવી એક માન્યતા પૂર્ણતઃ સાચી નથી. પંજાબનો કેટલોક ભાગ ગઝની સાથે જોડી દઈ મહમદે ભારતનાં દ્વાર તોડી નાખ્યાં, અને પરદેશીઓની અવરજવર બહુ સરળ બનાવી દીધી. ભારતની આર્થિક લૂંટ એવી ભયંકર થઈ કે જેનો જોટો જડે એમ નથી. ભારતની સૈનિકશક્તિ પણ હણાઈ ગઈ. અને પરાજયોની પરંપરા નિહાળી રહેલા ભારતમાંથી આત્મવિશ્વાસ ઓસરી ગયો હોય એ પણ શક્ય છે. ઇસ્લામીધક્કા સામે સતત પરાજય પામવામાં શારીરિક અને યુદ્ધવ્યૂહની નિર્બળતા પણ સાબિત થાય. નૂતન ભયનો પૂરો સામનો કરવાની અશક્તિમાં ભારતીયસંસ્કૃતિની કોઈ ભારે પીછેહઠ દેખાય છે. અંદર અંદરના ઝઘડા, વિલાસીજીવન, અને મુસ્લિમશક્તિનો અંદાજ કાઢી તેના મુકાબલામાં એટલી જ શક્તિ વિકસાવવામાં કરેલું આળસ

એ કારણો આપી શકાય. ભારતીયસંસ્કૃતિ ઉપર આમ ભારે ફટકા પડ્યા અને સંસ્કૃતિનું રાજકીય કલેવર હવે થાક્યા સરખું થઈ ગયું.

## (૮)

## હિંદુ પતન અને મુસ્લિમ વિજય–બારમી સદી

**મુસ્લિમ ફટકાનાં પરિણામ**

મહમદ ગઝનીની સવારીઓમાં હિંદ લૂંટાયું, નિર્ધન બન્યું, ભારતની કલાસંપત્તિનો વિનાશ થયો, લાખો માનવીઓ માર્યાં ગયાં, હજારો હિંદવાસીઓ ગુલામ તરીકે મધ્ય એશિયામાં વેચાયા, દેશની સૈનિકશક્તિ હણાઈ, રક્ષણવ્યૂહમાં મોટાં ગાબડાં પડ્યાં, પંજાબનો કેટલોક ભાગ મુસ્લિમોને તાબે થયો, મુસ્લિમોની અવરજવર વધી અને સ્થાયી વસવાટવાળા મુસ્લિમો પણ સારા પ્રમાણમાં જુદે જુદે પ્રાન્તે વસી ગયા. ભારતની આત્મશ્રદ્ધા ઘટી. મુસ્લિમ-સંસ્કૃતિ આર્યસંસ્કૃતિને પલટી નાખવાનો નિશ્ચય કરી ચૂકી છે અને આર્ય સંસ્કૃતિમાં સમાઈ જવાની અગર તેની સાથે કોઈ પણ રીતનું સમાધાન કરવાની તેની તૈયારી નથી એવો આછો ખ્યાલ જરૂર આવ્યો હોવો જોઈએ. પરદેશની બીજી બધી સંસ્કૃતિઓને પોતાનામાં સમાવી દેનાર આર્યસંસ્કૃતિને મુસ્લિમસંસ્કૃતિ સામે એક પ્રકારની નિષ્ફળતાનો પણ ભાસ થયો હોવો જોઈએ એમાં નવાઈ નથી. એ નિષ્ફળતામાંથી ઊભી થતી નિર્બળતા મુસ્લિમસંસ્કૃતિ, ધર્મ અને મુસ્લિમ વિજેતાઓ પ્રત્યે એક પ્રકારનો અનુકૂળ ભાવ ઉપજાવે એ સહજ ગણાય. મહમદ ગઝનીને કેટલાક હિંદુઓએ સાથ પણ આપ્યો હતો અને તેનો એક સેનાપતિ શિવરાય હિંદુ હતો એ હકીકત બહુ સૂચક છે. મહમદ ગઝની સામે વારંવાર ઊભો થયેલો કમનસીબ કનોજનો રાજા રાજપાળ પ્રતિહાર વૃદ્ધ પણ થઈ ગયો હતો. મહમદ હિંદ છોડી ઈરાન તરફ વળ્યો એટલે ચંદેલા અને કચ્છપઘાટોએ મળીને કનોજ ઉપર વારંવાર હુમલા કર્યા અને એક

યુદ્ધમાં રાજ્યપાળ મરાયો. જે પ્રતિહારોએ લાંબા સમય સુધી—લગભગ ૨૦૦ વર્ષ સુધી—ભારતનું મુસ્લિમો સામે રક્ષણ કર્યું હતું તે પ્રતિહારો મુસ્લિમો અને સ્વજાતિના અન્ય રાજાઓના ફટકાથી હવે નહિવત્ થઈ ગયા.

**ગઢવાલ વંશ**

ઈ. સ. ૧૦૨૭માં ત્રિલોચનપાળ ગાદીએ આવ્યો અને કનોજનું રાજ્ય સંકોચ પામતું જ ગયું. લગભગ અર્ધી સદી સુધી પ્રતિહારવંશના નિર્બળ રાજાઓ કનોજમાં રાજ્ય કરતા રહ્યા. પરંતુ અગિયારમી સદીની છેલ્લી પચ્ચીસીમાં ગઢવાલી ચંદ્રદેવે પ્રતિહારોને હરાવી કનોજને પોતાની રાજધાની બનાવ્યું. ગઢવાલી રાજાઓ ધીમે ધીમે પોતાની સત્તાને વધારતા ચાલ્યા અને મુસ્લિમ ફટકાની અસર ઓછી થતાં ગઢવાલોએ મગધનું રાજ્ય પણ જીતી લીધું. અર્ધી સદી સુધી મહારાજાધિરાજ ગોવીંદ ચંદ્રે ફરી કનોજને જાહોજલાલી અર્પી. તેનો પૌત્ર વિખ્યાત જયચંદ્ર ઈ. સ. ૧૧૭૦માં ગાદીએ આવ્યો જેને દિલ્હીના પૃથ્વીરાજ સાથે વેર બંધાયું. દિલ્હીના પૃથ્વીરાજની માફક જયચંદ્ર પણ મુસ્લિમોથી હારેલો કનોજનો છેલ્લો હિંદુરાજા. જયચંદ્ર પછી મહાનગર કનોજ મુસ્લિમ સત્તા નીચે આવ્યું અને તેની મહત્તા ઘટી ગઈ.

**બંગાળનો પાલવંશ અને સેનવંશ**

પ્રતિહારોના દુશ્મન પાલવંશી રાજાઓ એ સમયમાં બંગાળનું રાજ્ય ભોગવતા હતા. પ્રતિહારો ઉપરાંત કલચુરી, ચંદેલા અને રાષ્ટ્રકૂટોએ પણ બંગાળને છિન્નભિન્ન કરી નાખ્યું. આમ ચારેપાસથી હેરાન થયેલા બંગાળમાં અંતે ઈ. સ. ૯૮૦થી ૧૦૩૦ સુધીમાં—એટલે મહમદ ગઝનીના મૃત્યુ સુધીમાં—મહીપાલ નામનો એક પ્રતાપી રાજા થઈ ગયો. મુસ્લિમો સામેના વ્યૂહમાં અનંગપાળ સાથે મહીપાળ જોડાયો ન હતો. બંગાળમાંથી ખુંચવાઈ લેવાયલા કેટલાક

પ્રદેશો મહીપાળે પાછા મેળવ્યા. કલચુરીઓ, ચોલાં અને ચાલુક્યોએ પણ બંગાળ પર હુમલો કર્યો. પણ મહીપાળે એ સહુને હરાવી ૧૦૨૫માં કાશી સુધી બંગાળનું રાજ્ય લંબાવ્યું. મુસ્લિમો સામે થયેલા હિંદુ-રાજાઓના સંગઠનમાં મહીપાળ સામેલ ન થયો એનાં કારણોમાં અન્ય રાજવીબંધુઓએ તેની કરેલી હેરાનગતી વિશિષ્ટ કારણ હોઈ શકે. ૧૧મી સદીના મધ્યમાં મહીપાલના પૌત્રને તેની ક્રૂરતાના કારણે લોકોએ ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો અને બંગાળના પાલવંશની પ્રતિષ્ઠા ધીમે ધીમે ઝાંખી પડી. ૧૨મી સદીની શરૂઆતમાં દક્ષિણનાં કર્ણાટકથી બંગાળ આવી વસેલા સેન નામના ક્ષત્રિયો ધીમે ધીમે સત્તાધીશ થતા જતા હતા. સેનવંશના વિજયસેને પાલવંશી મદનપાળને હરાવી બંગાળ જીત્યું અને આસામ, મિથિલા અને મગધનો કેટલોક પ્રદેશ પણ હાથ કર્યો. તેના પુત્રે કે પ્રપૌત્રે બંગાળની સત્તા કલિંગ અને બનારસ સુધી વધારી. મૂળ બંગાળી ન હોવા છતાં બંગાળના સેન રાજવીઓએ બંગાળને માતૃભૂમિ બનાવી અનેક ફેરફારો બંગાળી સમાજમાં કર્યા, જેની અસર આજ સુધી બંગાળમાંથી ભૂસાઈ નથી. એ સેનસત્તા પણ ૧૨મી સદીમાં બંગાળ માટે છેલ્લી હિંદુસત્તા બની રહી. ગઢવાલીઓની માફક સેન રાજવીઓ મુસ્લિમ ધસારા સામે ટકી શકયા નહિ.

**કલચુરી તથા ચંદેલા**

આ ઉપરાંત એ સમયે મધ્ય હિંદમાં કલચુરી અને ચંદેલાની મુખ્ય સત્તા હતી. એ વંશમાં ગાંગેયદેવ અને કર્ણ કલચુરી બન્ને મહાન રાજાઓ થઈ ગયા. પરંતુ ચંદેલાઓએ કલચુરીઓને હરાવી તેમને નિર્બળ બનાવ્યા. મુસ્લિમોના ધસારા વખતે કલચુરીઓ એક નાનકડી સ્થાનિક સત્તા બની ગયા હતા.

ચંદેલાઓમાં પણ કીર્તિવર્મન અને મદનવર્મન પરાક્રમી રાજાઓ

થઈ ગયા. પરંતુ તેના પૌત્ર પરમર્દિનને સુવિખ્યાત પૃથ્વીરાજ ચૌહાણે હરાવ્યો. ઉપરાંત શાહબુદ્દીન ઘોરીએ ઈ સ. ૧૨૦૩માં ચંદેલાઓને હાર આપી. આમ તેરમી સદીની શરૂઆત થતામાં તો મુસ્લિમો સામે પત્તાંઓના મહેલની માફક આર્યરાજ્યો પતન પામતાં ચાલ્યાં.

**પરમારવંશ**

ગઝની અને ઘોરીના હુમલાઓ વચ્ચેના કાળમાં આર્યત્વને ચમકાવનાર રજપૂત રાજ્યોમાં માળવાના પરમારોને પણ આપણે ગણવા પડશે. લગભગ નવમી સદીમાં ધારનગરમાં પરમારોએ ગાદી સ્થાપી. મુંજ અને ભોજ એ બન્ને પરમારવંશી પરાક્રમી મહારાજાઓ લાંબા સમય સુધી લોકકલ્પનાને ગમી ગયા હતા. પરંતુ મધ્ય હિંદના પરમારો અને દક્ષિણના ચાલુક્યો વચ્ચે સતત યુદ્ધ ચાલ્યા કર્યું. છ યુદ્ધમાં મુંજે ચાલુક્ય તૈલપને હરાવ્યો. પરંતુ સાતમા યુદ્ધમાં તૈલપ જીત્યો, મુંજ કેદ પકડાયો અને તૈલપે ક્રૂરતાપૂર્વક તેનો વધ કર્યો. શ્રી કનૈયાલાલ મુન્શીની સુવિખ્યાત નવલકથા 'પૃથ્વીવલ્લભ'માં મુંજ અને તૈલપના યુદ્ધનું પરિણામ બહુ સુંદરરીતે વર્ણવાયું છે. મુંજનો ભત્રીજો ભોજ ઈ. સ. ૧૦૧૮માં ગાદીએ આવ્યો. ચાળીસ વર્ષ સુધી ભોજનું કીર્તિવન્ત રાજ્ય ભારતમશહૂર બની ગયું, અને તેનું નામ આર્યજનતાની અનેક દંતકથાઓ સાથે જોડાઈ ગયું. લોકકલ્પનામાં જીવંત રહેલા આર્યાવર્તના કંઈક રાજવીઓ સાથે ભોજનું પણ એક આદર્શ રાજવી તરીકે સ્થાન છે. એ જાતે સમર્થ વિદ્વાન હતો અને વિદ્વાનોનો ભારે ચાહક હતો. સરસ્વતીમંદિર બંધાવી તેણે એક ભવ્ય પાઠશાળા ઊભી કરી જેણે એ યુગના સંસ્કાર સાચવી રાખવામાં બહુ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો. ભોજને પોતાને પણ સ્થાપત્ય, શિલ્પ, ખગોળ અને કવિતાનું ભારે જ્ઞાન હતું. તે એક સરસ યોદ્ધો પણ હતો. પરંતુ કલચુરી કર્ણદેવે તેને હરાવ્યો ત્યારથી તેની સત્તા ઘસાવા માંડી. બારમી સદીમાં પરમારો માત્ર સ્થાનિક સત્તાધીશો બની ગયા.

ગુજરાતના ચાલુક્યોને પણ આ યુગમાં ભૂલી શકાય એમ નથી. તેમણે પણ લગભગ સંગઠિત, બળવાન અને

**ગુજરાતના ચાલુક્યો** આબાદ મહારાજ્ય ગુજરાતમાં સ્થાપ્યું. ચાવડાઓ પછી ગુજરાતમાં રાજ્યસ્થાપના કરનાર ચાલુક્યવંશી મૂળરાજ હતો. એણે દસમી શતાબ્દિના અંતમાં અણહીલપૂર પાટણમાં રાજ્ય સ્થાપ્યું. ચાલુક્યોના સમયમાં પાટણની સત્તા અને મહત્તા ઘણી વધી ગઈ અને તે આબાદી, ધર્મ તથા વિદ્વત્તા માટે ભારતભરનું એક જાણીતું નગર બન્યું. માળવાના પરમારો સાથે ચાલુક્યોને ઘર્ષણ ચાલ્યા કર્યું. સૌરાષ્ટ્ર તેમ જ દક્ષિણ ગુજરાત સુધીનો આખો પ્રદેશ તેમણે પોતાની સત્તા નીચે લાવી દીધો અને વર્તમાન ગુજરાતની સીમાઓ તેમણે દૃઢ કરી. ભીમદેવ ચાલુક્યના સમયમાં મહંમદની સોમનાથ ઉપરની છેલ્લી સવારી થઈ, જેમાં ભીમની સરદારી નીચે ગુજરાતીઓ બહાદુરીથી લડ્યા, છતાં હાર્યા. એ પછી થયેલા સિદ્ધરાજ અને કુમારપાળ એ બન્ને ગુજરાતના ચાલુક્યવંશીય પરાક્રમી રાજાઓ હતા જેમણે યુદ્ધવીરત્વ સાથે વિદ્વત્તા અને સંસ્કારિતાને પોષી આદર્શ આર્યરાજવીઓમાં અગ્ર સ્થાન મેળવી લીધું. કલિકાલસર્વજ્ઞનું બિરુદ પામેલા સુપ્રસિદ્ધ જૈન મહાવિદ્વાન હેમચંદ્ર સિદ્ધરાજ અને કુમારપાળ એ બન્નેના રાજ્યમાં થઈ ગયા. મહંમદ ગઝનીના વાવાઝોડાને રોકી ન શકેલા ગુજરાતના ચાલુક્યો શાહબુદ્દીન અને કુતુબુદ્દીનનાં ઉત્તર ભારતમાંથી ધસી આવતાં વિજયી સૈન્યોને ખાળી મધ્ય તથા દક્ષિણ ભારતને લગભગ એક સદી સુધી મુસ્લિમ ઝંઝાવાતમાંથી મુક્ત રાખી શક્યા હતા. ઉત્તર હિંદને જોતજોતામાં જીતનાર શીયાબુદ્દીન અને કુતુબુદ્દીન બીજા ભીમદેવ અને રાજમાતા કર્ણદેવી સામે યુદ્ધમાં પરાજિત બન્યા હતા, જો કે એક સૈકા પછી ગુજરાતનું હિંદુ રાજ્ય અંતે મુસ્લિમ તલવારે નાબૂદ કર્યું.



રુદ્રમહાલય - સિદ્ધપુર - ગુજરાત

**મહમદ ગઝની પછી**

મહંમદ ગઝનીના વજ્રપ્રહાર પછી પણ હિંદુ રાજ્યો ચઢતી કળાએ આવતાં જતાં હતાં પરંતુ મુસ્લિમોની યુદ્ધકુશળતા સામે એક પછી એક એ રાજ્યો કેમ પડ્યાં એનો ઇતિહાસ આ સદીમાં લખવાનો આવે છે. આર્યસંસ્કૃતિએ વીરત્વ તો જરા ય ગૂમાવ્યું ન હતું. મુસ્લિમો સામે જીવની પરવા કર્યા વગર રાજપૂત રાજવંશીઓ લડ્યા છે અને કીર્તિભર્યાં મૃત્યુને ભેટયા છે. રાજપૂતવીરતાનાં અનેક કથાનકો છે કે જેમાંથી વીરત્વનો પદાર્થપાઠ સતત મળ્યા જ કરે. પરંતુ એક વાત સાચી કે આર્યરાજ્યવ્યવસ્થા હવે મુસ્લિમો સામે ટકી નહિ અને ઉત્તર ભારતના દિલ્હી નગરમાં મુસ્લિમોએ રાજગાદી સ્થાપી, લગભગ સાતસો વર્ષ ચાલે એવું કાયમી ઇસ્લામીકેન્દ્ર ઊભું કર્યું, જેની આસપાસ ભારતનો ઇતિહાસ હવે રચાવા લાગ્યો. બારમી સદીના અંત સાથે ભારતીય-સંસ્કૃતિના હિંદ–આર્ય–રાજકારણનો પણ લગભગ અંત આવ્યો ગણાય.

**પૃથ્વીરાજ ચૌહાણ**

દિલ્હીમાં મુસ્લિમી સત્તા કેન્દ્રસ્થ થઇ તેનાં સ્મરણોમાં પૃથ્વીરાજ ચૌહાણ સરખા આર્યાવર્તના એક મહામાનીતા, શૌર્ય અને પ્રેમનો આદર્શ બનેલા, ચૌહાણ-રાજવીની કથની આવી જાય છે. શાકમ્ભરી તથા અજમેરમાં રાજ્ય સ્થાપી ચૂકેલા ચૌહાણો મહંમદ ગઝનીની સવારી પછી એક મહાન સત્તા બની જાય છે. પ્રતિહારોની પડતીમાં તેમણે રાજ્ય સ્થાપ્યું અને તેમની કેટલીક શાખાઓ જુદે જુદે સ્થળે રાજ્ય કરતી પણ થઇ હતીઃ મહંમદ ગઝનીની સામેના સંયુક્ત આર્યમોરચામાં ચૌહાણોનું યશસ્વી સ્થાન હતું. રાજપૂતોની ચૌહાણશાખા સાહસ અને વીરત્વ માટે એ યુગમાં બહુ જ પ્રખ્યાત હતી. બારમી સદીના મધ્યમાં વિગ્રહરાજ ચૌહાણે વહેંચાઇ ગયેલી ચૌહાણશાખાઓને એકત્ર કરી ભારે સત્તાવિસ્તાર સાધ્યો તથા તુમારવંશીય રાજા પાસેથી દિલ્હી મેળવ્યું. વિગ્રહરાજ જાતે એક લેખક અને વિદ્વત્તાનો પોષક હતો. એના

પછી એનો ભાઈ સોમેશ્વર ચૌહાણ ગાદીએ આવ્યો. એ સોમેશ્વરનો પુત્ર તે પૃથ્વીરાજ ચૌહાણ. અનેક વીરકથાઓ અને શૃંગારકથાઓનો એ નાયક અને લોકકલ્પનામાં વસી ગયેલો એ સર્વપ્રિય છેલ્લો સ્વતંત્ર આર્ય રાજવી, જેની પરાક્રમકથા સાથે હિંદના સ્વાતંત્રની છેલ્લી કરુણ-ક્ષણ સંકળાયલી છે. ચંદ બરદાઈના પૃથ્વીરાજરાસામાં તેમ જ પૃથ્વીરાજ-વિજય નામના વીરકાવ્યમાં અનેક દંતકથાઓ વચ્ચે પૃથ્વીરાજનો ઇતિહાસ ઢંકાયો છે. ચંદેલા પરમર્દિનને પૃથ્વીરાજે હરાવ્યો હતો. મહાન લડવૈયા તરીકે અને મહાન નૃપતિ તરીકે પૃથ્વીરાજની ખ્યાતિ ભારતભરમાં ફેલાયલી હતી. કનોજના ગઢવાલવંશી જયચંદ્રની પુત્રી સંયુક્તાનું રાજસૂય યજ્ઞમાંથી જ હરણ કરી જનાર પૃથ્વીરાજને કનોજ સાથે પણ વેર બંધાયું એ વાત ઇતિહાસસિદ્ધ હોય કે ન હોય તો પણ તે સમયના રાજ્યોના પરસ્પર વિગ્રહ એક બીજાને નબળા પાડી રહ્યા હતા એમાં જરા યે શંકા નહિ. પૃથ્વીરાજની મોટામાં મોટી ભારતસેવા અને ખરી કીર્તિ તો મુસ્લિમો સામેના તેના વીરતાભર્યા આત્મવિલોપનમાં રહેલી છે. હવે અહીં આપણે એ મુસ્લિમ સ્પર્શ આગળ આવીએ છીએ કે જે સ્પર્શ ભારતને માટે કાયમનો સ્પર્શ બની ગયો.

**ઘોરીવંશ**

હેરાતની પૂર્વનો પહાડી પ્રદેશ તે ગૌર–ઘોર. હિંદુ બૌદ્ધ માર્ગમાંથી તાજા મુસ્લિમ બનેલા અફઘાનો ત્યાં વસતા. પડોશનું ગઝની રાજ્ય નિર્બળ બની ગયું હતું. બારમી સદીના મધ્યમાં અલાઉદ્દીન ઘોરીએ ગઝની શહેર લૂંટયું અને બાળ્યું. હિંદની લૂંટથી સમૃદ્ધ બનેલું ગઝની ત્યારે એશિયાનું એક સુપ્રસિદ્ધ શહેર ગણાતુ હતું. પછી ગઝનીનો સુલતાન પંજાબમાં આવીને રહ્યો. શાહબુદ્દીન ઘોરીએ પંજાબમાં આવી તેની સાથે ઝઘડા ચાલુ રાખ્યા, સિંધ જીત્યું, પરંતુ ગુજરાત ઉપરની સવારીમાં શાહબુદ્દીન ચાલુક્ય મૂળરાજ બીજા સામે હારી પાછો હઠયો. પરંતુ તેણે પંજાબનો કેટલોક ભાગ સર કર્યો. એટલે દિલ્હી પડોશમાં જ આવ્યું અને



સૂર્યમન્દિર તથા કુંડ મોઢેરા - ગુજરાત

દિલ્હીના પૃથ્વીરાજે મુસ્લિમભયને પરખી શાહબુદ્દીન સામે જબરજસ્ત ધસારો કર્યો ઇ. સ. ૧૧૯૧માં તરાઈ અગર તલવારીનાં મેદાનમાં આર્ય અને મુસ્લિમ સૈન્યો વચ્ચે ભયંકર અથડામણ થઈ અને હિંદુઓ પૃથ્વીરાજની સરદારી નીચે પૂર્ણ વિજય મેળવી શક્યા. હિંદની બહારના હુમલા સામેનો હિંદુઓનો આ છેલ્લો વિજય હતો એમ કહીએ તો ચાલી શકે. બદલો લેવા તલપી રહેલા શાહબુદ્દીને ફરી સૈન્ય ભેગું કર્યું અને પૃથ્વીરાજની સરદારી નીચે હિંદુઓએ ફરી મુસ્લિમોનો સામનો કર્યો. ભારતના બીજા રાજાઓ પણ પૃથ્વીરાજ સાથે સંયુક્ત મોરચામાં સામેલ હતા. ખૂનખાર યુદ્ધ પછી હિંદુઓ જીત્યા, છતાં આનંદપાળ અને મહમદ ગઝની વચ્ચેના યુદ્ધનું અહીં પુનરાવર્તન થયું. જીતના ઉત્સાહમાં મુસ્લિમોની પાછળ પડેલા હિંદુઓ અસ્તવ્યસ્ત બની યુદ્ધનું એકત્ર તંત્ર ગૂમાવી બેઠા અને શાહબુદ્દીને પોતના સૈન્યને ભેગું કરી અસ્તવ્યસ્ત બનેલા હિંદુ સૈન્ય ઉપર ફરી હુમલો કર્યો. પરાજિત સૈન્ય તરફથી જોરદાર હુમલો થતાં હિંદુ સૈન્યની અવ્યવસ્થા વધી, વીરત્વપૂર્વક લડતો પૃથ્વીરાજ પકડાયો અને હિંદુવિજય પરાજયમાં પલટાઈ ગયો. પૃથ્વીરાજને ક્રૂરતાપૂર્વક શાહબુદ્દીને કતલ કર્યો, આગળ વધી તેણે દિલ્હી અને અજમેર જીત્યાં. ગઢવાલી જયચંદ્રને મારી કનોજ લીધું. કલચુરી અને ચંદેલા પણ તેની સામે હારી ગયા, બિહારના પાલવંશી અવશેષ સરખો રાજવી તથા બંગાળના સેન રાજા પણ મુસ્લિમ સેનાપતિ બખ્તીયાર ખીલજી સામે પરાજિત થયા અને આમ જોતજોતામાં તેરમી સદી શરૂ થાય એટલામાં ગુજરાત, માળવા, પૂર્વબંગાળ અને રાજપૂતાના સિવાયનું આખું ઉત્તર હિંદ દિલ્હીમાં સ્થપાયેલી મુસ્લિમ સત્તાનો રાજ્યવિભાગ બની ગયું, ઈ. સ. ૧૨૦૬માં શાહબુદ્દીન ગક્કર નામના પહાડી લોકોને હાથે માર્યો ગયો. પરંતુ તેના ત્રણે ભારતીય સુબાઓએ ઘોરી રાજ્ય અમલને ફગાવી દઈ પોતપોતાનાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યાં. સિંધ અને મુલતાન નાસીરૂદ્દીન કુબ્ચાને હાથ ગયું. કુતબુદ્દીને

દિલ્હીમાં ગુલામવંશની સ્થાપના કરી દિલ્હીને મુસ્લીમ સત્તાનું જ માત્ર નહી પણ ભારતીય સત્તાનું એક મહાન કેન્દ્ર બનાવ્યું. બખ્તીયાર ખીલજી- એ બંગાળામાં રાજ્ય સ્થાપ્યું. મુસ્લિમ વિજય સાથે શરૂઆતનાં વર્ષોમાં તો હિંદે ખાનાખરાબી, જુલ્મ અને વિનાશ જોયાં. હજારો હિંદુઓની કતલ થઈ અને એથી વધારે ગુલામો બની મુસ્લિમ ધર્મને આશ્રયે જીવ્યા. ધર્મસ્થાનોનો ભયંકર વિનાશ થયો, જેમાં નાલન્દાના ભવ્ય પુસ્તકાલયને પણ આગ લગાડવામાં આવી. એ ઉજાડપ્રવૃત્તિમાં ભારતીયઇતિહાસનાં અનેક સાધનો નષ્ટ થઈ ગયાં. મંદિરોને સ્થાને મસ્જિદો બંધાવા લાગી. હિંદુઓ પરાજિત પ્રજા તરીકે અને મુસ્લિમ વિજયી તરીકેનાં દુઃખસુખ અનુભવી રહ્યાં. આ સમયને એક માર્ગસ્તંભ તરીકે ગણી અહીં આપણે ભારતીયસંસ્કૃતિના રાજકીય વિભાગને અટકાવી દઈએ. આઠમી સદીમાં શરૂ થયેલા મુસ્લિમોના હુમલા અટકતાં, વિકરાળતામાં વધતા જતા અગિયારમી સદીમાં મહમદ ગઝની દ્વારા અને બારમી સદીના અંતમાં શાહબુદ્દીન ઘોરી દ્વારા પાંચસો વર્ષે ભારતનો વિજય પ્રાપ્ત કરવામાં સફળ થયા. ભારતીયસંસ્કૃતિમાં આ પાંચસો વર્ષમાં કાંઈક એવું નિર્બળ તત્ત્વ પ્રવેશ પામી ચૂક્યું હતું કે જેથી તેની યુદ્ધકીય અને રાજકીય વ્યૂહરચના નિષ્ફળ નિવડી. ભારતવાસીઓમાં વીરત્વ ઓછું ન હતું એ તો તેમના વિરોધીઓ પણ માન્ય રાખે છે. છતાં ભારતીય- સંસ્કૃતિનો યુદ્ધકીય પરાજય ભારતીયસંસ્કૃતિના ત્રણ મહાન રાજકીય દોષોને જરૂર આગળ કરે છે: (૧) સંગઠનમાં એક પ્રકારની ખામી (૨) સામુદાયિક આત્મશ્રદ્ધાનો અભાવ, જેને લઈને આર્યોના વિજયો પણ પરાજયમાં ફેરવાઈ ગયા (૩) ચીવટાઈનો અભાવ.

આ ત્રણે અવગુણો આજ પણ આપણી રાજકીય પરિસ્થિતિને નિર્બળ બનાવી રહ્યા છે. મુસ્લિમોના સ્થાયીનિવાસ સાથે ભારતીય- સંસ્કૃતિનું એક નવું પાન ઉઘડે છે, અને ભારતીય પ્રાચીન સંસ્કૃતિ ઉપર આછો પડદો ખેંચાય છે.

## ( ૯ )

# ભારતમાં ઇસ્લામી રાજસત્તા

### અફઘાન - તુર્ક રાજ્યો

**આર્ય-ઇસ્લામી રાજકીય ઘર્ષણો**

હવે ભારતવર્ષમાં નવું વાતાવરણ ઊભું થાય છે, જેમાં હિંદુ-સંસ્કૃતિ અને મુસ્લિમસંસ્કૃતિ પ્રથમ ભયંકર અથડામણમાં આવી, અને પરસ્પર વિજય મેળવવાના પ્રયત્નમાં એક સંસ્કૃતિ ઉપર બીજી સંસ્કૃતિના વજ્રઘાવ થયા. અંતે રાજકીય ક્ષેત્રમાં મુસ્લિમ વર્ચસ્વ ભારતભરમાં વ્યાપક સ્વીકાર પામ્યું, અને હિંદુઓનું ઘણા મોટા પ્રમાણમાં મુસ્લિમ – ધર્માન્તર થયું. છતાં ધીમે ધીમે હિંદુ અને ઇસ્લામ – એ બન્ને સંસ્કૃતિઓ ભારતમાં જીવંત રહી, એકબીજા પ્રત્યે વધારે કોમળ, વધારે શિથિલસ્થાપક, વધારે સહિષ્ણુ અને વધારે સુમેળભરેલી બનતી ચાલી, જેમાં સમન્વયનાં અનેક સ્વપ્ન ઊઘડયાં અને બીડાયાં. પ્રથમ તો એની રાજકીય પાર્શ્વભૂમિ વધારે સ્પષ્ટ બનતી ગઈ છે, જેનો ઇતિહાસ ઇશારે ઝડપી ઉલ્લેખ અહીં કરી લઈએ.

**સમકાલીન હર્ષ અને મહમદ**

હર્ષ અને મહમદ પયગમ્બર લગભગ સમકાલીન. મહમદનો જન્મ ઈ. સ. ૫૭૦માં અને હિજરી સંવત શરૂ થયો ઈ. સ. ૬૨૨માં. ઈ. સ. ૬૩૨માં મહમદનું અવસાન. હર્ષનો જન્મકાળ નક્કી નથી, પરંતુ એ ગાદીએ આવ્યો ઈ. સ. ૬૦૬માં અને ઈ. સ. ૬૪૭માં તેનું અવસાન. ત્યાર પછી હિંદુઓનો – આર્યોનો રાજકીય પતનયુગ શરૂ થયો એમ કહીએ તો ચાલી શકે. એ પતનયુગ પણ યશસ્વી ન હતો એમ નહીં. છતાં મહમદ પેગમ્બરના

મૃત્યુ પછી એંશી વર્ષ વીત્યાં નહીં એટલામાં મહમદ કાસમે ઈ. સ. ૭૧૨માં સિંધ જીત્યું. હિંદનો એ પ્રથમ મુસ્લિમવિજય. હર્ષના અવસાન પછી પાંસઠ વર્ષે આ વિજયી ઇસ્લામ પ્રસ્થાન ભારતમાં થયું એ ઇતિહાસ અભ્યાસીઓ યાદ રાખે.

**રાજપૂત યુગ પછી**

મુસ્લિમોનો વિજય ત્યાર પછી સિંધથી બહાર લંબાયો નહીં, છતાં ભારતવિજયના તેના નાનામોટા પ્રયાસો ચાલું હતા એમ ઇતિહાસ ઝાંખું ઝાંખું કહી રહ્યો છે. હર્ષવર્ધન પછીના હિંદુયુગને કદી રાજપૂતયુગ તરીકે ઓળખવામાં આવે છે. એ યુગની ઝાંખી આપણે પ્રથમ કરી ગયા. એમાંથી નીચેની બાબતો સ્પષ્ટ થતી ગઈ:

(૧) સિંધ — જેમાં પશ્ચિમ પંજાબનો કેટલોક ભાગ આવી જતો હતો તેના ઉપર મુસ્લિમોનું વર્ચસ્વ સ્થાપન થયું અને ઠીકઠીક ચાલુ રહ્યું – જો કે સિંધ બહારના રાજપૂત રાજવીઓએ મુસ્લિમ સીમાને આગળ વધવા ન દીધી. સિંધની ઇસ્લામી સત્તા પણ ઘણે અંશે નામની જ બની રહી.

(૨) મુસ્લિમ રાજસત્તાને અંગે, સિંધમાં તથા પંજાબમાં અને ઈરાનના ઇસ્લામવિજય અંગે, અફઘાનિસ્તાનની સરહદ દ્વારા હિંદુ અને બૌદ્ધધર્મના ઇસ્લામી પરિવર્તનને પોષતા પ્રબળ પ્રયોગો પણ થઈ ચૂક્યા હતા – અને તે ઘણે અંશે સફળ પણ થતા હતા. સરહદના ગઝની તથા ગૌર જેવા પ્રદેશોમાં ઇસ્લામી ઠકરાતો અને અમીરાતો સ્થાપન થઈ ચૂકી હતી, જેમાંથી મહમદ કાસમ પછી લગભગ અઢીસો વર્ષે સબક્તગીને કાબૂલી હિંદુરાજવી જયપાળ ઉપર પ્રહારો કર્યા અને સબક્તગીનના પુત્ર મહમદે મધ્ય હિંદ સુધી સત્તર સવારીઓ કરી આખા ઉત્તર હિંદુસ્તાનને હલાવી નાખ્યો. આ મુસ્લિમ વિજય હિંદુસંસ્કૃતિની સ્થિરતાને હલાવી નાખી શક્યો – જો કે મહમદ ગઝનીના વર્ચસ્વથી

કાયમી મુસ્લિમરાજ્ય હિંદુસ્તાનમાં સ્થપાયું નહીં એ વાત સાચી. છતાં મુસ્લિમ સૈનિકો, સાહસિકો, ધર્મગુરુઓ અને વ્યાપારીઓની અવરજવર પ્રથમ કરતાં સારા પ્રમાણમાં વધી ગઈ હોય એ બહુ શક્ય છે. હિંદુસ્તાન હવે મુસ્લિમો માટે છેક અજાણ્યો પ્રદેશ ન રહ્યો. અલબરૂની સરખા સંસ્કૃતના પણ અભ્યાસીઓ મુસ્લિમોમાં હતા એ નોંધપાત્ર કહી શકાય. હિંદુ–મુસ્લિમ સંપર્ક ઉપર એ સારો પ્રકાશ નાખે છે. મહમદ ગઝનીના વિજયોની કાયમી અસર થઈ નહીં એમ કહેતી વખતે આપણે ભૂલવું ન જોઈએ કે તેની આડકતરી અસર ઇસ્લામસંસ્કૃતિને આગળ વધારવામાં અનુકૂળ નીવડી.

( ૩ ) ઈ. સ. ૧૦૨૫માં મહમદની છેલ્લી સોમનાથની સવારી. ત્યાર પછીનાં લગભગ દોઢસો ઉપરાંત વર્ષો વીત્યા પછી શિયાબુદ્દીન – શાહબુદ્દીન ઘોરીએ પંજાબનાં મુસ્લિમ થાણાં જીતી અંતે, દિલ્હીમાં ઇસ્લામી સૂબો નીમ્યો. એનો અર્થ એ થયો કે સિંધ, પંજાબ અને કાબૂલ સુધી આગળ વધેલી મુસ્લિમસત્તા હવે હિંદુસ્તાનના ઊંડા વિભાગોમાં સ્થાપન થઈ ચૂકી. તેરમી સદીની શરૂઆત થતાં ઈ. સ. ૧૨૦૬માં શાહબુદ્દીનના મૃત્યુ પછી તેના ગુલામમાંથી આગળ વધી સેનાપતિ થયેલા કુતુબુદ્દીન એબકે દિલ્હીમાં જે ઇસ્લામી રાજ્ય સ્થાપ્યું તે રાજવંશો બદલાયા છતાં સદીઓ સુધી ઇસ્લામી રાજ્ય રહ્યું અને હિંદનો આખો ઇતિહાસ મોટે ભાગે દિલ્હીને જ કેન્દ્રસ્થાને રાખી દિલ્હીના સુલતાનોની આસપાસ રચાઈ ગયો. બીજા સરદાર બખ્તીયાર ખીલજીએ બિહાર, બંગાળ સુધી આગળ વધી બૌદ્ધધર્મના રહેલા અવશેષો મીટાવી દીધા. ઈ. સ. ૧૨૦૬ પછીના યુગને આપણે હિંદુસ્તાનના ઇતિહાસમાં મુસ્લિમ યુગ તરીકે ઓળખાવી શકીએ. એ સાલથી – તેરમી સદીથી રાજકીય સત્તાની તુલા ભારતીય ઇસ્લામી રાજ્યકર્તાઓ તરફ ઢળી અને સત્તાના પ્રભાવે કરી શકાતા ઇસ્લામીકરણના પ્રયોગો માટે ઇસ્લામને બહુ મોટી અને બહુ લાંબી તક મળી.

## (૧)

## ગુલામવંશ ઈ. સ. ૧૨૦૬થી ૧૨૯૦

**ભારતીય મુસ્લીમ-યુગ**

એ મુસ્લિમયુગનો પ્રારંભ કરનાર ગુલામ રાજ્યવંશના સ્થાપક કુતુબુદ્દીન ઐબકનો રાજવંશ લગભગ એકચાશી વર્ષ ચાલ્યો જેમાં કુતુબુદ્દીન, અલ્તમશ, રઝિયા બેગમ, નસીરૂદ્દીન અને બલ્બન સરખા પ્રસિદ્ધ સુલતાનો થઈ ગયા, જેમણે ઇસ્લામી સત્તાને ભારતમાં કાયમી બનાવી દીધી. હિંદના શાહી તખ્ત ઉપર બિરાજનાર એકની એક જ સ્ત્રી રઝીયા સુલ્તાના. રઝીયાની ભવ્ય બાહોશી સામે તેના પ્રેમજીવનને તોળવાનો પ્રસંગ આવ્યો. પરિણામે એ યુગનાં બળોએ એ સ્ત્રીસુલતાનાને ગાદી ઉપરથી ખસેડી મૃત્યુમાં હોમી દીધી. એના પિતા અલ્તમશે ગ્વાલિયર, રણથંભોર, ઉજ્જૈન અને બંગાળ સુધી વિજયો પ્રાપ્ત કરી દિલ્હીની ઇસ્લામી સલ્તનતની હાક વગાડી. બગદાદના ખલીફાએ પણ તેનો હિંદના સુલતાન તરીકે સ્વીકાર કર્યો.

**ગુલામવંશનાં વળતાં પાણી**

ચીન અને મધ્ય એશિયામાં પોતાનો ડંકો વગાડનાર મહાન મોગલ ચંગીઝખાન—જે મુસ્લિમ ન હતો છતાં જેને મુસ્લિમ ધારવાની ઘણા ભૂલ કરે છે—તેની ચઢાઈઓના ભણકારા તે વખતે હિંદુસ્તાને અનુભવ્યા. અલ્તમશના પુત્ર અને રઝીયાના ભાઈ નસીરૂદ્દીને એક સાચા, સાત્ત્વિક ઇસ્લામી તરીકે, બાદશાહત હોવા છતાં, પુસ્તકોની નકલો કરી તેની આવકમાંથી સાદું જીવન ગુજારી, પોતાની બેગમના હાથની જ રસોઈ જમી ઇસ્લામી સાધુત્વની આખા રાજ્ય ઉપર સારી છાપ પાડી. વિજેતા સુલતાનો સાથે આવા સાધુ સુલ્તાનોની હિંદમાં ઓછી અસર ન હતી. રજપૂતાના, માળવા અને બુંદેલખંડના હિંદુ રાજાઓ પોતાનું સ્વાતંત્ર્ય જાળવવા માટે વારંવાર

પ્રયત્નો કર્યે જતા હતા અને નસીરૂદ્દીનના દક્ષ પ્રધાન ગીયાસુદ્દીન બલ્બને તેમને દાબમાં રાખવા સફળ પ્રયાસો પણ કર્યા. નાસીરૂદ્દીન પછી એ બાહોશ પ્રધાન બલ્બન ગાદી ઉપર આવ્યો અને તેણે લશ્કરી વ્યવસ્થા સુધારી. તેના એકવીશ વર્ષના રાજ્યમાં દિલ્હીની સલ્તનતને બલ્બને દૃઢ કરી. ટોળાબંધ ભારત ઉપર ચઢી આવતા મોગલોની સામે લડતાં બલ્બનનો એક આશાસ્પદ પુત્ર માર્યો ગયો, જેને લઈને બલ્બનની તંદુરસ્તી ઉપર માઠી અસર થઈ. તેના મરણ પછી ગાદીવારસ ઠરાવેલા પૌત્ર ખુશરુને સ્થાને સરદારોએ બલ્બનના બીજા પૌત્ર કૈકુબાદને ગાદીએ બેસાડ્યો. પરંતુ તે નિર્બળ અને નાલાયક નીવડવાથી જોરદાર બનેલી અફઘાન ખીલજી સૈનિકોની ટુકડીએ તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો અને ટુકડીના સરદાર જલાલુદ્દીન ખીલજીએ દિલ્હીની ગાદી લીધી. એક નોંધ કરવા સરખી છે: ભારતીય નિર્બળતા માટે હિંદુઓના આંતરિક ઝઘડાઓને આગળ કરવામાં આવે છે. મુસ્લિમો પણ અંદર અંદર ઓછું ઝઘડ્યા નથી.

આમ તેરમી સદીની શરૂઆતનાં એંસી વર્ષમાં

**કાયમી ઇસ્લામી-સત્તાનાં નોંધપાત્ર પરિણામ**

(૧) હિંદમાં મુસ્લિમ રાજસત્તા થઈ અને વિસ્તાર પામી;

(૨) કુતુબુદ્દીન, અલ્તમશ અને બલ્બન સરખા સૈન્ય અને રાજદ્વારમાં કુશળ સુલ્તાનો દિલ્હીની ગાદી ઉપર આવ્યા.

ઉપરાંત હિંદભરની એકની એક રાજ્યકર્તી સુલ્તાના રઝિયા આ યુગમાં થઈ ગઈ. પછી કોઈ સ્ત્રી ગાદીનશીન બની નથી.

(૩) નસીરૂદ્દીન સરખા સાત્ત્વિક ઇસ્લામી સુલ્તાનના રાજ્યમાં ફારસી સાહિત્ય અને સાહિત્યકારોને સારું ઉત્તેજન મળ્યું.

(૪) આજ કુતુબમિનારને નામે ઓળખાતો સુપ્રસિદ્ધ સ્થાપત્યનમૂનો

ચૌહાણ વિશળદેવે બાંધ્યો, કે ગુલામવંશી સુલ્તાન કુતુબુદ્દીને બાંધ્યો અને અલ્તમશે પૂરો કર્યો એ સંબંધમાં અભ્યાસકોમાં મતભેદ છે. મતભેદનું જે નિરાકરણ આવે તે ખરું. પરંતુ હિંદુસ્થાપત્યનું મુસ્લિમ રૂપાંતર કરવાની ક્રિયા પહેલા જ મુસ્લિમ રાજ્યમાં શરૂ થઈ ગઈ. હિંદુ મંદિરમાંથી મસ્જિદ પણ એણે જ બાંધી.

(૫) હિંદુરાજ્યો સામાં થયા કરતાં હતાં; પરંતુ તે મુસ્લિમ સત્તાને દૂર કરી શક્યાં નહિ; એટલું જ નહિ, પરંતુ તેઓ પોતે જ સત્તા અને સીમામાં સંકુચિત બનતાં ગયાં.

(૬) દિલ્હી અને કનોજમાં કેન્દ્રિત થયેલાં રાજપૂત કુટુંબો હિમાલયના પહાડી પ્રદેશમાં અગર રાજસ્થાનના રણમાં આવી આશ્રય શોધતાં બની ગયાં.

## ( ૨ )

## ખીલજી વંશ ઈ. સ. ૧૨૯૦થી ૧૩૨૦

**ખીલજી વંશ**

ખીલજી વંશમાં રાજસત્તા ટકી તો માત્ર ત્રીસ જ વર્ષ. વૃદ્ધ જલાલુદ્દીન ગાદીએ આવ્યો ત્યારે તે સીત્તેર વર્ષનો હતો; એટલે એનો બાહોશ ભત્રીજો અલાઉદ્દીન રાજકાજ અને યુદ્ધનું સંચાલન કરતો હતો. એ સમયે પણ મોગલોનાં ટોળાં હિંદ પર આવ્યા કરતાં હતાં; પરંતુ અલાઉદ્દીને તેમને પાછાં કાઢ્યાં અને જે મોગલોએ ઇસ્લામ-નો સ્વીકાર કર્યો તેમને હિંદમાં રહેવા દીધા. આમ હિંદુઓ સાથે મોગલોનું પણ ઇસ્લામીકરણ હિંદભૂમિ ઉપર થવા લાગ્યું. જલાલુદ્દીન-ના સૌમ્ય સ્વભાવે કાલીના ઉપાસક મનાતા એક હજાર ઠગને બંગાળમાં જીવતદાન આપ્યું. ઠગ અને કાલી ઉપાસનાનો આ જૂનો ઉલ્લેખ.

**ઇસ્લામનો પ્રથમ દક્ષિણ પ્રવેશ**

મેહમદ ગઝની અને મહમદ ઘોરી એ બન્ને ઐતિહાસિક યોદ્ધાઓ ઇસ્લામને ગુજરાતથી આગળ લઈ જઈ શક્યા ન હતા. અત્યાર સુધી વિંધ્ય પર્વત નીચેનો આખો દક્ષિણપ્રદેશ મુસ્લિમ આક્રમણથી મુક્ત રહ્યો હતો, જો કે દક્ષિણના રાષ્ટ્રકૂટોને હિંદ બહારના મુસ્લિમો સાથે સારો સંબંધ હતો. રાષ્ટ્રકૂટોના સૈન્યમાં મુસ્લિમોની ટુકડીઓ પણ હતી. એ હકીકત નોંધ માગે ખરી. યુદ્ધવીર અલાઉદ્દીને દક્ષિણમાં ઊતરી ઠેઠ દેવગિરિના યાદવવંશી રાજાને હરાવી અઢળક દ્રવ્ય મેળવ્યું. દક્ષિણમાં સૌથી પ્રથમ વિજયી મુસ્લિમ સૈન્ય લઈ જનાર યશસ્વી ભત્રીજા અલ્લાઉદ્દીનનો દિલ્હી પાછા ફરતાં સત્કાર કરવાને તેના કાકા સુલતાન જલાલુદ્દીને સમારંભ ગોઠવ્યો. પરંતુ તેમાં સંકેત મુજબ ભત્રીજાએ કાકાનું ખૂન કરાવ્યું, પછી કાકાના બન્ને પુત્રોની કતલ કરાવી અને અલાઉદ્દીન ખીલજી ઈ. સ. ૧૨૯૬માં ગાદીએ બેઠો.

**ગુજરાતના હિંદુ-સ્વાતંત્ર્યનો અંત**

ઉત્તર હિંદમાં હજી ગુજરાતનું હિંદુ-રાજપૂત રાજ્ય પોતાનું સ્વાતંત્ર્ય જાળવી શક્યું હતું. ઇસ્લામી સૈન્યોનો ગુજરાતીઓએ કેટલીક વાર પરાજય પણ કર્યો હતો. એ ગુર્જરસ્વાતંત્ર્યનો ઈ. સ. ૧૨૯૭માં અલાઉદ્દીને અંત આણ્યો. ગુજરાતના વાઘેલા વંશનો કરણ સ્ત્રીલોલુપ હતો અને તે કારણે તેની અને તેના પ્રધાનની વચ્ચે અણબનાવ થયો. કહેવાય છે કે એ પ્રધાનની સલાહ અને સહાય મળતાં અલાઉદ્દીને અલફખાનની સરદારી નીચે મોટું સૈન્ય મોકલ્યું, જેણે કરણને હરાવી ગુજરાતમાં મુસ્લિમસત્તા સ્થાપન કરી. ખંભાતનું સુપ્રસિદ્ધ બંદર પણ હવે ઇસ્લામી બંદર બની ગયું.

પોતાને દ્વિતીય સિકંદર ગણાવતા અલાઉદ્દીને હવે મેવાડ તરફ

**મેવાડ સામે ઇસ્લામી ઘસારો**

નજર કરી. મેવાડના રાણા ભીમસિંહની પત્ની પદ્મિનીનું સૌન્દર્ય અલાઉદ્દીનના મેવાડયુદ્ધમાં કારણરૂપ હતું એમ કહેવાય છે. પરંતુ એવાં કારણો હોય તો ય ગૌણ ગણાય. અલાઉદ્દીને ચિતોડને ઘેરો ઘાલ્યો ઈ. સ. ૧૩૦૩માં. રાણો ભીમસિંહ કેદ પકડાયો. અને અલાઉદ્દીને રાણી પદ્મિનીની બદલામાં માગણી કરી. પદ્મિની પોતાના ચુનંદા સૈનિકોને લઈ, તેમને સ્ત્રીવેશ પહેરાવી અલાઉદ્દીનની છાવણીમાં ગઈ. સ્ત્રીવેશધારી રજપૂત સૈનિકોએ મુસ્લિમ છાવણીમાં ભારે કતલ ચલાવી અને તેનો લાભ લઈ ભીમસિંહ અને પદ્મિની છાવણીમાંથી ચિતોડ પાછાં ચાલ્યાં ગયાં. ઉત્તરમાંથી મોગલો એ અરસામાં ચઢી આવ્યા, એટલે અલાઉદ્દીનને પાછા દિલ્હી જવું પડ્યું. મોગલોને હરાવી તેણે બીજે જ વર્ષે ફરી ચિતોડગઢને ઘેર્યો. રજપૂતો ટકી શકયા નહીં એટલે રાણી પદ્મિની સાથે રજપૂત સ્ત્રીઓએ જૌહર કરી અગ્નિમાં પોતાના દેહ હોમ્યા અને રજપૂતોએ કેસરિયાં કરી મુસ્લિમો સામે લડતાં પ્રાણ ત્યાગ કર્યા.

**દક્ષિણ વિજય**

મુસ્લિમ સૈન્યે ગુજરાત જીતતાં ખંભાતમાંથી એક હિંદુ ગુલામ પકડ્યો, જેને મુસ્લિમ બનાવી મલેક કાફુરનું નામ આપ્યું. આ મલેક કાફુર અલાઉદ્દીનનો ઘણો માનીતો થઈ પડ્યો અને તેને સેનાપતિપદ પણ મળ્યું. આ મલેક કાફુરે અલાઉદ્દીન તરફે મોટાં મોટાં યુદ્ધ કરી દેવગિરિ, તેલંગણ, દ્વાર સમુદ્ર અને ઠેઠ રામેશ્વર સુધી વિજય પ્રાપ્ત કર્યા અને રામેશ્વરમાં મુસ્લિમ વિજયના સ્મારક તરીકે એક મસ્જિદ પણ બંધાવી. આમ આખા હિંદને તેના દક્ષિણ છેડા સુધી જીતનાર મુસ્લિમ સુલતાનોમાં અલાઉદ્દીન એકલો જ હતો. એના જ્વલંત યુદ્ધવિજયો અને સુદૃઢ, સુવ્યવસ્થિત રાજ્યબંદોબસ્ત હોવા છતાં તેના પાછલા કાળમાં રજપૂતોએ ચિતોડ પાછું જીતી લીધું અને દક્ષિણમાં હિંદુ રાજવીઓએ

પોતપોતાનાં રાજ્યો પાછાં હાથ કરી લીધાં. અલાઉદ્દીનના સમયમાં હિંદુઓનાં મોટા પ્રમાણમાં ધર્માન્તર થયાં અને મુસ્લિમોની પ્રબળ સૈન્યશક્તિનો પરિચય હિંદભરમાં થઈ ચૂકયો. અલાઉદ્દીન હિંદુસ્તાનના અત્યંત કુશળ સુલતાનોમાં મૂકી શકાય. સૈન્યનું બંધારણ, જાસુસી જાળ, કિલ્લાઓનાં સમારકામ અને અત્યંત કડક શાસન માટે પ્રખ્યાત થયેલા અલાઉદ્દીનના સમયમાં ફારસી સાહિત્ય અને હિંદુ સંગીતને ભારે ઉત્તેજન મળ્યું હતું એમ સુપ્રસિદ્ધ સાહિત્યકાર અને સંગીતકાર અમીર ખુશરૂની દરબારી હાજરી આપણને પુરાવો આપી જાય છે. હસન દહેલવી પણ બીજો સાહિત્યકાર આ સમયમા થયો. ઓગણીસ વર્ષનું રાજ્ય કરી અલાઉદ્દીન ખીલજી મૃત્યુ પામ્યો. હિંદુમાંથી પલટાયલા કાફુરનું સ્થાન ઇસ્લામી સંસ્કૃતિના એક સ્વરૂપને વ્યક્ત કરે છે એ યાદ રાખવું રહ્યું.

અલાઉદ્દીનનાં મૃત્યુ પછી મલેક કાફુરે અલાઉદ્દીનના પુત્રોની આંખો ફોડી ગાદીએ બેસવા પ્રયત્ન કર્યો.

**ખીલજી વંશનો અંત** સરદારોએ કાફુરનું ખૂન કર્યું અને અલાઉદ્દીનનો ત્રીજો પુત્ર મુબારક ગાદીએ આવ્યો.

મુબારક પણ ક્રૂર અને ખૂની નીકળ્યો. એના પાંચ વર્ષના રાજઅમલમાં ખુશરૂ નામના હિંદુ જ્ઞાતિમાંથી મુસ્લિમ બનેલા મુબારકના પ્રીતિપાત્ર સરદારે દક્ષિણમાં મલબાર સુધી સવારીઓ કરી ભારે લૂટ મેળવી. વ્યસની અને ક્રૂર મુબારકને ખુશરૂએ જ મારી નાખ્યો અને તેની ગાદી પચાવી પાડી. ખુશરૂ સરખો હલકી હિંદુ જ્ઞાતિમાંથી વટલેલો સરદાર સુલતાન બની રાજ્ય કરે એ ઇસ્લામી આલમને ગમ્યું નહિ. ખીલજી કુટુંબમાં કોઈ બહાદુર કે બાહોશ પુરુષ દેખાયો નહિ, એટલે પંજાબમાં સુબેદારી કરતા તુઘલખ વંશના ગ્યાસુદ્દીને દિલ્હી આવી ખુશરૂને માર્યો અને દિલ્હીના તખ્ત ઉપર તે પોતે બેઠો. આમ ત્રીસ વર્ષમાં તો ખીલજી

વંશનો અંત આવ્યો – જે ખીલજી વંશના અલાઉદ્દીને હિંદભરમાં ઇસ્લામી સત્તાને અજોડ વિજયોનો યશ અપાવ્યો !

ખીલજી વંશમાં મુસ્લિમસત્તાનું વિરાટ મોજું ઠેઠ રામેશ્વર સુધી ઊછળી રહ્યું; છતાં દક્ષિણનાં ઘણાં હિંદુરાજ્યોએ પોતાની સત્તા પાછી હાથ કરી લીધી અને મુસ્લિમ અસર ભૂંસી નાખવા મથન કર્યું.

( ૩ )

## તુઘલખ વંશ ઈ. સ. ૧૩૨૦થી ૧૪૧૩

**તુઘલખવંશી સુલતાનો**

તુઘલખ વંશ લગભગ એક સૈકા સુધી ચાલ્યો – ખરેખર ત્રાણું વર્ષ સુધી. ગ્યાસુદ્દીનના ચાર વર્ષના રાજઅમલમાં તેણે ઉત્તર હિંદને થાળે પાડ્યું અને દક્ષિણ, તેલંગણ તથા બેદર પ્રાન્તો પણ જીતી લીધા. આમ ખીલજી વંશથી શરૂ થયેલું દક્ષિણનું આક્રમણ તુઘલખ વંશમાં ચાલુ રહ્યું. ગ્યાસુદ્દીને ખેતીને ઉત્તેજન આપ્યું, કરઉઘરાતમાં પેસી ગયેલી લાંચરૂશ્વત દૂર કરી અને આજ આપણને નવાઈ પમાડે એવી ટપાલવ્યવસ્થા પણ ઊપજાવી. એક દિવસમાં બસો ગાઉ જેટલે દૂર કાગળ પહોંચી શકે એવી એ ખેપિયાની વ્યવસ્થા ધ્યાન-પાત્ર ગણાય. ગ્યાસુદ્દીન પછી છવ્વીસ વર્ષ સુધી દિલ્હીની ગાદી ઉપર રાજ્ય કરનાર મહમદ એક વિલક્ષણ પુરુષ હતો અને એની વિલક્ષણતાને અંગે એને ઇતિહાસમાં ગાંડા તરીકે ઓળખાવવાનો પ્રયત્ન થયો છે. છતાં એ ભૂલવું ન જોઈએ કે એને પ્રજાનું કલ્યાણ સાધવાની તીવ્ર ઇચ્છા હતી. તે જાતે સારો વિદ્વાન હતો અને ફારસી સાહિત્યનો મહાન પોષક હતો. દક્ષિણ હિંદુસ્તાન ઉપર વર્ચસ્વ સ્થાપવા માટે દિલ્હીને બદલે દેવગિરિ — દૌલતાબાદમાં રાજધાની સ્થાપવાના તેના પ્રયત્નો અસફળ થયા—જો કે એ રાજધાનીઓ રાખવાની પ્રથા જૂના અને નવા

યુગમાં ન હતી એમ કહેવાય નહીં. તેણે ચામડાના સિક્કા ચલાવ્યા ! એમાં તે ઇતિહાસકારોને હાથે વગોવાયો ખરો; છતાં ચામડાના સિક્કા આજના કાગળના સિક્કા કરતાં વધારે મજબૂત હતા એમાં શક નહિ ! પોતાના એક દાંત ઉપર તેણે મસ્જિદ બંધાવી ! બુદ્ધ ભગવાનના દાંત કે દેહઅવશેષ ઉપર ચૈત્યો રચાયા છે એનો વિચાર કરતાં મહમદની આ મસ્જિદ ખાસ ઘેલછાનું સૂચન કરતી હોય એમ લાગતું નથી. એ બાદશાહ જાતે બહાદુર હતો અને બંગાળ, ગુજરાત, સિંધ અને દક્ષિણ જેવા દૂર દૂર ફેંકાયલા પ્રાંતોમાં ઉઠેલાં બંડ મહમદે શમાવી દીધાં. ઇબ્નબતૂતા નામનો મૂર મુસાફર ઈ. સ. ૧૩૩૪માં હિંદ આવ્યો હતો – મહમદના સમયમાં. તો પણ, આ મહમદના સ્વભાવમાં એક પ્રકારનું ધૂનીપણું હતું કે જેને લઈને તેના કાર્યોમાં ઇતિહાસકારો ઘેલછા જોવા પ્રેરાયા. હિમાલયને માર્ગે મહમદે ચીન જીતવા માટે એક લાખ ઘોડેસવારનું લશ્કર મોકલ્યું. પરંતુ અસહ્ય બરફમા તેનું સૈન્ય નાશ પામ્યું. મુશ્કેલીઓના પ્રમાણનો વિચાર કર્યા વગર થયેલાં કાર્યો સફળ ન થાય; અને ચીનવિજયની યોજના એવી જ હોવી જોઈએ. છતાં હિંદ બહાર વિજય મેળવવાની તમન્ના રાખનાર બહુ થોડા ભારતીય રાજવીઓમાં મહમદનું નામ ગણાવું જોઈએ. સિંધનું બંડ શમાવતાં તેને તાવ આવ્યો તેમાંથી એ મૃત્યુ પામ્યો. અને તેના મૃત્યુ પછી તેનો ભત્રીજો ફિરોજશાહ તઘલખ આડત્રીસ વર્ષ સુધીનું લાંબુ રાજ્ય કરી શક્યો. આ શાણા અને શાંત રાજવીએ યુદ્ધવિજયોની ઘેલછા પોષવાને બદલે કેટલાંક નગરો બાંધ્યાં–જેમાંનું જોનપુર આજ પણ એક જાણીતું શહેર છે. શાળાઓ, મસ્જિદો, મહેલો, દવાખાનાં, હમામખાનાં, તળાવો, નહેરો અને પુલ બાંધી ફિરોજશાહે પ્રજાનું કલ્યાણ અને આબાદી વધાર્યાં. પ્રજાએ એના યુગમાં કાંઈ શાંતિ અનુભવી. એના પછી છ વર્ષમાં ત્રણ બાદશાહો ગાદી ઉપર આવ્યા, જેમના ટૂંકા રાજઅમલમાં તુઘલખ વંશની પ્રતિષ્ઠામાં ભારે ઓટ આવી. તુઘલખ વંશના છેલ્લા

રાજવી મહમદશાહના ઓગણીસ વર્ષના અમલ દરમિયાન દિલ્હીની સલ્તનત ઉપર એક મોટો ફટકો પડયો. એશિયા ખંડના મહાન વિજેતા ચંગીઝખાન સરખો બીજો પણ મુસ્લિમ વિજેતા તૈમુર એશિયા ખંડને હલાવી યુરોપ ખંડના દરવાજા ઠોકી રહ્યો હતો. એ તૈમુરે વચમાં ફંટાઈ હિંદ ઉપર ચઢાઈ કરી ઈ. સ. ૧૩૯૮–૯૯માં અને દિલ્હીમાં ભારે લૂટ અને કતલ ચલાવી. તૈમુરના ગયા પછી મહમદશાહે દિલ્હી આવી ફરી પોતાનું રાજ્ય સંભાળ્યું ખરું. પણ તૈમુરે જે ફટકો દિલ્હીને માર્યો એ ફટકાથી તુઘલખ વંશ ખખડી ગયો અને મહમદશાહના મૃત્યુ પછી થોડી અવ્યવસ્થાને અંતે પંજાબના સૈયદવંશી ખીઝરખાને દિલ્હીની ગાદી હાથ કરી લીધી.

**મહત્ત્વના પ્રાન્તીય બનાવ**

તુઘલખ વંશમાં કેટલાક મહત્ત્વના બનાવો બન્યા. દક્ષિણમાં હસન ગંગુએ ગુલબર્ગમાં બ્રાહ્મણી રાજ્યની સ્થાપના ઈ. સ. ૧૩૪૭માં કરી અને ગુજરાતમાં મુજફ્ફરશાહે સ્વતંત્ર ગુજરાતી ઇસ્લામી સલતનત સ્થાપી ઈ. સ. ૧૩૯૦માં. વળી ૧૩૪૬માં શાહમીર્ઝાએ કાશ્મીરમાં ઇસ્લામી રાજ્ય સ્થાપ્યું, અને ૧૩૯૪માં શર્કીવંશે જોનપૂરમાં રાજ્ય સ્થાપ્યું. આ સ્વતંત્ર રાજ્યોનો મધ્યકાળના ઇસ્લામી રાજ્યોમાં નોંધપાત્ર ફાળો છે. એ સલ્તનતોની આબાદી સમય જતાં એટલી વધી ગઈ હતી કે તેઓ દિલ્હીની સલ્તનતની હરીફાઈ કરી શકતી હતી. ગંગુ નામના બ્રાહ્મણને ઘેર નોકરી કરતા બ્રાહ્મણી વંશના સ્થાપક માટે ચાલતી કથા કેટલે અંશે દંતકથા હશે એ તો હજી નક્કી થયું નથી. છતાં એ યુગના ઝનૂનને પડછે પણ હિંદુ મુસલમાન સંબંધો શીળા બનતા હતા એનું સૂચન એ કથામાં રહેલું દેખાય છે. ' બ્રાહ્મણી 'વંશને ' બહમની 'વંશ તરીકે ઓળખાવી એના સ્થાપકને ઇરાનના એક પ્રાન્ત જોડે સાંકળી દેવાનો પણ પ્રયત્ન થયો છે ખરો.

ગુજરાતી મુઝફ્ફર તો ઇસ્લામી ધર્મમાં ગયેલા એક હિંદુ જાટ—રજપૂત – નો વંશજ હતો એમાં ઇતિહાસ એકમત છે. મલેક કાફુર, ખુશરૂ, હસનગંગુ બ્રાહ્મણી અને મુઝફ્ફરશાહનો ઇસ્લામી મઝહબ ભારતીય હિંદુ ધર્મના પરિચય અને ઉછેરમાં થઈ ને વિકસ્યો હતો એ અને એવી બીજી ઘણી હકીકત ભારતીયસંસ્કૃતિના ઇસ્લામ સંપર્કની અસર સમજવા માટે ઊંડો અભ્યાસ માગે છે. જૌનપૂરનો શર્કી ઇબ્રાહીમ શાહ અને કાશ્મીરનો ઝૈન-ઉલ્-અબીદીન વિદ્વત્તાના પોષક હતા અને હિંદુધર્મ પ્રત્યે સદ્ભાવ સેવતા હતા. ઈ. સ. ૧૪૦૧માં માળવામાં પણ સ્વતંત્ર ઇસ્લામી રાજ્ય સ્થપાયું

( ૪–૫ )

## સૈયદવંશ અને લોદીવંશ

**સૈકા ઉપર ચાલેલા એ ઇસ્લામી રાજવંશો**

ખીજરખાંએ સ્થાપેલો સૈયદવંશ માત્ર સાડત્રીશ વર્ષ ચાલ્યો. પરંતુ તેના પછીના ત્રણેક રાજાઓ તદ્દન નિર્બળ નીવડ્યા અને ઈ. સ. ૧૪૫૧માં અલાઉદ્દીન સૈયદ નામના ધાર્મિકવૃત્તિવાળા સૈયદ રાજવીને ખેડૂતની જિંદગીમાં ખસેડી નાખી બહીલોલ લોદી નામના પઠાણે લોદી વંશની સ્થાપના કરી. એ વંશ લગભગ પંચોતેર વર્ષ ચાલ્યો. આગ્રા શહેર બહીલોલ લોદીએ નવેસર વસાવ્યું. એણે દિલ્હીની નિર્બળ બનતી સત્તા ફરી જમાવી અને પૂર્વમાં કાશી સુધી અને ઉત્તરમાં હિમાલય સુધી પોતાની રાજ્યસીમા વધારી. એનો પુત્ર સિકંદર લોદી પણ એના સરખો બાહોશ રાજ્યકર્તા હતો. પરંતુ એનામાં ઇસ્લામનું ધર્મઝનૂન ઘણું વધારે હતું. હિંદુઓનાં ઘણાં મંદિરો તેણે તોડ્યાં એવી નોંધ થયેલી છે. સિકંદરનો પુત્ર ઇબ્રાહીમ દિલ્હીને સાચવી શક્યો નહિ. ચિતોડના મહત્ત્વાકાંક્ષી રાણા સંગથી તે હારી ગયો. વળી તેની

આપખુદીથી તેના સરદારો નારાજ થયા અને અંતે પંજાબના સૂબા દૌલતખાને સુપ્રસિદ્ધ મોગલવંશના સ્થાપક બાબરને બોલાવી લોદી-વંશનો અંત આણ્યો. ઈ. સ. ૧૫૨૬ની આ સાલ માર્ગસ્તંભ તરીકે નોંધવા સરખી છે.

ઈ. સ. ૧૨૦૬માં સ્થપાયલી દિલ્હીની અફઘાન–તુર્ક સલ્તનત પાછી ૧૫૨૬માં એક પરદેશીને હાથ જઈ પડી—પછી ભલે એ પરદેશી ઇસ્લામી હોય અને ભારતવાસી બન્યો હોય. લગભગ ત્રણસોવીસ વર્ષના ગાળામાં થઈ ગયેલાં પાંચ ઇસ્લામી રાજવંશો અફગાન તરીકે ઓળખાયા. હિંદ-ની રાજકીય દૃષ્ટિએ એ પાંચે વંશનું મહત્ત્વ ભારે છે. મુસ્લિમ રાજસત્તા લગભગ હિંદભરમાં વ્યાપક બની અને તે દિલ્હીની ઇસ્લામી રાજ્ય-સ્થાપનાનાં સો વર્ષ પહેલાં દક્ષિણ સુધી પહોંચી ગઈ.

વળી ઈ. સ. ૧૪૯૮માં પોર્ટુગીઝ લોકો વાસ્કો–ડી–ગામાની સરદારી નીચે દક્ષિણ હિંદના કાલીકટ બંદરે ઊતર્યા. તે સમયે નાનકડો લાગતો એ બનાવ લગભગ અઢીસો ત્રણસો વર્ષ પછી હિંદના રાજકીય ભાવિને મહત્ત્વનું ઘડતર આપનાર બન્યો એ પણ નોંધપાત્ર હકીકત કહી શકાય. દરિયામાર્ગે થયેલી આ શોધથી યુરોપના એશિયાઈ વ્યાપારનાં કેન્દ્રો બદલાઈ ગયાં, એટલું જ નહિ, આખી ભાવિ રાજકીય ઘટના ભારતને માટે – અને દુનિયાને માટે – બદલાઈ ગઈ.

**મુસ્લિમ સત્તામાં હિંદુઓ**

રખે કોઈ એમ માને કે આ ત્રણસોયે વર્ષમાં મુસલમાનોએ આખા હિંદમાં એક ચક્રે સત્તા ભોગવી હતી મુસ્લિમ-સત્તાનો પરચો તો ખરેખર આખા હિંદને દેખાયો; છતાં નાનાંમોટાં હિંદુરાજ્યો પોતા-નું સ્વાતંત્ર્ય સાચવી રાખવા ચારે બાજુ મથન કરી રહ્યાં હતાં અને તેમાં તેમને વચ્ચે વચ્ચે સફળતા પણ મળતી હતી. મુસ્લિમ સત્તાધીશો પણ અંદર અંદર લડતા હતા અને દિલ્હીનું કેન્દ્ર

નબળું પડતાં પોતાનાં સ્વતંત્ર ઇસ્લામી રાજ્યો સ્થાપન કરી દેતા હતા. ઘણી વાર તો દિલ્હીની સત્તા એટલી નિર્બળ બની જતી કે દિલ્હીની આસપાસનો સાંકડો નાનકડો પ્રદેશ માત્ર સલ્તનતના જવરઅવરના રસ્તા સરખો સંકુચીત બની રહેતો. મુસ્લિમ સત્તાની ધર્માંધતા વચમાં વચમાં ફાટી નીકળતી હતી. છતાં પ્રજા વિરુદ્ધધર્મને પણ સહન-શીલતાથી જોવા પ્રેરાય એવી પ્રજાકીય સામગ્રી આ યુગમાં બહુ સારા પ્રમાણમાં તૈયાર થઈ ચૂકી હતી જેનું અવલોકન 'વિચારક્રાંતિ' નામના પ્રકરણમાં આપણે કરીશું. એ જ યુગમાં ઈ. સ. ૧૩૩૫માં સ્થપાયલું દક્ષિણનું વિજયનગર હિંદુ મહારાજ્ય બહુ યશસ્વી અને વિસ્તૃત બન્યું હતું. બે હિંદુભાઈઓએ મળીને એ રાજ્ય સ્થાપ્યું. યુદ્ધકીય દૃષ્ટિએ અને સાંસ્કારિક દૃષ્ટિએ વિજયનગરનું મહારાજ્ય દક્ષિણમાં બહુ મહત્ત્વનું સ્થાન ભોગવી રહ્યું. એ સ્થાપના મહમદ તુઘલખના સમયમાં થઈ અને તેનો અંત ૧૫૬૫માં આવ્યો. ૨૩૦ વર્ષ સુધી બ્રાહ્મણી સુલતાનોને એ રાજ્યે દક્ષિણમાં આગળ વધતાં અટકાવી દીધા. દક્ષિણ-ની આર્થિક આબાદી પણ એ રાજ્યમાં બહુ વૃદ્ધિ પામી અને ધમધોકાર વ્યાપાર એ રાજ્યમાં ચાલ્યો હતો. હિંદુસંસ્કારના એક મહત્ત્વના કેન્દ્ર તરીકે પણ વિજયનગરનું બહુ મહત્ત્વનું સ્થાન ગણી શકાય. રાજ્યમન્ત્રી માધવે ઈ. સ. ૧૩૮૦ના અરસામાં લખેલો 'સર્વદર્શનસંગ્રહ' નામનો સંસ્કૃત ગ્રંથ આજ પણ હિંદુ ફિલસૂફીનો બહુ મહત્ત્વનો આધારગ્રંથ ગણાય છે.

દિલ્હીની લગભગ પડોશમાં આવેલું રાજસ્થાન દિલ્હીની સલ્તનત સામે ભારે ટક્કર લઈ હિંદુત્વની ટેક જાળવી રાખી શક્યું હતું. એ રાજસ્થાનમાં કુંભા અને સંગ સરખા ચિતોડના મહા પરાક્રમી રાણા-ઓએ ગુજરાત, માળવા અને દિલ્હીની સલ્તનતોનો પણ પરાજય કરવા જેવી શક્તિ કેળવી હતી. આમ જ્યારે આપણે ત્રણસો વર્ષના ઇતિહાસને ઇસ્લામી અફઘાન યુગ તરીકે ઓળખાવીએ ત્યારે આપણે

ભૂલવું ન જોઈએ કે એ ઇસ્લામી સત્તા આ ત્રણસોયે વર્ષમાં સતત હિંદવ્યાપક ન હતી. મુસ્લિમો વિજેતા તરીકે આવ્યા છતાં સંખ્યામાં ઓછા તો હતા જ. અંતે રાજ્ય પ્રજાના હૃદય ઉપર જ રચી શકાય. ધર્મમાં ઝનૂન હોવા છતાં વિજયી મુસ્લિમો એટલું તો સમજ્યા હતા કે હિંદુ પ્રજાના અંશતઃ સંતોષમાં તેમના રાજ્યની સ્થિરતા હતી. એ કારણે પણ રાજવહીવટમાં તેમ જ સૈન્યમાં હિંદુઓની મોટા પ્રમાણમાં ભરતી કરવી પડતી હતી. હિંદુ રાજવંશો સાથે સંબંધ બાંધવાની વૃત્તિમાં તેમના ધર્મનો વિસ્તાર પણ એક ઉદ્દેશ રહેતો હતો ખરો; છતાં એમાંથી ઊભી થતી સગપણ અંગની વહીવટી અને સામાજિક સરળતા પણ એક ઉદ્દેશ બની રહેતી હતી. હિંદુ જમીનદારોને પણ પોતાના ભણી ખેંચવાનો પ્રયત્ન સફળ થતો. મોટામાં મોટો લાભ તો એ થયો કે મુસ્લિમો હિંદમાં વસ્યા, વધ્યા અને હિંદને પોતાનો દેશ માન્યો. એથી દેશની સંપત્તિ દેશમાં જ રહી; હિંદુ–મુસ્લિમ સંબંધોમાંથી વેર અને વિરોધ ઘટતાં ચાલ્યાં, એક બીજાને નિભાવવાની ઉદારતા કેળવાતી ગઈ અને બન્ને હિંદુ–મુસ્લિમ સંસ્કૃતિ સહજીવન જીવી શકે એવી શક્યતા ઊભી થઈ. આમ હિંદુ-ઇસ્લામ ઘર્ષણ ઘટવા લાગ્યાં અને સર્વ સ્થળે સર્વત્ર સત્તા ન હોવા છતાં દિલ્હીની સલ્તનતનું અને ઇસ્લામનું વર્ચસ્વ સ્થાપન થઈ ચૂક્યું આ યુગમાં.

## (૧૦)

## મોગલાઈ સત્તા – ૧૫૨૬થી ૧૭૬૧-૧૮૫૭

**ઉજ્જવળ ઇસ્લામી રાજસત્તા**

હવે આપણે એવા ઇસ્લામી રાજ તરફ દૃષ્ટિ કરીએ છીએ કે જે રાજઅમલે દુનિયાભરમાં હિંદુસ્તાનનું નામ અનેક રીતે ઉજ્જવળ બનાવ્યું. આજની દૃષ્ટિએ જોતાં એ રાજઅમલ સંપૂર્ણ હતો એમ તો ન જ કહેવાય—અને એ દૃષ્ટિએ

તો આપણી વીસમી સદીના અર્ધા ગાળા સુધી પણ કયો રાજઅમલ દુનિયામાં ડાઘ વગરનો રહ્યો છે ?—છતાં જે રાજઅમલની આપણે વાત કરીએ છીએ એ રાજઅમલ હિંદુસ્તાનની સંસ્કૃતિ અને આબાદી અંગે ઉચ્ચ કક્ષાનો ગણી શકાય. એ રાજઅમલ તે હિંદુસ્તાનના મોગલાઈ રાજઅમલ.

હિંદમાં મોગલવંશનો આદ્યસ્થાપક તે ઝહીરૂદ્દીન મહમદ બાબર. એનામાં મોગલોનું અને તુર્કોનું લોહી સંમિશ્રિત થયું હતું. પિતા તરફથી એ મહાન વિજેતા તુર્ક તૈમુરનો વંશ જ, અને માતાની બાજુએથી એવા જ મહાન વિજેતા મોગલ ચંગીઝખાનનો વંશજ. હિંદુસ્તાનમાં એણે સ્થાપેલો આખો વંશ મોગલવંશ તરીકે ઓળખાયો.

**બાબર**

બાબરના દાદા અબુ મીરઝા સૈયદને મધ્ય એશિયાનું મહારાજ્ય તૈમુરના વારસ તરીકે મળ્યું હતું. એના ચોથા પુત્ર ઉમર શેખ મીરઝાનો બાબર પુત્ર. એનો જન્મ ઈ. સ. ૧૪૮૩માં. બાબરના પિતાના ભાગમાં ઈરાનની ઉત્તરનો ફરગાન નામનો સુંદર અને રસાળ પ્રદેશ આવ્યો હતો. બાબર અગિયાર વર્ષનો થયો ત્યારે એનો પિતા પર્વત ઉપરથી અકસ્માત નીચે પડી મરણ પામ્યો. કાચી વયમાં રાજકારભાર તેને માથે આવી પડ્યો. બાબરના સ્વભાવમાં મોજ, સાહસ અને વીરત્વ ત્રણે ભેગા થયાં હતાં. નાની ઉંમરથી જ એણે આસપાસના પ્રદેશો જીતવા અને ખોવા માંડ્યાં. એક નવલકથામાં પણ અતિશયોક્તિ લાગે એવું દુઃખ અને સાહસભર્યું જીવન વીતાવી બાબર અંતે કાબૂલમાં સ્થિર થયો. કાબૂલ એટલે હિંદુસ્તાનની પડોશનો પ્રદેશ. હિંદુસ્તાન ઉપર તેણે નજર પણ રાખી અને ત્રણચાર વાર હિંદ ઉપર નાની નાની ચઢાઈઓ કરી તે પાછો પણ ચાલ્યો ગયો. દિલ્હીના લોદીવંશમાં અકુશળ ઇબ્રાહીમ આવ્યો અને બાબરને હિંદમાં સ્થિર સત્તા પ્રાપ્ત કરવાનો યોગ મળી ગયો. ઇબ્રાહીમે પોતાના વર્તનથી પોતાને સર્વત્ર

અપ્રિય બનાવી દીધો હતો. રાજ્યમાં અંધાધૂંધી ફેલાઈ ગઈ હતી. પ્રજા અસંતુષ્ટ હતી. ઇબ્રાહીમના કાકા અલાઉદ્દીને તથા પંજાબના સુબા દૌલતખાન લોદીએ ઇબ્રાહીમને ગાદી ઉપરથી ખસેડી મકવા બાબરની મદદ માગી. એ ત્રણે લોદી વંશજોના સ્વાર્થની ખેંચતાણમાં બાબર ફાવી ગયો અને તેણે પાણીપતના મેદાન ઉપર કુશળતાપૂર્વક યુદ્ધ કરી ઇબ્રાહીમને હરાવી રણમાં માર્યો અને દિલ્હીની ગાદી તેણે પ્રાપ્ત કરી. હવે તેને હિંદમાં જ રહેવું હતું. હિંદી મુસલમાનોને પરદેશીઓનો કાયમી નિવાસ ન જ ગમે. અફઘાન સરદારોએ પરદેશી બાબર સામે બંડ ઊઠાવ્યાં. તે શમાવતાં બરોબર મેવાડના પરાક્રમી મહારાણા સંગે બાબર સામે કાન્હવાના રણમેદાનમાં યુદ્ધ કર્યું, જેમાં બાબરે અનેક મુશ્કેલીઓ વચ્ચે તેને હરાવ્યો. આમ કેટલીયે વિપત્તિઓ-નો સામનો કરી તેણે ચાર વર્ષમાં મોગલાઈ રાજ્યના પાયા સ્થિર બનાવ્યા અને એટલામાં પોતાના માનીતા પુત્ર હૂમાયુનની માંદગી પ્રભુની વિશિષ્ટ પ્રાર્થના કરી પોતાને માથે વહોરી લઈ તે ઈ. સ. ૧૫૩૦માં મૃત્યુ પામ્યો. આ અડગ ધૈર્યવાન, કુશળ સેનાપતિ અને ઉદારદિલ રાજવીએ સ્થાપેલું મોગલાઈ રાજ્ય સતત ત્રણસોએકત્રીસ વર્ષ સુધી ચાલ્યું—જો કે વચમાં હૂમાયુના રાજઅમલનાં પંદરેક વર્ષ અને ઔરંગઝેબ પછીનાં સવાસો વર્ષ મોગલાઈ માટે ઓટનાં વર્ષો ગણી શકાય. છતાં નામની પણ પ્રતિષ્ઠિત મોગલાઈ આમ સવાત્રણસો વર્ષ ઉપરાંત ચાલી.

**અફઘાનવંશ સૂરવંશ – છઠ્ઠો**

બાબરના પુત્ર હૂમાયુને પણ ચારે પાસ ગુજરાત અને માળવા સુધી વિજયો પ્રાપ્ત કર્યા. પરંતુ શેરશાહ સૂર નામના એક અફઘાન સરદારે ઈ. સ. ૧૫૪૦–૪૧ના અરસામાં હૂમાયુન પાસેથી દિલ્હીની ગાદી પડાવી લીધી. સૂરવંશની કારકિર્દી પંદરેક વર્ષ ચાલી જેમાં માત્ર શેરશાહ પોતે જ મહાપ્રવીણ રાજકર્તા નીવડ્યો. એની સુવ્યવસ્થિત

રાજરચના મુસ્લિમ રાજઅમલની એક કીર્તિકથા કહી શકાય. અકબરે પણ શેરશાહે સ્થાપેલા રાજમાર્ગોના સ્તંભોને પકડી પોતાના રાજ્યની આબાદી વધારી હતી. પાંચ વર્ષની કારકિર્દીમાં પણ શેરશાહ એટએટલા સુધારા કરી શક્યો કે જે દિલ્હીની સલ્તનતને ટૂંક વખતમાં પણ શોભાસ્પદ નીવડ્યા. સુવિખ્યાત ટોડરમલ્લ શેરશાહની તાલીમ પામેલો હિંદુ સરદાર. શેરશાહની અદાલતો, રસ્તાઓ, નહેરો, મુસાફરખાનાં, ટપાલવ્યવસ્થા—ઉત્તમ રાજ્યનીતિનાં સૂચક કહી શકાય. એ લાંબુ જીવ્યો હોત તો કદાચ મોગલાઈની પુનઃ સ્થાપના હિંદમાં ભાગ્યે જ થઈ શકી હોત. મોગલાઈની ઉદારતા, સુવ્યવસ્થા અને દીર્ઘદૃષ્ટિ બાબર સાથે જ, શેરશાહી વારસા તરીકે ગણીએ તો ખોટું નથી. શેરશાહના નિર્માલ્ય પુત્ર અને પૌત્રોએ દસ વર્ષમાં પોતાની ગાદી માટેની નાલાયકી સિદ્ધ કરી આપી અને હૂમાયુનને મોગલાઈની પુનઃ સ્થાપના કરવાની તક આપી.

**હુમાયુન**

ઈરાનના રાજાનો આશ્રય સ્વીકારી, ઈરાનના રાજાનો શિયાપંથ ધારણ કરી સમય વીતાવતા હૂમાયુન અને તેના વફાદાર સરદાર બહેરામખાનને હિંદમાં ચાલેલી અંધાધૂંધીના સમાચાર મળ્યા. ઈરાનના શાહની સહાય લઈ હૂમાયુન પાછો હિંદુસ્તાન ઉપર ચઢી આવ્યો, સૂરવંશી સિકંદરને તેણે હરાવ્યો, દિલ્હીની ગાદીએ તે બેઠો અને છ માસમાં જ આરસની સીડી ઉપરથી પગ લપસી જતાં તે મૃત્યુ પામ્યો—ઈ. સ. ૧૫૫૬માં.

**અકબર—**
**૧૫૫૬–૧૬૦૫**

હવે મહાન અકબર ગાદી ઉપર આવે છે જેના નામથી આખી મોગલાઈ ખરેખર ઉજ્જવળ બની રહી. અકબરની ઉંમર ત્યારે તેરેક વર્ષની હતી. તે સમય મોગલાઈ માટે ઘણો કઠણ કહેવાય. હૂમાયુને જિત મેળવી હતી ખરી; પરંતુ હજી

રાજઅમલ વ્યવસ્થિત થયો હતો નહિ. સિકંદર સૂર હજી છૂટો હતો. સૂરવંશી આદિલશાહનો હિંદુ પ્રધાન હેમુ આગ્રા તરફ ધસી આવતો હતો. મુસ્લિમ રાજવંશનો હિંદુ સેનાપતિ હેમુ એક કુશળ સેનાપતિ હતો તેણે આગ્રા લીધું અને તે દિલ્હી તરફ ધસી આવ્યો. એટલું જ નહિ. પરંતુ દિલ્હીથી ઉત્તરે આવેલા પાણીપતના મેદાનમાં હેમુ અને મોગલાઈ સૈન્ય વચ્ચે ભારે યુદ્ધ થયું. અકબરની નાની વય છતાં એણે સરસ આત્મ-વિશ્વાસ દાખવ્યો અને તેના લોખંડી હૃદયના સરદાર બહેરામખાનની કુડકાઈએ આ યુદ્ધમાં અકબરને વિજય અપાવ્યો. કેદ પકડાયલા હેમુનો શિરચ્છેદ કરવા બહેરામખાને અકબરને ઉત્તેજિત કરવા માંડ્યો, પરંતુ જીતાયલા દુશ્મનને કાપી નાખવાની હલકટ ક્રૂરતા કરવાની અકબરે ના પાડી. જો કે એ પછી બહેરામે હેમુનો જાતે શિરચ્છેદ કર્યો, છતાં અકબરનું ઉદાર વલણ ત્યારથી સહુના ધ્યાન ઉપર આવ્યું.

**અકબરની વિજયપરંપરા**

પછી તો અકબરની કારકિર્દી એક વિજયની પરંપરા બની ગઈ. છ વર્ષ સુધી વફાદાર બહેરામખાન જ વહીવટ ચલાવતો. પરંતુ આ વૃદ્ધ બહેરામખાનનું વર્તન ક્રૂર, સ્વચ્છંદી અને પ્રજાને ન ગમે એવા પ્રકારનું થવા માંડ્યું, એટલે અકબરે તેને દૂર કર્યો અને રાજસત્તા પોતાના હાથમાં લીધી. હવે એક પછી એક પ્રાંતો અકબરે જીતવા માંડ્યા. તેણે જયપુર જીત્યું, માળવા જીત્યું, જોધપુર જીત્યું, ગોંડ પ્રદેશ જીત્યો, બંગાળ જીત્યું, કાશ્મીર અને ગુજરાત પણ જીત્યું, ખાનદેશ પણ તેને તાબે થયો. ચિતોડગઢ તેણે હાથ કર્યો ખરો, પરંતુ સિસોદિયા મહારાણા ઉદયસિંહ અને તેના પુત્ર પ્રતાપે આ મહાન અકબરને ઈતિહાસપ્રસિદ્ધ ટક્કર આપી મેવાડનો સ્વતંત્ર વાવટો અકબરના લાંબા રાજઅમલ દરમિયાન ફરકતો જ રાખ્યો. ચિતોડગઢ રજપૂતોએ ગુમાવ્યો ખરો—પરંતુ ચિતોડની રક્ષા માટે રજપૂતોએ દર્શાવેલું વીરત્વ સમગ્ર ભારતવર્ષની એક

મહાન વીરગાથા બની રહી છે. સિસોદિયાઓનું આ વીરત્વ પડતીમાં આવેલા હિંદુવીરત્વનું એક સૂચક ગૌરવચિહ્ન ગણાય. ઉત્તર હિંદનો મેવાડ સિવાયના સર્વ પ્રદેશ પોતાને હસ્તક અકબરે કરી લીધો અને દક્ષિણ હિંદ તરફ તેણે ધ્યાન દોર્યું. અહમદનગર, બિજાપુર, ગોલકોંડા અને બેદર–એ ચાર દક્ષિણનાં મુસ્લિમ રાજ્યો સમર્થ ગણાય. વિભક્ત બની ગયેલાં બ્રાહ્મણી રાજ્યોએ ભેગાં મળી હિંદુઓના આબાદ થતા મહારાજ્ય વિજયનગરનો વિનાશ ઈ. સ. ૧૫૬૫માં કર્યો હતો. એટલે આ ચાર રાજ્યો જ મહત્ત્વનાં દક્ષિણમાં ગણી શકાય. હવે અહમદનગરની ગાદી માટે ઝઘડો ઊભો થયો અને એક પક્ષે અકબરની મદદ માગી. ત્રાહિતની મદદ માગવાનો પ્રસંગ આવે ત્યારે પોતાનું પુણ્ય પરવાર્યું એમ જ માનવું રહ્યું. હિંદના અને અન્ય દેશોના ઇતિહાસમાં આવા પ્રસંગો વારંવાર આવી ચૂકેલા છે. અકબરના સૈન્યે અહમદનગરને ઘેરો ઘાલ્યો. એ જ ઘેરામાં સુલ્તાના ચાંદબીબી પ્રખ્યાત થઈ ગઈ. ચાર-પાંચ વર્ષ દક્ષિણના યુદ્ધમાં વીત્યાં એટલામાં ખાનદેશ અને અહમદનગર મોગલાઈમાં ભળી ગયાં અને બિજાપુર તથા ગોળકોંડાના સુલ્તાનોએ અકબરના ખંડિયા બનવાનું કબૂલ કર્યું. આમ મોગલાઈએ અકબરના યુગમાં હિંદના મોટા ભાગ ઉપર એકચક્રે રાજ સ્થાપન કર્યું. ગુજરાતના વિજયે અકબરને દરિયા ઉપરનું સ્વામીત્વ પણ આપ્યું. આમ દિલ્હીના રાજતંત્રે દરિયો પણ પોતાનો બનાવ્યો.

**અકબર – એક સંસ્કારવીર**

પરંતુ વિજયી સેનાપતિ તરીકે અકબર જેટલો સુપ્રસિદ્ધ છે એટલો જ, એથી પણ વધારે, અકબર તેની અંગત ઉદારતા માટે, દીર્ઘદૃષ્ટિ માટે, ધર્મસહિષ્ણુતા માટે અને સંસ્કારપ્રિયતા માટે પ્રખ્યાત છે. જગતભરના મહાન રાજવીઓમાં અશોકની માફક અકબરનું પણ અગ્રસ્થાન છે. હિંદુઓ પ્રત્યેની તેની ઉદાર રાજ્યનીતિ અને મૈત્રીભર્યું વલણ તથા હિંદુ-મુસ્લિમ ઐક્ય સાધવાનો

દીને-ઇલાહીનો તેનો ધર્મપ્રયત્ન એ પ્રજાકીય દૃષ્ટિએ તેના કીર્તિસ્તંભ ગણી શકાય. સામસામી ઊભેલી, અરસપરસ ભળી ન શકતી હિંદુ-મુસ્લિમ સંસ્કૃતિના સભાનપૂર્વક, સમજપૂર્વક સમન્વય કરી તેમાંથી એક નવીન સંસ્કૃતિ સર્જવાના યશસ્વી પ્રયત્નોમાં અકબરનો પ્રયત્ન મહાયશસ્વી ગણી શકાય. સંગીતનો, કલાનો, સંસ્કૃતનો, ફારસીનો એ મહાન પોષક મહાન રાજવી જેટલું મુસ્લિમોનું હૃદય જિતી ગયો એટલું હિંદુઓનું હૃદય જિતી ગયો. મોગલાઈની આ પ્રજાકીય ભાવનામાં જ મોગલાઈના દીર્ઘઅમલના પાયા અત્યંત મજબૂત બની ચૂકયા હતા. અકબરે સ્થાપેલું ઐકય ઔરંગઝેબે હલાવી નાખ્યું ન હોત તો કદાચ હિંદુ-મુસ્લિમ ઐકયમાંથી એક અજબ અને અવનવી વિશ્વસંસ્કૃતિ ઊભી થઈ હોત એવો સંભવ છેક કલ્પિત ગણી શકાય એમ નથી.

**હિંદુ-મુસ્લિમ સમન્વય**

યશસ્વી અકબર અને અકબરના યશસ્વી રાજઅમલને માટે ઘણું ઘણું લખી શકાય એમ છે. અકબરનો ગાદીવારસ જહાંગીર અંબર—જયપુરના હિંદુ-રાજાની કુંવરીનો પુત્ર હતો. અકબરે પોતાની એ હિંદુપત્નીને પોતાનો ધર્મ પાળવાની છૂટ આપી હતી. એણે જજીયાવેરો પણ માફ કર્યો—જે માત્ર હિંદુઓ પાસેથી જ ઉઘરાવાતો. અકબરને પ્રાણીહિંસા પ્રત્યે અણગમો હતો; સૂર્યની ઉપાસનામાં તેને શ્રદ્ધા બેસવા લાગી; બ્રાહ્મણો, જૈનો, ખ્રિસ્તી અને ઝરથુસ્તી વિદ્વાનોની ધર્મચર્ચા તેના દરબારનો એક નિયમિત પ્રસંગ બની રહી.

વળી જમીન મહેસૂલની વ્યવસ્થા એણે સુધારી; સૈનિકવ્યવસ્થા પણ સુધારી અને હિંદુઓને મુસ્લિમ સરખા જ લશ્કરી અધિકારો આપ્યા; કરવેરાની વિવિધતાનું ભારણ ઘટાડી જમીન મહેસૂલ એક જ વેરાના રૂપમાં લેવાનો વહીવટ રાખ્યો; અલાઉદ્દીન ખીલજીની માફક લશ્કરી ઘોડાઓને છાપ આપી કેટલોક સૈનિક ગેરવહીવટ ઘટાડી દીધો.

પણ આપણે તો ઇતિહાસને ઇશારે જ ચાલવાનું છે. અકબરના સમયમાં હિંદે ભવ્ય આબાદી પ્રાપ્ત કરી અને હિંદની કીર્તિ દેશપરદેશ પણ ફેલાઈ. અકબરની ધર્મસભાઓ, વિદ્વદ્‌સભાઓ અને કલાસભાઓ રાજસંસ્કૃતિના આદર્શ દૃશ્ય રૂપ બની ગઈ અને એનું અનુકરણ ચારેપાસ થવા લાગ્યું. અકબરમાં હિંદુઓના વિક્રમ અને ભોજ જીવતા થતા દેખાયા. હિંદુ રાજદરબારોમાં મુસ્લિમ વિદ્વાનો અને કલાકારો જેમ પોષાવા લાગ્યા તેમ અકબરની માફક અન્ય ઇસ્લામી રાજદરબારોમાં અને અમીરોની બેઠકોમાં હિંદુ વિદ્વાનો, હિંદુ કલાકારો અને હિંદુ સેનાપતિઓ માનીતા મનાવા લાગ્યા. આ સંસ્કૃતિ-સમન્વયની ક્રિયા અફઘાન યુગમાં પણ ધીમીધીમી શરૂ થઈ ચૂકી હતી. હૂમાયુનને હરાવનાર શેરશાહ એક વખત જોધપુરના હિંદુરાજ્યનો સેનાપતિ હતો અને એ જ શેરશાહ દિલ્હીનો સુલતાન થયો ત્યારે તેણે હિંદુ ટોડરમલને રાજ્યનો વહીવટ સોંપ્યો—જે ટોડરમલને પાછો અકબરે અપનાવી લીધો હતો. પરંતુ અકબરે પોતે એ સમન્વયની આખી પ્રવૃત્તિને પોતાની જ બનાવી લઈ તેને રાજકીય મહોર-છાપ મારી દીધી અને એને પરિણામે રજવાડાઓમાં, દરબારોમાં, સુબાઓના સ્થાનોમાં, ધનિકોમાં, અમીરઉમરાવોમાં અને સર્વત્ર ધર્મ-ઉદારતા વ્યાપક બની, વિદ્યાકલાનો શોખ વધ્યો, હિંદુ–મુસ્લિમ વેરઝેર ઓછાં થયાં અને અનેક રાજકીય યુદ્ધો ચાલવા છતાં પ્રજામાં શાંતિ અને આબાદીનું એક ભવ્ય મોજું ફરી વળ્યું. હિંદુ-મુસ્લિમ પહેરવેશ પણ સર્વ-માન્ય બની ગયા. એના દીર્ઘકાલીન રાજઅમલે ભારતીય માનસને એક એવો રંગ આપ્યો છે કે એ ઉદાર માનસ ભારતીયસંસ્કૃતિનો એક ભાગ બની રહ્યું છે.

**જહાંગીર**
**૧૬૦૫–૧૬૨૭**

અકબર પછી તેનો પુત્ર સલીમ જહાંગીરને નામે અને જહાંગીર પછી તેનો પુત્ર ખુર્રમ શાહજહાંને નામે ગાદી ઉપર આવ્યા. એ બે રાજ્યકાલમાં ત્રેપન વર્ષ જેટલો ગાળો વીતી ગયો. આમ અકબર અને

તેના પછીના બે રાજકર્તાઓમાં આખી એક સદી વીતી ગઈ, જેમાં અકબરે ધારણ કરેલી નીતિનો જ પાયો મુખ્યત્વે સ્વીકાર પામ્યો હતો એમ એકંદરે કહીએ તો ચાલી શકે. જહાંગીર અને શાહજહાં એ બન્ને રાજકર્તાઓ માટે એથી લાંબા વિવેચનોની જરૂર નથી. અકબર સરખી સર્જનાત્મક મહત્તા બેમાં નહિ, છતાં બન્ને બહાદુર હતા, યુદ્ધોમાં પ્રવીણ હતા, અને એકંદરે અકબરની રાજનીતિને અનુસરતા હતા. હિંદુઓ અને રજપૂતો પ્રત્યે બન્ને બાદશાહોનાં વલણ ઉદારતાભર્યાં હતાં. દક્ષિણનો સુપ્રસિદ્ધ મુલ્કી વહીવટકાર મલીકંબર જહાંગીરનો વિરોધી. અસ્ત થતી બ્રાહ્મણી નિઝામશાહીને બચાવવા મલીકંબરે સારો પ્રયત્ન કર્યો હતો. નૂરજહાં નામની અત્યંત રૂપાળી અને અત્યંત બાહોશ ઈરાની યુવતીને પરણી જહાંગીરે તેને રાજકાજમાં ઘણી સત્તા આપી દીધી હતી. હિંદી રાજકરણમાં યશસ્વી ફાળો આપનારી સ્ત્રીઓમાં નૂરજહાંનું નામ પણ ગણી શકાય. સર-ટોમસ-રો નામનો અંગ્રેજ એલચી ઈલીઝાબેથ રાણીનું પ્રતિનિધાન લઈને જહાંગીરના દરબારમાં આવ્યો હતો અને એણે અંગ્રેજ વ્યાપારી કંપની માટે કેટલીક સગવડ મેળવી હતી. મોગલાઈની જાહોજલાલીનું તેણે આપેલું વર્ણન મોગલાઈની આબાદીના મોટા પુરાવો છે. જહાંગીર દારૂ પીતો, છતાં તે ન્યાયપ્રિય પણ હતો. મોગલાઈના વિલાસવૈભવની શરૂઆત તો બાબરે જ કરી હતી. સંસ્કૃતિ અને સંસ્કાર માનવહૃદયને કલા અને શોખ તરફ વાળે છે. અકબર, જહાંગીર અને શાહજહાં એ ત્રણેએ સંસ્કાર તથા કલાનું ભારે સંવર્ધન કર્યું અને મોગલાઈને તથા હિંદી કલાને દીપાવ્યાં.

જહાંગીરના મૃત્યુ પછી શાહજહાન ગાદી ઉપર બેઠો. ઉત્તર-દક્ષિણમાં બંડ અને યુદ્ધો પણ થયાં. દક્ષિણમાં શાહજહાનનાં યુદ્ધોમાં શિવાજીનો પિતા શાહજી પ્રસિદ્ધિમાં આવ્યો. શિવાજીનો જન્મ ઈ. સ. ૧૬૨૭માં. લગભગ એ જ વર્ષે જહાંગીરનું

**શાહજહાન**
**૧૬૨૮–૧૬૫૮**

મૃત્યુ થયું અને શાહજહાન ગાદીએ આવ્યો. શાહજહાનના યુગમાં મોગલાઈ આબાદીને શિખરે પહોંચી. પ્રજાવર્ગમાં ભારે સુખશાંતિ ફેલાઈ અને હિંદુસ્તાનને આજ પણ કીર્તિ અપાવતી કેટલીક કલાકૃતિઓ શાહજહાનની કારકિર્દીમાં જ આકાર પામી, જેમાં તાજમહાલ, આગ્રા-કિલ્લો અને મયૂરાસન આજ પણ લોકોની કલ્પનાને પ્રેરણા આપી રહ્યાં છે. મયૂરાસનને તો નાદીરશાહ હિંદમાંથી દિલ્હીની લૂંટમાં એક સદી પછી લઈ ગયો. પોતાની પ્રિય પત્ની મુમતાઝબેગમના મૃતદેહ ઉપર ભવ્ય તાજમહાલ બાંધી પત્નીને અમર કરી દેનાર સંસ્કારી હૃદયનો બાદશાહ શાહજહાન પણ હિંદના યાદ કરવા યોગ્ય રાજવીઓમાં સ્થાન પામ્યો છે. જહાંગીર અને શાહજહાન બન્ને રજપૂતમાતાના પુત્ર. બન્ને ભવ્ય પ્રેમી.

પરંતુ આ મહાન બાદશાહને એની વૃદ્ધાવસ્થામાં કરુણાજનક વારાફેરા નિહાળવા પડયા. ઈ. સ. ૧૬૫૭માં

**ભાઈભાઈ વચ્ચે યુદ્ધ** તે માંદો પડયો. શાહજહાનના ચારે પુત્રો શાહજહાન પછી ગાદીએ આવવાની લાલસા સેવવા લાગ્યા અને તેને માટે યુદ્ધની ભારે તૈયારીઓ ચારે બાજુએ ચાલી. તેના ચારે પુત્રોમાં દારા બહુ ઉદાર હતો, વિદ્વાન હતો અને હિંદુ ધર્મપુસ્તકો તરફ તે અત્યંત સદ્ભાવ રાખતો હતો. એણે ઉપનિષદોનું ફારસી ભાષાંતર પણ કરાવ્યું છે એથી તે ચુસ્ત મુસલમાનોમાં અપ્રિય થઈ પડયો. ઔરંગઝેબ ચુસ્ત મુસલમાન હતો. સાથે સાથે એ અત્યંત બુદ્ધિશાળી, સાદો, શ્રમપ્રિય અને દીર્ઘ-દૃષ્ટિવાળો હતો. ત્રીજો ભાઈ શુજા અને ચોથો ભાઈ મુરાદ એ બંને દારૂના વ્યસનમાં ડૂબી ગયા હતા. શાહજહાનની માંદગીના સમયમાં ચારે ભાઈઓ વચ્ચે યુદ્ધ થયાં. ત્રણે ભાઈઓને ક્રૂરતાપૂર્વક મારી ઔરંગઝેબ ગાદી ઉપર આવ્યો અને તેના વૃદ્ધ પિતાને ગાદી ઉપરથી ઉઠાડી મૂકી આગ્રાના કિલ્લામાં કેદ કર્યો. શાહજહાન સરખા મહાન શાહેનશાહને પુત્રને હાથે કેદમાં પૂરાવું પડ્યું !

આ ઔરંગઝેબ પણ મોગલ બાદશાહોમાં મહાન બાદશાહ કહી શકાય. ઔરંગઝેબને યુદ્ધવ્યવસ્થાનો સારો અનુભવ હતો. શાહજાદા તરીકે મધ્ય એશિયામાં બદખ્શાન, બલ્ખ અને કંદહાર ઉપર તેણે સવારીઓ કરી હતી. દક્ષિણના સૂબા તરીકે પણ તેણે બ્રાહ્મણી રાજ્યોને કાબૂમાં રાખ્યાં – અને મરાઠા સત્તાના ઉદયને એણે જોયો, જો કે તેનું મહત્ત્વ ત્યારે દેખાયું ન હતું. એની મહત્તામાં ધર્માંધતા ન હોત તો કદાચ મોગલાઈ આજ સુધી પણ જીવંત રહી હોત. એ જ રીતે કદાચ દારા ગાદી ઉપર આવ્યો હોત તો રાજકીય ઉદારતાથી પણ મોગલાઈ જીવંત રહેત. પરંતુ તેમ બનવા સર્જાયલું ન હતું. અકબર સરખી જ પ્રવીણતા ધરાવતો ઔરંગઝેબ અકબર સરખી ઉદારતા અને વિશ્વાસવૃત્તિ ખીલવી ન શક્યો અને એણે પોતે જ પોતાના દીર્ઘ રાજઅમલમાં, પોતાની વૃદ્ધાવસ્થામાં મોગલાઈને હાલતી ડોલતી જોઈ પણ ખરી. કટ્ટર મુસ્લિમ તરીકે હિંદુ – મુસ્લિમ સમન્વય થતો તેને રુચ્યો નહિ. કાશીમાં મુસલમાનો હિંદુઓ પાસે શસ્ત્રો અને શાસ્ત્રો શીખતા હતા એવું તેણે સાંભળ્યું અને તેણે કાશીનાં પવિત્ર મંદિરો તોડાવવા માંડ્યાં. પણ આ હિંદુ-મુસ્લિમ સમન્વયની સ્થિતિ તો ચારે બાજુએ વિકસતી જતી હતી. એટલે ઔરંગઝેબે મથુરાનાં દેવાલયો પણ તોડાવ્યાં. વળી તેણે હિંદુઓ ઉપર જજીયા-વેરો પણ નાખ્યો, જેથી હિંદુઓમાં ભારે અસંતોષ ફેલાયો. સત્નામી સાધુઓએ બંડ ઉઠાવ્યું જે શમાવવામાં ઔરંગઝેબે ભારે ક્રૂરતા વાપરી. શીખ ગુરુ તેગ બહાદુરને ઔરંગઝેબે રીબાવી રીબાવીને મારી નાખ્યો. આમ ઝનૂની મુસ્લિમ તરીકે હિંદુઓમાં તે અત્યંત અપ્રિય થઈ પડ્યો.

**ઔરંગઝેબ ૧૬૫૯–૧૭૦૭**

રાજપૂતો મોગલાઈને કેવા વફાદાર હતા અને રાજ્યને કેવા ઉપયોગી હતા તે ઔરંગઝેબ ન સમજે એવો અણસમજુ તો ન જ



બીબીનો મકબરો - ઔરંગાબાદ

**રાજપૂતો સાથેનો સંબંધ**

હતો એમ કહેવાય છે કે અકબરના સમયમાં જેટલા રાજપૂતો શાહી નોકર હતા તેના કરતાં ત્રણ ગણા ઔરંગઝેબના વખતમાં હતા. તેના કેટલા ય સેનાપતિ રજપૂત હતા—જેમાં જયસિંહનું સ્થાન મુખ્ય ગણાય. છતાં તેનું અવિશ્વાસથી ભરેલું હૃદય વફાદાર રજપૂતોમાં પણ પૂરતો વિશ્વાસ મૂકી શકતું નહિ. જોધપુરનો સુવિખ્યાત જસવંતસિંહ રાઠોડ શાહજહાન અને ઔરંગઝેબનો એક મોટો રાજસ્તંભ. તેને કાબૂલ મોકલી તેના એક પુત્ર પૃથ્વીસિંહને ઝેર આપી ઔરંગઝેબે મારી નાખ્યો. વળી કાબૂલમાં જ તેના બીજા બે પુત્રો મરણ પામ્યા અને મોગલસેવામાં જીવન ગુજારનાર જસવંતસિંહે પુત્રશોકમાં કાબૂલમાં જ દેહ ત્યાગ કર્યો. તેની રાણી પોતાના પુત્રો સાથે પાછી ફરી. બાદશાહે તેને પુત્રો સાથે કેદ કરી, જેમાંથી પરાક્રમી વીર દુર્ગાદાસ રાઠોડે તેમને મુક્ત કર્યાં અને સિસોદિયા રાજસિંહના રક્ષણ તળે મોકલી દીધાં. મેવાડના સિસોદિયાઓએ દિલ્હીનું નામનું ઉપરીપણું ત્યજી દીધું અને મોગલાઈની અંત નજીક આવી ચૂકેલા રજપૂતોને મોગલાઈ અણગમતી બની ગઈ.

**દક્ષિણ તરફ દૃષ્ટિ**

ઔરંગઝેબમાં વીરત્વ તો હતું જ, એટલે એણે રાજસિંહને નમાવવા મેવાડ ઉપર ચઢાઈ કરી. પરંતુ અકબરની માફક ઔરંગઝેબ પણ મેવાડ જીતવામાં નિષ્ફળ નિવડ્યો. અંતે મેવાડ મારવાડના રજપૂતો સાથે એને સંધી કરવી પડી; કારણ દક્ષિણમાં રહ્યાં-સહ્યાં ઇસ્લામી રાજ્યો ઉપરાંત હિંદુ મહારાષ્ટ્રીઓ શિવાજીની સરદારી નીચે મોગલાઈ સત્તાને પડકાર આપી એક સ્વતંત્ર રાજ્ય કોરી કાઢતા હતા. ઉત્તર હિંદને અસંતુષ્ટ કરી હવે ઔરંગઝેબ જાતે દક્ષિણમાં ગયો. દક્ષિણના બિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યો શિયાપંથી હતાં અને ઔરંગઝેબ સુન્ની મુસલમાન હતો. એટલે શિયા મુસલમાનોને પણ તે

દુશ્મન ગણતો હતો. અને અંતે પોતાને જ મુશ્કેલીમાં નાખે એ ઢબે એ ઇસ્લામી રાજ્યો એણે નષ્ટ પણ કર્યાં.

**મરાઠા અને મોગલાઈ**

આર્યસંસ્કૃતિનો હિંદુ વિભાગ સમન્વયને સ્થાને વિનાશ નિહાળતાં કેટલો સબળ બની શકે છે તેનું એક દૃષ્ટાંત ઉત્તર ભારતના રજપૂતોએ આપ્યું છે, અને બીજું ઐતિહાસિક દૃષ્ટાંત મરાઠાઓએ આપ્યું છે. રજપૂતોએ સમન્વય સાથે સંરક્ષણ સાધ્યું. મરાઠાઓએ સમન્વય સાથે જ એક એવું તેજસ્વી સ્વભાન ખીલવ્યું કે જેમાંથી ઉપજેલા લડાયક સામર્થ્ય સાથે આથડતાં આખી મોગલાઈ ડગમગી ગઈ. ઔરંગઝેબની રાજકીય અને યુદ્ધ–વ્યવસ્થાને નિષ્ફળતા આપનાર રજપૂતો અને મરાઠા બન્ને. સોળમી સદીના મધ્યમાં વિજયનગરનું હિંદુ રાજ્ય અન્ત પામ્યું. એ પ્રસંગને સૈકું પણ વીત્યું ન હતું અને શિવાજીનો જન્મ ૧૬૨૭માં થયો. શિવાજીએ મહાન મોગલ ગણાતા ઔરંગઝેબના જ રાજઅમલમાં નવીન હિંદુસામ્રાજ્યના પાયા નાખ્યા.

મહારાષ્ટ્રીપ્રજાનો ભૂતકાળ યશસ્વી હતો. દેવગિરિના યાદવોની આસપાસ મહારાષ્ટ્રીપ્રજાએ યુદ્ધ અને રાજકારણ જોયાં હતાં. અલાઉદ્દીને દક્ષિણ ભાંગ્યું તેના ચાળીસ વર્ષમાં જ સ્થપાયલા બ્રાહ્મણી રાજ્યમાં હિંદુ-મરાઠાઓએ મહત્ત્વનો ભાગ ભજવવા માંડ્યો અને શિવાજીના યૌવનમાં તો મહારાષ્ટ્રી પ્રજા એક તેજસ્વી રાષ્ટ્રનું સ્વરૂપ ધારણ કરી રહી. એનો વિકાસ પણ સંસ્કૃતિના ઇતિહાસમાં સમજવા સરખો છે.

એ પ્રજાની ભૂગોળે તેના ઘડતરમાં સરસ ભાગ ભજવ્યો. ઉત્તર-દક્ષિણ સહ્યાદ્રિમાળા અને પૂર્વપશ્ચિમ વિન્ધ્ય-સાતપૂડા સરખા પર્વતોને ખોળે રમતા એ પ્રદેશમાં અનેક રક્ષણસ્થાનો હતાં. એક ઇતિહાસકારના કથન અનુસાર ' એક હુમલે કે એક વર્ષની ચાલુ લડાઈમાં જીતાય નહિ ' એવો એ પ્રદેશ. એ પ્રદેશમાં ખેતીવાડી કે વ્યાપારની અતિ

આબાદી નહિ એટલે પ્રજાજીવનમાં મોજમજાહે કાટ ચઢાવ્યો ન હતો. શ્રમજીવન, ખડતલપણું, સાદાઈ, સમાનતા અને સ્વમાનના ગુણો પણ આવી પ્રજામાં ખીલે એમાં નવાઈ નહિ.

વળી મહારાષ્ટ્રના કવિઓ, સંતો અને ભજનિકોએ હિંદુધર્મના શુદ્ધ સ્વરૂપને સમજાવવામાં અને ધર્માભિમાન ખીલવવામાં બહુ મહત્ત્વનો ફાળો આપ્યો. એકનાથ, તુકારામ, રામદાસ અને વામન પંડિત સરખા સંતોએ ઇશ્વરભક્તિ, માનવબંધુત્વ, ન્યાતજાતથી પર રહેલી માનવતા અને સ્વાશ્રય સ્વમાનની લાગણીઓ જનતામાં ખીલવી. સમર્થ રામદાસના સ્થળે સ્થળે ફેલાયલા મઠ સામાજિક અને ધાર્મિક પુનરુત્થાનનાં કેન્દ્રો બની રહ્યાં. રામદાસનો રચેલો 'દાસબોધ' નામનો ગ્રંથ ઘેર ઘેર મહારાષ્ટ્રમાં વંચાવા લાગ્યો.

ઉપરાંત મહારાષ્ટ્રી પ્રજાને સુસંગઠિત કરવામાં ભાષાસાહિત્યે પણ ઘણો મોટો ફાળો આપ્યો. તળપદી ભાષામાં રચાયલાં સંતોનાં ભજન લોકપ્રિય બની રહ્યાં અને પ્રજાની એકતામાં તેણે મજબૂતી આપી. જદુનાથ સરકારના શબ્દોમાં કહીએ તો 'ભાષા, ધર્મ અને સામાજિક જીવનની એકતા મહારાષ્ટ્રે સત્તરમી સદીમાં સાધ્ય કરી લીધી હતી. શિવાજીએ આવી તેને રાજકીય ઐક્ય આપ્યું.' આમ મહારાષ્ટ્રી પ્રજા વિધવિધ ઉન્નતિપ્રેરક બળોને લીધે મોગલાઈનો સામનો કરી શકે એવું સામર્થ્ય પ્રાપ્ત કરી શકી હતી.

**શિવાજી**

શિવાજીને ઓળખવા મહારાષ્ટ્રી પ્રજાની આટલી પૂર્વભૂમિકા સમજવી જરૂરી છે. પ્રજાનું કલેવર તૈયાર થઈ રહ્યું હતું. એ કલેવરને રાજકીય ચૈતન્ય આપી રાષ્ટ્ર બનાવનાર શિવાજીનો જન્મ ઇ. સ. ૧૬૨૭માં–શાહજહાનને ગાદી મળી એ સાલમાં જ લગભગ. કેટલાક ઇતિહાસકારો ઈ. સ. ૧૬૩૦માં પણ એના જન્મને મૂકે છે. તેનો પિતા

શાહજી અહમદનગર તેમ જ બિજાપુર બન્ને બ્રાહ્મણી રાજ્યોમાં ઊંચી સૈનિક–વહીવટી પદવી ધરાવતો હતો. એની એક પત્નીનું નામ જીજાબાઈ. તેનો પુત્ર શિવાજી. જીજાબાઈનું નામ પણ ભારતીયસંસ્કૃતિના ઇતિહાસે નોંધવા પાત્ર છે. સદ્ગુણી, બુદ્ધિશાળી અને તેજસ્વી સ્વભાવની એ પત્ની પતિની અણમાનીતી બની ગઈ. એક જાગીર શાહજીને પૂના પાસે મળી હતી. બીજી જાગીર કર્ણાટકમાં. જીજાબાઈ પોતાના પુત્રને લઈ પતિની પૂના પાસેની જાગીરમાં રહેતી. દાદાજી કોન્ડદેવ નામનો એક કુશળ બ્રાહ્મણ એ જાગીરનો વહીવટ કરતો અને માતા જીજાબાઈ તથા પુત્ર શિવાજીની કાળજી રાખતો. દાદાજી તથા જીજાબાઈની અસર નીચે ઉછરેલા શિવાજીના હૃદયમાં આર્યસંસ્કૃતિની ભારે છાપ પડી અને તેના ભાવિ વીરત્વનું ઘડતર પણ આ ડુંગરાળ પ્રદેશ અને માવળા સરખા ડુંગરી પ્રજાજનો વચ્ચે ઘડાયું.

શિવાજીની વીસ વર્ષની ઉમર થઈ નહીં એટલામાં તો એણે ભાવિ રાજ્યના પ્રથમ મંડાણ તરીકે તોરણાનો કિલ્લો લીધો અને પછી તો સંખ્યાબંધ કિલ્લા જીતવા માંડ્યા અને બંધાવવા માંડ્યા. તેનો પિતા શાહજી બિજાપુર રાજ્યનો સરદાર. તેના ઉપર દબાણ આવવાથી શિવાજીએ બિજાપુરને છંછેડવાનું મુલતવી રાખી જીતેલા મુલ્કને વ્યવસ્થિત કર્યો. પોતાને ત્રીસમે વર્ષે એ મોગલો સામે બાથ ભીડવાની હામ કરી શક્યો ત્યારે ઔરંગઝેબ દક્ષિણનો શાહજાદો–સૂબો હતો. ઔરંગઝેબે દક્ષિણમાંથી ઉત્તરે જઈ પિતાની ગાદી પડાવી. દરમિયાન શિવાજી અને બિજાપુર વચ્ચે યુદ્ધ શરૂ થઈ ગયું–જેમાં અફઝુલખાન સરખા વિખ્યાત બિજાપુરી સરદારનો શિવાજીએ વાઘનખથી નાશ કરી ભારે પ્રસિદ્ધિ મેળવી. શિવાજીનું એ કાર્ય સંરક્ષણ માટે હતું કે દગાનું કાર્ય હતું એ સંબંધી ઇતિહાસકારોમાં ભલે મતભેદ હોય. શિવાજી યુદ્ધ વીર તરીકે દુશ્મનોને હવે ભયંકર દેખાવા લાગ્યો.

પછી શિવાજી વિજયો ઉપર વિજયો મેળવતો ચાલ્યો. મોગલ સૂબા

શાઇસ્તખાનને પૂનામાં તેની જ છાવણીમાં શિવાજીએ જખમી કર્યો. મોગલાઈ ગુજરાતનું મહત્ત્વનું બંદર સુરત લૂંટયું અને મોગલાઈને ચમકાવી. ઔરંગઝેબે જયસિંહ નામના અનુભવી સેનાપતિને દક્ષિણમાં મોકલ્યો. એણે યુદ્ધકૌશલ્ય અને સમજાવટની નીતિ દ્વારા શિવાજીને મોગલો સાથે સંધી કરવાની ફરજ પાડી અને શિવાજીને ભારે આશાઓ અને વચનો આપી ઔરંગઝેબના આગ્રામાં આવેલા રાજદરબારમાં પણ મોકલ્યો.

શિવાજીને ધાર્યા પ્રમાણે ઔરંગઝેબે માનમહત્ત્વ આપ્યુ નહિ. ભરદરબારમાં એણે ઔરંગઝેબને કડવી વાતો કહી સંભળાવી. એટલે શિવાજીને ચોકીપહેરા નીચે રહેવું પડયું. ચોકીપહેરામાંથી શિવજી પોતાના પુત્ર શંભુજી–શંભાજી–સાથે ભાગી ગયો એ એનું ભવ્ય સાહસ ગણાય. પછી તો શિવાજીએ મોગલાઈ સામે શસ્ત્ર પાછાં ઉઠાવ્યાં અને સંધી અંગે આપેલા કિલ્લા પાછા જીતી લીધા. બીજી વાર સુરત લૂંટયું, મોગલ સૈન્યોને હરાવ્યાં અને સને ૧૬૭૪માં શિવાજીએ છત્રપતિ પદ ધારણ કરી ઔરંગઝેબની શહેનશાહત સામે હિંદુપત પાદશાહીને ઊભી કરી. કર્ણાટકમાં પણ શિવાજીએ પ્રવેશ કર્યો અને સને ૧૬૮૦માં બાવનત્રેપન વર્ષની વયે તે મૃત્યુ પામ્યો ત્યારે ગુજરાતની સરહદથી માઈસોરની સરહદ સુધીનું એક સ્વતંત્ર વિશાળ હિંદુરાજ્ય મોગલાઈ સામે થઈ તેણે સ્થાપન કર્યું. યુદ્ધવીર તરીકે, કુશળ વહીવટી તંત્રના સ્થાપક તરીકે અને ઉદાર, સંસ્કારી સજ્જન તરીકે એણે આખી હિંદુદુનિયા ઉપર ભારે છાપ પાડી.

શિવાજીના મૃત્યુ પછી મહારાષ્ટ્રી સત્તા કાંઈ છિન્નભિન્ન બની ન શકી.

**ઔરંગઝેબની આખર અવસ્થા**

શિવાજીનો પુત્ર શંભુજી બહાદુર પણ વ્યસની અને વિષયી નીવડ્યો. મોગલોના હાથમાં તે સપડાયો અને ઔરંગજેબે એની કતલ કરી એના પુત્રને દિલ્હી મોગલ દરબારમાં મોકલી દીધો. પરંતુ શિવાજીના ભાઈ રાજારામે અને રાજારામના મૃત્યુ પછી

તેની પત્ની તારાબાઈએ મોગલાઈ સામેનાં યુદ્ધ ચાલુ રાખ્યાં. મોગલાઈએ છંછેડાઈને પોતાનું બધું બળ મરાઠાઓ સામે વાપર્યું. ઔરંગઝેબ જાતે દક્ષિણમાં આવી રહ્યો. રહ્યાંસહ્યાં બ્રાહ્મણી ઇસ્લામી રાજ્યોને તો એણે નષ્ટ કરી જ નાખ્યાં હતાં. પરંતુ શિવાજીએ ઉત્પન્ન કરેલો જુસ્સો જરા ય ઘટ્યો નહિ. મરાઠાઓના જુસ્સાએ રાષ્ટ્રીય-પ્રજાકીય સ્વરૂપ ધારણ કર્યું. પ્રજાએ પોતાના નેતાઓ ઊભા કર્યા અને શિવાજીના ભગવા ઝંડાના સંકેત નીચે સ્થળે સ્થળે દક્ષિણમાં મોગલાઈનો સામનો કરવો ચાલુ રાખ્યો. આવા નેતાઓમાં સન્તાજી ઘોરપડે અને ધનાજી જાદવનાં નામ બહુ પ્રખ્યાત બન્યાં. મરાઠાઓ હવે માળવા સુધી ધસી જતા હતા અને ઔરંગઝેબની છાવણી સુધી ઘુસી જવાનું સાહસ કરતા હતા.

શિવાજીએ કેળવેલા મરાઠાઓને વશ કરવામાં સુલતાન સફળ થયો નહીં. મોગલ મહારાજ્યના મહાસેનાપતિઓ અને મહાન સુલતાન ઔરંગઝેબ જેવાને પણ કાયર કાયર કરી નાખી ક્ષણની પણ શાંતિ ન આપનાર મરાઠાઓએ અંતે ઔરંગઝેબને દક્ષિણમાંથી પાછાં પગલાં ભરવાની સ્થિતિમાં મૂકી દીધો. હવે તે વૃદ્ધ પણ થયો હતો અને અહમદનગરમાં જ ઈ. સ. ૧૭૦૭માં-અઢારમી સદીના પહેલા દશકામાં-તે મરણ પામ્યો. મૃત્યુ પહેલાં તે જોઈ શક્યો કે પંજાબમાં શીખ લોકોને છંછેડીને, મધ્ય હિંદમાં રજપૂતોને છંછેડીને અને દક્ષિણમાં મરાઠાઓને છંછેડીને તે પોતાની ભવ્ય મોગલાઈ ઈમારતના પાયાને હલાવી રહ્યો હતો. હિંદુત્વ-ભારતીયસંસ્કૃતિનો હિંદુ વિભાગ જુલ્મનો ઉપયોગ થતાં ભારેમાં ભારે સામનો કરી જુલ્મ કરનારને હચમચાવી શકે છે એ સત્યનો પરચો શિવાજી અને એના મરાઠારાજ્યે મોગલાઈને કરાવ્યો.

**ઔરંગઝેબના મૃત્યુ પછી**

ઔરંગઝેબ ગયો અને તેની સાથે મોગલાઈની મહત્તા પણ ચાલી ગઈ. ઔરંગઝેબ એ મોગલાઈનો છેલ્લો મહાન બાદશાહ. ઔરંગઝેબ પછી મોગલાઈ દોઢસો વર્ષ ટકી ખરી, પરંતુ એ મોગલાઈ અંતે

નામની જ બની રહી. દક્ષિણની મરાઠી હિંદુસત્તાએ ઔરંગઝેબ પછી વધારે મહત્ત્વ ધારણ કરવા માંડ્યું. હિંદની રાજતુલાની દાંડી ઔરંગઝેબ સુધી દિલ્હીના હાથમાં રહી. ઔરંગઝેબ પછી એ દાંડી દક્ષિણમાં ફેરવાતી ગઈ. નામની મોગલાઈ સાથે દિલ્હી પણ નામની જ સત્તાધીશ નગરી બની રહી. ઇસ્લામી રાજસત્તાએ દિલ્હીને મહાનગરી બનાવી હતી. દુનિયાનાં મહાનગરોમાં દિલ્હીનું પણ સ્થાન છે. ઔરંગઝેબ ઓછો ધર્માંધ હોત, વધારે ઉદાર હોત, ઓછો સંકુચિત હોત અને મિત્રો ઉપર વધારે વિશ્વાસ રાખી શકે એવો કુમળો હોત તો મોગલાઈનું પતન એના પછી આટલું ઝડપી તો ન જ થાત. હવે રાજકીય ઇશારો આપણને દક્ષિણ તરફ લઈ જાય છે, છતાં મોગલાઈ બાદશાહતની આખી વાત અહીં પૂરી કરી પછી દક્ષિણ તરફ આપણે નજર કરીશું.

**મોગલાઈનો વારસો**

ઔરંગઝેબ પછીનો મોગલાઈ ઇતિહાસ એટલે એક મહારાજ્યની પડતીનો જ ઇતિહાસ કહી શકાય. પડવા માંડેલી ઇમારતને ટેકો આપવાના પ્રયત્નો નિષ્ફળ નીવડ્યા. એટલું જ નહિ; એની પડતીમાં કારણભૂત બનેલાં સામર્થ્યો પણ ઓસરી ગયાં અને અંતે પશ્ચિમની બાહોશ અને બહાદુર બ્રિટન સત્તામાં લુપ્ત થઈ ગયાં.

લાંબું જીવન ગુજારી, મોગલાઈના પાયા હાલતા નિહાળી, મરાઠાઓ સામેની નિષ્ફળતા અનુભવી, વસિયતનામાથી રાજ્યવહેંચણી કરી ગયેલા ઔરંગઝેબના પુત્રોએ એની ઇચ્છાને ફગાવી દઈ એના જેવા જ ભ્રાતૃ સંગ્રામો ઊભા કર્યા. કહી શકાય કે પિતાને જ પગલે ચાલી ઔરંગઝેબના પુત્રો અંદર અંદર લઢ્યા અને અંતે મોટો પુત્ર મુઅઝ્ઝમ બહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો ત્યારે એની ઉંમર લગભગ ચોસઠ વર્ષની! એના પાંચ વર્ષના રાજઅમલની વિગતમાં ઊતરી

નહીં શકાય. પરંતુ નામની પ્રતિષ્ઠા રહેવા છતાં મોગલાઈ એનાથી મજબૂત બનાવી શકાઈ નહીં.

બહાદુરશાહના મૃત્યુ પછી ઔરંગઝેબે સ્થાપેલી પ્રણાલિકા અનુસાર ગાદી માટે બહાદુરશાહના ચાર પુત્રોએ અંદર અંદર યુદ્ધ આદર્યાં. અંતે જહાંદારશાહને ગાદી મળી. અહીંથી નિર્બળ મોગલ સુલતાનો પ્રધાનોનાં રમકડાં બનતા ચાલ્યા. ઝુલ્ફીકારખાન નામના પ્રધાનના હાથમાં સર્વ સત્તા રહી અને 'લાલકુમારી' નામની માનીતી સ્ત્રીના હાથમાં બાદશાહ રમતો રહ્યો. એક મુસ્લિમ ઇતિહાસકાર જહાંદારશાહના રાજ્યનું વર્ણન આપતાં કહે છે કે: 'જેનું જોર તેને ન્યાયઃ એવી સ્થિતિ થઈ પડી. અલબત્ત ભાટ ચારણો, ગવૈયા, નટનટીઓ અને ગાનારીઓ માટે આ આનંદનો સમય હતો.' એકાદ વર્ષનો આનંદ ભોગવ્યો એટલામાં જહાંદારના જ ભત્રીજા ફરૂખશિયરે પોતાના કાકા – મોગલ સુલતાન-ને ગુંગળાવી મારી નાખ્યો અને તે પોતે સૈયદ-ભાઈઓની સહાયથી ગાદી ઉપર આવ્યો. સૈયદભાઈઓમાંથી એક મુખ્ય વહીવટી પ્રધાન બન્યો અને બીજો સરસેનાપતિ બન્યો અને સુલતાન ફરૂખશિયર તો નામનો જ – માત્ર સલામો ઝીલવા સર્જાયેલો બાદશાહ બની રહ્યો. સૈયદભાઈઓને ઉથલાવવા તેણે પ્રયત્નો કર્યા તેમાં તે નિષ્ફળ નીવડયો. ઊલટ એને ગાદી ઉપરથી ઉઠાડી મૂકયો, એની આંખો ફોડી અને ક્રૂરતાપૂર્વક એની કતલ કરવામાં આવી. નિર્બળ બાદશાહની આ જ દશા થાયને ?

બાદશાહોને રમકડાં તરીકે રમાડનાર સૈયદભાઈઓએ પછી બે નામના બાદશાહોને ગાદીએ બેસાડયા, ઉઠાડી મૂકયા અને અંતે અઢાર વર્ષના મહમદશાહને તેમણે ગાદીએ બેસાડયો. એ પણ બહાદુરશાહનો એક પૌત્ર ખરો. ઓગણત્રીસ વર્ષ જેટલું લાંબું રાજ્ય મહમદશાહે કર્યું અને નિઝામ-ઉલ-મુલ્ક તરીકે પ્રખ્યાત થયેલા સરદારની મદદથી સૈયદભાઈઓને

એણે દૂર કર્યા—કતલ કર્યા. એક ઇતિહાસકારના શબ્દોમાં કહીએ તો ' જુવાન, રૂપાળા અને મોજમજાહના શોખીન શહેનશાહે નિર્માલ્ય આનંદભર્યા જીવનમાં પોતાની સર્વ શક્તિઓ ગુમાવી નાખી. ' રાજ્ય ઉપર તેણે જરા ય અંકુશ રાખ્યો નહીં અને એણે પોતાની નજર સામે મોગલાઈના સ્પષ્ટ ટુકડા થતા નિહાળ્યા. દક્ષિણમાં મરાઠાઓ તો પ્રાબલ્ય ભોગવતા ઉત્તર તરફ આગળ વધતા જ હતા. બાદશાહના જ મિત્ર નિઝામ-ઉલ-મુલ્કે દક્ષિણમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું—જે મરાઠાઓ ઉપર અંકુશ રાખવાન બહાને મહમદશાહે સ્થપાવા દીધું. અયોધ્યામાં સાદતઅલીએ નવાબી સ્થાપી અને અલીવર્દીખાને બંગાળ ઉપર સત્તા જમાવી. રોહીલાઓ રોહીલખંડમાં સ્વતંત્ર વર્તન કરવા લાગ્યા. આગ્રા–મથુરાની પડોશમાં જ જાટ લોકોએ પોતાનું વર્ચસ્વ જમાવી દીધું. રાજપૂતો લાગ આવે ત્યારે સ્વતંત્ર બનતા અને જરૂર પડચે દિલ્હીની સલતનતને મદદ પણ કરતા—પરંતુ તેમાં સલતનત પ્રત્યેની કશી ઊંડી લાગણી રહી ન હતી. પરદેશી ઇન્ગ્રેજો અને ફ્રેન્ચો કોઈનું પણ લક્ષ્ય ખેંચ્યા વગર પોતાના પગ મજબૂતીથી ભારતભૂમિમાં ખુંપાવતા ચાલ્યા હતા. શીખ-પ્રજા પંજાબમાં બળવાન બન્યે જતી હતી. તેમાં પરદેશી ઇરાની નાદીર-શાહે આવી શહેનશાહતને મોટામાં મોટો ફટકો મારી નામની પણ તેની પ્રતિષ્ઠા ઝાંખી બનાવી દીધી.

**નાદીરશાહી કતલ**

આંતરિક રાજસત્તા નિર્બળ બને અને એ સત્તા ઉપર મોજી, વિષયી, બુદ્ધિહીન રાજકર્તાઓનો હાથ હોય ત્યારે પરદેશી હુમલા શકય બને છે. અફઘાન—તુર્ક રાજવંશો એવી પરિસ્થિતિમાં આવી પડયા એટલે મધ્ય એશિયામાંથી બાબરે આવી મોગલાઈ સ્થાપી. મોગલાઈએ પણ અનેક રીતે નિર્બળતા વહોરી લીધી. રાજાઓ રંગ-રસમાં ચકચૂર રહેતા થયા; સરદારો બેદિલ અને સ્વાર્થી બન્યા; મિત્રો બનાવવાની શક્તિ ઘટી ગઈ અને પ્રજાને રાજસત્તામાં વિશ્વાસ ન રહ્યો

એટલે પાછો લગભગ બસો વર્ષ પછી એક ભયંકર પરદેશી હુમલો હિંદ ઉપર થયો. એ હુમલો કરનાર ઈરાની શાહ નાદીર. મોગલાઈની વાયવ્ય સરહદ ઔરંગઝેબના સમયથી નિર્બળ બનતી જતી હતી. મોગલસત્તા નીચેના પંજાબ અને અફઘાનિસ્તાનના પ્રદેશો ઉપર બહારથી આવનાર ભયનું સૂચન સુબાઓએ કર્યા છતાં દિલ્હી દરબારને એ વિશે કાંઈ ઊંચો જીવ હતો નહીં. ગુલામહુસેન નામના ઇતિહાસકારના કથન અનુસાર: 'ઘાટ અને રસ્તાઓ ઉપર કશું જ રક્ષણ મળતું નહીં; જેને ફાવે તે આવે અને જાય એવી નધણિયાતી સ્થિતિ થઈ ગઈ; સરહદ ઉપર શું બનતું એની કશી માહિતી દિલ્હીને મળતી નહીં અને બાદશાહ તેમ જ એના કર્મચારીઓને એ હકીકત કેમ મળતી ન હતી એ પૂછવાની પણ પરવા ન હતી.'

એક લૂંટારામાંથી આગળ વધી ઈરાનની ગાદીએ આવેલા નાદીરશાહને એમ બહાનું મળ્યું કે દિલ્હીના સુલતાન મહંમદશાહે કોઈ વચનનો ભંગ કર્યો છે અને તેના એલચીને દિલ્હીમાં અપમાન આપ્યું છે. એ બહાને નાદીરશાહે ગઝની, કાબૂલ અને લાહોર જિતી આખા પંજાબને અસ્તવ્યસ્ત કરી નાખ્યો. દિલ્હીથી થોડા ગાઉને અંતરે નાદીરશાહ આવી પહોંચ્યો ત્યારે સલતનત જાગી અને બાદશાહ સૈન્ય સાથે સામો થયો, હાર્યો અને નાદીરશાહના લગભગ કેદી તરીકે નાદીરની જ સાથે એ દિલ્હી પાછો ફર્યો. વિજયી નાદીરે દીવાને ખાસમાં સ્થાન લીધું. એવામાં અફવા ઊડી કે નાદીર મૃત્યુ પામ્યો છે! એટલે થયેલા છમકલાંમાં કેટલાક ઈરાની સૈનિકોની કતલ કરવામાં આવી. એ જોતાં જ નાદીરશાહે ગુસ્સે થઈ દિલ્હી શહેરમાં ફાવે તેમ કતલ અને લૂંટફાટ કરવાની પોતાના સૈન્યને પરવાનગી આપી. પછી તો દુનિયાની મશહૂર 'કતલોમાંની એક ભયંકર કતલ દિલ્હી શહેરે અનુભવી. પ્રભાતના આઠ વાગ્યાથી બપોરના ત્રણ વાગ્યા સુધી કત્લેઆમ સતત ચાલુ રહી. મકાનો લૂંટાયાં; અમર્યાદ કતલ ચાલુ થઈ, જેમાં ન બાળક કે ન વૃદ્ધને પણ છોડવામાં

આવ્યા; સ્ત્રીઓને પકડી ગુલામ બનાવી; મકાનો અને મહોલ્લાઓને આગ લગાડવામાં આવી; હિંદુ–મુસ્લિમનો ભેદ પણ એ કતલમાં રહ્યો નહીં; બજારો અને પેઢીઓનો પણ નાશ કરવામાં આવ્યો; આગેવાનો ઉપર ભયંકર ક્રૂરતા વાપરી તેમની પાસેથી પૈસા પડાવ્યા; પાસેનાં ગામડાં પણ લૂંટયાં અને અસહ્ય યાતનાઓ ભોગવતી પ્રજાનું દૃશ્ય નિરખી ન શકેલા મહમદશાહે અત્યંત આજીજી કરી ત્યારે નાદીરશાહે કતલ અટકાવી. એ વિજેતા નાદીરે મહમદશાહને ગાદી ઉપર તો સ્થાપીત રાખ્યો, પરંતુ અઢળક જવાહર, પૈસો, કોહીનૂર હીરો અને તખ્તે તાઉસ તે પોતાની સાથે લઈ ગયો. એ લૂંટમાં એક ફારસી ભાષામાં લખાયલો કિંમતી ભારતીયસંગીત ઉપરનો હસ્તલિખિત ગ્રંથ પણ દિલ્હીથી ચાલ્યો ગયો. સંગીતપ્રિય ‘રંગીલે’ તરીકે ગવાયલા મહમદશાહે એ ગ્રંથ લખાવ્યો હતો એ અત્રે આપણે ન ભૂલીએ. દિલ્હીના નિર્બળ બાદશાહોએ વિદ્યા તથા સંગીતને આપેલું ઉત્તેજન પ્રશંસનીય ખરું; પરંતુ એથી એમની નિર્બળતા ક્ષમ્ય બની શકે નહિ. ડગમગતી મોગલાઈ વધારે હાલી ગઈ. દિલ્હીના બાદશાહતનું નૂર ઊડી ગયું – જે ફરી કદી આવ્યું જ નહિ. સિંધ, કાબૂલ અને પશ્ચિમ પંજાબના પ્રદેશો પણ નાદીરે ઝૂંટવી લીધા. ઈ. સ. ૧૭૩૯માં આ નાદીરશાહી કત્લેઆમ થઈ અને ૧૭૪૮માં – નવ વર્ષ પછી – ત્રીસેક વર્ષ જેટલું રાજ્ય કરી મહમદશાહ ‘રંગીલે’ મૃત્યુ પામ્યો.

પછી એનો પુત્ર અહમદશાહ ગાદીએ આવ્યો. છ વર્ષમાં તો એને પદભ્રષ્ટ થવું પડયું. પછી જહાંદારનો પુત્ર ‘આલમગીર બીજા’ને નામે ગાદીએ આવ્યો. પાંચ વર્ષમાં તેનું પણ ખૂન થયું. એના પછી અનેક વારાફેરાનો અનુભવ લેવાને સર્જાયલો શાહઆલમ બીજો ગાદીએ આવ્યો. ૧૭૫૯થી ૧૮૦૬ સુધી એણે સુડતાળીસ વર્ષ રાજ્ય કર્યું. પરંતુ એની બાદશાહત એટલે મુસ્લિમ, મરાઠા અને અંગ્રેજોની રમતનું પ્યાદું જ માત્ર કહી શકાય. સહુનો આશ્રય શોધતો, નિર્બળતામાં

પોતાની આંખ ફોડવા દેવાની સ્થિતિમાં મૂકાયલો અંતે કંપની સરકારના નિવૃત્તિવેતન ઉપર ગુજારો કરતો નામે શાહઆમલ – આખી સૃષ્ટિનો બાદશાહ – મોગલાઈ મુજરો પામનાર છેલ્લો બાદશાહ જ કહી શકાય. મરાઠાઓની સહાય વડે રાજગાદી પામનાર એ બાદશાહે પોતાની નજર આગળ માત્ર મોગલાઈનો જ નહિ, પરંતુ મરાઠાઓનો પણ અસ્ત નિહાળ્યો.

**પાણીપતનું અબદાલી સાથેનું યુદ્ધ**

આ સ્થળે જ મરાઠી સત્તાને પડેલા મહાન ફટકારૂપ પાણીપતના અહમદશાહ અબદાલી સાથેના યુદ્ધને પણ વિચારી લઈએ. મોગલાઈ સમયના બીજા પરદેશી હુમલા તરીકે અને નાદીરશાહના વારસા સરખું સને ૧૭૬૧નું આ યુદ્ધ ભારતીય-ઇતિહાસનું એક સક્રિય કેન્દ્ર બની શક્યું છે. ઇતિહાસનું વાચન કદી ભ્રમ પણ ઉપજાવે છે. સામાન્યત: એમ માન્યતા થાય કે અહમદ અબદાલી પહેલી જ વાર હિંદ ઉપર ચઢી આવ્યો હશે. મોગલાઈના સ્થાપક બાબર માટે પણ એવો જ ભ્રમ ઉત્પન્ન થાય છે. પરંતુ એ માત્ર ભ્રમ જ છે. અહમદ અબદાલી પ્રથમ હિંદમાં આવ્યો નાદીરશાહ સાથે – નાદીરના એક સરદાર તરીકે – વિખ્યાત કતલપ્રસંગે. મહાકતલકાર નાદીર દિલ્હીની કતલ પછી આઠ વર્ષે જાતે જ કતલ થયો ! એના ખૂન પછી એક મહત્ત્વના સરદાર તરીકે અહમદશાહે અફઘાનિસ્તાનનું રાજ્ય પચાવી પાડ્યું અને પોતાને 'દુર્રે દુરાનિ' – સમયનું મોતી – એ ઇલકાબથી ઓળખાવવા લાગ્યો – જેથી એના કબીલાએ પણ પોતાને દુર્રાની નામથી ઓળખાવવું શરૂ કર્યું.

અફઘાન સાહસિકોનું એક સ્વપ્ન તે હિંદની શહેનશાહત. એ સ્વપ્ન સિદ્ધ પણ થયું હતું. અબદાલીને પણ એ સ્વપ્ન આવ્યું. નાદીરશાહી કતલ સમયે એ મોગલાઈની નિર્બળતાઓ પામી ગયો હતો. હિંદના

દરબારી અને બિનદરબારી મુસ્લિમોમાં પણ ત્રણ પક્ષ પડી જતા હતા. એક પક્ષે અફઘાનો, જેમના પ્રત્યે હિંદી મુસ્લિમો પોતાપણું અનુભવતા હતા તે. મધ્ય એશિયાઈ મુસ્લિમો – મોગલોનો બીજો પક્ષ. અને ઈરાની શીઆ મુસ્લિમોનો ત્રીજો પક્ષ. જેને જેમ જરૂર પડે તેમ હિંદુઓની પણ મદદ લેવાતી હતી. સુલતાનોની સબળતા નિર્બળતા અનુસાર આ પક્ષો જોર પકડતા અગર દબાઈ જતા. અહમદશાહે એક નહિ પણ અનેક ચઢાઈઓ હિંદ ઉપર કરી અને કોઈ કોઈ ઇતિહાસકાર એમાં અફઘાન વર્ચસ્વના પુનર્જીવનનો પ્રયાસ પણ જુએ છે. નબળાઈ નો લાભ સહુ કોઈ લે! અફઘાનિસ્તાનમાં પોતાની સત્તાને સ્થિર કરી અહમદશાહ અબ્દાલીએ સને ૧૭૪૮માં હિંદ ઉપર પહેલી સવારી કરી. નાદીરની કતલનો અનુભવ કરનાર મહમદશાહના જીવનનું એ છેલ્લું વર્ષ. પરંતુ મૃત્યુ સમયે એને એક સંતોષ મળ્યો : એના જ પુત્રની સરદારી નીચે મોકલેલા સૈન્યે અબ્દાલીને પાછો હઠાવ્યો.

પરંતુ અબ્દાલીનો પ્રથમ પ્રયત્ન અને પ્રથમ પરાજય માત્ર અંદાજરૂપ હતો. બે વર્ષમાં ફરી તે ચઢી આવ્યો અને પંજાબ જિતી લીધું. બીજે વર્ષે ત્રીજી સવારી કરી એણે વધારે મુલ્ક પડાવી લીધો. એટલામાં વળી દિલ્હીના એક વજીરે જોર મારી પંજાબ પાછું લીધું એટલે ચોથી વાર એ ચઢી આવ્યો, અને ૧૭૫૭માં તો પંજાબ જિતી દિલ્હીનો કબજો લઈ ફરી લૂંટ અને કતલમાં એ નગરને હોમી દીધું. વળી પંજાબ અને કાશ્મીરનો મોટો ભાગ કબજે કરી પોતાના પુત્ર તીમુરશાહને સૂબા તરીકે મૂકી તે પાછો ગયો.

પરંતુ જીતાયલા પ્રદેશને તીમુરશાહ સાચવી ન શક્યો. શીખોએ બંડ ઉઠાવ્યાં અને જલંધર દોઆબના મુસ્લિમ સૂબાએ મરાઠાઓને પોતાની સહાયે બોલાવ્યા. ભારતીય રાજકારણમાં અત્યારે મરાઠાઓ સર્વશ્રેષ્ઠ સત્તા બની ગયા હતા અને પેશ્વાના ભાઈ રઘુનાથરાવની

સરદારી નીચે મરાઠા સૈન્યે આવી લાહોર લીધું અને પંજાબમાંથી અફઘાન સત્તાને દૂર કરી. મરાઠાઓનું આ મહાન વિજય-મોજું ભારતની ઉત્તર સરહદે પહોંચી ગયું. અટક સંગમ આગળ મહારાષ્ટ્રી અશ્વો સિંધુનાં પાણી પી શક્યા.

જિતનો પણ વ્યક્તિને અને પ્રજાને નશો ચઢે છે. ઔરંગઝેબના સમયથી મરાઠાઓને મળવા માંડેલા વિજયોએ તેમનું ગૌરવ ઘણું વધાર્યું હતું. હાથ વેંતમાં આવતું સાર્વભૌમત્વ નિહાળતાં જ તેમનામાં કેટલાંક દૂષણોએ પ્રવેશ કર્યો અને ગર્વે તેમના હૃદયમાં ઘર કર્યું. અબદાલીની સત્તાને પંજાબમાંથી મરાઠાઓએ ખસેડી એટલે બન્ને વચ્ચેના એક મહાઘર્ષણનો પ્રસંગ આવી લાગે એ સ્વાભાવિક હતું. દિલ્હી ઉપર અબદાલીનું વર્ચસ્વ રહે કે મરાઠાઓનું એ પ્રશ્ન ઉગ્ર બની ગયો અને અંતે એક મોટું સૈન્ય લઈ અહમદ હિંદ ઉપર પાંચમી વાર ચઢી આવ્યો. દિલ્હીની મોગલાઈ તો હવે માત્ર નામનો જ એક રાજ-સંકેત હતી. અબદાલીને અટકાવી સાર્વભૌમત્વ મેળવવાની જરૂર મરાઠાઓને જ હતી. તેમણે એ તક ઝડપી પણ લીધી અને પેશ્વાના પુત્ર તથા ભાઈની સરદારી નીચે એક મોટું સૈન્ય અબદાલીને અટકાવવા પાણીપતના મેદાનમાં આવી ઊભું. પ્રથમ તો સેનાપતિ સદાશીવભાઉએ દિલ્હી નગર રીતસર કબજે કરી મુસ્લિમોનાં મન દુઃખવ્યાં. પોતાના સાથીદારોમાંથી મહાકુશળ સૂરજમલ જાટને તથા મલ્હારરાવ હોલ્કરને પણ પોતાના તુમાખી સ્વભાવથી દુભાવ્યા. યુદ્ધ ભારે થયું. પ્રથમ તો મરાઠા સૈન્ય જિતી જશે એમ લાગ્યું. પરંતુ અબદાલીની સૈનિકકુનેહ અને હિંદુસૈન્યના કેટલાક ભાગની બેદિલી અંગે મરાઠાઓની ભયંકર હાર થઈ–જેમાંથી મરાઠી રાજ્ય ફરી ઊંચે આવી શક્યું નહિ. હિંદુપત પાદશાહીનું સ્વપ્ન સરી પડ્યું. પેશવાનો પાટવી વિશ્વાસરાવ અને ભાઈ સદાશિવરાવભાઉ રણમાં પડ્યા. મરાઠાઓ માટે આ એક મોટી આપત્તિ ગણાય. યોદ્ધા અને કુશળ સેનાપતિ, મુત્સદ્દીઓ અને કુશળ વહીવટ-

કારોની આખી પેઢીનું પાણીપતમાં નિકંદન નીકળી ગયું અને પ્રજાના મહાશોક વચ્ચે દુઃખી પેશવા પણ દુઃખમાં મૃત્યુ પામ્યો.

આ પછી મરાઠીસત્તા પણ અસ્ત પામતી ચાલી—જો કે એ પછી અડધી સદી સુધી મરાઠાઓનું બળ હિંદભરમાં ચાલ્યા કર્યું ખરું. પરંતુ એથી દિલ્હીની મોગલાઈને કશો લાભ થયો નહિ. અહમદ અબદાલીનું સ્વપ્ન પણ સફળ થયું નહિ. મરાઠાઓને ફટકો મારી ગયેલા એ અફઘાનથી પંજાબ પણ કબજે રાખી શકાયું નહિ. શીખના ઉપદ્રવો એટલા વધતા ચાલ્યા કે તેને પંજાબ હાથમાંથી છોડવું પડ્યું. બાદશાહ શાહઆલમ તો હતો તેવો જ હિંદુ–મુસ્લિમ સત્તાનું પૂતળું જ બની રહ્યો. વળી મરાઠાઓના પતન સાથે ઇન્ગ્રેજોની સત્તા જોર પકડતી જતી હતી. અઢારમી સદીના અંત પહેલાં તો એ સત્તા લગભગ સાર્વભૌમ બની ચૂકી. પ્લાસીમાં નખાયલાં ઇન્ગ્લીશ સત્તાનાં બીજ પાણીપતના મરાઠાપરાજયથી વધારે ખીલ્યાં. ઈ. સ. ૧૮૦૩ સુધી શાહઆલમ મરાઠાઓનો આશ્રય સેવી રહ્યો. પછી તેણે ઇન્ગ્રેજોનો આશ્રય લીધો. ઇન્ગ્રેજોએ બાદશાહી મુલ્ક કબજે કરી શાહઆલમને નિવૃત્તિવેતન બાંધી આપ્યું, જે તેણે ત્રણ વર્ષ ભોગવ્યું.

ઈ. સ. ૧૮૦૬માં એનો પુત્ર અકબર બીજો ગાદીએ બેઠો. માત્ર ગાદીએ બેસવાનું તેનું કાર્ય તેણે ૧૮૩૭ સુધી ચાલુ રાખ્યું. એની રાજ્યસત્તા કેવા પ્રકારની હતી એ સમજાવતો એક પ્રસંગ અહીં નોંધી લઈએ. ઈ. સ. ૧૮૨૭ની સાલમાં સાર્વભૌમ બનેલી ઇસ્ટ ઇન્ડિયા કંપની સરકારે બાદશાહનું નામનું ઉપરીપણું ફગાવી દીધું અને સને ૧૮૩૫થી તો સિક્કા ઉપર બાદશાહની છાપ રહેતી તે પણ દૂર કરી નાખી! ઈ.સ. ૧૮૩૭માં અકબરની ગાદીએ બહાદુરશાહ બીજો ગાદી ઉપર આવ્યો. આ પ્રેત–ગાદી ઉપર બહાદુરશાહ છેલ્લો મોગલ હતો. સત્તા ગયાનો ચણચણાટ અનુભવતો એ બાદશાહ સંસ્કારી હતો. 'ઝફર' તખલ્લુસ

નીચે તે સુંદર ઉર્દૂ કાવ્યો પણ રચતો હતો. તેની પત્ની બેગમ ઝીનત મહાલ ઉપર તેને ઘણો પ્રેમ હતો. ઈ. સ. ૧૮૫૭માં હિંદી સીપાઈઓના વ્યાપક બળવામાં બહાદૂરશાહને દિલ્હીના બળવાની આગેવાની લેવી પડી. તેના બે પુત્રો એ બળવામાં માર્યા ગયા. પરંતુ ઈન્ગ્રેજી સૈન્યે બળવો શમાવી દીધો, અને એમાં ભાગ લેવાની શિક્ષા તરીકે બાદશાહ બહાદૂર-શાહને રંગૂનમાં ઈન્ગ્રેજોના કેદી તરીકે રહેવું પડયું. પછી પચીસેક વર્ષ બંધનમાં કાઢી મોગલાઈનો આ છેલ્લો વારસ મૃત્યુ પામ્યો. આ ત્રણસો વર્ષની ભવ્ય બાદશાહત પ્રથમનાં દોઢસો વર્ષ સુધી જાહોજલાલીમાં ખીલી રહી, પાછળનાં દોઢસો વર્ષમાં એક પછી એક પોતાનાં પીછાં ખેરવતી તે અંતે લુપ્ત થઈ ગઈ અને અનેક સંસ્કારો મૂકી ગયેલો મોગલાઈ રાજવંશ માત્ર ઈતિહાસની એક ભૂતાવળ બની રહ્યો.

એ મોગલાઈના વારસો તરીકે આવેલી ઈન્ગ્રેજીસત્તા પણ આજ તો લુપ્ત થઈ ગઈ છે. છતાં મોગલાઈની હરીફાઈ કરી શકે એવી સત્તા ભોગવનાર મરાઠા, ઈન્ગ્રેજો અને શીખ પ્રજાના રાજકીય ઈતિહાસનો તડકોછાંયો આપણે ઝડપથી ન જોઈએ ત્યાં સુધી ઈતિહાસનો ઇશારો અધૂરો રહેશે.

**મોગલાઈ અસ્તાચલ પાછળ**

અસ્ત થતે થતે પણ બાબર, અકબર જેવા મહાન રાજવીએ સ્થાપેલી મોગલાઈનું માન ઘણા લાંબા સમય સુધી ચાલ્યું. નિર્બળ બાદશાહો પાસેથી પણ સબળ મરાઠાઓ અને મુસ્લિમ નવાબો પોતાનાં ફરમાન પોતાની તરફેણમાં લીધા જ કરતા હતા—અંગ્રેજી કંપની સરકાર પણ. આમ ઝાંખી ઝાંખી પણ સત્તા-દોરી મોગલ બાદશાહોના હાથમાં ચાલુ રહી. શાહઆલમ અને બહાદૂર-શાહ તો માત્ર બાદશાહની મહોરછાપ જે માગે તેને આપવા માટે જ બાદશાહ ગણાતા હતા. સત્તા તેમના હાથમાં ન હતી. મોગલાઈની ઝાંખી પડતી ગયેલી સત્તાના એ માત્ર પડછાયા જ હતા.



(૧૦)

## હિંદુ પુનરુત્થાન અને પતન

### ઈ. સ. ૧૬૪૬થી ઈ. સ. ૧૮૧૮-વર્ષ ૧૭૨

**દક્ષિણમાં મુસ્લિમ-પ્રવેશ**

મોગલાઈના અસ્તમાં કારણરૂપ બનેલા મરાઠા, શીખ અને અંગ્રેજોને સમજી લેવા માટે આપણે થોડાં વર્ષ પાછળ નજર નાખવી પડશે. ઉત્તર હિંદ સાથે ઇસ્લામને જેવો સચોટ સંપર્ક હતો તેવો દક્ષિણ હિંદને નહીં. પ્રાચીન રાષ્ટ્રકૂટોને મુસ્લિમો સાથે સારો સંબંધ. પરંતુ મુસ્લિમ ધસારો અલાઉદ્દીન સુધી – તેરમી સદીના અંત સુધી – દક્ષિણ ઉપર થયો ન હતો. અલાઉદ્દીનના વિદ્યુતવેગી ધસારા પછી પાછું દક્ષિણ ઝડપથી સજીવન બની ગયું અને હિંદુ રાજ્યો સ્થપાયાં. પરંતુ એ પછી પચાસ વર્ષમાં જ બ્રાહ્મણી સુલતાન હસનગંગુએ પોતાનું ઇસ્લામી રાજ્ય કાયમને માટે દક્ષિણમાં સ્થાપી દીધું, જેમાંથી આગળ જતાં પાંચ મુસ્લિમ રાજ્યો વિકસ્યાં.

**શિવાજીનો ઉદ્ભવ**

પરંતુ એ પહેલાં જ ઈ. સ. ૧૩૩૫માં વિજયનગરનું હિંદુ રાજ્ય સ્થપાઈ ચૂક્યું હતું, જેણે બસો વર્ષ સુધી ઇસ્લામી સત્તાને દક્ષિણના ઉત્તર વિભાગમાં જ રોકી રાખી. અંતે ઈ. સ. ૧૫૬૫માં તાલીકોટાના યુદ્ધમાં વિજયનગર રાજ્ય લગભગ નષ્ટ થયું. એ વિજયનગરનું મહત્ત્વ આર્યસંસ્કૃતિની સંજીવિનીનું એક ભવ્ય દૃષ્ટાંત ગણાય.

સંસ્કાર અને કલાની દૃષ્ટિએ આ બન્ને હિંદુ તથા મુસ્લિમ રાજ્યો બહુ ધ્યાન માગે એવાં છે. દક્ષિણનો મહારાષ્ટ્ર પ્રદેશ શિવાજીની

સરદારી નીચે કેવી રીતે રાષ્ટ્ર બની શક્યો એનો ઉલ્લેખ આપણે જોઈ ગયા. શિવાજીનું સ્થાન વીર તરીકે, સેનાપતિ તરીકે, મુત્સદ્દી તરીકે અને રાજવહીવટકાર તરીકે બહુ ઊંચું છે. બ્રાહ્મણી રાજ્યના હિંદુ સરદારોમાંથી એકને ત્યાં તેનો જન્મ અને ઉછેર. તેજસ્વી માતા અને તેજસ્વી ગુરુના સંસ્કાર પામેલા શિવાજીની દેશદાઝ, ધર્મદાઝ અને સાહસમાંથી ઉત્પન્ન થયેલા મરાઠા રાજ્યનો બીજો વારસ શિવાજીનો પુત્ર જ હતો. શિવાજી વિષે એનો કડકમાં કડક ટીકાકાર ઇતિહાસવેત્તા ખાફીખાન પણ લખે છે કે: 'યુદ્ધ અને લૂંટ પ્રસંગે શિવાજીએ સખત નિયમ ઘડ્યો હતો કે મસ્જિદને, ઇસ્લામી ધર્મપુસ્તકને, અગર કોઈ પણ સ્ત્રીને જરાય અપમાન કે હરકત થવાં ન જ જોઈએ. કુરાનની નકલ શિવાજીના હાથમાં આવતી ત્યારે શિવાજી તેને પૂર્ણ માનસહ પોતાના પાસે રાખી પોતાના કોઈ ઇસ્લામી સૈનિકને ભેટમાં આપતો. હિંદુ કે મુસલમાન કોઈ પણ સ્ત્રી કેદમાં આવી જાય ત્યારે તે તેની પૂર્ણ કાળજી રાખી તેનાં સગાંવહાલાંને તે પાછી મળે એવી વ્યવસ્થા કરતો.'

**શંભુજી**

એના વડીલ પુત્રનું નામ શંભાજી – શંભુજી. મોગલાઈને ભયરૂપ બનતા જતા મરાઠાઓને ઠેકાણે પાડવા ઔરંગઝેબ જાતે મહાન સૈન્ય લઈ દક્ષિણમાં ઊતરી પડ્યો. પરંતુ શંભુજીએ આઠ વર્ષની પોતાની કારકિર્દીમાં બહાદુરીપૂર્વક મોગલોના ઝંઝાવાતને ઝીલ્યો. શંભુજીની બહાદુરી શિવાજીના પુત્રને છાજે એવી હતી. પરંતુ એની નીતિ અને મુત્સદ્દીગીરી શિવાજી સરખી હોત તો કદાચ મરાઠી ઇતિહાસ જુદો જ લખાત. મોજશોખ અને વ્યસનમાં પડેલા શંભુજીના વહીવટમાં નિર્બળતા આવવા લાગી અને સંગમેશ્વર નામના સ્થળે એના મિત્રપ્રધાન કવિ – કુલશ અને પચીસ સરદારો સાથે આનંદમાં સમય ગાળતો શંભુજી મોગલ સૈન્યનો કેદી બન્યો. મુસ્લિમ બનવાની તેમણે ના પાડી એટલે મોગલોએ અત્યંત ક્રૂરતાપૂર્વક એ સર્વેને મારી

નાખ્યા, રાયગઢની રાજધાની જિતી લીધી અને શંભુજીના પુત્રને કેદ પકડી દિલ્હી મોકલી દીધો. મૃત્યુ અને ધર્મપરિવર્તન વચ્ચેની પસંદગીમાં મૃત્યુ માગી લેનાર વીર શંભુજી વિષયાસક્તિએ અપાત્ર બનાવેલા રાજવીઓનું એક દૃષ્ટાંત છે.

**મહારાષ્ટ્રી જુસ્સો**

મરાઠાઓ માટે આ આફતની ક્ષણ હતી. પરંતુ શિવાજીએ પ્રગટાવેલો મહાન જુસ્સો જરાય નરમ પડ્યો નહીં. રાયગઢથી સાધુના વેશમાં ભાગી છૂટેલા શિવાજીના દ્વિતીય પુત્ર રાજારામે કર્ણાટક જઈ શિવાજીનો ભગવો ઝંડો ફરકતો રાખ્યો. એટલું જ નહીં, શંભુજીના મૃત્યુનો ફટકો પડતાં જ આખી મહારાષ્ટ્રી પ્રજાએ જ મોગલો સામે પ્રજાકીય યુદ્ધ આદર્યું અને રામચંદ્ર પંત, શંકરજી મલ્હાર અને પરશુરામ ત્રિંબકની સરદારી નીચે મહારાષ્ટ્રી પ્રજાએ મોગલો સામે વ્યાપક મોરચા રચી ગયેલા પ્રદેશો ઝડપથી જીતવા માંડ્યાં. સંતાજી ઘોરપડે અને ધનાજી જાદવ નામના સેનાપતિઓએ તો મોગલોના સૈન્ય ઉપર હુમલાઓ કરી આખા મોગલ લશ્કરની હિંમત ભાંગી નાંખી અને ઔરંગઝેબની સત્તાને દક્ષિણમાં માત્ર પડછાયા સરખી નામશેષ બનાવી દીધી. રાજારામે સતારામાં ગાદી સ્થાપના કરી અને તેના મૃત્યુ પછી તેની પત્ની તારાબાઈએ રાજ્ય અને યુદ્ધવહીવટ પોતાના બાળકપુત્રને નામે કુશળતાપૂર્વક ચલાવ્યે રાખ્યાં. ભારતીય ઇતિહાસને શોભાવતી સ્ત્રીઓમાં તારાબાઈનું પણ સ્થાન છે. મહારાષ્ટ્રમાં જ સમાઈ ન રહેતાં મરાઠાઓ માળવા, વરાડ અને ગુજરાત સુધી ધસી ગયા અને ઔરંગઝેબની મૃત્યુની ક્ષણે તો મરાઠાઓ બાદશાહના રહેઠાણ ઉપર હુમલો કરવાની હિંમત કરી શક્યા હતા. ઈ. સ. ૧૭૦૭માં ઔરંગઝેબ મૃત્યુ પામ્યો ત્યારે તે મરાઠાઓને મોગલાઈ હલાવી નાખતા જોઈ શક્યો હતો.

ઔરંગઝેબના જીવતાં જ મરાઠાઓની સત્તા વધતી ચાલી. એના

મૃત્યુ પછી બંધુ–યુદ્ધમાં વિજયી નીવડેલા બહાદુરશાહે મોગલ દરબારમાં ઉછરેલા શંભુજીના પુત્ર શિવાજી બીજો–શાહુને છોડી દીધો. એથી શિવાજીના નાના પુત્રના વંશમાં ગયેલી ગાદી માટે મરાઠાઓમાં ઝઘડા ઉત્પન્ન થશે એવી મોગલાઈ મુત્સદ્દીગોરીની આશા સાચી પણ નીવડી. તારાબાઈએ શાહુનો હક્ક સ્વીકારવા ના પાડી. એમાંથી મરાઠાઓમાં આંતરિકવિગ્રહ જાગ્યો, બાલાજી વિશ્વનાથ નામના ચિત્તપાવન બ્રાહ્મણની સહાય વડે શાહુને વિજય મળ્યો અને મહારાષ્ટ્રી રાજ્ય બે ગાદી વિભાગમાં વહેંચાઈ ગયું–એક સતારાની અને બીજી કોલ્હાપુરની ગાદી.

**શાહુ**

પરંતુ આ બન્ને રાજગાદીઓ છતાં સાચી રાજસત્તા ત્રીજી જ શક્તિશાળી સંસ્થા પાસે કેમ ચાલી જાય છે એનું દૃષ્ટાંત પેશ્વાઈની સ્થાપનામાં આપણને મળી આવે છે. કારકુનીમાંથી સૈનિક અને વહીવટી કૌશલ્ય બતાવી આગળ આવેલા બાલાજી વિશ્વનાથને આભારી શાહુએ પોતાનો પેશ્વા નીમ્યો. પેશ્વા એટલે મુખ્ય પ્રધાન. એ ફારસી શબ્દ હિંદુઓના ભગવા ઝંડાને ફરકાવતા રાજ્યનો રક્ષક–સંચાલક—અને લગભગ માલિક નીવડ્યો. બાળપણથી જ મોગલાઈ દરબારમાં ઉછરેલો શાહુ મોજીલો હતો; અને અત્યંત વિશ્વાસુ અને દક્ષ પેશ્વા—પ્રધાન મળતાં તેમને આખું રાજસૂત્ર સોંપી આરામભર્યું જીવન ગુજારવાની તેને મળેલી તક શાહુએ ઝડપી લીધી. છત્રપતિની પ્રતિષ્ઠા સચવાઈ; પરંતુ સત્તાધીશ પેશ્વા બન્યા; અને સાચે મરાઠીસત્તાને પેશ્વાઓએ ટોચે પણ બેસાડી !

**પેશ્વાઈ**

દિલ્હી સલતનતની નિર્બળતા વધતી ચાલી, ગાદી માટેની ખેંચાખેંચી અને સત્તાલોભ એ નિત્ય પ્રસંગો દિલ્હીમાં બની રહ્યા અને મોગલાઈ ખખડી ગઈ. એનો લાભ મહાન મુત્સદ્દી બાલાજી ન લે એમ બને જ નહિ.

**સત્તાવિસ્તાર**

મરાઠાઓને મેળવી લેવા દિલ્હીએ ઔરંગઝેબના મૃત્યુને સાતમે જ વર્ષે સંધી કરી મરાઠાઓને વિશાળ મુલ્કો આપ્યા, કેટલાક પ્રદેશની ચોથ ઉઘરાવવાની સત્તા આપી અને મરાઠાઓએ મોગલાઈની નામની તાબેદારી પણ સ્વીકારી. પરંતુ આ તાબેદારીના અર્થ તો ભાગદારી બની ગયો અને સલતનતમાંથી ભાગ પડાવનાર પેશ્વાદોર્યા મરાઠાઓની પ્રતિષ્ઠા એકદમ વધી ગઈ. મરાઠી સત્તાના વિકાસની રસભરી વિગતોમાં અહીં ઊતરવું શક્ય નથી. દક્ષિણમાં અજય નીવડેલી મરાઠી સત્તા હવે મોગલાઈ ગાદીની આપલેમાં મહત્ત્વનો ભાગ ભજવી રહી. મહારાષ્ટ્રી સરદારોએ પણ જાગીરપદ્ધતિ અનુસાર સ્થળે સ્થળે નવાં રાજ્યો ઊભાં કરવા માંડ્યાં, જેમાં ગાયકવાડ, સીંધિયા, હોલ્કર અને ભોંસલે મુખ્ય ગણાય. મહારાષ્ટ્રી સત્તાને ઝડપથી ઉચ્ચ પગથિયાં ચઢાવતો બાલાજી ગુજરી ગયો ત્યારે પેશ્વાઈને શાહુએ વંશપરંપરાની સંસ્થા બનાવી બાલાજીના પુત્ર બાજીરાવને પેશ્વાઈ સોંપી. એ વીર અને દક્ષ પુરુષ શિવાજી પછી મહારાષ્ટ્રના ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન ભોગવી ચૂક્યો. શિવાજીનું હિંદુપદ પાદશાહીનું સ્વપ્ન બાજીરાવે સ્પષ્ટતાપૂર્વક જાહેરમાં મૂક્યું, અને મહારાષ્ટ્રી ઝંડો સિંધુ ઉપર ફરકાવવાની રૂપાળી યોજના ઉપર પોતાના નામના—પણ—છત્રપતિ શાહુની મહોર છાપ લીધી. મરાઠા સરદારો અને બ્રાહ્મણ પેશ્વા વચ્ચે અહીં ઈર્ષ્યા પણ શરૂ થઈ ગઈ અને પોતાની વિજયયાત્રામાં બાજીરાવને પોતાના જ મહારાષ્ટ્રી સરદારો સામે યુદ્ધે પણ ચઢવું પડ્યું, જેમાં તે વિજયી નિવડ્યો. બુંદેલખંડ અને રાજસ્થાનમાં પણ બાજીરાવને સારો સાથ મળ્યો અને સને ૧૭૩૭માં– ઔરંગઝેબના મૃત્યુ પછી ત્રીસ વર્ષમાં તો દિલ્હી સુધી વિજય મેળવતો બાજીરાવ આવી પહોંચ્યો—જો કે મોગલ બાદશાહનું માન સાચવવા તેણે દિલ્હી પ્રવેશ કર્યો નહિ. મોગલાઈને આમ રમકડાની માફક રમાડતી મહારાષ્ટ્રી હિંદુસત્તાનો ભય દૂર કરવા દિલ્હીના બાદશાહે નિઝામ-ઉલ-મુલ્કને સહાયે બોલાવ્યો. ભોપાળ પાસે બાજીરાવે નિઝામને હરાવ્યો અને એ વિજયથી

મહારાષ્ટ્રી સત્તાએ સાર્વભૌમત્વ પ્રાપ્ત કર્યું. પોર્ટુગીઝોને હરાવી બાજીરાવે સાષ્ટી અને વસાઈ જીતી લઈ પરદેશીસત્તાને પણ પોતાનો પરચો બતાવ્યો. સને ૧૭૩૯માં નાદીરશાહ સામે હિંદુમુસ્લિમોને ભેગા કરવા બાજીરાવે પ્રયત્ન કર્યો, પરંતુ એ ફળીભૂત થાય તે પહેલાં તો માત્ર બેંતાળીસ વર્ષની વયે આ મહાન, શિવાજીનું સ્વપ્ન સાચું પાડવા મથતો મહારાષ્ટ્રી વીર મૃત્યુ પામ્યો.

**નષ્ટ સ્વપ્ન**

વંશપરંપરાની પેશ્વાઈ હવે બાજીરાવના પુત્ર બાલાજી બીજા—નાનાસાહેબ—ને હાથ આવી. આ ત્રીજા પેશ્વાના સમયમાં પેશ્વાઈ ઊંચામાં ઊંચી વિજય-કક્ષાએ પહોંચી; સાથે સાથે એને એક મૃત્યુ-ફટકો પણ પડ્યો જેમાંથી હિંદુપદપાદશાહીનું સ્વપ્ન નષ્ટ થયું. ઇતિહાસકારો એની રાજનીતિમાં બે ખામીઓ જુએ છે: એક તો મરાઠાસૈન્યમાં ભાડુતી તત્ત્વો એટલાં દાખલ થઈ ગયાં કે સૈન્યનું રાષ્ટ્રીયપણું નષ્ટ થતું ચાલ્યું. બીજી ખામી એ કે હિંદુત્વનો આદર્શ છોડી મરાઠાઓએ અન્ય હિંદુપ્રજાઘટકોની સહાનુભૂતિ ગુમાવી દીધી. આ પરિણામ આવે તે પહેલાં તો દક્ષિણ અને ઉત્તરમાં મરાઠાઓએ ભારે વિજયો પ્રાપ્ત કર્યા. દિલ્હી હાથ કરી મરાઠાઓએ પંજાબ જીતી અહમદ અબદાલીના પુત્રને હરાવી અટક સુધી ભગવા ઝંડાને ફરકાવ્યો. દેખીતી રીતે આ હિંદુવિજયે મરાઠાઓને સ્વપ્નસિદ્ધિને માર્ગે મૂક્યા એમ કહેવાય. પરંતુ એ વિજય અંતે પોકળ નીવડ્યો. પંજાબની સાચવણી માટે કશી યોજના ન હતી; સૈન્યનો ખર્ચ વધી ગયો; અહમદ અબદાલી સાથેનું યુદ્ધ નિશ્ચિત બની રહ્યું; રાજપૂતો અને જાટો સાથેના મૈત્રીસંબંધ વિજયી તુમાખીને લીધે ઓસરી ગયા. અંતે ૧૭૬૧માં અહમદ અબદાલી અને મરાઠાઓ વચ્ચે પાણીપતના મેદાનમાં ભારે યુદ્ધ થયું, જેમાં મરાઠાઓના સૈન્યનો ભયંકર વિનાશ થયો અને હિંદુપદપાદશાહીનું સ્વપ્ન ઊડી ગયું. મરાઠાઓની સૈનિકપ્રતિષ્ઠા ઘટી

ગઈ; માણસો અને પૈસાની ભારે ખુવારી થઈ; મરાઠા સમવાયતંત્રમાં પણ ભારે ફાટ પડવી શરૂ થઈ અને બાલાજી બીજાના પુત્ર માધવરાવે જો કે મહારાષ્ટ્રની પ્રતિષ્ઠા પાછી મેળવવા સફળ પ્રયાસો કર્યા, પરંતુ એના નાની વયે થયેલા મૃત્યુમાં છેલ્લો મહાન પેશ્વા અદૃશ્ય થયો અને નિર્બળ, સ્વાર્થી તથા મોજશોખમાં રત રહેતા પેશ્વાઓની પરંપરામાં અંતે પેશ્વાઈ સને ૧૮૧૮માં નષ્ટ થઈ ગઈ. પાણીપતના યુદ્ધે ભારતના ભાવિને એક એવો ઝોક આપ્યો કે જેથી ન હિંદુઓ ભારતના માલિક બની શક્યા અને ન મુસ્લિમો માલિક રહી શક્યા. મરાઠી સત્તા અબ્દાલીના ગયા પછી ફજળતી ફજળતી પણ થોડો સમય પ્રકાશિત રહી. નાના ફડનવીસ અને મહાદજી સીંધિયા એ બન્ને પરસ્પર વિરોધી પક્ષવાદીઓએ મરાઠી સૈન્ય અને મરાઠી મુત્સદ્દીગીરી જાગ્રત રાખ્યાં; છતાં પેશ્વાઈ માટે રઘુનાથરાવના પ્રયત્નોએ એક વખત હિસાબમાં ન ગણાય એવા અંગ્રેજી કંપની સરકારના સત્તાધિશોને મરાઠી રાજકારણમાં પ્રવેશ આપ્યો અને પ્લાસીના યુદ્ધવિજય પછી ભારતીય-સામ્રાજ્યનાં સ્વપ્ન સેવતા અંગ્રેજોને મરાઠી આંતરવિગ્રહમાં પોતાની સત્તાનો ઝડપી વિસ્તાર કરવાનું સાધન મળ્યું. ઈ. સ. ૧૭૧૩માં પેશ્વાઈનો ઊગતો સૂર્ય મધ્યાહ્ને પહોંચી ગયો. પરંતુ પચાસ વર્ષ થતાં ૧૭૬૧માં તે અસ્તાચળે ઊતર્યો અને ૧૮૧૮ સુધીમાં — ૧૦૫ વર્ષોમાં આઠ પેશ્વાઓ સર્જી છેલ્લા બાજીરાવ બીજાની કારકિર્દીમાં પેશ્વાઈનો સૂર્ય પૂર્ણ અસ્ત પામી ગયો. સતારાના છત્રપતિઓ થોડાં વર્ષ જીવંત રહ્યા. પરંતુ તેમનું નામશેષ જીવન પણ નષ્ટ થયું. શિવાજીના પુત્ર રાજારામનો કોલ્હાપુર ગાદીનો વારસો ચાલુ રહ્યો, પરંતુ શિવાજીના છત્રપતિ નામની માત્ર પ્રતિષ્ઠા ભોગવ્યા સિવાય મરાઠી સામ્રાજ્યને પછીથી એ વંશ-વેલાએ કાંઈ ઐતિહાસિક સહાય આપી નહીં.

ઈ. સ. ૧૬૨૭માં શિવાજીનો જન્મ. એણે પોતાના ઓગણીસમા વર્ષે ઈ. સ. ૧૬૪૬માં પ્રથમ વિજય મેળવી મહારાષ્ટ્રી રાજ્યના પાયા

ઊંડા નાખ્યા, અને વિજયોની પરંપરાને પરિણામે ઈ. સ. ૧૬૭૪માં મોગલાઈની બાદશાહત સામે, ઔરંગઝેબ જેવા મહાન સુલતાનની આંખ સામે છત્રપતિપદ ધારણ કર્યું. એ પ્રસંગને સો વર્ષ પણ વીત્યાં નહીં એટલામાં તો પેશ્વાઓની નેતાગીરીમાં મહારાષ્ટ્રી રાજ્ય સામ્રાજ્ય બની ગયું અને લગભગ સાર્વભૌમત્વ ધારણ કરી રહ્યું.

**સાર્વભૌમત્વને કિનારે**

એ સો વર્ષ પૂરાં થતાં પહેલાં જ પરદેશી ઇસ્લામી અબ્દાલીએ ઈ. સ. ૧૭૬૧માં મહારાષ્ટ્રી સત્તાને જીવલેણ ફટકો માર્યો અને તેમાં ઓટ આવતી ચાલી. છત્રપતિ શિવાજીની ગાદી માટે સતારા અને કોલ્હાપુરના પડેલા ભાગ, પેશ્વાઈ મેળવવા માટેના ઝઘડા, ખૂન અને પરાશ્રયની પ્રવૃત્તિ, અને રાજ્યે સર્જેલા અને પોષેલા સરદારોમાં સ્વતંત્ર સત્તા માટેનો લોભ અને મધ્યસ્થ રાજ્યવ્યવસ્થાથી છુટ્ટા પડવાની વૃત્તિને પરિણામે પુનરુત્થાન પામેલી હિંદુસત્તા હિંદુપદ પાદશાહી ભોગવવાને બદલે હાથમાં આવેલું સામ્રાજ્ય ખોઈ બેઠી. જે રઘુનાથરાવે એક કુશળ સેનાપતિ તરીકે મહારાષ્ટ્રી અશ્વોને અટક આગળ સિંધુ નદીનાં પાણી પાયાં હતાં અને અફઘાનિસ્તાનના દરવાજા ઠોકયા હતા, એ રઘુનાથરાવને માથે ગાદીલોભ અંગે પોતાના ભત્રીજા નારાયણરાવના ખૂનનો આરોપ આવ્યો અને સમ્રાટની ગાદીએ બેસવા માટે તેને અંગ્રેજ જેવી પરદેશી સત્તાનો આશ્રય લેવો પડ્યો. એ જ રઘુનાથરાવના પુત્ર બીજા બાજીરાવની કારકિર્દીમાં પેશ્વાઈનો જ અંત આવી ગયો અને એ મહાન સત્તાશાળી પેશ્વાઈના છેલ્લા વંશજને પૂનાની ગાદી છોડી બ્રહ્માવર્તમાં દેશનિકાલ પામી બ્રિટિશ સત્તાના નિવૃત્તિવેતન ઉપર જીવવું પડ્યું. એકતાને અભાવે હિંદુઓનું મહારાષ્ટ્રી સામ્રાજ્ય દોઢસો વર્ષમાં તો નષ્ટપ્રાય થયું. મોગલાઈ તો પડછાયા સરખી જીવતી રહી

**પતનની ક્રિયા**

હતી, જેનું જીવન મરાઠાઓ, મુસ્લિમ અમીરઉમરાવો અને અંગ્રેજોની મહેરબાની ઉપર જ નભી રહ્યું હતું. મોગલો અને મરાઠાઓ બન્નેએ પોતાનાં પતન હાથે કરીને નોતર્યાં. ભારતવાસી મુસ્લિમો અને હિંદુઓ-એ પોતાની સ્થાપિત સત્તા ગુમાવી અંગ્રેજો માટે મેદાન ખાલી કર્યું અને અંગ્રેજી સત્તા ભારતમાં ચક્રવર્તી બની રહી. એ ચક્રને વ્યાપક બનતા પહેલાં એક બીજી ભારતીય સત્તા સામે મુકાબલો કરવો પડ્યો હતો. એ સત્તા તે શીખસત્તા. એના ઇતિહાસનો ઇશારો પણ સમજી લેવો પડશે.

## (૧૧)

## શીખસત્તા

**ગુરુપ્રણાલિકા**

શીખનો અર્થ શિષ્ય. ધાર્મિક અને રાજકીય ક્ષેત્રમાં ઇસ્લામકાળે મહત્ત્વનો ભાગ ભજવી ગયેલી શીખ કોમનો ઇતિહાસ ગુરુ નાનકથી શરૂ થાય છે. બાબરના આક્રમણ વખતે ગુરુ નાનકનો ઉદય થયો. હિંદુ–મુસ્લિમ સંસ્કૃતિઓના ઘર્ષણમાંથી બન્ને સંસ્કૃતિઓની વિકૃતી નિહાળી બન્નેનાં શુભ તત્ત્વોનો સમન્વય કરવાની વૃત્તિએ ઉપજાવેલા સુધારક માર્ગોમાંનો એક મહત્ત્વનો માર્ગ તે શીખધર્મ. હિંદુઓની ન્યાતજાત અને મૂર્તિપૂજનથી પર બનેલી શીખ કોમમાં ઇસ્લામનો–કહો કે વેદાન્તનો–એકેશ્વરવાદ સ્વીકાર પામ્યો હતો, જો કે ઇસ્લામી એકેશ્વરનું નામ અને એની પાછળનું ઝનૂન એમાં અદૃશ્ય હતાં. સદ્‌ગુણ અને સદાચાર ઉપર ભાર મૂકતો નાનકનો ધર્મ અંગદ, અમરદાસ અને રામદાસ નામના ગુરુઓની ભાળવણી નીચે વધતો ચાલ્યો. ગુરુ રામદાસ માટે મોગલ બાદશાહ અકબરને ઘણું માન હતું. અકબરે અમૃતસરમાં રામદાસને એક કુંડવાળી જમીન બક્ષિસમાં આપી, જેના ઉપર આજનું સુપ્રસિદ્ધ 'સુવર્ણમંદિર' રચાયું છે.

ગુરુ અર્જુને આદિ ગ્રંથ – ગ્રંથસાહેબ-ની રચના કરી, જેમાં થઈ ગયેલા ગુરુઓનાં તેમ જ અન્ય મધ્યકાલીન ભકતો અને સંતોનાં ભકિત-જ્ઞાનમય કાવ્યોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. એ ગ્રંથને શીખધર્મીઓ દેવ સરખું માન આપે છે. એ જ શીખોનું શાસ્ત્ર. ગુરુ અર્જુનના ગુરુપદ સમયે શીખધર્મનો વિસ્તાર ઘણો વધ્યો, ગુરુની સમૃદ્ધિ વધી અને રાજકીય ક્ષેત્રમાં પણ ગુરુની પ્રતિષ્ઠા વધી ગઈ. જહાંગીરના બળવાખોર પુત્ર ખુશરૂને અર્જુને સહાય પણ આપી હતી. જહાંગીરે રાજદ્રોહનો આરોપ મૂકી ગુરુ અર્જુનની કતલ કરી ત્યારથી શીખ જનતાનો ઇસ્લામી મોગલ રાજ્ય પ્રત્યેનો સામનો શરૂ થઈ ગયો. અર્જુનના પુત્ર હરગોવિંદ ગુરુમાં વીર સૈનિકનાં લક્ષણો હતાં, અને એણે શીખપ્રજાને જોતજોતામાં એક સૈનિકવૃત્તિવાળી પ્રજા બનાવી દીધી. મોગલાઈ સામે હવે શીખોને યુદ્ધોના અવસર આવવા લાગ્યા અને આ ધર્મપંથ યુદ્ધના શિક્ષણે કરીને હવે વીરપંથ બની ગયો. હરગોવિંદ શાહજહાનની પણ સામે થયો હતો, અને તેને કાશ્મીરના ડુંગરોમાં ભરાઈ જવું પડ્યું હતું. ગુરુ અર્જુનનો 'ગ્રંથસાહેબ', એણે જ દાખલ કરેલી ગુરુભેટની પ્રથા તથા હરગોવિંદની સૈનિકશિરત એ ત્રણે તત્ત્વોએ મળીને શીખ જનતાને એક વિશિષ્ટ વ્યવસ્થિત લડાયક સંસ્થાતંત્રમાં ગોઠવી દીધી.

ગુરુસ્થાન માટે શીખોમાં પણ મતભેદ દાખલ થવા લાગ્યો હતો.

**ઔરંગઝેબ અને શીખ**

છઠ્ઠા ગુરુ તેગબહાદુરે આસામ – યુદ્ધમાં મોગલોને સાથ આપ્યો હતો. પરંતુ ઔરંગઝેબની કેટલીક રાજનીતિ વિરુદ્ધ તેગબહાદુરે મત જાહેર કરતાં એને મોગલાઈનો સામનો કરવાની ફરજ પડી. વિરોધ સહી ન શકતા ઔરંગઝેબે ગુરુ તેગબહાદુરને દિલ્હી પકડી મંગાવ્યા અને ઇસ્લામ સ્વીકારવાની ફરજ પાડવા માંડી. ગુરુએ પાંચ દિવસની ક્રૂર યાતનાઓ ભોગવી અને ધર્મપરિવર્તન કરતાં જિંદગીનો

ભોગ આપવાનું વધારે પસંદ કર્યું. 'સિર દિયા...સર ન દિયા' એ શીખોનું ગૌરવકથન તેગબહાદુરને અનુલક્ષીને રચાયું છે. તેગબહાદુરની કતલ થઈ અને ઔરંગઝેબે શીખપ્રજાને પોતાની દુશ્મન બનાવી. તેગબહાદુરના પુત્ર ગુરુ ગોવિંદસિંહનું સ્થાન ભારતીય વીરોમાં ઉચ્ચ સ્થાને છે. એ વીરપુરુષની જીવનચર્યા આ જ પણ ઉત્તેજક નીવડે એમ છે. 'દેગ, તેગ અને ફતેહ'નો નાનકનો વારસો પામેલા આ અંતિમ ગુરુએ શીખપ્રજાને 'ખાલસા' નામ આપી એની રાષ્ટ્રીયતાને અજબ રંગ ચઢાવ્યો. તેના નાનકડા પુત્રોની મોગલોએ કરેલી અક્ષમ્ય કતલ ઔરંગઝેબના ધર્મઝનૂન સામે શીખોના ધર્મઝનૂનને વધારે પાણીદાર બનાવી રહી. આમ મોગલાઈના પતનમાં શીખોનો પણ મહત્ત્વનો ફાળો ગણાય.

**શીખપ્રગતિ**

ગુરુ ગોવિંદસિંહે ગુરુની સંસ્થાને પોતાના ગુરુપદથી અટકાવી દીધી. પરંતુ બંદા નામના વીરે ગુરુપદ ધારણ કરી શીખોની વીરપ્રવૃત્તિ ચાલુ રાખી, ગુરુ ગોવિંદનાં બાળકોને મારનાર વઝીરખાનને મારી એણે વેર વાળ્યું, મુલકો જીતવા માંડ્યા, રાજગાદી પણ સ્થાપી અને પોતાના નામના સિક્કા પણ પાડ્યા. અંતે ગુરુદાસપુરના કિલ્લામાં એ ઘેરાઈ ગયો અને ભયંકર યુદ્ધ પછી એ મોગલોને હાથે ચઢ્યો. દિલ્હીમાં અત્યંત ક્રૂર વર્તનને અંતે બંદાને અમાનુષી રીતે મારી નાખવામાં આવ્યો અને શીખોની કતલ કરવામાં આવી. બંદાના પોતાના પુત્રને બંદાની જ નજર તળે કાપી નાખવામાં આવ્યો એ ક્રૂરતાની હદ વટાવી જતી મોગલાઈ શીખોના જુસ્સાને દબાવી શકી નહીં. નાના મોટા સર્વ શીખહૃદયમાં મોગલાઈ પ્રત્યે વેર વસી ગયું. કપૂરસિંગે 'દલખાલસા'ની સ્થાપના કરી. નાદીરશાહ અને અહમદ અબ્દાલીના હુમલાઓએ શીખોની પ્રગતિને વધારે બહેલાવી. એ બન્નેએ મોગલાઈને તો ફટકા માર્યા, સાથે અબ્દાલીએ મરાઠાઓની પણ કમર

ભાગી હતી. છતાં એ બન્નેએ પંજાબને અફઘાનિસ્તાન સાથે જોડી દઈ જે સૂબાઓ પંજાબની સાચવણી અર્થે મૂક્યા હતા તેમનામાં પણ નિર્બળતા હતી, જેનો લાભ લઈ શીખોએ પંજાબમાં કિલ્લાઓ બાંધ્યા, ઠકરાતો સ્થાપી અને સ્વાતંત્ર્યની ઘોષણા કરી. શીખોના બે વિભાગ પડ્યા : સતલજની ઉત્તરનો અને સતલજની દક્ષિણનો. બાર 'મીસલ'માં વહેંચાઈ ગયેલી શીખપ્રજાને એકતંત્ર આપવા મથનાર એક મહાન શીખ વીર એ ક્ષણે ઉત્પન્ન થયો અને ભારતીયઇતિહાસમાં અમર નામ મેળવ્યું.

**રણજીતસિંહ પછીનો શીખઅસ્ત**

ઈ. સ. ૧૭૮૦માં જન્મેલો રણજીતસિંહ બાર મીસલમાંની એક મીસલ સુકરચકિયાના એક નેતાનો પુત્ર. શીતળાએ નાનપણમાં જ એની એક આંખનો ભોગ લીધો અને મુખ ઉપર ચાઠાં આપી એનું રૂપ બગાડ્યું. બારં વર્ષે એના પિતાનો દેહાંત થયો. સાધન ઘણું થોડું; છતાં કાબૂલના ઝમાનશાહને ભારતીય સવારીમાં સહાય આપવા બદલ એને ઓગણીસ વર્ષની વયે લાહોરની સૂબાગીરી પ્રાપ્ત થઈ અને રાજાનો ઇલ્કાબ પણ મળ્યો. એ પછી એની પરાક્રમગાથા ઐતિહાસિક બની ગઈ. કાબૂલની ધૂંસરી એણે ફેંકી દીધી અને અંદર અંદર લઢતી શીખ મીસલોને એક રાજ્યતંત્રમાં એણે ગોઠવી દીધી. એના વિજયો વધતા ગયા તેમ તેમ એનું મહત્ત્વ પણ વધતું ચાલ્યું. મરાઠાઓ, અફઘાનો અને ઇન્ગ્રેજો તેની મૈત્રી શોધે એવી રાજ્યવ્યવસ્થા રણજીતે પંજાબમાં સ્થાપન કરી અને સતલજ ઉપરનો કાશ્મીર સહ આખો ઉત્તરહિંદનો પ્રદેશ તેણે પોતાના છત્ર નીચે લાવી મૂકયો. સતલજની દક્ષિણપૂર્વ બાજુએ નાની નાની શીખ અમીરાતો હતી તેમને પણ પોતાના તંત્રમાં ગોઠવવાની તેની સ્વાભાવિક ઇચ્છામાં ઇન્ગ્રેજોને આ નવી સત્તાનો ભય ઉત્પન્ન થયો અને તેમણે એવી સંધી કરી કે જેથી રણજીત સતલજને સામે પાર ચાલતી ખટપટોમાં ભાગ જ

ન લે. રણજીતનું સૈન્ય રાષ્ટ્રીય શીખ સૈનિકોનું બનેલું હતું અને યુરોપીય ઢબે તેને લશ્કરી શિક્ષણ આપવામાં આવ્યું હતું. છતાં ઇન્ગ્રેજોને રણજીતનો ભય હતો અને રણજીતને ઇન્ગ્રેજોનો ભય હતો. એ ભયમાંથી ઊભી થયેલી મૈત્રીને પરિણામે રણજીતે જીવનપર્યંત આ સંધી પાળી અને ઇન્ગ્રેજો સાથે ઘર્ષણમાં આવવાને બદલે એણે ઉત્તરે જ પોતાની પ્રવૃત્તિ વિસ્તારી. અફઘાન સુલતાન શાહશુજાએ આપત્તિમાં રણજીતનું રક્ષણ શોધ્યું અને તેની પાસેનો સુવિખ્યાત હીરો 'કોહીનૂર' તેણે રણજીતને આપ્યો. છેક ઓગણીસમી સદીના ભારતવર્ષમાં ઇન્ગ્રેજોની નજર તળે નવું શીખરાજ્ય સ્થાપવા શક્તિમાન બનેલા રણજીતે બ્રિટિશસત્તા સામે કશાં જ પગલાં લીધાં નહીં. હિંદના નકશા ઉપર નજર નાખતાં 'સબ લાલ હો જાયગા' એવું તેનાથી થઈ ગયેલું ઉચ્ચારણ અંતે સાચું પડયું. રણજીતસિંહ ઈ. સ. ૧૮૩૯માં મૃત્યુ પામ્યો અને તેના મૃત્યુ પછી દસ વર્ષમાં તો આખું શીખ મહારાજ્ય કંપની સરકારે ખાલસા કર્યું. તે પહેલાં બે ભયંકર યુદ્ધો કંપની સરકારને શીખો સામે ખેડવાં પડ્યાં. રણજીતસિંહની ગાદીએ એની પછી કોઈ શક્તિશાળી રાજવી થયો નહીં. બાળક દુલિપસિંહ અને તેની માતા મહારાણી ઝીન્દાન વ્યવસ્થા સાચવી શક્યાં નહિ, સરદારો તથા લશ્કરને કાબૂમાં રાખી શક્યાં નહિ અને અંતે અંગ્રેજોના નિર્વૃત્તિવેતન ઉપર જીવતા પદભ્રષ્ટ રાજવી તરીકે દુલિપે ઘણો સમય ઇંગ્લેંડમાં ગાળ્યો અને ખ્રિસ્તી ધર્મ પણ સ્વીકાર્યો— જો કે પાછળથી હિંદ આવી એણે પોતાના શીખધર્મનો પુનઃ સ્વીકાર કર્યો કહેવાય છે. સુપ્રસિદ્ધ કોહીનૂર હીરો જે બ્રિટિશ તાજનો અલંકાર છે એ દુલિપે વિક્ટોરિયા રાણીને ભેટમાં આપ્યો હતો. આમ મોગલાઈની સ્થાપના સમયે સ્થપાયલો નાનકનો શીખપંથ એક પ્રબળ સત્તા બની મોગલાઈને પ્રહાર કરતો રણજીતસિંહના મહારાજ્યમાં વ્યાપક વિકાસ પામી અંતે ઓગણીસમી સદીના મધ્યમાં જ રાજકીય મહત્ત્વ ગુમાવી બેઠો અને ૧૮૫૭ના બળવામાં બ્રિટિશ સત્તાને ઉપયોગી સૈન્ય

પણ આપી ગયો. ઓગણીસમી સદીમાં પણ નવું રાજ્ય ભારતમાં સ્થપાઈ શકે છે એનું મહત્ત્વનું દૃષ્ટાંત શીખસત્તાએ પૂરું પાડ્યું છે.

## (૧૨)

## બ્રિટિશ કંપનીની રાજસત્તા ઈ. સ. ૧૭૫૭થી ૧૮૫૬

**પ્રાચીન સંપર્ક**

ઇતિહાસનો ઇશારો હવે આપણને આપણા વર્તમાનયુગની બહુ નજીક લાવી મૂકે છે. એ વર્તમાનયુગ એટલે બ્રિટીશ સલતનતનો નવા સ્વતંત્ર ભારતને જન્મ આપી ગએલો યુગ. એની ઘણી રસપ્રદ વિગતો છે, પરંતુ આપણે એ જાણીતા ઇતિહાસ ઉપર ઝડપી નજર ફેરવી ઘણી ઘણી મહત્ત્વની વિગતો જતી કરવી પડશે. ભારતીય-સંસ્કૃતિના ઇતિહાસમાં મહત્ત્વનો ફાળો આપી જનાર પરદેશી સત્તાની રાજકીય પ્રવૃત્તિ આપણી રાષ્ટ્રીય સુષુપ્તિમાંથી કેમ જન્મ પામી એની ટૂંકી રૂપરેખામાં આપણે પ્રથમ સમજી લઈએ કે ભારત – હિંદ – પ્રાચીન કાળથી વિધવિધ પ્રજાઓનું આકર્ષણ કરતો આવ્યો છે, અને તેનો દેશદેશાંતરનો વ્યાપાર અને સંપર્ક ઇતિહાસ જેટલો જૂનો છે. ભારતીય જ્ઞાન, ભારતીય સમૃદ્ધિ, ભારતીય કલા અને ભારતીય વસ્તુઓ સતત માનવવિશ્વનું આકર્ષણ બની રહી અવરજવર અને વ્યાપારની વૃત્તિ પરદેશીઓમાં જગાવ્યા જ કરતી હતી. ઇસ્લામી, અફઘાન, તુર્ક-યુગમાં તેમ જ મોગલાઈયુગમાં પણ ભારતની એ પ્રતિષ્ઠા જળવાઈ રહી હતી અને તેની સાથેના વ્યાપારી સંબંધો કેળવવાની સાર્વત્રિક ઇચ્છા રહેતી. મુસાફરોની પણ અવરજવર સતત ચાલુ રહેતી જેમની નોંધ ભારતના ઇતિહાસની પુષ્ટિરૂપે હજી પણ વપરાય છે. ભારત-વાસીઓએ પણ પૂર્વ અને અગ્નિ એશિયામાં પોતાનાં સંસ્થાનો સ્થાપ્યાં હતાં અને વ્યાપાર અંગે મધ્ય અને પશ્ચિમ એશિયા પણ ભારતને અજાણ્યા પ્રદેશો ન હતા.

**સંપર્કમાર્ગ**

કોઈ પણ દેશને હિંદ સાથેના સંપર્કના બે માર્ગ: એક દરિયાઈ માર્ગ અને બીજો જમીન માર્ગ—જે ફારસી ભાષા અન્વયે તરી અને ખુશ્કીને નામે પ્રચલિત છે. ઈસવી સાતમી સદીથી ભારતનો દરિયાઈવ્યાપાર મુખ્યત્વે આરબોના હાથમાં હતો. સામાન્યતઃ હિંદી વ્યાપારના ત્રણ માર્ગો સુપ્રસિદ્ધ હતા:

( ૧ ) ભારતના પશ્ચિમ કિનારેથી વહાણો રક્ત સમુદ્રને સ્પર્શી ઇજીપ્તને કિનારે લંગરાતાં. ત્યારે સુએઝની નહેર ન હતી—એ આફ્રિકા અને એશિયાને જોડતી સયોગી ભૂમિ હતી. એ ભૂમિ ઉપર એલેક્ઝાન્ડ્રિયાના બંદરે થઈ ભૂમધ્યસમુદ્રનાં વેનીસ અને જીનીવાનાં બંદરોનો સપર્ક સધાતો અને ત્યાંથી ભારતવર્ષનો માલ આખા યુરોપમાં પહોંચી જતો.

( ૨ ) ભારતને પશ્ચિમ કિનારેથી ઊપડતાં વહાણ ઇજીપ્ત ન જતાં ઈરાનના અખાતમાં પડતી તૈગ્રીસ-યુફ્રતીસ મહાનદીના મુખ બંદરે આવતાં, જ્યાંથી એ નદીઓને કિનારે થઈ પાલમાયરા બંદર આગળ ભૂમધ્યસમુદ્રમાં પ્રવેશી જીનીવા-વેનીસનો સંપર્ક સાધવામાં આવતો.

( ૩ ) જૂના ખૈબરઘાટને પગરસ્તે થઈને વ્યાપારીઓ ભારતીય વસ્તુઓ લઈ જતા, ઓકસસ નદીનો ઉપયોગ કરી કાસ્પિયન સમુદ્રમાં પહોંચી જતા અને ત્યાંથી શ્યામસમુદ્ર દ્વારા કોન્સ્ટાન્ટીનોપલ બંદરે માલ ઉતારી યુરોપમાં પહોંચાડતા.

**જળમાર્ગે ભારત**

મુસ્લિમ–ખ્રિસ્તી ધર્મયુદ્ધોમાંથી ઇસ્લામી તુર્ક વિજેતાઓ યુરોપના પૂર્વભાગને જિતી લઈ વ્યાપારમાર્ગોને ખ્રિસ્તી વ્યાપારીઓ માટે જોખમભર્યો બનાવી રહ્યા. એટલે ભારત સાથે સીધો વ્યાપાર થઈ શકે એવા માર્ગની યુરોપને જરૂર ઉત્પન્ન થઈ. એ જરૂરમાંથી જળપ્રવાસના

સાહસનું એક ભવ્ય મોજું યુરોપની જનતામાં ફેલાઈ ગયું અને જળમાર્ગે હિંદને શોધવા માટે યુરોપીય સાહસિકો દરિયા ડહોળી રહ્યા. દક્ષિણ અને પશ્ચિમનાં સાહસભ્રમણોમાંથી સ્પેનીશ કોલંબસને ઈ. સ. ૧૪૯૨માં અમેરિકાખંડ જડયો—જેને પ્રથમ હિંદધારી અમેરિકન આદિવાસીઓને 'ઇન્ડિયન' નામ પણ આપવામાં આવ્યું. અને પોર્ટુગીઝ વાસ્કો-ડા-ગામાએ આખા આફ્રિકાખંડની જલપ્રદક્ષિણા કરી કાલીકટ બંદરે ઊતરી ઈ. સ. ૧૪૯૮માં નવા જલમાર્ગે હિંદ શોધી કાઢયું.

આર્ય ભાષાની શોધથી અનેક ભાષાઓના સ્વરૂપ–સંબંધ શોધાયાં છે; એ જ રીતે ભારતવર્ષની શોધ અંગે દુનિયાના અનેક અજાણ્યા પ્રદેશો માનવીને જડી આવ્યા છે. ભારતનું – ભારત સાથેના વ્યાપારનું કેટલું મહત્ત્વ ત્યારે હતું એનો ખ્યાલ આ જળપ્રવાસનાં સાહસોમાંથી મળી આવે એમ છે. 'હિંદના જળમાર્ગની આ શોધખોળે સુધરેલી દુનિયા ઉપર જેવી વ્યાપક અસર ઉપજાવી એવી અસર મધ્યયુગના કોઈ પણ બીજા બનાવે ઉપજાવી નથી' એમ એક ઇતિહાસકાર કહે છે.

વાસ્કો-ડા-ગામાએ હિંદનો માર્ગ શોધી બીજી યુરોપીય પ્રજાનાં સાહસોને પણ બળ આપ્યું. આલબુકર્ક નામના નૌકાપતિએ પોર્ટુગીઝોને ભૂમિપ્રદેશ હિંદમાં સ્થાપી આપ્યો, જેના અવશેષ સરખાં દીવ, દમણ અને ગોવા હજી સ્વતંત્ર ભારતનાં પરદેશી ચાઠાં બની રહ્યાં છે. સોળમી અને સત્તરમી સદી સુધી પોર્ટુગીઝોની વ્યાપારી તેમ જ રાજદ્વારી પ્રવૃત્તિ ભારતમાં ચાલુ રહી. અઢારમી સદીથી તેમનાં પાણી વળતાં થયાં. તેમનું ધર્મઝનૂન મુસ્લિમોના ઝનૂનને પણ ભુલાવે એવું હતું. વ્યાપારમાં તેમણે દગાબાજી પણ કરવા માંડી. બ્રાઝીલની શોધખોળને લઈ તેમનું વલણ અમરીકી વસાહત તરફ વળ્યું અને બીજી યુરોપીયન પ્રજા સાથે વ્યાપારી હરીફાઈમાં તેઓ ટકી શકયા નહિ. ઇન્ગ્લીશ, ડચ, ફ્રેન્ચ, ડેન

અને સ્વીડીશ વ્યાપારી મંડળીઓ વધતી જતી હતી. આમ સહજ પ્રાબલ્ય બતાવી ગયેલી પોર્ટુગીઝ સત્તા અઢારમી સદીથી અસ્ત પામી.

એક સૈકું વીત્યું અને ડચ–વલંદા–હોલંડનિવાસી પ્રજાએ પણ ઈ. સ. ૧૬૦૫થી ભારતીય કિનારે વ્યાપાર અને ઝઘડા શરૂ કરી દીધા. ગુજરાત, બંગાળ અને દક્ષિણમાં તેમની કોઠીઓ પણ હતી અને તાબાના પ્રદેશો પણ હતા. અંગ્રેજો સાથે તેમને સખ્ત હરીફાઈ ચાલી. છતાં અઢારમી સદીના મધ્યકાળમાં ડચ પ્રજાની વ્યાપારી કે રાજદ્વારી અસર ભારતમાંથી સમૂળ લુપ્ત થઈ ગઈ.

**ફ્રેંચપ્રજા**

યુરોપીય પ્રજાઓમાં ભારત સાથે વ્યાપારીવૃત્તિથી જોડાનાર ફ્રેંચપ્રજા છેલ્લી ગણાય. ઇન્ગ્રેજો એ પહેલાં આવ્યા. ઈ. સ. ૧૬૬૪માં ફ્રેંચ ઇસ્ટ ઇન્ડિયા કંપનીની સ્થાપના થઈ અને ૧૬૬૮માં તેણે પહેલી કોઠી સુરતમાં સ્થાપન કરી. ઈ. સ. ૧૬૭૩માં તેમણે પોન્ડીચેરી સ્થાપન કર્યું અને ધીમે ધીમે બંગાળના ચન્દ્રનગર સરખાં નગરોમાં અને મલબાર કિનારે માહી અને કારીકલમાં કોઠીઓ જમાવી. વારાફેરામાંથી પસાર થયેલી આ ફ્રેંચ વ્યાપારી પેઢીનું મહત્ત્વ અઢારમી સદીમાં કેમ વધી ગયું તે આપણે બ્રિટિશસત્તાની વૃદ્ધિ સાથે વિચારીશું.

**અંગ્રેજો—ઇસ્ટ ઇન્ડિયા કંપની**

ઇન્ગ્લીશ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને પૂર્વમાં વ્યાપાર કરવાનો ઇજારો મહારાણી ઇલીઝાબેથે ઈ. સ. ૧૬૦૦માં આપ્યો તે પહેલાં બ્રિટિશ વહાણવટીઓ પૃથ્વીપ્રદક્ષિણા કરી ચૂકયા હતા અને સ્પેનના મહાન નૌકાસૈન્યને હરાવી ચૂકયા હતા. એટલે હિંદના વ્યાપારમાં આગળ વધવાની વૃત્તિ ઇંગ્લેંડમાં જાગી ચૂકી હતી. હોકીન્સ જેવો મહાનાવિક જહાંગીરના દરબારમાં આવી ચૂકયો. પરંતુ ઈ. સ. ૧૬૧૩માં જહાંગીરના ફરમાન અનુસાર ઇન્ગ્રેજોએ પોતાનું

વ્યાપારી થાણું સુરતમાં નાખ્યું ત્યારથી આ વ્યાપારી કોમે ભૂમિને પકડી લીધી. સર ટૉમસ રો નામના એલચીએ ત્રણ વર્ષ દરબારમાં અવરજવર કરી ઇન્ગ્રેજ કંપની માટે કેટલાક હક્ક મેળવ્યા પણ ખરા. સુરત પછી આગ્રા, અમદાવાદ, ભરૂચ અને વડોદરામાં તેમની કોઠીઓ સ્થપાઈ અને સને ૧૬૬૮માં બીજા ચાર્લ્સે પોતાને પહેરામણીમાં પોર્ટુગીઝોએ આપેલું મુંબઈ વાર્ષિક દસ પાઉન્ડને ભાડે કંપનીને આપી દીધું. વીસેક વર્ષમાં મુંબઈ કંપનીનું મુખ્ય મથક બની ગયું. આ જ પ્રમાણે દક્ષિણના પૂર્વપશ્ચિમ કિનારે અને બંગાળમાં કંપનીએ પોતાનો વ્યાપાર અને સત્તા વધારવા માંડ્યાં. શાન્ત વ્યાપારી પેઢીના એક વડાએ કંપનીના ચાલકોને ઈ. સ. ૧૬૬૯માં તો લખી દીધું કે 'હવે એવો સમય આવ્યો છે કે જ્યારે હાથમાં તલવાર લઈને વ્યાપાર કરવો પડશે,' અને થોડા સમયમાં જ વ્યાપારની આબાદી માટે લશ્કર અને મુલ્ક જિતી લેવાની નીતિ મંજૂર પણ થઈ ચૂકી. પરંતુ હજી સબળ ઔરંગઝેબનું રાજ્ય ચાલતું હતું અને મોગલ સત્તાએ કંપનીનાં કેટલાંક માથેભારે કૃત્યો માટે સજા પણ કરી અને માફી પણ મંગાવી. પરંતુ એ પછી મોગલ સત્તાની કૃપા મેળવી પોતાનાં થાણાં મજબૂત કરવાની પણ ઇન્ગ્રેજોએ કાળજી રાખી.

માત્ર વ્યાપાર, વ્યાપાર અર્થે સત્તા અને મુલ્કનો કબજો, યુરોપીય હરીફો સાથે ઝઘડા અને સંધિ તથા સ્થાનિક સત્તા સાથે નમ્રતાભરી સલામતી, બાદશાહોની વૈદ્યકીય સારવારમાંથી મળતી મહેરબાની વગેરે ઉપર આધાર રાખી અન્ય વ્યાપારી કંપનીઓની માફક ઇન્ગ્રેજ કંપની માત્ર વ્યાપારી મંડળનું સ્વરૂપ ધારણ કરી રહી. ભૂમિસૈન્ય અને નૌકા-સૈન્ય એ વ્યાપારી કંપનીઓ રાખતી, અંદર અંદર લઢતી, કદી ભૂમિ-પ્રસાર પણ સાધતી. છતાં લગભગ દોઢસો વર્ષની તેની કારકિર્દીમાં કંપનીનું મહત્ત્વ સત્તાકાંક્ષી રાજકીય મંડળ કરતાં પ્રતિષ્ઠિત વ્યાપારી અને જમીનદારી મંડળ સરખું વધારે હતું. શાણા વ્યાપારીઓ, ઉપદ્રવ-

હીન પ્રજાજનો, ઉપયોગી મિત્રો અને ગણતરીમાં ન ગણાય એવા કદી કદી જોર દેખાડતા છતાં નમી પડી ક્ષમા માગી શકતા પરદેશીઓ તરીકે ઇન્ગ્રેજો, ફ્રેંચો, પોર્ટુગીઝો અને વલંદાઓએ સ્થાનિક કે કેન્દ્રસ્થ રાજ-સત્તાનું ખાસ ધ્યાન ખેંચ્યું ન હતું.

**હરીફ કંપનીઓ**

પરંતુ એ વ્યાપારી મંડળીઓનાં દોઢસો વર્ષ વીતે તે પહેલાં મોગલાઇનાં મૂળ ખવાઇ ગયાં, મહારાષ્ટ્રી ઝંઝાવાતના ઝપાટાનું જોર વીખરાઇ નિર્બળ બનતું ચાલ્યું, કેન્દ્રસ્થ સત્તાની નિર્બળતાનો અંગત લાભ લઇ જુદાં જુદાં સ્વતંત્ર રાજ્યો સૂબાગીરીમાંથી સ્થપાવા લાગ્યાં અને અંગત સત્તાની ખેંચાખેંચીમાં રાષ્ટ્રભાન કે દેશાભિમાન, વફાદારી કે વહાલ, ઉપકારવૃત્તિ કે દીર્ઘદૃષ્ટિ, સ્વામીભક્તિ કે દોસ્તી સમૂળ ભૂલાઇ જતાં હોય એવી પરિસ્થિતિ ઉત્પન્ન થવા લાગી જેનો લાભ લેવાની ચકોર દક્ષતા યુરોપીય પ્રજાની રાષ્ટ્રભાવનાએ કેળવી હતી. મરાઠાઓનો સૂર્ય મધ્યાહ્ને પહોંચતો હતો અને મહારાષ્ટ્રી મુત્સદ્દીગીરી ઉત્તરહિંદના ચોપાટ ઉપર શોગટાં ગોઠવી બાજીઓ સર કરવામાં ગુંથાયલી હતી ત્યારે કર્ણાટકની નવાબીના ઝઘડાએ પરદેશી ઇન્ગ્રેજો અને પરદેશી ફ્રેંચોને હિંદની સ્થાનિક રાજખટપટમાં પ્રવેશ કરવાની તક આપી. નવાબીના હક્કની તકરારમાં એક પક્ષે ઇન્ગ્રેજની સહાય માગી અને બીજા પક્ષે ફ્રેંચની. ઇ. સ ૧૭૪૩ની આ શરૂઆત. વળી યુરોપનાં યુદ્ધોમાં પણ એ જ સમયે ઇન્ગ્રેજો અને ફ્રેંચો વિરોધી બની રહ્યા, જેનો પડઘો હિંદમાં પડયો. ડુપ્લે નામના કુશળ ફ્રેંચ મુખીએ ઇન્ગ્રેજો અને એના સાથી નવાબને સખ્ત હાર આપી; પરંતુ યુરોપમાં સંધી થતાં હિંદમાં પણ સંધી કરવી પડી. કર્ણાટકના બીજા યુદ્ધમાં ઇન્ગ્રેજો તર્ફે કલાઇવ નામના વીર પુરુષે ફ્રેંચોને હરાવ્યા; ઇ. સ. ૧૭૫૪માં.

આમ સમગ્ર હિંદની તે યુગની દૃષ્ટિએ બહુ મહત્ત્વના ન લાગે એવા

**ભારતીય શરમ**

પ્રસંગોએ ઈન્ગ્રેજોની મહત્વાકાંક્ષા વધારી, ઈન્ગ્રેજોમાં બળ પ્રેર્યું, હિંદવાસીઓની નિર્બળતાઓ પ્રત્યક્ષ કરી અને પચાસેક વર્ષમાં તો વ્યાપારી મંડળી સાર્વભૌમ સત્તાધીશ બની રહી. કર્ણાટકના યુદ્ધનો અનુભવ લીધા પછી નિઝામના રાજ્યની ખટપટોમાં ઈન્ગ્રેજો અને ફ્રેંચ મુત્સદ્દીઓને સ્થાન મળ્યું. અને ત્યાંથી આગળ વધતાં બંગાળની પરિસ્થિતિએ ઈન્ગ્રેજોની કાયમી સત્તાના પાયા હિંદમાં નાંખ્યાં. બંગાળની નવાબીના આંતરકલહોમાં ભાગ લઈ રહેલા ઈન્ગ્રેજોને સને ૧૭૫૭માં સીરાજ–ઉદ્–દૌલા નવાબ સામે મળેલો પ્લાસીનો વિજય ઈન્ગ્રેજોની દૃષ્ટિએ અતિ મહત્ત્વનો બની રહ્યો. દેશી રાજ્યોની એક જ પ્રકારની પ્રસંગપરંપરા ! અંદર અંદરના ઝઘડા, કૃતઘ્નતા, ખુલ્લી બેવફાઈ અને ટૂંકી સ્વાર્થદૃષ્ટિમાં ત્રીજી સત્તાનો વિજય ! અઢારમી-ઓગણીસમી સદીનો ઇતિહાસ લગભગ ભારતીય શરમનો જ ઇતિહાસ બની રહે છે. પ્લાસીના યુદ્ધે ઈન્ગ્રેજોને ધરખમ સત્તા બનાવી દીધી.

મહારાષ્ટ્રી સત્તાને ૧૮૬૧માં ખેલાયલા પાણીપતના યુદ્ધમાં એવો સખ્ત ફટકો વાગ્યો કે ત્યાર પછી એની રાજકીય તેજસ્વિતા ઘટતી ચાલી, અને તેનાં સામ્રાજ્ય સ્થાપનાનાં સ્વપ્ન નષ્ટ થયાં. આ મહાસત્તાની નિર્બળતા ઈન્ગ્રેજોને એક દૈવી આશીર્વાદરૂપ નીવડી. બંગાળ અને અવધમાં વર્ચસ્વ મેળવી ચૂકેલા ઈન્ગ્રેજોમાં હવે ભારે હિમ્મત આવી અને દિલ્હી દરબાર સુધી તેમની શેહ પડવા માંડી.

**મરાઠાઓની પડતીમાં કંપનીની ચઢતી**

ઈન્ગ્રેજોના ચઢતા સિતારાનો ઇતિહાસ એ હવે મરાઠાઓની પડતીનો ઇતિહાસ બની જાય છે. પાણીપતના ફટકા પછી મરાઠાઓએ પોતાનું વર્ચસ્વ પાછું જમાવવા માંડ્યું અને ઈ. સ. ૧૭૭૦માં ફરી મરાઠાસૈન્યે દિલ્હી પ્રવેશ કરી લથડતી

મોગલાઈના બાદશાહને વાલીપણામાં લીધો. ક્લાઇવને સ્થાને હવે સુવિખ્યાત વોરન હેસ્ટીંગના હાથમાં કંપનીનું તંત્ર મુકાયું હતું. પુનર્જીવન પામતી મરાઠીસત્તાના કેન્દ્ર સમો છેલ્લો મહાન પેશ્વા માધવરાવ નાની વયમાં જ અનેક આશાઓ ઉપજાવી મૃત્યુ પામ્યો. એનો ભાઈ નારાયણરાવ ગાદીએ આવ્યો. મહારાષ્ટ્રી અશ્વોને સિંધુનાં નીર પાનાર કાકા રઘુનાથરાવને પોતાની રૂપાળી પત્નીની ઉશ્કેરણીથી પેશ્વાઈની ગાદીનો લોભ લાગ્યો, નારાયણરાવનું ખૂન થયું, રઘુનાથરાવ ગાદીએ બેઠો, પરંતુ નારાયણરાવની પત્નીએ પુત્રને જન્મ આપ્યો, જેને પેશ્વાઈના વારસ તરીકે સ્વીકારી એક બાહોશ મુત્સદ્દી નાના ફડનવીસે રઘુનાથરાવના હક્કને નકારી પૂનાથી ખસી જવાની એને ફરજ પાડી. ભારતની એ યુગની રાજપ્રણાલિકા અહીં પણ પુનરાવર્તન પામી, રઘુનાથરાવે મુંબઈના ઇન્ગ્રેજી સત્તાધીશની સહાય માગી અને બીજાં સ્થળોની માફક મહારાષ્ટ્રી રાજકારણમાં ઇન્ગ્રેજોનો પ્રવેશ શક્ય બનાવ્યો.

**ત્રણ મહારાષ્ટ્રી મુત્સદ્દી**

એ પ્રવેશમાંથી મરાઠાયુદ્ધો થયાં, બન્ને પક્ષે હારજિત અનુભવી, સલાહો—સંધીઓ થઈ—જેમાંની પુરંધર, સાલબાઈ અને વસાઈની સંધીઓ જાણીતી છે—અને મરાઠા રાજકારણ ઉપર ઇન્ગ્રેજોએ માત્ર હરીફાઈ સરસાઈ નહિ, પરંતુ અંશત: વર્ચસ્વ પણ મેળવ્યું. આ યુગમાં મરાઠી સત્તાની પ્રતિષ્ઠા ત્રણ વ્યક્તિઓએ જાળવી : એક નાના ફડનવીસે પોતાની મુત્સદ્દીગીરીથી; મહાદજી સીંધિયાએ પોતાની મુત્સદ્દીગીરી ઉપરાંત સૈનિક દક્ષતાથી; અને ત્રીજી અહલ્યાબાઈએ પોતાની બાહોશીભરી પવિત્ર આંતરિક રાજવ્યવસ્થાથી. ઓગણીસમી સદી શરૂ થઈ એ વર્ષે—ઈ. સ. ૧૮૦૦માં મહારાષ્ટ્રનો છેલ્લો મહાન મુત્સદ્દી નાના ફડનવીસ મૃત્યુ પામ્યો. એના મૃત્યુ સાથે મહારાષ્ટ્રી એકતાનો છેલ્લો આધાર તૂટી પડ્યો. મહાદજી અને અહલ્યાબાઈ તે પહેલાં ગત થયાં હતાં. પેશ્વાઈની ગાદી ઉપર નિર્બળ, મોજી-

અને ખટપટી બાજીરાવ બીજો ઈન્ગ્રેજોની શેહથી આવી શક્યો હતો. મરાઠી રાજ્યને ઈન્ગ્રેજોના વર્ચસ્વથી સદંતર દૂર રાખવાના નાના ફડનવીસના પ્રયત્નોને એણે ધૂળમાં મેળવ્યા અને ત્રીજા મરાઠાયુદ્ધને અંતે સને ૧૮૧૮માં પેશ્વાઈનો અંત આવ્યો, બીજી મરાઠી સત્તાઓ વ્યક્તિગત રીતે ઈન્ગ્રજોના સાર્વભૌમત્વને સ્વીકારી ચૂકી અને કંપની સરકાર સર્વ સ્વીકૃત ચક્રવર્તી બની ગઈ.

**હૈદર ટીપુ**

અઢારમી સદીનાં છેલ્લાં પચાસ વર્ષે મરાઠાઓની જેમ પડતી જોઈ તેમ ઈન્ગ્રેજી સત્તાની ચઢતી પણ જોઈ. એ ચઢતી હવે માત્ર સંજોગાધીન ન જ ગણાય. ઈન્ગ્રજોની યુદ્ધકુશલતા અને મુત્સદ્દીગીરીને પણ આપણે એમની પ્રગતિનાં તત્ત્વો ગણવાં જોઈએ મરાઠાઓ સરખી પ્રબળ સત્તા મૈસોરના હૈદર અને ટીપુ સુલતાન નામની વ્યક્તિઓમાં જાગ્રત થઈ હતી જેમણે ત્રણચાર યુદ્ધશ્રેણીઓમાં ઈન્ગ્રેજી સત્તાની ભારે કસોટી કરી હતી. હૈદર અને ટીપુની પચાસ વર્ષની પરાક્રમગાથાનો અત્રે માત્ર ઉલ્લેખ કરી એટલું જ નોંધીશું કે દેશી વીરત્વ ઈન્ગ્રેજો સામે ટૂંકું પડ્યું અને પંજાબના શીખ સિવાયનું આખું હિંદ ઈન્ગ્રેજ કંપની સરકારના વાવટા નીચે અઢારમી સદીના અંતમાં આવી ચૂક્યું.

**કંપનીના વિજયનાં કારણો**

કંપની સરકારના અંતિમ વિજયનાં અનેક કારણોમાં આપણે નીચેનાં કારણો મુખ્ય ગણાવી શકીએ :

(૧) મોગલાઈ અને મરાઠાશાહી બન્નેએ અંતે કેન્દ્રસ્થ સત્તાને અપનાવી પુષ્ટ કરી નહિ; ઊલટ કેન્દ્રસ્થ સત્તાને છિન્નભિન્ન કરી નાખે એવાં સ્વાર્થી બલવતુંલો ઉપજાવી પોતાના જ પગ ઉપર કુહાડાના પ્રહારો કર્યા. ઔરંગઝેબ પછીની મોગલાઈ અને બાલાજી બાજીરાવ પછીની પેશ્વાઈ આ ઘાતક પ્રવૃત્તિના નમૂના રૂપ છે. ભારતીય પરાધીનતા એ ભારતના આ મહા દોષનું જ પરિણામ.

( ૨ ) ઇન્ગ્રેજી સત્તાધીશો સંપૂર્ણ માનવીઓ ન હતા. લાંચ, ખટપટ, જૂઠાણું અને વચનભંગની પરંપરા તેમના ભારતીયઇતિહાસમાંથી જરૂર જડી આવશે. છતાં તેમની એક વિશિષ્ટતા નોંધ્યા વગર ચાલે એમ નથી. કોઈ પણ ઇન્ગ્રેજ સત્તાધીશ પોતાની માલિક કંપનીને બેવફા નીવડ્યો નથી, અને કંપની પોતાના સ્વદેશી રાજકર્તાને બેવફા નીવડી નથી. ક્લાઇવ, હેસ્ટીંગ્સ, વેલેસ્લી સરખા દક્ષ અને યુદ્ધપ્રિય ગવર્નર જનરલોએ હરીફો સામે યુક્તિપ્રયુક્તિ અને પ્રપંચનો ઉપયોગ કર્યો એ ખરું; છતાં એકે ગવર્નર કે ગવર્નર જનરલે પોતાના અંગત લાભ અર્થે, સત્તાલોભ અર્થે અને મુલકલોભ અર્થે સ્વપ્નમાં પણ પોતાની માલિક કંપનીના હિત વિરુદ્ધ જવાનો પ્રયત્ન કર્યો જાણ્યો નથી—જે કથન આપણા મોગલાઈ–પેશ્વાઈના સૂબા, નવાબ કે રાજાઓ માટે કહી શકાય એમ નથી. ક્લાઇવ નવાબ બની શકયો હોત; હેસ્ટીંગ્સ મહારાજા બની શકયો હોત; છતાં હિંદવાસીઓ કરતાં પરદેશી ગોરી પ્રજાઓએ વધારે ઊંચા પ્રકારનું રાષ્ટ્રઅભિમાન કેળવ્યું હતું. આ તેમની ઉન્નતિનું બીજું મહા કારણ.

( ૩ ) અંગ્રેજોની ચઢિયાતી લશ્કરી કળાને પણ આપણે ત્રીજા કારણ તરીકે વિસરવી ન જોઈએ. દેશી યુદ્ધરચનામાં માણસોની ખોટ ન હતી અમુક ઢબની વ્યૂહરચના પણ ખરી. પરંતુ અંગ્રેજી ઢબની કવાયત સૈનિકોમાં જે અસરકારક દક્ષતા ઉપજાવતી હતી તે હિંદમાં ઊપજી શકી નહિ. અંગ્રેજોનાં કેળવાયલાં લશ્કર આગળ હિંદનાં બિન-કવાયતી લશ્કરી ટોળાં અવ્યવસ્થિત માનવમેળા સરખાં બની રહેતાં. દેશી સૈનિકોને પણ લશ્કરી કેળવણી આપી અંગ્રેજ સેનાપતિઓએ હિંદી માનવસમૂહનો સરસ ઉપયોગ કરી લીધો હતો. પરિણામે મુકાબલાને પ્રસંગે અંગ્રેજોનું નાનકડું કવાયતી લશ્કર અનિયમિત સંખ્યાબંધ લશ્કરોને શિકસ્ત આપી શકતું. કવાયતી લશ્કર ઉપરાંત તેમનાં તોપખાનાં અને દરિયાઈ લશ્કરોએ અંગ્રેજી વિજયમાં ભારે ફાળો આપ્યો છે.

(૪) જીતાયલા પ્રદેશને શાન્તિ, કાયદો અને વ્યવસ્થા આપવાની અંગ્રેજોની કુનેહ અનુકરણીય ગણાય. જ્યાં જ્યાં પ્રદેશ જીતાય ત્યાં ત્યાં કેળવણી, કાયદા, અદાલત, મહેસૂલી વહીવટ અને આંતરિક શાન્તિ-સ્થાપનાનું વહીવટી તંત્ર ઊભું કરવાની અંગ્રેજોની કાબેલિયત પ્રજાને અનુકૂળ પડી ગઈ. અંગ્રેજી વહીવટ આગળ દેશી રાજ્યોના વહીવટ અંધેર સરખા દેખાવા લાગ્યા. પ્રજાના હૃદયમાં સ્થાન પામી પ્રજાને પોતાની બનાવી લેવાની આવડત અઢારમી સદીના હિંદે ભાગ્યે જ દર્શાવી. સાહસિક અને પરાક્રમપ્રિય વ્યક્તિઓનાં સંભારણાં સિવાય પ્રજાને મોગલાઈ કે મરાઠાશાહી માટે ઊંડું મમત્વ હવે ઉત્પન્ન થઈ શક્યું નહીં. પ્રજાને કંપની સરકારની શાન્તિપ્રેરક વ્યવસ્થામાં આબાદી દેખાઈ.

(૫) પ્રજાકીય શાન્તિનો ભંગ કરનારાં અતંત્ર ઠગ, પીંઢારા અને જાટ કાઠીઓનાં ટોળાં ભારતીય રાજઅવ્યવસ્થાને પરિણામે ઊભાં થયાં હતાં તેમને અંગ્રેજોએ સમૂળ દાબી પ્રજાને અણધાર્યા ભયથી મુક્ત કરી દીધી. શાન્તિસ્થાપનાની અંગ્રેજોની તમન્ના તેમને પ્રજાપ્રિય બનાવી શકી.

આમ ઓગણીસમી સદીના દ્વારમાં ભારત પ્રવેશ્યું ત્યારે મોગલાઈનો રહ્યોસહ્યો પડછાયો પણ પાતળો બની રહ્યો, પેશ્વાઈ લગભગ ગઈ અને અઢાર વર્ષમાં નાબૂદ થઈ, હૈદર ટીપુનો અસ્ત થયો અને મોગલાઈ-પેશ્વાઈની નિર્બળતામાંથી જન્મેલાં નાનાં મોટાં રાજ્યો કંપની સરકારનું રક્ષણ સ્વીકારી જીવંત રહ્યાં—માત્ર શોભારૂપ. રાજ્યો સાથે 'મૈત્રી' શબ્દનો વિપુલ ઉપયોગ થયો છે ખરો, પરંતુ એ શબ્દ પાછળ રાજ્યોની પરાધીનતા સહાયક લશ્કરો, રેસીડેન્ટો અને એજન્સીઓના સ્વીકારમાં સમાઈ રહેલી હતી. ઓગણીસમી સદીની શરૂઆતમાં પંજાબ સિવાયના આખા હિંદ ઉપર તેમની સત્તા ફેલાઈ ગઈ; અને બીજાં પચાસ વર્ષમાં તો એ પંજાબી શીખસામ્રાજ્ય પણ રણજીતસિંહે ઉચ્ચારેલા ભાવિ અનુસાર કંપની સરકારમાં લુપ્ત થઈ ગયું.

પ્લાસીના ૧૭૫૭ના યુદ્ધથી કંપની સરકારને ગણનાપાત્ર સત્તા તરીકે સ્વીકારીએ તો સો વર્ષ અને ઓગણીસમી સદીની શરૂઆતથી એને ભારતીય સામ્રાજ્ય ગણીએ તો સત્તાવન વર્ષ વ્યાપારી ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ ઈ. સ. ૧૮૫૭ સુધી રાજ્ય કર્યું ગણાય. પાંચ હજાર ગાઉ દૂરથી આવેલી વ્યાપારી મંડળી રાજકર્તા બની સાર્વભૌમત્વ પ્રાપ્ત કરે એ કોઈ પણ ઇતિહાસમાં આશ્ચર્યઘટના જ ગણાય.

(૬૩)

## બ્રિટિશ શહેનશાહત : ૧૮૫૭થી ૧૯૪૭ અને ભારતીય સ્વાતંત્ર્ય

**કંપનીની રાજનીતિનાં પરિણામ**

કંપની સરકારનું સો વર્ષનું રાજ્ય બદલાઈ બ્રિટિશ શહેનશાહતમાં કેમ પલટાઈ ગયું અને તે નેવું વર્ષનું આયુષ્ય ભોગવી ભારતીય સ્વાતંત્ર્ય પ્રગટાવી કેમ ખસી ગયું એ મનોરંજક ઇતિહાસની બહુ નજીક આવેલા આપણે અહીં એની ટૂંકામાં ટૂંકી સમાલોચના કરી લઈશું. કંપનાનું રાજ્ય એક પછી એક બાહોશ ગવર્નર જનરલોના હાથમા દૃઢ થતું જતું હતું. ઈ. સ. ૧૮૪૮થી ૧૮૫૬ સુધી લોર્ડ ડેલહાઉસી નામના એક બાહોશ રાજકર્તા કંપની સરકારે હિંદમાં મોકલ્યો. જૂની રાજ્યવ્યવસ્થાએ ઉપજાવેલાં અસંખ્ય દેશી રાજ્યો પ્રત્યે અમલમાં મૂકેલી એની રાજનીતિનાં બે મુખ્ય તત્ત્વો ગણાવી શકાય :

(૧) અપુત્ર રાજવીને દત્તક લેવા ન દેતાં તેનું રાજ્ય ખાલસા કરવું; અને

(૨) અવ્યવસ્થા કે જુલ્મની જે રાજ્ય માટે બૂમ આવે તે રાજ્ય ખાલસા કરવું.

એ નીતિ અનુસાર સતારાના પદભ્રષ્ટ રાજાને દત્તક લેવાની પરવાનગી ડેલહાઉસીએ ન આપી અને સતારાનું રાજ્ય ખાલસા કર્યું. મહાન શિવાજીના વંશજનું એ રાજ્ય. નાગપુરના વિખ્યાત ભોંસલેની રાણીને પણ દત્તક ન લેવા દેતાં એનું રાજ્ય પણ ખાલસા કર્યું. એ જ પ્રમાણે ઝાંસીની રાણી સાથે વર્તાવ કર્યો. જૈતપુર અને સંબલપુરનાં રાજ્યો પણ એમ જ ખાલસા થયાં. બાજીરાવ પેશ્વાના પુત્ર નાનાસાહેબને તથા કર્ણાટક અને તંજાવરના રાજવારસોને નિવૃત્તિવેતન આપવાની તેણે ના પાડી. અયોધ્યાની ડગમગી ગયેલી નવાબી એણે ખાલસા કરી અને ગેરવહીવટનું કારણ આપી નિઝામના ત્રણ પ્રાંતો ખાલસા કર્યા. આથી નાનાં મોટાં રાજ્યોમાં પોતાના ભાવિ માટે ભય પેસી ગયો અને લોકલાગણી પણ ઘવાઈ. માનવજાતને અંતે પડેલાઓ માટે દયા ઉપજે છે.

**સિદ્ધિઓ**

ડેલહાઉસીની યશસ્વી સિદ્ધિઓ પણ ભૂલવા સરખી નથી. પ્રાથમિક કેળવણીથી માંડી વિદ્યાપીઠ સુધીની ઉચ્ચ કેળવણીને આવરી લેતી વ્યવસ્થા એના રાજ-અમલમાં સ્થાપન થઈ; એણે જાહેર બાંધકામ-ખાતું સ્થાપ્યું; પોતાની જવાબદારીને વિકેન્દ્રિત કરતી મંત્રીમંડળની – કાઉન્સિલની વ્યવસ્થા પણ એણે ઊભી કરી; રેલ્વે, ટપાલ અને તારની યોજનાનો યશ એને ફાળે જાય; વરાળી વહાણોની હિંદ-યુરોપ વચ્ચેની જવરઅવર પણ એના જ વહીવટમાં શરૂ થઈ. આમ એની બાહોશી ઊંચા પ્રકારની ગણાય.

**બળવાની પાછળ**

પરંતુ બાહોશી ઝડપથી સત્તાશોખીન, જિદ્દી અને અહંભાવી બની જાય છે. ડેલહાઉસી ભૂલી ગયો કે હારેલાં રાજ્યોમાં અને ખાલસા કરેલાં રાજ્યોમાં કંપની સરકાર સામેની વૈરભાવના જીવંત હતી. નામની મોગલાઈને પણ પ્રહારો થાય એ મુસ્લિમોને – અને મોગલાઈ

પ્રત્યે સમભાવ ધરાવનાર હિંદુઓને પણ – ખૂંચે. જમીનમહેસૂલની નવી પ્રથા કેટલાક પ્રાંતોને બોજારૂપ લાગી. ખ્રિસ્તી પાદરીઓનું જોરભર્યું ધર્મ-પરિવર્તન કાર્ય યુક્તિપ્રયુક્તિ ઉપરાંત કંપની સરકારની સહાય પણ પામતું દેખાયું–જેના ચક્રમાં હિંદુઓ અને મુસ્લિમો પણ આવી જતા હતા. સતીનો રિવાજ કાયદાથી બંધ થયો અને વિધવાવિવાહનો કાયદાથી સ્વીકાર કરાયો એમાં ધાર્મિક કચવાટ ઊભો થયો. મુસ્લિમ મૌલવીઓએ પણ ઇસ્લામના ખતરાનું વાતાવરણ ફેલાવવા માંડ્યું. હિંદી સૈન્યને દરિયા પાર મોકલવા માંડ્યું એમાં હિંદુ-મુસલમાન વર્ગને વટલાવવાની યુક્તિનો ભાસ થયો. નવી બંદૂકોમાં દાખલ કરવાની કારતૂસોમાં ડુક્કર તથા ગાયની ચરબીનો ઉપયોગ કરી હિંદુ-મુસલમાન બન્નેને ભ્રષ્ટ કરવાની યોજના થઈ રહી છે એવી સમજ પણ લશ્કરીઓ અને પ્રજામાં ફેલાઈ ગઈ. હિંદુ સૈન્યમાં બ્રાહ્મણો મોટા પ્રમાણમાં દાખલ થતા હતા એ નોંધપાત્ર હકીકત છે. એ સર્વ અસંતોષ ઉપજાવનારી હકીકતોને ઉગ્ર બનાવતી એક ભવિષ્યવાણી પણ કોઈ જ્યોતિષીએ ફેલાવી કે કંપની સરકારના રાજ્યનો સો વર્ષનો અવધિ સને ૧૮૫૭માં આવી રહ્યો હતો. આમ પદભ્રષ્ટ રાજાઓમાં અને પ્રજા તથા હિંદી લશ્કરમાં અસંતોષનો વહ્નિ પ્રજળી રહ્યો. હિંદી સૈનિકોને યુવાન ગોરાઓની સતત તાબેદારી પણ ભારે પડી હોય એ સંભવિત છે. વિજયી અંગ્રેજ ઉપરીઓ તુમાખી પણ રાખતા બની ગયા હતા. આ અસંતોષને આકાર આપતો ડેલહાઉસી તો પોતાની મુદ્દત પૂરી થતાં સ્વદેશ ચાલ્યો ગયો અને એની પછી આવેલા સમભાવશીલ કેનીંગ નામના ગવર્નર જનરલને બળવાનો ભાર ઉઠાવવો પડ્યો.

ઈ. સ. ૧૮૫૭ના મે માસમાં બળવો શરૂ થઈ ગયો. ક્રાન્તિકારીઓની ઠરેલી યોજના કરતાં એ વહેલો ફાટી નીકળ્યો. મીરતથી શરૂ થયેલો આ બળવો દિલ્હી, અલાહાબાદ, કાનપુર, લખનૌ, ગ્વાલીયર, ઝાંસી

**બળવો**

જેવાં ઉત્તર તથા મધ્ય હિંદનાં મથકોમાં ફેલાઈ ગયો. એમાં દિલ્હીના નામના બાદશાહ વૃદ્ધ બહાદુરશાહે, બાજીરાવ પેશ્વાના પુત્ર નાનાસાહેબે, તેમના મિત્ર તાત્યાસાહેબ ટોપેએ, તથા ઝાંસીની રાણી લક્ષ્મીબાઈએ બહુ આગેવાનીભર્યો ભાગ ભજવ્યો. ક્રૂરતા અને વીરતા બન્ને પક્ષે બતાવી; પરંતુ એને માટે સમસ્ત હિંદવ્યાપી બનવાની રાખેલી આશા ફળીભૂત થઈ નહિ. સંભવ છે કે આજ અનુભવાતી રાષ્ટ્રભાવના એમાં અદૃશ્ય હોય અને માત્ર અસંતુષ્ટ રાજવીઓ અને ઝનૂની સૈનિકોની અકુશળ વ્યવસ્થાહીન પ્રવૃત્તિ એ બની ગઈ હોય; મોગલાઈ અને મરાઠાશાહીની અવ્યવસ્થાને પડછે કંપની સરકારનું વ્યવસ્થિત તંત્ર પ્રજાના મોટા ભાગને શાન્તિ અને આબાદીપ્રેરક લાગ્યું હોય; અંગ્રેજોની સત્તા નીચે આવી ગયેલા રાજવીઓમાં શૌર્યનો અભાવ હોય અગર કંપની સરકારના રક્ષણ નીચે પોતાની સલામતી વધારે દૃઢ લાગી હોય. જે હોય તે! આખા ભારતે આ બળવાને સાથ ન આપ્યો. હમણાં જ રાજ્ય ગુમાવી બેઠેલા શીખોએ તો બળવો દબાવવામાં પૂર્ણ સહાય આપી. રાજામહારાજાઓનો મોટો ભાગ એથી અલગ રહ્યો અને ઉત્તરે પંજાબ, મધ્યે રાજપૂતાના અને ગુજરાત, તથા દક્ષિણે નિઝામની સરહદને નહિ જેવો સ્પર્શ કરી બળવો ઉત્તર અને મધ્ય હિંદમાં જ અટકી ગયો. બાહોશ અંગ્રેજ સેનાપતિઓએ બળવાને શમાવી દીધો— જો કે બળવાની ઝપટ આખા હિંદમાં એવી હવા ફેલાવી રહી કે જાણે કંપની સરકારનું રાજ્ય ગયું !...ઓ ગયું !

**રાજ્યફેર**

અને એ વાત પણ સાચી! બળવો શમ્યો ખરો, પરંતુ કંપની સરકારનું રાજ્ય તો ગયું જ. જ્યોતિષીની ભવિષ્યવાણી સાચી પડી ! બળવો શમ્યા પછી ઈંગ્લેંડના મુત્સદ્દીઓએ અને કર્મચારીઓએ એમ માન્યું કે કંપની સરકારના રાજ્ય સરખા અસ્પષ્ટ વ્યાપારી રાજ્યને પલટી નાખી ઇંગ્લેંડની મહારાણી વિકટોરિયાએ હિંદનું આધિપત્ય

ધારણ કરી લેવું. એ યોજના અનુસાર કંપની સરકાર વિખરાઇ ગઈ અને મહારાણી વિક્ટોરિયા એક સુપ્રસિદ્ધ ઢંઢેરાસહ હિંદનાં સમ્રાટ બન્યાં. બળવાની ઊંડી છાપ ભારતીય હૃદયમાં અને બ્રિટિશ ઉપર પડ્યા વગર રહી નહિ. બ્રિટિશરોનાં ક્રૂર કૃત્યો પણ બળવા અંગે ઇતિહાસ સંભારી રાખે એવાં હતાં—જો કે હિંદી બળવાખારોનો દોષ કાઢવાનું વિજેતાઓને સહેલું થઈ પડ્યું ખરું. ભારતીય પ્રજાને આ બળવો એક પ્રેરણારૂપ નીવડ્યો; બ્રિટિશ રાજ્યકર્તાઓને એક સાવચેતી રૂપ.

**વિક્ટોરિયાનો શાસનકાળ**

રાણી વિક્ટોરિયાના લાંબા રાજકાળ દરમિયાન થયેલી અનેક પ્રવૃત્તિઓનો ઉલ્લેખ પણ અત્રે શક્ય નથી. એના રાજ્યકાળમાં ગવર્નર જનરલને મહારાણીના પ્રતિનિધિ તરીકે 'વાઇસિરોય'નું સંબોધન પણ થતું. ભૂતાન સાથેના, બ્રહ્મદેશ, સાથેના, અફઘાનિસ્તાન સાથેના, તિબેટ સાથેનાં યુદ્ધોમાંથી ભારતીય રાજ્યસીમા બ્રહ્મદેશ સુધી વધી અને બીજી પાસ એ સીમાએ વાયવ્ય સરહદ તથા બલૂચિસ્તાનને આવરી લીધાં એ હકીકત ભારતની નૈસર્ગિક સીમા સમજવા માટે જરૂરી છે. કેળવણીમાં, ન્યાયખાતામાં, મુલ્કીખાતામાં જરૂર પ્રમાણે સુધારા થતા ગયા. વડોદરાના મલ્હારરાવને પદભ્રષ્ટ કરી તેમને સ્થાને ત્રીજા સયાજીરાવને બેસાડવામાં આવ્યા, જેમણે વડોદરા રાજ્ય પૂરતા અનેક સુધારા કરી રાજ્યને આદર્શ બનાવવાનો સફળ પ્રયત્ન કર્યો. છપ્પનિયો દુષ્કાળ પણ એ યુગમાં પડ્યો. અનેક વિગતો વચ્ચે આજ પ્રજાકીય દૃષ્ટિએ અતિ મહત્ત્વનો કહી શકાય એવા સને ૧૮૮૫–૮૬માં ઇન્ડિયન નૅશનલ કૉન્ફરન્સની સ્થાપનાના પ્રસંગને આપણે ગણાવી શકીએ. ઇન્ડિયન નૅશનલ કૉન્ગ્રેસ–હિંદી મહાસભાને નામે વિકાસ પામેલું આ રાષ્ટ્રીય સંમેલન પ્રથમ તો સૌમ્ય ઢબે રાજ્યકારભારમાં હિંદીઓની સલાહ લેવાય, વહીવટમાં તેમને ભાગ મળે અને ઊંચા હોદ્દા માટે હિંદવાસીઓની લાયકાત સ્વીકારાય એવી બંધારણીય વિનંતિ કરતું અંતે

એક ભવ્ય સક્રિય રાષ્ટ્રીય પક્ષ તરીકે વિકાસ પામ્યું અને વીસમી સદીની શરૂઆતથી તેની વધેલી ઉષ્માએ હિંદને સ્વાતંત્ર્ય અપાવવાની લડતમાં અગ્રભાગ લઈ સને ૧૯૪૭ના ઑગસ્ટની પંદરમી તારીખે હિંદના વહીવટનો ઈન્ગ્રેજો પાસેથી હાથફેર પણ કરી લીધો. એ સંસ્થાની શરૂઆત પણ વિકટોરિયાના રાજઅમલમાં થઈ. ટ્રાન્સવાલના બોયરયુદ્ધ સાથે ઓગણીસમી સદી સમાપ્ત થઈ. સને ૧૯૦૧માં મહારાણી વિકટોરિયાનું અવસાન થયું. શહેનશાહ એડવર્ડ ગાદીએ આવ્યા અને લૉર્ડ કર્ઝન જેવા બાહોશ અને આગ્રહી વાઈસરોયની કારકિર્દીથી વીસમી સદીની ભારતમાં શરૂઆત થઈ.

**કર્ઝનનાં અણગમતાં કૃત્યો**

કર્ઝનનું વ્યક્તિત્વ ઊંચા પ્રકારનું હતું અને એ જ કારણે એનામાં આગ્રહી અહં પણ ઘણું ભારે હતું. રાજવહીવટની દક્ષતા એણે વધારી અને આપણી રાષ્ટ્રીયતાને પોષતું પુરાતત્ત્વખાતું ખોલી ઐતિહાસિક બાંધકામની સુરક્ષિતતા જાળવી. પરંતુ એનો સને ૧૯૦૪નો વિદ્યાપીઠ કાયદો અને એણે પાડેલા બંગાળના ભાગલા હિંદીપ્રજાને અણગમતા થઈ પડ્યા અને લોકમતને માન ન આપવાની તેની જોહુકમીએ કર્ઝન અને તેના વહીવટને અત્યંત અપ્રિય બનાવ્યાં. એ જ આરસામાં સને ૧૯૦૪–૦૫માં રશિયા–જપાન યુદ્ધ શરૂ થયું—જેમાં રશિયા સરખી યુરોપીય અજિત પ્રજાનો એશિયાઈ-જપાની પ્રજાએ સખ્ત પરાજય કર્યો. હિંદવાસીઓના રાષ્ટ્રઅભિમાનને એ પ્રસંગે ભારે પુષ્ટી આપી. કર્ઝનની અપ્રિય રાજનીતિએ બ્રિટિશ વહીવટ પ્રત્યે અભાવ ઉત્પન્ન કર્યો જ હતો. એમાંથી રાષ્ટ્રીય અસંતોષનો અગ્નિ ફાટી નીકળ્યો, રાજકીય ખૂનો થવા લાગ્યાં, બંધારણીય પગલાં લેતી કૉન્ગ્રેસ-મહાસભામાં પણ ઉગ્રતા આવવા લાગી, પ્રજામાં રાષ્ટ્રીય ભાન વ્યાપક બનવા લાગ્યું. બ્રિટિશ માલનો બહિષ્કાર પોકારાયો, રાષ્ટ્રીય કેળવણીની ઝૂંબેશ શરૂ થઈ, ગુપ્ત વિપ્લવ મંડળો પણ સ્થપાવા લાગ્યાં અને ભારતીય

વાતાવરણ અત્યંત ક્ષુબ્ધ બન્યું. વાઇસરૉય લૉર્ડ કર્ઝન અને સેનાપતિ લૉર્ડ કિચનર વચ્ચેના મતભેદ અંગે કર્ઝને રાજીનામું આપ્યું અને ધુંધવાઈ રહેલા ભારતનો કારભાર લૉર્ડ મીન્ટો નામના વાઇસરૉયે આવી સંભાળી લીધો. વીસમી સદીની આ શરૂઆતમાં પ્રજાએ જે જાગ્રતિ અનુભવી તે સતત વધતી જ ચાલી.

**મીન્ટોની રાજનીતિ**

લૉર્ડ મીન્ટોએ ત્રણ કાર્યો કર્યાં : (૧) રાજકીય ચળવળને શાન્ત પાડવા મોર્લી મીન્ટોને નામે પ્રસિદ્ધ થયેલા રાજકીય સુધારા તેણે પ્રજાને આપ્યા, જેથી ધારાસભામાં ચૂંટી કાઢેલા સભ્યોની બહુમતી રહી શકે. પરંતુ એ બહુમતીનો ખેલ પ્રજાને સંતુષ્ટ કરી શક્યો નહિ. (૨) પ્રજાપ્રિય નેતા બાલ ગંગાધર તિલક ઉપર રાજદ્રોહનો આરોપ મુકાયો અને તેમને સજા થઈ. નાશિકના કલેક્ટરનું ખૂન થયું. પત્રોએ રાજનૈતિક ચર્ચામાં ઉગ્રતા ઉમેરી. અરાજકતા વધી જવાના ભયથી મીન્ટોએ રાજકીય ચળવળને કચડી નાંખવા સભાબંધીનો, શક ઉપરથી રાજદ્વારી માણસોને પકડવાનો, છાપખાના ઉપર દાબ રાખવાનો અને સ્ફોટક પદાર્થના વેચાણ ખરીદી વ્યવહાર ઉપર અંકુશ મૂકનારો એવા કાયદાઓ પસાર કર્યા. (૩) સાથે સાથે મુત્સદ્દીગીરી વાપરી ભારતીય રાષ્ટ્રતત્ત્વમાં જબરજસ્ત ફ્રાચર મારવા કેટલાક મુસ્લિમ આગેવાનોને ભેગા કરી મુસ્લિમ લીગની સ્થાપના કરાવી. એ બીજમાંથી આજ ઇન્ગ્રેજોએ ધાર્યા નહિ હોય એવા હિંદના બે ભાગલા પડ્યા. એને જ પરિણામે—અને ઇસ્લામી સામ્રાજ્યની કવિ ઇકબાલની ભાવનામાંથી —Pan Islamની ભાવનામાંથી—દ્વિરાષ્ટ્રનો સિદ્ધાન્ત જોર પકડતો ચાલ્યો અને ધર્મભેદે રાષ્ટ્રવાદમાં કોમી ઝેર રેડ્યું. હિંદુસ્તાન અને પાકિસ્તાનનાં આજ પડેલાં ફ્રચ્ચાડિયાંનું મૂળ અહીં જોઈ શકાય. પરંતુ પ્રજાકીય અસંતોષ ઓછો ન થયો.

**બદલાતું ભારત**

મીન્ટો પછી આવેલા લૉર્ડ હાર્ડીંજના સમયમાં અસંતોષ શાન્ત પાડવા માટે બંગાળના ભાગલા રદ કરવામાં આવ્યા, કલકત્તાને બદલે દિલ્હીને પાટનગર બનાવવામાં આવ્યું, કેળવણીની પ્રથામાં કેટલીક પ્રગતિ કરવામાં આવી, શહેનશાહ એડવર્ડ પછી ગાદીએ આવેલા પંચમ જ્યૉર્જનો દિલ્હીમાં દરબાર ભરાયો, દક્ષિણ આફ્રિકાની હિંદી લડતમાં તેણે સાથ આપ્યો અને દિલસોજ વર્તન રાખ્યું—જો કે તેના ઉપર બૉમ્બ પણ પડ્યો હતો. એના જ સમયમાં અહિંસક લડતનો દુનિયાના રાજકારણમાં નવો વ્યૂહ સર્જનાર મહાત્મા ગાંધી – મોહનદાસ કરમચંદ ગાંધી—દક્ષિણ આફ્રિકાની રાજકીય લડતમાં સત્યાગ્રહનો સિદ્ધાન્ત અનુભવમાં ઉતારી હિંદમાં આવ્યા અને હિંદના રાજકીય આગેવાનોની ઝળકતી શ્રેણીમાં અગ્રસ્થાન લઈ લીધું. કૉન્ગ્રેસ —રાષ્ટ્રીય મહાસભા સને ૧૮૮૫થી રાષ્ટ્રીય અભિલાષાઓ વ્યક્ત કરવાનું એક મહાન ક્ષેત્ર હતું. અભિલાષાઓ સ્પષ્ટ થતી ગઈ, વધતી ગઈ, ઉગ્ર બનતી ગઈ અને અંતે સ્વરાજ્યના જન્મસિદ્ધ હક્કની પ્રજાકીય માગણીનું અંતિમ સ્વરૂપ તેણે ધારણ કર્યું. ભારતની રાજકીય મહત્ત્વાકાંક્ષાને ઘડવાનું અને તેનો પ્રચાર કરવાનું વિકટ કાર્ય કૉન્ગ્રેસના વિકાસમાં ભાગ લઈ રહેલા દાદાભાઈ નવરોજજી, ફીરોજશાહ મહેતા, બાલગંગાધર તિલક, સુરેન્દ્રનાથ બેનરજી, ગોપાળકૃષ્ણ ગોખલે, લાલા લજપતરાય અને એવી સ્મરણીય વ્યક્તિઓએ કર્યું હતું. ઈન્ગ્રેજી સત્તામાંથી મુક્ત બની હિંદ સ્વતંત્ર થાય એવું ઝાંખું સ્વપ્ન પણ જેમાં રાજદ્રોહ ગણાતું એવી ઓગણીસમી સદી વીતતાં વીસમી સદીના પહેલા દસકાએ એ સ્વપ્નને સ્પષ્ટ કાગળે ચઢાવ્યું હતું—જો કે તેની શક્યતા માટે પ્રજામાં હજી વિશ્વાસ આવ્યો ન હતો. એ સ્વરાજ્યપ્રાપ્તિનો નકશો દોરી એ માટેની લડત સક્રિય અને અહિંસક બનાવી આખા રાજનીતિના શાસ્ત્રમાં નવું પ્રકરણ ઉમેરી લડતને સફળ બનાવનાર ગાંધીજીની નેતાગીરી

વીસમી સદીના છેલ્લા ત્રણ સાડાત્રણ દાયકાનો અપૂર્વ ઇતિહાસ ગણી શકાય—જેમાં ભારતીયસંસ્કૃતિનો રાજકીય વિજય સંસ્કૃતિના ઇતિહાસકારો જોઈ શકે એમ છે. નિઃશસ્ત્ર, શીસ્તવિહીન, અનુભવરહિત, સાધનહીન પ્રજાને એકતાનો રાષ્ટ્રીય આદર્શ આપી, એ આદર્શને સિદ્ધ કરવા માટે અહિંસાત્મક અસહકારનું અમોઘ પ્રજાકીય શસ્ત્ર ઊપજાવી, સત્યના આગ્રહથી તેને વિશુદ્ધ કરી; રાજકારણમાં માન્ય કરાયેલી શઠનીતિને તિલાંજલી આપી એ શસ્ત્રને પવિત્ર બનાવી તેને આધારે સશસ્ત્ર, ચાણક્ય બુદ્ધિવાળી, અનુભવપીઢ રાજ કરતી કોમનો સામનો કરવાની નિદ્રિત પ્રજામાં જે શકિત મહાત્મા ગાંધીએ ઉપજાવી એ પરાધીન પ્રજાઓ માટે અવનવો સંસ્કૃતિવ્યૂહ બની રહે છે. ગાંધીજીના પ્રવેશે આમ રાજકીય લડતને સક્રિય બનાવી અને એ લડતને વેરઝેર, મારફાડ અને ખૂનામરકીના માર્ગમાં જતી અટકાવી એને ઉચ્ચ, નૈતિક, માણસાઈ ભરેલી કક્ષાએ મૂકી દીધી. ગાંધીજી દ્વારા વ્યક્ત થયેલી ભારતીયસંસ્કૃતિનો એ વીસમી સદીને અર્પણ થયેલો ભવ્ય ફાળો.

**પહેલું વિશ્વયુદ્ધ**

સ્થાનિક પરિસ્થિતિ સાથે આંતરરાષ્ટ્રિય પરિસ્થિતિ પણ સ્વાતંત્ર્ય-મંથનમાં ભારે ભાગ ભજવી શકે છે. રશિયા-જપાન વચ્ચેના યુદ્ધે ભારતીય અસ્મિતા ઉપસાવવામાં સારો ફાળો આપ્યો હતો એ આપણે નોંધી લીધું છે. એને દસકો પણ વીત્યો નહિ એટલામાં ભારત સાથે આખા વિશ્વને ચગડોળે ચઢાવે એવો એક પ્રસંગ બન્યો. એને જર્મન યુદ્ધ કરતાં પ્રથમ વિશ્વયુદ્ધને નામે ઓળખાવવો એ વધારે સાચું છે. લૉર્ડ હાર્ડિંજના જ સમયમાં ઈ. સ. ૧૯૧૪માં એ વિશ્વયુદ્ધ શરૂ થયું. એક રીતે વિચાર કરતાં પશ્ચિમનાં રાજ્યોએ – પ્રજાઓએ – પોતાની સંસ્કૃતિ – નહીં, સત્તા – આખી માનવજાત ઉપર ફેલાવી દીધી હતી. નામનાં સ્વતંત્ર રહેલાં રાજ્યો – રાષ્ટ્રો – પણ પશ્ચિમી સત્તાના રાહુ-

ગ્રહણ નીચે આવી ચૂક્યાં હતાં. વિશ્વમાલિકી સરખી તુમાખી પશ્ચિમના માનસમાં વિકસતી જતી હતી. પ્રથમ વિશ્વના મુખ્ય અને ગૌણ કારણોમાં ઊતર્યા વગર આપણે એટલું જ અહીં કહી શકીએ કે સધન અને સત્તાધીશ પશ્ચિમી રાષ્ટ્રો વચ્ચે વિશ્વવિજયની ગુપ્ત હરીફાઈ પ્રગટ થતી ચાલી. વિસ્તૃત સત્તાનો હજી વધારે વિસ્તાર સહુને જોઈતો હતો. એને માટે લાગ જોવાયા કરતા હતા, યુક્તિ પ્રયુક્તિઓ ચાલ્યા કરતી, શસ્ત્રસજ્જતા વધતી જતી હતી અને યુદ્ધમોરચા ગોઠવાયે જતા હતા. ઈ. સ. ૧૯૧૪માં ભડકો થયો અને જર્મનીના કૈસરની શરૂઆતે વિશ્વયુદ્ધ સળગી ઊઠ્યું. સામે પક્ષે બ્રિટન હતું. હિંદ–બ્રિટનના તાબેદારીભર્યા સંબંધો અંગે હિંદ બ્રિટનના પક્ષમાં ઊભું રહ્યું અને ગાંધીજીએ એ વલણને ટેકો પણ આપ્યો, અને સત્તાધીશોને ઉદાર બનવાનું એક કારણ સજ્યું. ચાર વર્ષના ખૂનખાર જંગને અંતે જર્મની હાર્યું, વિશ્વપરિસ્થિતિમાં ભારે ફેરફાર થયો, મૂડીવાદી–અર્થવાદી સમાજરચનાને બદલે સમાજવાદી–સામ્યવાદી પાયા પર તેની રચનાનો અખતરો કરતી વિશિષ્ટ ક્રાન્તિ રશિયામાં થઈ અને ભારતની સ્વાતંત્ર્યભૂખ સારા પ્રમાણમાં ઊઘડી.

**રોલેટ કાયદો અને ગાંધીજીનો અસહકાર**

પાંચ પાંચ વર્ષે ગવર્નરો અને ગવર્નર જનરલો ઘણુંખરું બદલાવા જ જોઈએ એ બ્રિટિશ રાજનીતિ અનુસાર હાર્ડિંગ પછી આવેલા લૉર્ડ ચેમ્સફર્ડ-નો એ યુગ. વિશ્વયુદ્ધમાં હિંદે બ્રિટનને ભારે સેવાઓ આપેલી, છતાં જે નવા સુધારા હિંદી વહીવટમાં અપાયા એ અનુદાર અને પ્રજાની ભાવનાને સંતુષ્ટ કરે એવા ન હતા. એ સુધારા સામે હિંદી પ્રજાએ રોષ વ્યક્ત કર્યો. એ સામે ચેમ્સફર્ડે રાજદ્રોહી અને ફીતુરી તત્ત્વોને દબાવી દેવાની વિશેષ સત્તા સરકારને અર્પતો 'રોલેટ ઍક્ટ' બહાર પાડ્યો અને લોકલાગણી બહુ ઉશ્કેરાઈ. મોટી મોટી સભાઓ ભરાવા લાગી; એ સભાઓને

વીખેરી નાખવા સરકારી પ્રયાસો થવા લાગ્યા; એમાંથી તોફાની ઉગ્રતા વિકસતી ચાલી; સરકારી વહીવટે મજબૂત હાથ દર્શાવવા નિશ્ચય કર્યો; અમૃતસરના જાલિયાનવાલા બાગમાં મળેલી નિઃશસ્ત્ર સ્ત્રીપુરુષ બાળકોની એક મોટી સભા ઉપર વગર ચેતવણીએ જનરલ ડાયરે કરેલો ક્રૂરતાભર્યો ગોળીબાર અને એ પછી પંજાબ ઉપર લાગુ કરેલો લશ્કરી કાયદાનો અમાનુષી અમલ પ્રજાકીય દૃષ્ટિએ અસહ્ય નીવડ્યો અને ગાંધીજીએ શયતાની તરીકે ઓળખાવેલી સરકાર પ્રત્યે ભારે રોષ જાગ્યો. એ રોષ હિંસક બની વધારે પ્રબળ હિંસક શસ્ત્રોથી સજ્જ સરકાર સામે આથડી નિરર્થક અને નિષ્ફળ ન બને એ અર્થે પ્રજ્ઞો અને સુજ્ઞોએ હસી કાઢેલો, છતાં માન્ય અને અંતે સફળ થયેલો, અહિંસક અસહકારનો સિદ્ધાન્ત ગાંધીજીએ જનતાને આપી દુનિયાએ કદી ન જોયેલી એક રાજકીય લડત ભારતવાસીઓને શીખવી, જે ઊંચાંનીચાં મોજામાં વહીને અંતે સ્વાતંત્ર્ય મેળવવામાં સફળ પણ બની શકી. લગભગ સત્તાવીસ વર્ષનો એ પ્રયોગ ગણી શકાય.

**અસહકારની લડતનું વિશિષ્ટ સ્વરૂપ**

હવે એ પ્રજાકીય લડત વીસમી સદીના ત્રીજા દાયકાથી વિવિધ સ્પષ્ટ સ્વરૂપો ધારણ કરતી ચાલી, જેમાં સરકારી શિક્ષણનો, સરકારી નોકરીનો, અંગ્રેજી માલનો, સરકારી ધારાસભાનો અને સૈન્યનો બહિષ્કાર પોકારાયો. સરઘસો, સભાઓ, પ્રભાત ફેરીઓ, ભાષણો, ગીતો અને લેખો દ્વારા રાષ્ટ્રીય પ્રચારની ઝડીઓ વરસી રહી; પ્રતિબંધિત કાયદાઓનો વ્યાપક સામનો કરવામાં આવ્યો; ન્યાયની અદાલતોમાં પોતાનો બચાવ કરવા પૂરતો પણ ભાગ ન લેતાં સરકારી અદાલતોના અસ્વીકારનો પણ માર્ગ લેવામાં આવ્યો, અને કોર્ટ દ્વારા અગર અમલદારો દ્વારા થયેલી સજા અંગે કેદમાં આગ્રહપૂર્વક—જાણી જોઈને—સત્તાના સામનો કરીને—જવાનો માર્ગ પણ યોજાયો. એ લડતમાં એક મહત્ત્વનું તત્ત્વ સચવાઈ રહે એ માટે આગેવાનોનો અને ખાસ કરીને એના મુખ્ય સંચાલક મહાત્મા ગાંધીનો

ભારે આગ્રહ હતો. એ તત્ત્વ તે અહિંસાનું તત્ત્વ. અસહકારની લડતમાં કોઈ પણ વ્યક્તિની શારીરિક કે માનસિક હિંસા પણ ન થાય, અને હિંસામાં દોરનાર પ્રથમ પગથિયા સરખી વ્યથા પણ ન થાય. આ વિચિત્ર લાગતી રાજકીય લડતે હિંદુસ્તાનમાં છેલ્લાં પચ્ચીસ-ત્રીસ વર્ષોમાં અજબ ફેરફારો કરી નાખ્યા. એ રાજકીય લડત એક સ્વચ્છ, નૈતિક લડત બનવા પ્રયત્નશીલ થઈ હતી. અંગ્રેજોની અંગત દુશ્મનાવટ તરીકે નહિ પરંતુ ભારતવાસીઓના જન્મસિદ્ધ હક્ક તરીકે સ્વાતંત્ર્યનો પરિચય કરવામાં આવ્યો. એ લડતના લડવૈયાઓની લાયકી પણ વિશેષ ઢબે નક્કી કરવામાં આવી, જેમાં સ્વાશ્રય અને શ્રમ ઉપર ભાર મૂકવામાં આવ્યો, હાથવણાટ અને ખાદીના પહેરવેશ માટે આગ્રહ રાખવામાં આવ્યો, રાજકીય લડતને રાષ્ટ્રીય ઓપ અપાયો, અને બેકારી સર્જતા નફાખોરીભર્યા યંત્રવાદનો વિરોધ થઈ, તેની શોષક અને ઘાતક અસરો ઉપર હિંદનું જ નહિ, પણ વિશ્વભરની જનતાનું ધ્યાન ખેંચવામાં આવ્યું. વળી રાજકીય ચળવળો મુખ્યત્વે નગરજનતામાં જ સમાઈ રહી હતી તેને નગર દરવાજાથી બહાર લંબાવી ગામડે ગામડે વહાવી, અને આર્થિક રચનામાં સામાન્યતા તથા ગરીબી અનુભવતો માનવી જ રચનાના કેન્દ્ર-સ્થાને હોવો જોઈએ એવી દૃષ્ટિ ઉઘાડી ગાંધીજીએ સક્રિય, રચનાત્મક, કાર્યક્રમ રજૂ કર્યો અને અસહકારને માથે આવતો નિષ્ક્રિયતાના આરોપનો પણ લોપ કરી નાખ્યો.

**અસહકારનું નૈતિક તત્ત્વ**

ગાંધીજીની અસહકારની લડતમાં ભરતીઓટ આવ્યે જતાં હતાં એ વાત ખરી. પોતાની કોઈ પણ ચળવળમાં હિંસક તત્ત્વ દેખાય ત્યારે ગાંધીજી એ ચળવળ આગળ વધતી હોય તો ય તેને એકાએક બંધ પાડી દેતા હતા. રાજકીય લડતમાં અહિંસા સ્થાપવા માટે વ્યક્તિગત વેરઝેરનો અભાવ, પ્રામાણિકપણાનો આગ્રહ, ચારિત્ર્યની વિશુદ્ધિ અને ધ્યેય તથા સાધનની પૂર્ણ પવિત્રતા ઉપર

તેમણે ભાર મૂક્યો અને ખુલ્લી ખેલદિલી વિકસાવીને ગાંધીજીએ રાજકીય લડતમાં કદી ન જોયેલું, ન કલ્પેલું ભવ્ય નૈતિક તત્ત્વ દાખલ કર્યું. વળી ધ્યેયને માટે સ્વાર્થત્યાગ ઉપર ભાર મૂકી લડતને સ્વાર્થરહિત છતાં અસરકારક બનાવી. ધનિકો અને ગરીબો વચ્ચેનો ભેદ ટાળવા ધનિકોને માત્ર ધનના વાલી તરીકે જ સ્વીકારવાનો સિદ્ધાંત ઉપજાવી વર્ગવિગ્રહને તેમણે લડતમાં પ્રવેશ ન આપ્યો. અને જે કાયદા અનિષ્ટ હોય તે કાયદા યોજનાબદ્ધ ઢબે પસંદ કરી તેમનો જ માત્ર ભંગ કરવાનો આદેશ આપી લડતમાં શિસ્તસંયમને મહત્ત્વ આપ્યું. વળી આ સ્વાતંત્ર્ય-લડત એ માત્ર ઊર્મિલ ધાંધળ કે નિરર્થક તોફાનમાં વેડફાઈ ન જાય એવી ઢબે પોતાના રાજકીય પક્ષને મજબૂત અને સક્રિય બનાવ્યો. આમ ગાંધીજીની રાજકીય અસરનો વિચાર કરતી વખતે આપણે ભૂલવું ન જોઈએ કે ગાંધીજીની લડત એ રાજકીય લડતની સાથે સાથે નૈતિક અને સામાજિક લડત પણ હતી, આર્થિક લડત પણ હતી, સક્રિય રચનાત્મક ગ્રામોદ્ધારની યોજના પણ એમાં સમાયેલી હતી. ધ્યેય અને સાધન બન્નેની વિશુદ્ધિ ઉપર ભાર મૂકી તેમણે આખી રાજકીય ભાવનાને પવિત્ર બનાવી—જે પવિત્રતા પશ્ચિમનું રાજકારણ—એટલે કે વર્તમાન યુગનું માન્ય રાજકારણ—કબૂલ કરી શક્યું ન હતું. એક દૃષ્ટિએ ગાંધીજી હિંદના જ નહિ પરંતુ સમગ્ર માનવજાતના એક મહાન રાજકીય નેતા તરીકે સ્થાન મેળવી ચૂક્યા છે.

**ભારતને મનાવવાના પ્રયત્નો**

ગાંધીજીની અહિંસક અસહકારની લડતમાં પ્રથમ નોંધ્યા પ્રમાણે ભરતીઓટ પણ આવતી; છતાં ભારતીયપ્રજા એમની દોરવણી નીચે રાજકારણમાં બહુ જ ઝડપી પ્રગતિ કરી ચૂકી. એ પ્રગતિનો વિચાર કરીને રાજબંધારણમાં ફેરફારો કરી પ્રજાને સંતોષવાની યોજનાઓ વારંવાર અંગ્રેજ સત્તાધીશો તરફથી થયા કરતી હતી, જેને માટે કમિશન, મુલાકાત, રાઉન્ડ ટેબલ કોન્ફરન્સ—ગોળમેજી

પરિષદ – સરખી સર્વપક્ષીય સભાઓ પણ યોજવામાં આવતી એક ગોળમેજી પરિષદ બેઠકમાં તો ગાંધીજીએ પણ ભાગ લીધો હતો. દમનનીતિ પણ ચાલુ રાખવામાં આવતી અને તેની સામે રાજદ્વારી લડતમાં ભાગ લેનારાઓ સત્તાનો અહિંસક સામનો કરી કેદખાનાં ભરી પણ દેતા હતા. આમ છેલ્લી પચ્ચીસીની રાજકીય લડત પ્રજાજીવનનો એક મુખ્ય ભાગ બની રહી. એ મુખ્ય ભાગની કહાણી સંપૂર્ણ સુખાંત કેમ ન નીવડી એ આપણે જોઈ લઈએ.

**મુસ્લિમોની અલગ પ્રદેશમાગણી**

હિંદી રાષ્ટ્રીય ચળવળ જેમ જેમ આગળ વધતી હતી તેમ તેમ સત્તાધીશોની બન્ને ધર્મીઓને છૂટા પાડવાની અને તેમ કરી પોતાની હકુમત સતત ચાલુ રાખવાની મુત્સદ્દીગીરીભરી યોજનાઓ પણ સ્વરૂપ લીધા કરતી હતી. મુસ્લિમોની વિશિષ્ટ માગણીઓ મંજૂર કરવાની ગાંધીજીની દીર્ઘ દૃષ્ટિ અને કુમળાશ મુસ્લિમો પાસે તેમની માગણીઓને વધારે વિશાળ અને વધારે ઉગ્ર પણ બનાવતી ચાલી, જેને પરિણામે એક વખતના મહાસભાવાદી મહમદઅલી ઝીણા સરખા મુસ્લિમ લીગના આગેવાનોએ પણ રાષ્ટ્રીય દૃષ્ટિ છોડી દીધી અને આખી મુસ્લિમ પ્રજા ધર્મે, જાતે અને સંસ્કારે જુદી હોવાથી તેને જુદું ભૂમિરાજ્ય મળવું જોઈએ એવી જોરદાર વિચારસરણી મુસ્લિમોમાં વ્યાપક બની. ઉગ્ર બનતા ભેદ અંગે હિંદુ–મુસ્લિમ તોફાનો પણ થયાં અને હિંદુ–મુસ્લિમ ભાઈ ભાઈ બની શકે છે એવું મોગલાઈમાં ઉત્પન્ન થયેલું સ્વપ્ન સફળ થવાની ક્ષણે અફળ બની ગયું અને અંતે હિંદુ–મુસ્લિમ કોમ વચ્ચે જબ્બર ફાટ પડતી ચાલી. રાષ્ટ્રીય દૃષ્ટિએ એ આખી ધર્મભેદની પ્રવૃત્તિ દુ:ખદ બની રહી.

**સ્વરાજ્યપ્રાપ્તિ**

સને ૧૯૩૯માં બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું જેની શરૂઆત પાછી નૂતન જર્મનોએ જ કરી, અને એણે આખી માનવજાતને દરેક અંગે હલાવી નાખી.

જયપરાજયની પરંપરાઓ બન્ને પક્ષ વચ્ચે ચાલ્યા કરી. કરોડો માનવીઓનો સંહાર થયો. આખી પૃથ્વી ઉપર યુદ્ધમોજું ફરી વળ્યું, જેની અસર પહેલા વિશ્વયુદ્ધ કરતાં પણ હિંદ ઉપર વધારે ભયંકર થઈ. એ અસરમાંથી હજી આજ પણ આપણે પૂરા ઊગરી શક્યા નથી. ઇંગ્લેન્ડ, અમેરિકા અને રશિયા મિત્રરાજ્યો બન્યાં અને મિત્રરાજ્યોના અંગ તરીકે હિંદે પણ યુદ્ધમાં ઝંપલાવ્યું, જો કે ચોક્કસ યુદ્ધનું દર્શન તો માત્ર હિંદના સીમાડા સુધી આવીને અટકી ગયું. મિત્રરાજ્યો જીત્યાં અને યુદ્ધશાંતિ પછીનાં બે વર્ષમાં સને ૧૯૪૭ના ઑગસ્ટ માસની પંદરમી તારીખે હિંદે સ્વરાજ્ય પ્રાપ્ત કર્યું. અંગ્રેજી સત્તા હિંદી મહાસભાને સત્તા સોંપી હિંદમાંથી ખસી ગઈ અને ખસતાં ખસતાં, હિંદને સ્વતંત્ર થવા દેતાં દેતાં ભારતના બે ભાગલા પાડતી ગઈ. મુસ્લિમોને પણ મુસ્લિમ વસ્તીની બહુમતીવાળો પ્રદેશ પાકિસ્તાનને નામે મળ્યો અને આમ અંગ્રેજી અમલ દરમિયાન એક બનેલું, બૃહદ્ બનેલું હિંદુસ્તાન સ્વતંત્ર બનતે બનતે ભારત અને પાકિસ્તાન જેવા બે ભાગમાં વહેંચાઈ ગયું અને બન્ને ભાગ સ્વતંત્ર રાષ્ટ્રો તરીકે સ્વીકારાયા – જો કે હજી બ્રિટિશ સમવાયતંત્ર સાથેનું અંશતઃ જોડાણ ચાલુ છે – ભારત કરતાં પાકિસ્તાનનું જોડાણ વધારે પ્રમાણમાં.

**સ્વાતંત્ર્યમાં શું ગુમાવ્યું ?**

આમ આજ હિંદુસ્તાન, ભારત તરીકે સ્વતંત્ર દેશ બન્યો છે. પરંતુ એ સ્વતંત્ર બનતી વખતે મોહન–જો–ડેરોની આદ્ય ભારતીયસંસ્કૃતિવાળો પ્રદેશ, ઋગ્વેદની રચના આપી ચૂકેલો પંજાબ અને પૂર્વબંગાળ ભારતે ગુમાવ્યાં છે એ સંસ્કૃતિના ઇતિહાસમાં નોંધ્યા સિવાય ચાલે એમ નથી.

વળી ઇસ્લામી યુગથી શરૂ થયેલો હિંદુ-મુસ્લિમ સંસ્કૃતિ સમન્વય મોગલાઈમાં દૃઢ બનતો ગયો હતો. એ સમન્વય બ્રિટિશ સત્તા નીચે

જાગેલી રાષ્ટ્રભાવનામાં પૂર્ણતાએ પહોંચશે એવી સ્થિતિ ઉત્પન્ન થતી હતી ત્યાં પાકિસ્તાનના વિભાગીકરણે એ

**સમન્વયની નિષ્ફળતા**

સમન્વયને છિન્નભિન્ન કરી નાખી એક મહાન રાષ્ટ્રીય અને સાંસ્કારિક પ્રયોગને નિષ્ફળતા—તાત્કાલિક—તો આપી છે.

આમ ઇતિહાસનો ઇશારો આજ આપણને રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય સુધી લઈ આવ્યો છે. સંસ્કૃતિના ઇતિહાસમાં

**સ્વાતંત્ર્ય-પરમ સિદ્ધિ**

રાજકીય અને રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય એક પરમ સિદ્ધિ ગણાય. એની પાછળ ભૂતકાળની એક ભારે તપ પરંપરા પણ છે અને ભાવિનો ઉજમાળો ઉદય પણ છે.

બ્રિટિશ રાજ્યઅમલે વગર યુદ્ધે સત્તા સોંપી ભારતમાંથી વિદાય લીધી એ પ્રજાકીય ઉદારતાનું મહાલક્ષણ

**બ્રિટિશ સંસર્ગની સિદ્ધિઓ**

બ્રિટિશ પ્રજાને સંસ્કૃતિના ઇતિહાસમાં માનવંત સ્થાન અપાવે એવું અનુકરણીય પ્રજાકીય લક્ષણ ગણાય. એ રાજતંત્રના અનેક નાના-મોટા દોષ અને ખામીઓ ગણાવી શકાય એમ છે. છતાં એની વહીવટી દક્ષતા, અંગ્રેજી ભાષાના સાહિત્ય અને વિચારપ્રદેશમાં રહેલા ઉદાત્ત સ્વાતંત્ર્યસિદ્ધાન્તો, લોકશાહી વલણ અને સંકુચિત બનેલા ભારતને માનવવિશ્વ સાથે સંપર્કમાં લાવી મૂકવાની એ સત્તા દ્વારા મળેલી સગવડ માટે ભારત બ્રિટન સંસર્ગનું સતત આભારી રહેશે.

## (૧૪)

## શું કહે છે ઇતિહાસનો ઇશારો ?

લગભગ ૨૬૦૦ વર્ષનો આ લાંબો ઇતિહાસ ઇશારો શું કહી જાય છે એ સ્પષ્ટ કરીએ. સહુ કોઈ પોતપોતની રીતે આ ઇતિહાસ અને એનાં

પરિણામોને ઓળખી ઓળખાવી શકે. છતાં કેટલાંક સામાન્ય પરિણામો ઝડપથી આપણી નજરે ચઢી જાય એવાં છે :

(૧) અનેક વારાફેરા છતાં ભારતીયસંસ્કૃતિ એક સૂત્રની માફક સર્વ પ્રસંગોને સાંકળી દઈ પોતાની વિશિષ્ટતા સાચવી રહી છે. પરદેશી આવ્યા, સ્વદેશી બની રહ્યા અને જ્યાં સ્વધર્મી કે સ્વદેશી ન બની શક્યા ત્યાં પણ તેમણે ભારતીયસંસ્કૃતિને જ પોષવાનું કાર્ય કર્યું છે. ઇસ્લામનો સુફીવાદ, પીરાણાપંથ અને આગાખાની સંપ્રદાય એનાં દૃષ્ટાંતો છે. જગન્નાથપુરીની વિષ્ણુપૂજાનો ખ્રિસ્તી ધર્મ સાથે સમન્વય સાધવાનો સાધુ સુંદરદાસનો ઓગણીસમી સદીમાં થયેલો પ્રયત્ન સંસ્કૃતિની એકતા અને વિશાળતાનું સૂચન કરે છે.

(૨) ભારતીયસંસ્કૃતિએ અનેક રાજકીય પ્રયોગો કર્યા છે. એણે પ્રજાસત્તાક ગણરાજ્યો વિકસાવ્યાં છે, રાજાશાહી પણ અનુભવી છે અને નિયંત્રિત રાજાશાહી પણ જોઈ છે. ભારતવાસી રખે ભૂલે કે ભારતીયસંસ્કૃતિને સામ્રાજ્યો અને મહારાજ્યો વિકસાવતાં પણ આવડે છે. અશોક, કનિષ્ક તથા શાતકર્ણીનાં મહારાજ્યોથી શરૂ કરી આપણે મરાઠા, હૈદર અને છેક ઓગણીસમી સદીના શીખ રણજીતસિંહના મહારાજ્ય સુધી નજર કરીશું તો આ ૨૬૦૦ વર્ષના ગાળાનાં કેટલાંય મહારાજ્યોની સ્થાપના ગણાવી શકીશું.

(૩) ગાંધીપ્રેરી અહિંસક રાજકીય લડત દ્વારા પ્રાપ્ત થયેલી સ્વરાજસિદ્ધિ એ ભારતીયસંસ્કૃતિનો ભારેમાં ભારે વિજય ગણી શકાય.

(૪) પરદેશો સાથેના રાજકીય સંબંધ બાંધવાની ભારતીય-સંસ્કૃતિની લઢણ અશોકના સમયથી ચાલી આવી છે. ભારતીય પ્રજા મહા પ્રવાસી પ્રજા હતી. ગ્રીસ-રોમથી ચીન સુધીની દુનિયાનો તેને પ્રાચીનકાળથી પરિચય હતો.

(૫) ઘણા અજ્ઞાત પ્રસંગોની માફક પરદેશ સંસ્થાન સ્થાપનાનો ભારતીય ઇતિહાસ હજી અધૂરો છે. આખા પૂર્વ એશિયામાં બૌદ્ધ ધર્મનો થયેલો વિકાસ સંસ્થાન સ્થાપનાની પ્રવૃત્તિ સાથે ઘણો સંકળાયેલો છે. એના અંકોડા મળતાં બૃહદ્ ભારતનો એક યશસ્વી ઇતિહાસ રચાઈ જશે અને ભારતીય સંસ્કૃતિનાં રાજકીય મૂલ્યાંકન વધારે સાચાં અને વધારે સમૃદ્ધ બનશે.

(૬) ભારતીય કુદરતી સરહદ બહાર પણ ભારતનાં સામ્રાજ્ય ફેલાઈ શકતાં હતાં એ મૌર્ય, કુશાણ, કાશ્મીરનો કર્કોટકયુગ અને મોગલયુગ સુધી આપણે જોઈ શકીએ છીએ – અંગ્રેજોના અમલની વાત બાજુએ મૂકીએ તો પણ.

(૭) સાથે સાથે યુદ્ધકીય દિગ્વિજયો પ્રત્યેની ઉદાસીનતા પણ ભારતીયઇતિહાસમાં દેખાઈ આવે છે. યુદ્ધને જાહેર રીતે તિલાંજલિ આપનાર અશોક વિશ્વનો એક જ રાજવી જડી આવે છે.

(૮) ભારતીયઇતિહાસમાં વીરત્વની ખામી નથી. પ્રાચીન ઇરાની શહેનશાહ ઝર્કસીસ ભારતીય બાણાવળીઓનાં સૈન્ય સાથે ગ્રીસ ઉપર યુદ્ધે ચઢ્યો હતો. પરદેશી કંપની સરકારના સૈન્યનો મોટો ભાગ હિંદી લશ્કરીઓનો જ હતો. પ્રથમ અને દ્વિતીય વિશ્વયુદ્ધમાં ભારતીય સૈનિકોએ ભજવેલો ભાગ યશસ્વી ગણાયો છે.

(૯) ભારતીયસંસ્કૃતિએ રાજકીય પતન અનુભવ્યું સંપને અભાવે; શૌર્યને અભાવે નહિ. કુસંપ, કૃતઘ્નતા, છળકપટ, જૂઠાણું અને દુર્વ્યસનની વૃદ્ધિમાં જ ભારતીય સામ્રાજ્યો પડ્યાં છે–મૌર્યવંશથી મોગલાઈ મરાઠાવંશ સુધી. ભારતીયસંસ્કૃતિની રાજકીય શરમ જેમ વધારે સમજવામાં આવે તેમ વધારે સારું.

(૧૦) પતન પછી પુનરુત્થિત થવાની અપૂર્વ શક્તિ ભારતમાં છે એ યુગે યુગે પ્રત્યક્ષ થયું છે. એના પુનરુત્થાનનો ઇતિહાસ અત્યંત

ઉજમાળો અને આશાપ્રેરક છે. એ શક્તિ વગર આજનું ભારત સ્વતંત્ર ન હોત.

સ્વતંત્ર રાજકીય ભારત માનવભાવિના કલ્યાણમાં સારો ફાળો આપવા સર્જાયું છે એમ ઇતિહાસનો ઇશારો કહી રહ્યો છે એમ માનવામાં મિથ્યાભિમાન કરતાં આપણા પૂર્વદત્ત વારસાનું ભાન વધારે રહેલું છે. માનવતાનું રાજકીય ક્ષેત્ર પણ ભારતીયસંસ્કૃતિએ વિકસાવેલાં તત્ત્વોનો સ્વીકાર મને-કમને-જાણે અજાણ્યે કરી રહ્યું છે. ભારતવાસી એ ભવ્ય વારસો અને એથી વધારે ભવ્ય ભાવિ જવાબદારીનો ખ્યાલ રાખે એમ ઇતિહાસ કહી રહ્યો સંભળાય છે.





# ભારતીય વિચારસૃષ્ટિ અને તેનાં સ્વરૂપ

## ( ૧ )

## ઇ. સ. પૂર્વે ૬૦૦થી ઈ. સ. ૬૦૦ સુધી

**ઈ. સ. પૂર્વે ૬૦૦ સુધીની સિદ્ધિ**

ઇતિહાસ દૃષ્ટિએ આપણે ઈ. સ. પૂર્વે ૬૦૦ સુધી પ્રાચીનતાને લઈ આવ્યા. ચારે વેદ, વેદાંગ ક્યારનાં યે રચાઈ ચૂક્યાં હતાં. બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદો પણ ઈ. સ. પૂર્વે ૮૦૦થી ૬૦૦ સુધીમાં ઘણાંખરાં આકાર પામી ચૂક્યાં હતાં. ષડ્દર્શનો અને રામાયણ મહાભારત આજ ગોઠવાયાં છે તેવાં કદાચ પૂર્ણપણે ન આકાર પામ્યાં હોય તો પણ એમાં વર્ણવેલી ફિલસૂફીનાં તત્ત્વો સ્થિર થયાં હતાં, કથાપ્રસંગો ક્યારના ઇતિહાસ બની ચૂક્યા હતા અને પ્રજાજીવનની સ્મૃતિમાં કાયમના સંસ્કારરૂપે દૃઢીભૂત થતા જતા હતા. આર્યોની બૌદ્ધિક પ્રગતિ અટકી ન હતી. ચાલુ પરિસ્થિતિ સામેના અસંતોષને અને પ્રચલિત વિચારશ્રેણીમાં ઊઠતી શંકાને પ્રગતિના એક તત્ત્વરૂપે ઓળખી શકાય એવો અસંતોષ અને એવી શંકા એ આર્યસંસ્કૃતિનું – કહો કે પ્રત્યેક જીવંત સંસ્કૃતિનું – લક્ષણ બની રહે છે.

**વેદકાળ અને વેદવિરોધ**

વેદકાળથી જ શરૂ થયેલી ચાલુ પરિસ્થિતિ અને તત્કાલીન વિચારશ્રેણિમાં શંકા ઉઠાવી સ્પષ્ટતા કરવાની પ્રથા ઉપનિષદકાળમાં ખૂબ ખીલી નીકળી. એકમાર્ગી જડ કર્મકાણ્ડીઓને એકબીજાની પૂંછડી

પકડી રહેલા કૂતરાઓની સાથે છાંદોગ્ય ઉપનિષદ સરખાવે છે. શંકાશીલો, નાસ્તિકો, ટીકાકારો, અજ્ઞેયવાદીઓનાં નામ સારા પ્રમાણમાં મળી આવે એમ છે. વિરોચન, સંજય, પૂર્ણકશ્યપ, મસ્કરીન ગોસલ, અજીત, કસકમ્બલીન, જાબાલી જેવાં નામ દર્શાવી આપે છે કે વેદકાલીન દેવતાઓ, વેદકાલીન વિધિઓ તથા વેદકાલીન વિચારસરણીઓમાં શંકા ઉઠાવનાર વિદ્વાનો ત્યારે ન હતા એમ નહીં.

**વેદવિરોધી વિચાર-શ્રેણિઓ**

કર્મકાણ્ડની જટિલતા તથા યજ્ઞહોમના પશુવધની ક્રૂરતા સામે બુદ્ધિ સમય જતાં બળવો ઉઠાવી બેસે એ સહજ છે. ધીમે ધીમે એ બળવો વ્યાપક બનતો જાય, ચર્ચાઓમાં આહ્વાનો ફેંકાય, દેવો ઉપરની શ્રદ્ધા નિરર્થક બનતી જાય અને અંતે આખી વિચાર-સરણી પલટો ખાઈ પ્રાચીન માન્યતાને ઉથલાવી પાડવા મથે એ પ્રક્રિયા ચાલતે ચાલતે વેદ અને ઈશ્વરના જગતકર્તૃત્વનો ઇન્કાર કરતા બે મહાન ધર્મમાર્ગોમાં વિકસિત થઈ જાય છે એ દશ્ય આર્યસંસ્કૃતિની જીવંત શક્તિનો સરસ ખ્યાલ આપે એમ છે. સામાન્યતઃ આર્યસંસ્કૃતિ જડ, ગતિવિહીન, બંધીયાર છે એવી માન્યતા વારંવાર આપણે પણ રજૂ કરીએ છીએ; અને એવા સમય-ટુકડા આપણી સંસ્કૃતિના ઇતિહાસમાં આવ્યા પણ છે કે જેમાં આપણે એ આરોપ સ્વીકારી લેવો જોઈએ. પરંતુ એ આરોપો આર્યસંસ્કૃતિનું લક્ષણ બન્યા હોય એવું કદી કહી શકાય એમ નથી. વૈદિક જડતા, શિથિલતા, ધર્માન્ધતા સામેની ક્રાંતિએ વિધવિધ રૂપ ધારણ કરવા માંડ્યાં હતાં જેમાંથી એક ભવ્ય સંસ્કૃતિ-પલટો ભારતવર્ષે અનુભવ્યો. એ પલટામાંથી વેદને ન ગણકારતા બૌદ્ધ અને જૈન માર્ગ જાગ્યા અને વેદને માન્ય રાખ્યા છતાં વેદના દેવોને અને વેદની ક્રિયાઓને પલટાવી નાખતા ભાગવત અને શૈવ માર્ગો પણ અસ્તિત્વમાં આવ્યા.

આમ વેદકાલીન સમાજના વિચારમાં થયેલાં પરિવર્તનોએ એવી ક્રાન્તિ સર્જી કે જેમાંથી આખા એશિયાની સૂરત ફેરવી નાખતો બૌદ્ધ-માર્ગ જન્મ્યો, તથા ભારત ઉપરાંત બીજા પણ દેશોને આવરી લેતા જૈન, ભાગવત તથા શૈવ સરખા ધર્મમાર્ગો પણ પ્રગટ થયા, જેમાંથી ફિલસૂફી, કલા, સંગીત અને સ્થાપત્યની નવીનવી પ્રણાલિકાઓએ ભારતની જ નહીં પરંતુ આખી માનવસંસ્કૃતિની શોભા વધારી.

**ગૌતમબુદ્ધ**

બૌદ્ધમાર્ગના સ્થાપક ગૌતમબુદ્ધ તથા જૈનમાર્ગના સ્થાપક મહાવીરની પહેલાં સાઠ ઉપરની સંખ્યામાં જુદી જુદી વિચારશ્રેણિઓ ભારતમાં ઘૂમી રહી હતી. એ બધી વિચારશ્રેણિઓ મુખ્યત્વે બૌદ્ધ, જૈન, ભાગવત અને શૈવમાર્ગમાં શમી ગઈ. ગૌતમબુદ્ધનું જન્મનામ સિદ્ધાર્થ. એનો જન્મ નેપાળની દક્ષિણે આવેલા કપિલવસ્તુ નગરમાં કે તેથી સહજ દૂર આવેલા સ્થળમાં શાક્યવંશીય શુદ્ધોદન રાજાને ત્યાં ઈ. સ. પૂર્વે ૫૬૭માં થયો. અઠવાડિયામાં તેની મા ગુજરી ગઈ એટલે તેની અપર મા પ્રજાપતિ ગૌતમીએ તેને ઉછેર્યો. એના જન્મવર્ષ સંબંધમાં પણ મતભેદ છે. કેટલાક તેને ઈ. સ. પૂર્વે ૪૬૩ની આસપાસ મૂકે છે. હજારો વર્ષોની ગણતરીમાં સો વર્ષના ગાળાની તકરાર બાજુએ મૂકવી ઠીક છે. બુદ્ધનો પિતા શુદ્ધોદન ઘણું કરીને શાક્ય જાતિના ચુંટાયલો પ્રમુખ હોવો જોઈએ. વેદના આચારવિચારમાંથી ઊભી થતી જડતાભરી પરિસ્થિતિનો વિરોધ વાતાવરણમાં વ્યાપક હતો. રાજકુમારનું મન દુનિયા પ્રત્યે, દુનિયાના સુખવૈભવ પ્રત્યે દોરાયું જ નહીં. તેનું લગ્ન પણ યશોધરા—ભદ્રાકાપીલાયની સાથે કરવામાં આવ્યું. તેને પુત્ર પણ થયો, જેનું નામ રાહુલ પાડ્યું. સિદ્ધાર્થને પુત્રજન્મે ચોંકાવ્યો. એક વૃદ્ધ, રોગી, મૃત અને સન્યાસીને નિહાળી તેને દુનિયા પ્રત્યે વિરાગ આવી ગયો હતો જ. પુત્રનો જન્મ તેને એ જ દુ:ખમય સંસાર સાથે જકડી રાખતો હતો. વિરાગના આવેશમાં સિદ્ધાર્થે વૈભવભર્યું ગૃહ છોડ્યું, યોગસાધના ગુરુ

પાસે કરી, કઠણ દેહકષ્ટવાળી તપશ્ચર્યા કરી શરીર સુકવી નાખ્યું છતાં એને સત્યદર્શન થયું નહીં. અંતે ગયા પાસે નિરંજના નદીકિનારે એક વૃક્ષ નીચે સિદ્ધાર્થ બેસી ગયા. છ વર્ષનાં સતત મનન, ચિંતન તથા સમાધિ પછી સિદ્ધાર્થને સત્યદર્શન થયું. તેના જ શબ્દોમાં કહીએ તો 'નિર્વાણને મેં જોઈ લીધું, મારું જ્ઞાન સત્યદર્શન બની ગયું, મારા ચિત્તની મુક્તિ અચલ બની ગઈ, મારો આ જન્મ હવે છેલ્લો છે એમ મને સમજાયું, અને મારી ખાતરી થઈ કે મારો હવે જન્મમરણનો ફેરો ટળી ગયો છે.' જ્ઞાન પ્રાપ્ત થયું એટલે સિદ્ધાર્થ બુદ્ધ-જ્ઞાની-કહેવાયા, તેમણે ફેલાવેલો માર્ગ બૌદ્ધમાર્ગ નામે પ્રચલિત થયો, ગયા દેશવિદેશના બૌદ્ધમાર્ગીઓનું યાત્રાધામ બની ગયું અને એ વૃક્ષ નીચે પ્રાપ્ત થયેલા જ્ઞાનમાંથી ફેલાયેલો માર્ગ માનવજાતનો એક મહાધર્મ બની રહ્યો, જેના સિદ્ધાન્તોનો સમન્વય કરી સદીઓ પછી શંકરાચાર્યે કેવલાદ્વૈત સિદ્ધાન્ત દ્વારા તેમને વૈદિક સંસ્કૃતિમાં ગોઠવી દીધા અને ઇશ્વિરાવતારોમાં આર્યસંસ્કૃતિએ બુદ્ધને નવમા અવતાર તરીકે અપનાવી લીધા.

બૌદ્ધમાર્ગ 'ચાર આર્યસત્ય' ઉપર આધાર રાખે છે :

**આર્યસત્ય** (૧) દુઃખ-દુઃખનું અસ્તિત્વ-જગત દુઃખમય છે;

(૨) દુઃખનું કારણ છે – કારણ વગર, હેતુ વગર દુઃખ ન જ હોય. એ દુઃખસમુદય કહેવાય.

(૩) દુઃખનો નિરોધ થઈ શકે છે–દુઃખને ટાળી શકાય છે.

(૪) દુઃખનો નિરોધ કરનાર માર્ગનું જ્ઞાન દુઃખ ટાળે છે. એ સન્માર્ગ–જ્ઞાનમાર્ગ– બૌદ્ધમાર્ગ.

દુઃખવિનાશ–દુઃખનિરોધનો માર્ગ 'આર્ય અષ્ટાંગ માર્ગ' તરીકે

જાણીતો છે. એ અષ્ટાંગ માર્ગ તે આઠ વસ્તુઓનું જ્ઞાન, જે પ્રજ્ઞાને નામે ઓળખાય છે તે, સદાચાર સમૂહ, જે શીલને નામે ઓળખાય છે તે તથા સમાધિ નામે ઓળખાતો મન-ચિત્તની એકાગ્રતા સિદ્ધ કરવાનો ઉપાય છે એ, મળીને થાય છે. ત્રણ વિભાગમાં વહેંચાયલા દુ:ખનિરોધના આ માર્ગને નીચે પ્રમાણે ગોઠવી શકાય :

**અષ્ટાંગ માર્ગ**

૧ જ્ઞાન
- ૧ સમ્યગ્—સાચી દૃષ્ટિ.
- ૨ સાચો સંકલ્પ.

૨ શીલ
- ૩ સત્ય વચન—સાચું વચન.
- ૪ સત્ય કર્મ.
- ૫ સત્ય આજીવિકા—હથિયાર, પ્રાણી, માંસ અને મદ્યના વિક્રયમાંથી મળતી આજીવિકા નિષિદ્ધ ગણી છે.

૩ સમાધિ
- ૬ સત્ય—સમ્યગ્ પ્રયત્ન.
- ૭ સત્ય સ્મૃતિ.
- ૮ સત્ય સમાધિ.

**બૌદ્ધમતની અસર**

સામાન્ય દૃષ્ટિએ બુદ્ધનાં **આર્ય સત્ય** સર્વ ધર્મોના મૂળમાં રહેલાં તત્ત્વો છે એમ કહેવામાં વાંધો નથી. એ યુગની સમાજઅવસ્થામાં બુદ્ધના શિક્ષણે નીચેની અસરો ખાસ ઊપજાવી :

૧. માનવીનું ભાવિ માનવીના કર્મને આધીન છે. સત્કર્મ કરીને જન્મમરણનો ફેરો માનવી ટાળી શકે છે. જન્મમરણની ઘટમાળ જ કર્મને આધીન છે.

૨. કર્મ એટલે સમ્યગ્ કર્મ. કર્મમાં અતિશયતા, છેલ્લે પાટલે જઈ બેસવાનો દુરાગ્રહ ન જોઈએ. જેમ ભોગની અતિશયતા ટાળવી,

તેમ તપની પણ અતિશયતા ટાળવી. આચારમાં મધ્યમ માર્ગ ગ્રહણ કરવો. બૌદ્ધ માર્ગ ઘણી વાર મધ્યમ માર્ગ તરીકે પણ ઓળખાય છે. અતિ સર્વત્ર વર્જવું.

૩. મનસા, વાચા, કર્મણા કોઈ પણ જીવંત પ્રાણીને દુઃખ કે કષ્ટ ન આપવું. અહિંસાને નામે ઓળખાયલું આર્યસંસ્કૃતિનું મહા તત્ત્વ બૌદ્ધમાર્ગ દ્વારા સમાજમાં નિશ્ચિત સ્થાન પ્રાપ્ત કરતું ચાલ્યું. અહિંસાના સિદ્ધાન્તથી ભારતમાં કેટલાંક અનિષ્ટ પરિણામો આવ્યાં એમ કેટલાક વિચારકો જણાવે છે. પરંતુ માનવીએ સાચી માનવતા પ્રાપ્ત કરવી હોય તો હિંસાને બહિષ્કૃત કર્યે જ છૂટકો. એમાં ધર્મદૃષ્ટિએ પરિણામો ન વિચારાય.

૪. અહિંસાના સિદ્ધાન્તે વૈદિક રૂઢિઓની જટિલતા અને યજ્ઞોમાં થતી હિંસા અટકાવી દીધાં, દેવની કૃપા કરતાં કર્મ ઉપર વધારે ભાર મૂક્યો અને આચારજડ બ્રાહ્મણોનું મહત્ત્વ ઓછું કરાવ્યું.

૫. વર્ણ અને જ્ઞાતિ સામે બુદ્ધે ખાસ જેહાદ ઉપાડી નથી. પરંતુ પોતાના માર્ગમાં ગૃહસ્થ – ઉપાસક અને ત્યાગી – ભિક્ષુ-ભિખ્ખુ એવા બે જ વર્ગ સ્વીકારી આડકતરી રીતે જડ બનતી જતી વર્ણ અને જ્ઞાતિવ્યવસ્થાને અપૂર્વ મોકળાશ આપી. પરદેશીઓ, પરધર્મી અને વૈદિક વ્યવસ્થામાં નીચે ઊતરતા જતા શુદ્રોને આ મોકળાશે સ્વાતંત્ર્યની હવાનો અદ્ભુત અનુભવ કરાવ્યો. ભિક્ષુઓના સંગઠનમાં તો ન્યાતજાત રહી જ નહીં, સર્વના સરખા હક્ક મનાયા અને ભિક્ષુઓનું સ્થાન સર્વ સામાન્ય જ રહ્યું. બુદ્ધના પટ્ટ શિષ્યો હતા જરૂર; પરંતુ બુદ્ધની ધર્મ-ગાદીનો વારસ કોઈ જ નહીં.

૬. સ્ત્રીઓને બૌદ્ધમાર્ગમાં સ્થાન મળ્યું—પતિતાઓને પણ. ભિખ્ખુ થવાના પુરુષ અધિકારની જોડે ભિખ્ખુણી બનવાનો સ્ત્રીઓનો

અધિકાર પણ સ્વીકારાયો—જો કે સ્ત્રીઓના આ હક્કનો સ્વીકાર આનાકાની સહ પટ્ટશિષ્ય આનંદના આગ્રહથી જ બુદ્ધે સ્વીકાર્યો એમ એક કથા કહે છે. હક્ક સ્વીકારતી વખતે બુધ્ધે ભવિષ્ય ભાખ્યું કે 'જે સન્માર્ગ સ્ત્રીઓ વગર હજાર વર્ષ સુધી ચાલત તે હવે સ્ત્રીઓને સ્થાન આપવાથી પાંચસો વર્ષ જ ચાલશે.' એમાં સ્ત્રીજાતિને થતો અન્યાય નિહાળવા કરતાં સ્ત્રીઓની હાજરીથી ઊભી થતી કેટલીક ધર્મબંધારણીય શિથિલતા પરખવાની બુદ્ધની વ્યવહારુ દૃષ્ટિનો જ વિચાર કરવો જોઈએ. બુધ્ધે ભાખેલું ભવિષ્ય એક રીતે સાચું પણ પડ્યું. પાંચસો વર્ષે બૌદ્ધમાર્ગ બે ફાંટામાં વહેંચાઈ ગયો : હીનયાન અને મહાયાન.

૭. વૈદિક ભાષાનું જૂનવાણી ગૂઢ તત્ત્વ તેમ જ વિદ્દ્ વર્ગોમાં પ્રચલિત સંસ્કૃત ભાષા એ બન્નેને બાજુએ મૂકી લોકબોલી પ્રાકૃત–અર્ધ માગધી–માં જ બુદ્ધે ધર્મોપદેશ કરી લોકભાષાને બીરદાવી.

૮. સંઘને સ્થાપી બૌદ્ધમાર્ગને બુદ્ધે સુવ્યવસ્થા અર્પણ કરી. બૌદ્ધ માર્ગના સ્થાપક બુદ્ધ, તેમણે સ્થાપેલો ધર્મ તથા એ ધર્મને સાચવનારો સંઘ એ ત્રણેની એકતાસૂચક મંત્રોચ્ચાર આજ પણ બૌદ્ધમાર્ગમાં નિત્ય થયા કરે છે :

**बुद्धं शरणं गच्छामि**
**धर्मं शरणं गच्छामि**
**संघं शरणं गच्छामि**

સંઘ જનતાશાસિત હતો—વ્યક્તિશાસિત નહીં. એમાં કોઈ વ્યક્તિની કે સંસ્થાની શ્રેષ્ઠ કેન્દ્રસત્તા હતી નહીં. એમાં તેની શક્તિ પણ હતી અને નિર્બળતા પણ હતી. સંઘમાં સર્વ

સ્ત્રીપુરુષને પ્રવેશવાનો હક્ક હતો—માત્ર પંદર વર્ષ ઉપરની વય જોઈએ. ભિક્ષુઓ ચોમાસામાં એક સ્થળે નિવાસ કરી શકતા. તે સિવાય ફરી ફરીને ધર્મોપદેશ તેમણે કરવાનો હતો.

૯. નિરીશ્વરવાદ—અજ્ઞેયવાદનો આશ્રય લઈ બુદ્ધે ધર્મ સ્થાપ્યો.

આમ તે યુગની પરિસ્થિતિને અનુકૂળ આચાર તથા વિચારની પ્રણાલિકા શરૂ કરનાર સિદ્ધાર્થે બુદ્ધ બની કાશી પાસે આવેલા સારનાથમાં પોતાના માર્ગનો પ્રથમ પ્રચાર શરૂ કર્યો. ત્યારે એને પાંત્રીસેક વર્ષ થયાં હતાં. પછી તો બુદ્ધે પરિભ્રમણ કરવા માંડ્યું, અને થોડા સમયમાં બૌદ્ધમાર્ગનું આકર્ષણ ભારતની જનતાને થવા લાગ્યું. સામાન્ય માનવીઓ સાથે શ્રેષ્ઠીઓ, સામંતો અને રાજવીઓ પણ બુદ્ધનો ઉપદેશ ગ્રહણ કરવા લાગ્યા. બુદ્ધનું નિરુપદ્રવી જીવન, અહિંસાનો બોધ, સ્ત્રીશુદ્રોના આદરની ભાવના, જટિલ કર્મકાણ્ડનો અભાવ અને મધ્યમ માર્ગનું સૂચન આખી જનતાને અનુકૂળ આવી ગયાં. એંશી વર્ષની વયે જ્યારે બુદ્ધનું અવસાન થયું ત્યારે તેનો સંઘ સારા પ્રમાણમાં પગભર થઈ ચૂક્યો હતો.

**પરિષદો અને ધર્મગ્રંથો**

બુદ્ધના અવસાન પછી એના શિષ્યોએ રાજગૃહ નગરમાં એક સમિતિ – પરિષદ ભેગી કરી અને બુદ્ધના સિદ્ધાન્તો, બોધવાક્યો અને તેના શિક્ષણનો એક પ્રમાણભૂત સંગ્રહ તૈયાર કર્યો. એ સંગ્રહને આધારે બૌદ્ધસાહિત્ય દોઢ બે સદીમાં વિકાસ પામ્યું જે ત્રીપીટક – ત્રણ છાબ-ને નામે જગવિખ્યાત થયું. પહેલા વિનયપીટકમાં સાધુઓના આચરણની દોરવણી સૂચવી છે; બીજા સૂત્રપીટકમાં બુદ્ધનાં ધાર્મિક વ્યાખ્યાનોનો સંગ્રહ કર્યો છે અને ત્રીજા અભિધર્મ પીટકમાં બૌદ્ધમાર્ગની ફિલસૂફી સમજાવતા સિદ્ધાન્તોની ચર્ચા છે. સૂત્રપીટકમાં સુવિખ્યાત ધમ્મપદ, થેરાગાથા તથા થેરીગાથા—

પરુષો તથા સ્ત્રીઓએ રચેલાં સ્તોત્રો અને જાતક કથાઓનાં મૂળ રહેલાં છે.

બુદ્ધના અવસાન પછી સો વર્ષે વૈશાલી નગરીના ભિખ્ખુઓનો કેટલોક આચાર ધર્મવિરુદ્ધ હોવાની બૂમ ચાલી, એટલે બૌદ્ધોની બીજી પરિષદ બોલાવવામાં આવી હતી. આમ આ મતભેદની થયેલી શરૂઆત શાખાપ્રશાખાઓના સર્જનની સૂચક છે. બુદ્ધનો સ્થાપેલો ધર્મ ધીમે ધીમે ફેલાતો જતો હતો એ સાચું. શિશુનાગવંશીય મગધનો રાજવી બિંબીસાર બુદ્ધનો સમકાલીન અને બુદ્ધ પ્રત્યે ભક્તિભાવ ધરાવતો રાજવી હતો. આમ બુદ્ધના જીવનમાં જ બૌદ્ધમાર્ગે અસર કરવા માંડી હતી.

**અશોક અને બૌદ્ધ-માર્ગ વિસ્તાર**

પરંતુ બૌદ્ધમાર્ગને એક રાષ્ટ્રધર્મ અને વિશ્વવ્યાપી ધર્મ બનાવનાર રાજવી અશોકનું સ્થાન ભારતીય-સંસ્કૃતિમાં અમર અક્ષરે લખાયલું છે. અશોકનું સામ્રાજ્ય એટલે આજ સુધીના કોઈ પણ ભારતીય રાજ્ય કરતાં વધારે વિસ્તીર્ણ રાજ્ય. પશ્ચિમ અને મધ્યએશિયા સુધી વિસ્તાર પામેલા મહારાજ્યને ધર્મરાજ્ય બનાવી દેનાર અશોકે માનવસંસ્કૃતિ ઉપર પાડેલી અદ્ભુત છાપનો તાગ આ જ પામી શકાય એમ નથી. યુદ્ધ વિજય મેળવીને એને જતો કરનાર રાજવી ભાગ્યે ઇતિહાસમાં મળી આવશે. પરંતુ અશોકે કલિંગ વિજયને જતો કરી આખા યુદ્ધરચનાને તિલાંજલિ આપી. આવી ભવ્ય નૈતિક હિંમત કોઈ રાજવીએ બતાવી જાણી નથી. બૌદ્ધમાર્ગનો સ્વીકાર કર્યા છતાં અન્ય ધર્મપંથનું સન્માન કરવાની અશોક સરખી ઉદારતા ભાગ્યે બીજા કોઈ રાજવીએ બતાવી હોય. તેની ધર્મસહિષ્ણુતા જ તેના ધર્મપ્રચારનું એક મહા સાધન બની રહી. રાજ્યખટપટ માટે, રાજ્યસંબંધ વધારવા માટે, વ્યાપારવૃદ્ધિ અર્થે અગર જાસુસી માટે વિષ્ટિમંડળો અને એલચીમંડળો પ્રાચીન-

કાળથી આજ સુધી દેશપરદેશમાં મોકલવાની પ્રથા ચાલુ છે. પરંતુ શાન્તિસ્થાપના અર્થે, ધર્મસ્થાપના અર્થે સ્વાર્થરહિત વિષ્ટિમંડળો સીલોન, ચીન, સીરિયા, ઇજિપ્ત અને ગ્રીસ સુધી મોકલનાર રાજવી સ્વપ્નદ્રષ્ટા ભલે ગણાય: અને અશોક એક સ્વપ્નદર્શી માનવ હતો એમાં શંકા નહીં. પરંતુ પ્રભાવશાળી અહિંસક રાજ્યનું સ્વપ્ન એણે સાચું પાડયું. વિજયેચ્છાને વારી રાખી, હતું એટલું મહારાજ્ય સત્કાર્યો દ્વારા ટકાવી રાખી. યુદ્ધદીધા વિજયો અને રાજકીય વિજયોને બદલે સાંસ્કારિક એકતા ફેલાવવા મથનાર રાજ્યકર્તા અશોક ઇતિહાસમાં એક જ થઈ ગયો. સ્થળે સ્થળે વિશ્રામો, વિહારો, ઔષધાલયો એણે ઉઘાડયાં; રસ્તાઓ બનાવરાવી મુસાફરી સરળ અને સુખભરી બનાવી; કૂવા, વાવ, તળાવ બંધાવી આબાદી વધારી; સર્વ ધર્મો પ્રત્યે સદ્ભાવ બતાવવામાં એણે પોતાના બૌદ્ધમાર્ગને જ પ્રબળ બનાવ્યો; રાજ્યભરમાં એ જાતે ફરી રૈયતનાં દુઃખદર્દ નીહાળી તેના ઉપાય કરતો; સારી રીતે ફરી રૈયતનાં કામોનો ઉકેલ જલદી લાવવા પોતાના અમલદારોને પણ તાકીદ કરતો; અહિંસા એણે આચારમાં ઉતારી; સાધુઓને પરદેશ મોકલી આક્રમક ન લાગે એવી ઢબે બૌદ્ધમાર્ગની મહત્તા સમજાવવાનો માર્ગ લીધો અને પોતાના પુત્ર મહેન્દ્ર તથા પોતાની પુત્રી સંઘમિત્રાને પણ ધર્મપ્રચાર અર્થે પરદેશ મોકલી આપ્યાં; આખા વિશાળ રાજ્યભરમાં ડુંગરો ઉપર, સ્તુપ–પાળિયા રચીને તથા બુદ્ધના વ્યવહારમાં મૂકવાના સિદ્ધાંતો કોતરાવી આખી જનતાનું લક્ષ્ય ખેંચી જનતાના માનસને ઊંચે લઈ જવાની યોજના કરી. કેટલાક વિચારકો કહે છે કે અશોક પછી અશોકનું સામ્રાજ્ય લાંબો સમય ટકયું નહીં એટલે સામ્રાજ્યસ્થાપક તરીકે અશોક મહાન ન હતો. ભારતે ઘણાં સામ્રાજ્ય સ્થાપ્યાં; બળ ઉપર આધાર રાખી સ્થપાયલાં સામ્રાજ્યો પણ ટકયાં નથી. અશોકનું સામ્રાજ્ય માનવતા ઉપર રચાયું હતું. ભલે એ રાજકીય

સામ્રાજ્ય લાંબુ ન ટક્યું. અશોકે સ્થાપેલું સાંસ્કૃતિક સામ્રાજ્ય આજ સુધી ચાલુ છે એમ કહેવામાં હરકત નથી. એશિયાનો મોટો ભાગ, યુરોપનું ગ્રીસ તથા આફ્રિકાનું મીસર એ પ્રદેશોમાં તો બૌદ્ધ ધર્મના સિદ્ધાન્તો જાણીતા થઈ ગયા હતા, એશિયાનો મોટો ભાગ તેનું પાલન કરતો હતો, बुद्धं शरणं गच्छामिની ઘોષણા ત્રણે ખંડમાં પડઘો પાડી રહી હતી. કેટલાય યુરોપીય વિદ્વાનો ખ્રિસ્તી ધર્મના મૂળમાં બૌદ્ધ સિદ્ધાન્તોની સ્ફુરણા જુએ છે. આજના સ્વતંત્ર ભારતે પણ અશોકના જ ધર્મચક્રને સંકેત તરીકે સ્વીકાર્યું છે. આમ અશોકવર્ધન પ્રિયદર્શીનું નામ ભારતીયસંસ્કૃતિમાં અમર બની ગયું છે. ચંદ્રગુપ્ત મૌર્યે સ્થાપેલા મહારાજ્યને સામ્રાજ્યમાં ફેરવી નાખી રુધિર રેલ્યા વગરની સાંસ્કૃતિક ક્રાન્તિ પોતાના અને પારકા દેશોમાં ફેલાવનાર અશોકને – અશોકના રાજ્યતંત્રને નિર્બળ કે નિષ્ફળ તરીકે ગણતા પહેલાં મગધ સામ્રાજ્ય વિશે વિન્સેન્ટ સ્મીથ સરખા અભ્યાસીનો મત વિચારવા સરખો છે : 'વ્યવસ્થિત રાજ્યતંત્રની સંપૂર્ણતા, ઉપર ઉપરથી જોતાં પણ, આજ આપણને આશ્ચર્ય ઉપજાવે છે. જુદાં જુદાં ખાતાંનો વિગતવાર અભ્યાસ કરતાં તો આપણું આશ્ચર્ય વધી જાય છે કે ઈ. સ. પૂર્વે ૩૦૦ વર્ષ ઉપર આવું રાજતંત્ર ઘડી શકાયું અને તેનો સફળ અમલ પણ થઈ શક્યો.' રાજ્યતંત્ર અને સંસ્કારપ્રચારની સંયુક્ત સંપૂર્ણતા જેવી અશોકે સાધી એવી બીજા કોઈ રાજ્યતંત્રે હજી સાધી નથી.

આમ બુદ્ધના જન્મ પછી અઢીસો–ત્રણસો વર્ષમાં અશોકના શાસનકાળે બૌદ્ધમત ભારતમાં તેમ જ ભારત બહાર ઘણા પ્રદેશોમાં જાણીતો થયો, અને તેના સ્વીકારની પૂર્વ તૈયારીઓ થઈ રહી. વૈદિક-માર્ગનો વિચાર વિરોધ આમ એક એશિયા વ્યાપક ધર્મનું સ્વરૂપ ધારણ કરી શક્યો. આખા એશિયા ખંડની સંસ્કૃતિ બૌદ્ધધર્મના સ્પર્શથી પ્રફુલ્લ બની ખીલી ઊઠી.

બૌદ્ધમાર્ગ એકલો જ કાંઈ વેદવિરોધનું સ્વરૂપ ધારણ કરનારો માર્ગ ન હતો. એવો જ બીજો માર્ગ ભારતીય-સંસ્કૃતિએ ઉપજાવ્યો તે જૈનમાર્ગ, જેણે સમાજ ઉપર – ત્યારે અને આજે – ભારે અસર

**જૈનમાર્ગ**

ઉપજાવી. બૌદ્ધ અને જૈન મતના વેદવિરોધની સામ્યતામાં ઘણા દેશી પરદેશી લોકો વિચારભ્રમમાં પડી જૈનમાર્ગને બૌદ્ધના એક વિભાગ તરીકે ઓળખાવતા. પરંતુ એ બન્નેમાં કેટલુંક સામ્ય હોવા છતાં બન્નેના આચારવિચારમાં તાત્ત્વિક તફાવત રહેલો છે. જૈનમાર્ગ પોતાની પરંપરાને બહુ પ્રાચીન માને છે. વેદવિરોધી કેટલી યે વિચારધારાઓ વેદકાલથી વહી રહી હતી. કેટલીક વેદમાં ભળી જઈ વેદમાર્ગને વિસ્તૃત બનાવતી હતી; કેટલીક વિચારધારાઓનાં સામર્થ્ય વેદમાર્ગની ગતિને જુદું જ વહેણ આપતાં હતાં; કેટલીક વિચારધારાઓને વેદમાર્ગ પોતે જ અપનાવી લઈ પોતાની મોકળાશ વધારતો હતો; કેટલીક વેદ સાથે સંમત કે સંમિલિત ન થઈ શકેલી વિચારધારા જૈનમાર્ગ તરીકે વિકસતી હતી એમ માનવામાં હરકત નથી. ત્રેવીસ તીર્થંકરોથી વરાયલો જૈનમાર્ગ ચોવીસમા તીર્થંકર મહાવીર વર્ધમાનથી ઇતિહાસમાં વધારે સ્પષ્ટ સ્વરૂપ ધારણ કરે છે.

બુદ્ધ અને મહાવીર બન્ને ક્ષત્રિયો, અને બન્ને લગભગ સમકાલીન. ઈ. સ. પૂર્વે ૫૬૭માં બુદ્ધનો જન્મ; મહાવીરની જન્મસાલ સત્તાવીસ વર્ષ વહેલી ઈ. સ. પૂર્વે ૫૪૦માં સામાન્યતઃ મૂકવામાં આવે છે – જો કે

**મહાવીર**

એમાં મતભેદ છે. વૈશાલી નગરના કુંડગ્રામ નામક લત્તામાં જ્ઞાત્રિક ક્ષત્રિય કુટુંબમાં મહાવીરનો જન્મ. બુદ્ધનું નામ સિદ્ધાર્થ; મહાવીરના પિતાનું નામ સિદ્ધાર્થ, અને માતાનું નામ ત્રિશલા, જે વૈશાલીની રાજકુમારી હતી. ધનિક અમીરને ત્યાં જન્મેલા મહાવીરને પણ બુદ્ધની માફક એ યુગના નિર્વેદની હવા લાગી ચૂકી હતી. ત્રીસ વર્ષે સંસાર છોડી

ગયેલા આ યુવકે બાર વર્ષ સખ્ત તપશ્ચર્યા કરી અને બેંતાળીસ વર્ષની ઊંમરે તેને એ જ્ઞાન પ્રાપ્ત થયું કે જે વડે એ સુખદુઃખનાં બંધનોમાંથી છૂટો થઈ શક્યો. વર્ધમાનનું નામ મહાવીર પડ્યું; અને ખરેખર યુદ્ધ-વિજયી વીર કરતાં આત્મવિજયી વીર ઓછા પરાક્રમી તો ન જ કહેવાય! નિર્ગ્રન્થને નામે ઓળખાતો તેનો સંપ્રદાય હવે જૈનને નામે ઓળખાવા લાગ્યો, કારણ મહાવીર જિન એટલે વિજેતા બની ચૂક્યો હતો. બોતેર વર્ષે મહાવીરનું અવસાન થયું ત્યાં લગી પર્યટનો અને બોધમાં સમય વીતાવી મહાવીરે પોતાના માર્ગનું મહત્ત્વ વધાર્યું.

**જૈનસિદ્ધાન્તો અને વિસ્તાર**

મહાવીરના પુરોગામી પાર્શ્વનાથે નીચેના ચાર સિદ્ધાન્તો ઉપર જૈન આચારમાં ભાર મૂક્યો હતો: (૧) સત્ય, (૨) અપરિગ્રહ, (૩) અહિંસા અને (૪) અસ્તેય. મહાવીરે એમાં પાંચમો બ્રહ્મચર્યનો સિદ્ધાન્ત ઉમેર્યો અને દેહની વસ્ત્રવિહીનતા સુધીની અસ્પૃહાને ધર્માચરણની કક્ષાએ લાવી મૂકી. આમ તો વેદ અને ઉપનિષદ્‌ના પ્રાથમિક આચાર તથા વિચારઉડ્ડયન બૌદ્ધ તથા જૈન મતમાં અમુક અંશ સુધી સરખાં જ લાગે છે. વૈદિક કર્મકાણ્ડ અને વર્ણાશ્રમમાંથી વિકસતી જ્ઞાતિ સંસ્થા તરફના અણગમામાંથી જુદા ફંટાયલા બૌદ્ધ તથા જૈનમાર્ગમાં પણ અમુક અંશ સુધી મળતાપણું ખરું. બન્ને માર્ગો વેદ-ઉપનિષદ્‌ની હિમ્મતભરી વિચારસરણીમાંથી જ જન્મ્યા; પરંતુ વેદનું પ્રામાણ્ય તથા વેદનું ઈશ્વરપ્રણીતપણું એ બન્નેને માન્ય નહીં. વેદના સર્વ આચારો તથા યજ્ઞો પણ તેમને માન્ય નહીં. બૌદ્ધ અને જૈન બન્ને માર્ગોના ઉપદેશ સંસ્કૃતમાં નહીં પરંતુ લોકભાષામાં થતાં બન્ને માર્ગમાં આચાર તથા વિધિની મહત્તા કરતાં નૈતિક જીવન ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો; અહિંસા બન્નેએ સ્વીકારી; કર્મ અને પુનર્જન્મનો બન્નેમાં સ્વીકાર; જ્ઞાતિસંસ્થા પણ બન્નેને માન્ય નહીં; વિરાગ તથા સંસારત્યાગ તરફ બન્નેનું ભારે વલણ; સાધુસાધ્વીઓની સંઘરચના દ્વારા ધર્મપ્રચાર બન્ને

માર્ગ ગ્રહણ કર્યા; અને મુક્તિ તથા નિર્વાણની ભાવનાનો સ્વીકાર છતાં ઈશ્વરના જગત્‌કર્તૃત્વનો અસ્વીકાર વૈદિક દૃષ્ટિએ બન્ને માર્ગોને નિરીશ્વર વાદમાં મૂકી દે એ પણ બન્નેનું સામ્ય ખરું. છતાં બૌદ્ધ અને જૈનમાર્ગ વચ્ચે મૂલભૂત ભેદ રહેલો છે. દેહકષ્ટને જૈનો એટલું અવશ્યક માને છે કે ઉપવાસમાં થતું મૃત્યુ મુક્તિદાયક ગણાય છે. બૌદ્ધોને આવું દેહકષ્ટ માન્ય નહીં. બૌદ્ધ અહિંસા જૈન અહિંસા સરખી અતિશયતાવાળી નહીં. જૈનમતનું જીવતત્ત્વ જડ ગણાતી પ્રકૃતિમાં પણ વ્યાપક મનાય છે. બન્ને માર્ગોના પ્રચાર સાથે સાથે થતા છતાં બન્નેમાં વિરોધ ચાલતો હતો, જો કે વૈદિકમાર્ગની આચાર-જડતામાંથી છૂટવા મથતા વર્ગોને જૈન તેમ જ બૌદ્ધ બન્ને માર્ગમાં સારો આશ્રય મળી ગયો. બન્ને માર્ગ વિકસિત થતા ચાલ્યા. પરંતુ અંતે બૌદ્ધમાર્ગ એશિયાખંડનો મહાન ધર્મ બની રહેવા છતાં ભરતખંડમાંથી અદૃશ્ય થઈ ગયો; જ્યારે જૈનમત ભારતની બહાર ફેલાયો નહીં છતાં તે આજ સુધી અસ્તિત્વમાં છે. એ ઐતિહાસિક ઘટનાના વિવરણ પહેલાં જૈનમાર્ગના વિસ્તારનો સહજ ખ્યાલ કરી લઈએ. ઈ. સ. પૂર્વે ચોથી સદીના અંતમાં તો જૈનમત દક્ષિણમાં પહોંચી ગયો હતો. જૈનોના કથાનક પ્રમાણે મૌર્યવંશે જૈનમતને ઘણો આશ્રય આપ્યો હતો અને સુવિખ્યાત યુદ્ધવિશારદ સમ્રાટ ચંદ્રગુપ્ત મૌર્યનું વલણ જૈનમાર્ગ તરફ જતું હતું એમ કહેવાય છે. વેદમાર્ગી ચાણક્યના શિષ્ય ચન્દ્રગુપ્ત સંબંધી એવી પણ કથા જૈનોમાં પ્રચલિત છે કે મહાવીરના મૃત્યુ પછી લગભગ બસો વર્ષ ચન્દ્રગુપ્ત મૌર્યના રાજ્યકાળમાં મગધે એક ભયંકર દુષ્કાળ અનુભવ્યો. જૈનોના મુખ્ય પુરુષ ભદ્રબાહુ સાથે ચંદ્રગુપ્ત તથા જૈનોનો મોટો સમુદાય દુષ્કાળથી બચવા દક્ષિણે કર્ણાટકમાં ચાલ્યા ગયા. રાજ્ય છોડી ચંદ્રગુપ્ત સાધુ બન્યો અને દક્ષિણમાં જ અવસાન પામ્યો. એ વાતને ઐતિહાસિક ટેકો મળતો નથી. પરંતુ જૈનસંઘના દક્ષિણ પ્રયાણની કથની એમાં રહેલી દેખાય છે. મગધમાં જે જૈનો રહ્યા તેમનું નેતૃત્વ સ્થૂલભદ્રે સ્વીકાર્યું. એ સ્થૂલભદ્ર

મહાવીરના ચૌદપૂર્વ નામે ઓળખાતા શિક્ષણસંગ્રહનો એકલો જ સાચો જાણકાર હતો. થોડા સમય પછી સ્થૂલભદ્રે પૂર્વગ્રંથોને સાચવવા માટે પાટલીપુત્રમાં એક જૈન પરિષદ બોલાવી જેમાં ચૌદપૂર્વને બાર અંગમાં ફરી ગોઠવ્યાં. હાલના જૈનગ્રંથોનું મૂળ આ બાર અંગમાં સમાયલું છે: બારમું અંગ તો ખોવાઈ ગયું; પરંતુ બાકી રહેલાં અગિયાર અંગમાંથી ઈ. સ. પાંચમી સદીમાં વલ્લભીપુરમાં ભરાયલી જૈન પરિષદે અગિયાર અંગોને સુવ્યવસ્થિત બનાવ્યાં. પાટલીપુત્રમાં બોલાવાયલી પરિષદમાં એક મોટો ઝઘડો ઉભો થયો. જૈનો સિદ્ધાન્તની દૃષ્ટિએ વસ્ત્ર-વિહીનતાને માને છે; પરંતુ અજૈનો સાથેનો સંપર્ક વસ્ત્ર જરૂર માગી લે. મગધના જૈનોએ વસ્ત્ર – ધવલ અંચળો – પહેરવાની પ્રથા પાડી હતી. દક્ષિણમાંથી આવેલા જૈનોએ વસ્ત્રનો સખ્ત વાંધો લીધો. બન્ને પક્ષ વચ્ચે સમાધાન થયું નહીં અને અશોકના રાજ્યઅમલ પહેલાં જ જૈનોમાં શ્વેતાંબરી અને દિગંબરી એવા બે ભેદ પડ્યા જે આજ સુધી ચાલુ છે. દિગંબરોએ સ્થૂલભદ્રનાં બાર અંગોને સાચાં માનવાની ના પાડી. આમ બન્ને વચ્ચેના ભેદ વધતા જતા હતા છતાં જૈનમતનો પ્રચાર વધતો ચાલ્યો. ભારતીયસંસ્કૃતિમાં જેમ બુદ્ધમાર્ગનો ફાળો મોટો છે તેમ જૈન માર્ગનો ફાળો પણ નાનોસૂનો નથી.

**બ્રાહ્મણ–ક્ષત્રિય ઝઘડો ?**

મહાવીર અને બૌદ્ધ બન્ને ક્ષત્રિય હતા એ હકીકતમાંથી કેટલાક વિચારકોની કલ્પના વૈદિક બ્રાહ્મણત્વની શ્રેષ્ઠતા સામેના બળવાનું એ બન્ને માર્ગોને સ્વરૂપ આપવા મથે છે. વર્તમાન યુગના બ્રાહ્મણ-દ્વેષને આટઆટલી સદીઓ પાછળ ખેંચી જવાની ભાગ્યે જ જરૂર હોય. હજી લાંબા કાળ સુધી બ્રાહ્મણત્વ જડ બન્યું દેખાતું નથી. બ્રાહ્મણો અન્ય વર્ણ સાથે લગ્નવ્યવહારથી જોડાયા કરતા હતા એમ ઇતિહાસ કહે છે. બ્રાહ્મણોના બચાવ ખાતર નહીં પરંતુ આખા વિશ્વના બ્રાહ્મણત્વને સમજવા માટે ભારતીય આર્યોના

બ્રાહ્મણત્વનો અભ્યાસ ફરી વિચારણા માગે છે. બૌદ્ધ અશોકે બ્રાહ્મણોનું સન્માન કરવાની સૂચના કોતરેલા શિલાલેખો આજ પણ અસ્તિત્વમાં છે. વેદના કર્મકાણ્ડની શુષ્કતા કે ક્રૂરતાનો એમાં વિરોધ ભલે વંચાય. પરંતુ એમાં બ્રાહ્મણ ક્ષત્રિય વૈમનસ્ય વાંચવાં એ ઇતિહાસને અવગણવા સરખું છે. બુદ્ધે બ્રાહ્મણો પાસે અભ્યાસ કર્યો હતો અને બૌદ્ધ-જૈનમતમાં સત્ય દેખાતાં તેમનો પ્રચાર કરનાર અનેક બ્રાહ્મણોને બ્રાહ્મણત્વ મૂકવામાં અને બૌદ્ધ જૈનમાર્ગ સ્વીકારવામાં જરાય સંકોચ થયો ન હતો. ધાર્મિક ઝઘડા સ્થૂલ ઝઘડાઓમાં હજી પરિણામ પામતા ન હતા. અને ઝઘડાની ઘણી કથાઓ દંતકથાઓનાં અતિકથન હોય છે. બ્રાહ્મણ-ક્ષત્રિયના શ્રેષ્ઠત્વ-ઝઘડાની ક્ષુદ્ર સંભાવના કરતાં એ યુગનું બૌદ્ધિક ચાંચલ્ય જ આવા માર્ગોની ઉત્પત્તિમાં કારણરૂપ ગણી શકાય. આજીવીક જેવા અન્ય વેદવિરોધી માર્ગો પણ તે સમયમાં જાગ્યા હતા, જે ઝડપથી લુપ્ત પણ થઈ ગયા હતા.

**વેદને વળગી રહેલા ભક્તિમાર્ગો**

પરંતુ વૈદિક માર્ગને – વેદને – ઇશ્વરને કેન્દ્રમાં રાખી વૈદિક કર્મકાણ્ડની વિપુલતા તથા યજ્ઞોની હિંસક ક્રૂરતાને ગાળી કાઢી પ્રજાને વધારે સાત્ત્વિક અને વધારે ઊર્મિલ માર્ગે વાળનાર બીજા બે ધર્મમાર્ગો આ જ અરસામાં અસ્તિત્વમાં આવ્યા. એમને લીધે આર્યોનો વૈદિક માર્ગ જીવંત રહ્યો, બૌદ્ધ-જૈનમાર્ગ તરફનાં આકર્ષણ ઘટવાનું એમાં સાધન ઊભું થયું અને ભવિષ્યમાં જબરજસ્ત મુસ્લિમ સંસ્કૃતિ સાથે થએલી અથડામણના યુગમાં આર્ય – વૈદિક ધર્મ એમના બલ વડે જીવંત રહી શક્યો. એ બે માર્ગ તે ભાગવત અને શૈવ સંપ્રદાય. ભાગવત ધર્મે ભાવિ વૈષ્ણવપંથોનાં બીજ રોપ્યાં અને શૈવ સંપ્રદાયે વૈદિક કર્મકાણ્ડનું ગાંભિર્ય માત્ર સાચવી અદ્વૈતમાર્ગનો ચીલો પાડી આપ્યો, જેમાંથી કુમારિલ અને શંકરે બૌદ્ધમાર્ગનું અસ્તિત્વ ભારત માટે લગભગ નિરર્થક બનાવી દીધું. વૈદિક મિત્ર, વિષ્ણુ

તથા સૂર્ય દેવમાંથી વિષ્ણુ–હરિની કલ્પનાએ દેવત્વની શ્રેષ્ઠતા ઇન્દ્રમાંથી અળગી કરી અને અવતારની માન્યતામાંથી મહાભારતના પુરુષશ્રેષ્ઠ યાદવ કૃષ્ણનું વ્યક્તિત્વ જનતાના હૃદયને એટલું ગમી ગયું કે તેની ભક્તિ એ ભાગવત ધર્મનો મુખ્ય સિદ્ધાંત બની રહી. મથુરાંના યાદવો – સાત્વતોએ આ ભાગવત ધર્મનો પ્રચાર કર્યો એવી પણ એક માન્યતા છે. જ્ઞાતિસંસ્થાને સ્વીકાર્યા છતાં તેનાથી પર જતો આ ભક્તિમાર્ગ પ્રાચીનકાળે તો પરદેશીઓને પણ પોતાના માર્ગમાં ભેળવી દેતો હતો. પરદેશી વિજેતાઓ જોતજોતામાં પોતાને ‘ પરમ ભાગવત ’ કહેવડાવતા થઈ જતા હતા.

કૃષ્ણનું વિચિત્ર અને વૈશિષ્ટ્યભર્યું જીવન એક યોગીનું – એક ફિલસૂફનું જીવન પણ હતું એ કોઈ રખે ભૂલે.

**ભગવદ્‌ગીતા**

વૈદિક વાચાળતાનો અણગમો અનુભવતી જનતાને ગીતા દ્વારા કૃષ્ણે આર્યસંસ્કૃતિમાં રહેલા હાર્દનો એવો અદ્‌ભુત બોધ કર્યો કે જેમાં સાંખ્ય, યોગ, કર્મ, સન્યાસ, ભક્તિ અને તંત્ર વચ્ચે ગુંચવાતા માનસને અદ્‌ભુત પ્રકાશ મળી ગયો. એ પ્રકાશને લીધે અનેકાનેક શંકાઓનું નિરાકરણ થઈ ગયું, વિવિધ વિચારસરણીઓ વચ્ચે દેખાતા બાહ્ય ભેદો ઊકલી ગયા, દુ:ખ અને ક્લેશમય ગણાતા જીવનમાં ઉત્સાહ આવ્યો, ફળની આશા વગરના કર્મને મહત્ત્વ મળ્યું, મૃત્યુ જેવો અપરિહાર્ય પ્રસંગ શોકને યોગ્ય નથી એવું વીરત્વ સંબોધાયું, ઈશ્વરના કર્તૃત્વ વિષેના ખ્યાલો સ્પષ્ટ થયા અને ઉપનિષદોમાં વેરાયલું જ્ઞાન ગ્રથિત અને સંગઠિત બની રહ્યું. ઉપનિષદના સાર રૂપ ગણાતા કૃષ્ણે કથેલા ભગવદ્‌ગીતા ગ્રંથનું મહત્ત્વ આર્યસંસ્કૃતિમાં વેદ જેટલું જ છે અને વેદ કરતાં પણ ભારતીય સમાજના નિત્ય જીવનને વધારે પ્રાબલ્યથી સ્પર્શી રહ્યું છે. ભારતને સ્વરાજ્ય મેળવી આપનાર મહાપુરુષ ગાંધી ગીતાઅભ્યાસી હતા એ ભૂલી શકાય એમ નથી. વેદમાં ભારતીયસંસ્કૃતિના આદ્ય

ધડકાર છે; ઉપનિષદમાં આર્યસંસ્કૃતિનાં ઊંચામાં ઊંચાં ઉડ્ડયનો છે; એ ઉડ્ડયનોમાંથી વેદ વિરોધી છતાં આર્યસંસ્કૃતિના આચારવિચારની વિશુદ્ધ અને સ્વાતંત્ર્ય સાચવી રાખતાં બંડખોર વલણોએ બૌદ્ધ અને જૈનમાર્ગનું સ્વરૂપ ધારણ કર્યું અને ભાગવત તથા શૈવમાર્ગે વેદ અને ઈશ્વરને સાચવી પ્રચલિત વિચારણાઓનો એક એવો સમન્વય સાધ્યો કે જેથી આર્યસંસ્કૃતિ સજીવન રહી શકી. આ સમન્વયી સજીવન બુટ્ટી તે શ્રીમદ્ ભગવદ્ગીતા, જે આર્યપંથોમાં સર્વમાન્ય ગ્રંથ બની રહી આજના ક્રાન્તિકારી રાજકારણને પણ વેગ આપી રહી છે. રાજ્યો કરતાં પણ ગ્રંથો વધારે મહાન સંસ્કૃતિઓ રચે છે એનું દૃષ્ટાંત વેદ, ઉપનિષદ, ત્રિપિટક, એકાદશાંગ તથા ગીતા જરૂર આપી શકશે. ઈસુ પૂર્વેની બીજી સદી પહેલાં જ ભાગવતધર્મનું માહાત્મ્ય સ્વીકારાયું હતું એનું પ્રમાણ હેલીઓડોરસ નામના પરદેશી રાજ્યપ્રતિનિધીનો ભાગવત ધર્મસ્વીકાર અને ગરુડધ્વજનું મંદિરાર્પણ આપણને આપી રહે એમ છે. વૈદિક જડતાએ પણ જાગ્રત થઈ ભાગવત તથા શૈવ સંપ્રદાયોને પોતાનો જ વિકાસ ગણી લેવાનું ચાંચલ્ય બતાવ્યું ખરૂં.

**શૈવ સંપ્રદાય**

એ જ ઢબે વેદના રુદ્ર સ્વરૂપમાંથી શૈવ માર્ગનો વિકાસ થયો દેખાય છે. અનેકાનેક વૈદિક દેવોમાંથી વિષ્ણુ અને રુદ્ર સરખી દેવવ્યક્તિઓને અલગ પાડી યજ્ઞભાગ શોખીન ઈન્દ્રના શ્રેષ્ઠત્વથી કંટાળેલી ભાવિકતાએ નવી દેવવ્યક્તિઓમાં પરમ ઐશ્વર્યનું આરોપણ કર્યું. રુદ્ર આમ તો ઋગ્વેદમાં ગૌણ સ્થાને મૂકાયલા હોવા છતાં તેમના કોપ અને વિનાશશક્તિનો સ્વીકાર થયો છે ખરો. યજુર્વેદમાં તેમની કલ્યાણકારી શક્તિઓનો ઉલ્લેખ શતરુદ્રીયમાં થયેલો છે. 'જ્યારે રુદ્રની સંહારશક્તિ સંતુષ્ટ થાય છે ત્યારે તેઓ શંભુ–વરદ, શંકર–સુખકારી અને શિવ–કલ્યાણકારી બને છે.' રુદ્રીના આ છેલ્લા શબ્દો આ યુગમાં સુપ્રસિદ્ધ બની એક પંથના કેન્દ્રરૂપ બની ગયા. અથર્વવેદમાં વળી રુદ્રનું માહાત્મ્ય

વધે છે અને શ્વેતાશ્વતર ઉપનિષદમાં રુદ્ર બ્રહ્મના પર્યાય તરીકે યોજાય છે. આમ પ્રથમ તો આર્યો સમસ્તના દેવ તરીકે શિવપૂજનીય બને છે અને પછી તેમની આસપાસ અનેક શૈવમાર્ગો ઊભા થાય છે, જે ઈ. સ. પૂર્વે બીજી સદીમાં સ્પષ્ટતા પામે છે. ભાગવત માર્ગની માફક–વિષ્ણુની માફક –કૃષ્ણ કે હરિની માફક–શૈવ સંપ્રદાય સ્થપાયો અને શિવ, શંકર, હરને નામે વૈદિક રુદ્રનું પૂજન નવી ઢબે શરૂ થયું. લકુલીન, લકુટીન, લકુલીશ અગર નકુલીશ નામે પ્રસિદ્ધ થયેલા શિવાવતારી મનાયલા આચાર્યે પ્રથમ શૈવ સંપ્રદાયની કીર્તિ વધારી. એ લકુલીશનું સ્થાન આપણા ગુજરાતના કારવણ–કાયાવરોણમાં હતું એમ પણ કથા છે. એ સ્થળની પ્રાચીનતા ઊંડી શોધ માગી રહી છે. પછી તો શૈવ સંપ્રદાયના લકુલ, પાશુપત તથા મહેશ્વર સરખા વિભાગો પડ્યા અને આ યુગને અંતે તો પાશુપત, શૈવ, કાલમુખ તથા કાપાલિક નામના પેટા વિભાગોમાં એ માર્ગ વહેંચાઈ ગયો.

**શિવપૂજન**

અશોક સરખા મહાન બૌદ્ધ રાજવી કનિષ્કની પૂર્વે થયેલો કુશાન રાજવી વેમા કડ્ફીસીસ શૈવ સંપ્રદાયી હતો. એ ઉપરથી લાગે છે કે ભાગવતમાર્ગની માફક શૈવમાર્ગ પણ પરદેશીઓને પોતાની સીમામાં ભેળવી દેતો હતો. શિવપૂજન એ યોનિલિંગ પૂજન છે એ ઉપરથી બર્બર –જંગલી યુગના શિષ્નપૂજનની છાયા પણ એમાં નિહાળવામાં આવે છે. મોહન-જો-ડેરોમાંથી—અસુરસંસ્કૃતિમાંથી—સિંધુતટસંસ્કૃતિમાંથી—પણ શિવલિંગ મળી આવ્યાં છે. આ લિંગપૂજા પ્રાચીન કાલનો એક વિશ્વવ્યાપક ધર્માચાર હતો એમ પણ અભ્યાસીઓ કહે છે. જીવનની ઉત્પત્તિનાં કેન્દ્રસ્થ અંગો પ્રત્યેના ભક્તભાવને હસવાનો કે તિરસ્કાર કરવાનો સુધરેલા સમાજને જરાય પણ હક્ક નથી એ જેટલું વહેલું સમજાય તેટલું આપણી સંસ્કૃતિને લાભકારક છે.

શક્તિ, ગણપતિ, સ્કંદ, બ્રહ્મા, સૂર્ય, વરાહ, નાગ વગેરે દેવોને કેન્દ્રસ્થ રાખી રચવામાં આવેલા કેટલાક ધર્મમાર્ગો અલગ પંથો બનવાને બદલે વૈદિક આર્યમાર્ગના વિશાળ બનતા જતા ધર્મપ્રવાહમાં ભળી ગયા.

**અન્ય પ્રચલિત દેવો**

ઝડપી ઐતિહાસિક દૃષ્ટિએ આ વિચારક્રાન્તિને ગોઠવવી હોય તો ઇતિહાસઇશારાનાં મૌર્ય અને ગુપ્ત વચ્ચેનાં વર્ષો માટે આપણે ગ્રીક અને લેટીન લેખકો, શિલાલેખો અને સિક્કા, પતંજલિનું મહાભાષ્ય અને અન્ય લેખકોના ઉલ્લેખો જોઈ જવા રહ્યા. સાતવાહનો – આંધ્રોના યુગ સુધી પર્જન્યના દેવ ઇન્દ્રનાં સંબોધનો મળે છે. સાથે સાથે બીજા પણ દેવોના ઉલ્લેખો મળ્યા કરે છે. ગંગા નદીનો પણ પૂજનીય દેવી તરીકેનો ઉલ્લેખ આ યુગમાં થઈ ચૂક્યો છે. સિકંદર અને પૌરસના યુદ્ધનો ઉલ્લેખ કરતાં એક ગ્રીકલેખક લખે છે કે પૌરસના સૈન્યને મોખરે 'હેરેક્લીસ'– હરિની મૂર્તિ રાખવામાં આવી હતી ! વાસુદેવ – સંકર્ષણના પૂજનનો – ભાગવતધર્મનો – આ સ્વીકાર સંભવિત ગણાય. શિવ, સ્કંદ અને વિશાખની વેચાતી મૂર્તિઓ પતંજલિના મહાભાષ્યમાં ઉલ્લેખ પામી છે. એવી આકૃતિઓ કુશાણવંશી હવિષ્કના સિક્કા ઉપર પણ મળે છે. યજ્ઞોના પણ ઉલ્લેખો મળે છે. સાર્વજનિક યજ્ઞો અને અંગત – ખાનગી યજ્ઞો પણ થતા હતા. રાજાઓ યજ્ઞમાં મોટા ઠાઠથી હાજરી આપવા જતા હતા એમ સ્ટ્રેબો નામનો ગ્રીક લેખક પણ કહે છે. અશોક અને બૌદ્ધ જૈનધર્મી જનતાએ યજ્ઞમાં પ્રાણીહિંસાનો વિરોધ કરી જનતામાં દયાભાવના અને હિંસાની બિનજરૂરીઆત ઉપર સખ્ત ભાર મૂક્યો હતો. ભાગવત માર્ગે પૂજનવિધિમાં યજ્ઞને આખો આધ્યાત્મિક અર્થ જ એવો આપ્યો કે જેમાં હિંસાની જરૂર જ ન પડે. છતાં એ પણ ભૂલવું ન જોઈએ કે વૈદિક મોજું ઉપર ચઢી આવતાં મૌર્યો પછીના

શુંગ, સાતવાહન અને પલ્લવોમાંના પુષ્યમિત્ર, સીમુક અને શિવ સ્કંદવર્મન સરખા રાજવીઓએ અશ્વમેધ અને વાજપેય જેવા હિંસકયજ્ઞો સજીવન કરવાનો પણ પ્રયત્ન કર્યો ખરો. પરંતુ એનો અર્થ એવો નહિ કે જનતા ઉપર પડેલી અહિંસાની છાપ સમૂળ ભૂંસાઈ ગઈ હતી. એ છાપ તો વેદના ચિંતનસમયથી, ઉપનિષદોના ઉચ્ચલક્ષી આત્મજ્ઞાન વડે, બૌદ્ધ જૈનમાર્ગના આગ્રહથી અને ભાગવત માર્ગનાં સાત્ત્વિક વલણોથી ઊંડી અને ઊંડી પડયે જ જતી હતી. જૈન કે બૌદ્ધમાર્ગનું અનુસરણ સર્વાંશે યુદ્ધનિરોધ કરી શકયું હતું એમ પણ માનવાની જરૂર નથી. અર્હતો અને સિદ્ધોનાં સ્મરણથી પોતાના ગુફાલેખો શરૂ કરનાર કલિંગનો મહારાજા ખારવેલ જબરો લઢવૈયો હતો. વળી અશોકનો બૌદ્ધમાર્ગ કનિષ્કના બૌદ્ધમાર્ગથી જુદો હતો – એક હીનયાન અને બીજો મહાયાન – જે મહાયાને સંત-ગુરુ બૌદ્ધને 'દેવાતિદેવ' બનાવી દીધો અને તેની મૂર્તિઓનો અને પૂજાવિધિનો ખટાટોપ ઊભો કરી ધ્યાની બુદ્ધ અને બોધીસત્ત્વો – બુદ્ધના પૂર્વાવતારો–ને પણ પૂજનકક્ષાએ લાવી મૂકયા. મહાયાનનો આદ્ય સૈદ્ધાન્તિક ગુરુ નાગાર્જુન. ઇસવીસનની પહેલી સદીથી તો બૌદ્ધમાર્ગ ચીન અને મધ્ય તથા દક્ષિણ એશિયામાં પહોંચી ચૂકયો હતો. કાશ્મીર, ગાંધાર, ચીન, ચીલાટ, તોશલી, અપરાન્ત, વંગ, વનવાસી, યવન, દમીલ, પલૂર અને સીલોનને નામે ઓળખાતા પ્રદેશોમાં બૌદ્ધ ધર્મ પ્રવર્તાવનાર સાધુઓનાં નામ નાગાર્જુની કોન્ડાના કોરેલા લેખમાં આપ્યાં છે. કશ્યપ માતંગને ચીનમાં બૌદ્ધ ધર્મ લઈ જનાર આદ્ય ભિક્ષુ તરીકે સામાન્યતઃ માનવામાં આવે છે, પરંતુ ઈ. સ. પૂર્વની બાજી સદીમાં બૌદ્ધ ધર્મગ્રંથો ચીન લઈ જવામાં આવ્યા હતા એવો ઉલ્લેખ મળી આવ્યો છે. બૌદ્ધધર્મની માફક વૈષ્ણવ – ભાગવત-માર્ગ પણ ભારતની ઉત્તર સરહદ સુધી વિસ્તર્યો હતો અને સરહદી ગ્રીક-રાજ્યકુટુંબોમાં પ્રચલિત હતો એમ તક્ષશીલાના રાજવી એન્ટીઅલ્કીડેસ-ના પ્રતિનિધિ હેલીઓડોરસે વાસુદેવ પ્રીત્યર્થે ઊભા કરેલા ગરુડસ્તંભના

લેખ ઉપરથી સહજ જણાઈ આવે છે. મથુરા – મધ્યભારત અને દક્ષિણમાં વાસુદેવ – સંકર્ષણ સંપ્રદાય હતો. કુશાણો પણ એક જ ધર્મી ન હતા. પહેલો કડફીસીસ અને કનિષ્ક બૌદ્ધ; કડફીસીસ બીજો અને કુશાણ વાસુદેવ શૈવ હતા. આ આખી વસ્તુસ્થિતિ દર્શાવી આપે છે કે ભારતની ધાર્મિક – વિચારક્રાન્તિ લોહિયાળ નહિ પરંતુ સમન્વય ગુણ-ધર્મવાળી હતી અને તેનો ઝોક બહુ ઉદારતા ભર્યો હતો. બૌદ્ધધર્મ પ્રચલિત હતો એમ જે સમયને માટે આપણે કહીએ એ સમયે બીજા ધર્મનો સંપૂર્ણ અભાવ હતો એમ આપણે રખે માનીએ. માનવધર્મ-શાસ્ત્ર – મનુસ્મૃતિ યવન, શક, પારદ અને પહલવોને ઊતરતા ક્ષત્રિય તરીકે ગણાવતી હોય ત્યારે આપણે એમને પરદેશી કહી એમને વિજયી ગણાવ્યા જ કરીએ એવો ઇતિહાસ હવે દૃષ્ટિફેર માગે છે. વળી કોઈ પણ માર્ગની નિશ્ચિત તારીખતિથિ સાથેની સીમા ઉપજાવવી એ પણ સર્વધર્માનુરાગી ભારતીયસંસ્કૃતિ માટે શકય નથી.

**ધર્મમાર્ગોનું સહજીવન**

ગુપ્તયુગથી મુસ્લિમયુગના ઉદય સુધીનાં લગભગ હજાર વર્ષના ગાળાની વિચારક્રાન્તિ સમજવી હોય તો આપણે ટૂંકામાં એટલું જ કહી શકીએ કે ઉપર વર્ણવેલાં તત્ત્વો ભારતીય જીવનમાં વધારે ઊંડો પ્રવેશ કર્યે જતાં હતાં. ઈ. સ. પૂર્વના પુષ્યમિત્રથી શરૂ થયેલું વૈદિક પુનરુત્થાન વધતું વધતું ગુપ્તોના યુગમાં પૂર્ણ કળાએ પહોંચ્યું. એ સમયના ઘણા વિખ્યાત રાજવી – એમને પરદેશી ગણો કે સ્વદેશી – કાં તો શૈવ હોય કે કાં તો ભાગવત હોય. યજ્ઞયાગાદિ હિંસક ઢબે થતા ખરા, છતાં એ ઘટના ઘટતી ચાલ્યા કરી અને વૈદિકમાર્ગમાં ભક્તિની ઊર્મિલતા અને વિશુદ્ધિએ પ્રવેશ કર્યો. ભકિતમાં પ્રભુપ્રેમ તો ખરો જ; સાથે સાથે પ્રભુના માનવો પ્રત્યે પણ પ્રેમ હોવો જ જોઈએ. આ યુગ યુગ સુધી અસરો ઉપજાવતી વિચારક્રાન્તિ માત્ર ફિલસૂફી કે ધર્મપ્રજનની વિવિધતા અને

મતસહિષ્ણુતા વિકસાવતી હતી એટલું જ નહીં; એમાંથી કલા અને સાહિત્યના પણ ધોધ વહી રહ્યા હતા એ આપણે રખે ભૂલીએ. રાજવીઓનું અનુકરણ આખી જનતા સુધી પહોંચતું અને શિલાલેખો તથા સાહિત્યમાં અનેક એવા પુરાવા મળે છે કે જેમાં વૈષ્ણવ રાજવી શૈવ અને બૌદ્ધ અમલદારોની નીમણૂંક કરતો હોય છે અને જૈન રાજવી બ્રાહ્મણો કે બૌદ્ધોને નોકરીમાં બિરદાવતો હોય છે. ગુપ્તયુગમાં વિવિધ માર્ગો પ્રવર્તતા હતા અને જનસમાજના ઉદાર માનસને ઘડતા હતા. એ જ યુગમાં બૌદ્ધવિચારધારાને સામર્થ્ય આપતા અસંગ, વસુબંધુ, કુમાર જીવ અને દિગ્નાગ સરખા ફિલસૂફો પણ પ્રતિષ્ઠા પામી રહ્યા હતા. બૌદ્ધ, શૈવ અને વૈષ્ણવ રાજકુટુંબોમાં અરસપરસ લગ્નો પણ થતાં – અને એ જ પ્રમાણે સમાજમાં પણ બનતું. વજ્રયન સરખા બૌદ્ધ તંત્ર માર્ગે વિકાસ પામી શૈવ અને શાકત માર્ગના ભેદ અતિશય હળવા બનાવી દીધા. જૈન મત બંગાળ, ગુજરાત અને કન્નડ પ્રદેશમાં ખીલતો રહ્યો છે, જેની હ્યુએનસંગે પણ નોંધ લીધી છે. વાતાપીના ચાલુક્યો અને માન્યખેટના રાષ્ટ્રકૂટોમાં જૈનમત પ્રત્યે સદ્ભાવ હતો. ચાલુક્ય વિજયાદિત્ય (ઈ. સ. ૬૮૦થી ૬૯૦)નો ગુરુ એક દિગંબર જૈન હતો. રાષ્ટ્રકૂટોનો મહાન અમોઘ વર્ષ (ઈ. સ. ૮૧૫થી ૮૭૭) જનમતનો મોટો પોષક હતો. કલ્યાણનો બીજ્જલ કલચૂરી (ઈ. સ. ૧૧૫૬થી ૧૧૬૭) અને ગુજરાતનો કુમારપાળ ચાલુક્ય (ઈ. સ. ૧૧૪૩થી ૧૧૭૨) એ બન્નેએ જૈનમાર્ગ સ્વીકાર્યો પણ હતો એમ કહેવાય છે. જૈન કુમારપાળે જૈનગુરુ હેમચંદ્રની સૂચના અનુસાર સોમનાથના શિવાલયનો જીર્ણોદ્ધાર પણ કર્યો હતો. આ પરિસ્થિતિ ધાર્મિક ઝઘડાની સૂચક છે કે ધાર્મિક સહિષ્ણુતા અને સમન્વયની સૂચક છે એ આજની ભારતીયસંસ્કૃતિની ઉદારતા પણ નક્કી કરી શકે એમ છે. બીજ્જલ કલચૂરીનો મંત્રી તે બસવ–જેણે શૈવ લિંગાયત પંથની સ્થાપના કરી. અલબત્ત, વૈદિકમાર્ગ વૈષ્ણવ અને શૈવ રંગે રંગાઈ વધારે વ્યાપકતા ધારણ કરી રહ્યો એ સાચું.

મોહન-જો-ડેરોનો યોગી અને વૈદિક રુદ્ર મળીને સર્જાતી શિવ-શંકર—ની આકૃતિએ ગુપ્તયુગમાં પણ અનેક અનુયાયીઓ મેળવ્યા હતા. ગુપ્ત અને ગુપ્ત પશ્ચાત ઉલ્લેખોમાં શૈવ—પાશુપત આચાર્યોના ઘણા ઉલ્લેખો મળી આવે છે. શિલાલેખોમાં જ નહિ પણ સાહિત્યગ્રંથોમાં પણ એ ઉલ્લેખો આવેલા છે. વરાહમિહીર, બ્રહ્મભટ્ટ, મહેન્દ્રવર્મન પલ્લવ અને ચીની મુસાફર હુએનસંગનાં લખાણો પાશુપત શૈવોનો સ્પષ્ટ નિર્દેશ કરે છે. ઇસુની છઠ્ઠી અને સાતમી સદીમાં શૈવ સંપ્રદાય ઉત્તર ભારતમાં બહુ મહત્ત્વ ધારણ કરી રહ્યો હતો. શૈવ સંપ્રદાયનું પાલન કરનાર એ યુગના કેટલાય ભડવીર રાજવીઓ હતા. પરદેશી હૂણ તરીકે વગોવાયલો મિહીરગુલ, યશોધર્મન, શશાન્ક અને હર્ષ સરખા સમ્રાટો શૈવ હતા. ઉદ્યોતકર નામનો પ્રખર પાશુપત આચાર્ય પણ આ જ યુગમાં થઇ ગયો. પરંતુ એ સર્વમાં સુપ્રસિદ્ધ શંકરાચાર્યનું નામ મોખરે આવે એમ છે. શંકરાચાર્યને માત્ર શૈવ કહેવા એ બરાબર નથી. એ પ્રખર વેદાન્તી ભારતીયસંસ્કૃતિનું અણમોલ રત્ન. વેદાન્ત અને સન્યાસી સંસ્થા તથા ચાર પીઠોની સ્થાપના દ્વારા શંકરે બૌદ્ધ-માર્ગને નિરર્થક બનાવી વૈદિક સંસ્કૃતિમાં નવું ચેતન રેડ્યું. એમના અનુયાયીઓનો ઝોક શિવપૂજન તરફ ખરો. આઠમી સદીમાં શંકર-દિગ્વિજય મૂકી શકાય—જે યુગમાં ઇસ્લામે સિંધમાં પ્રથમ પગલાં માંડયાં. એ પછી શંકરનો પ્રભાવ લાંબા કાળ સુધી ચાલ્યો. ઉત્તરે કાશ્મીરમાં પણ સમર્થ શૈવાચાર્યો થયા અને તામીલ તથા કન્નડ પ્રદેશોમાં પણ શૈવ મહિમા ચાલુ રહ્યો. એનો ઊર્મિલવિકાસ બારમી સદીના વીર શૈવ સંપ્રદાયમાં થયો, જેનો સ્થાપક બસવ એક સમર્થ સંસારસુધારક તરીકે પણ ગણી શકાય.

શાંકરમતનો વિરોધ કરનાર રામાનુજ પ્રથમ વૈષ્ણવ આચાર્ય ઇસ્લામયુગની શરૂઆતમાં થયા. વૈદિક કર્મકાંડને ગુપ્તોના યુગમાં જોર મળ્યું. યજ્ઞને મહત્ત્વ મળતાં મીમાંસકો જોર ઉપર આવ્યા અને તેમાં

શબર સ્વામી, પ્રભાકર અને કુમારિલ સરખા સમર્થ મીમાંસકોએ કર્મ-કાણ્ડને પુષ્ટ કરવા ઉપરાંત બૌદ્ધમતના ખંડનની પ્રવૃત્તિ આદરી વૈદિક-માર્ગને વિજયી બનાવવામાં સરસ ફાળો આપ્યો ગણાય. કુમારિલ શંકરના પરિભ્રમણ કાળે વૃદ્ધ થઈ ગયા હતા અને તેમના શિષ્ય મંડન-મિશ્ર અને શંકરાચાર્ય વચ્ચેનો શાસ્ત્રાર્થ ભારતીયસંસ્કૃતિનો એક દર્શનીય કવિત્વમય પ્રસંગ બની રહ્યો છે. કર્મકાણ્ડ આજ પર્યંત ચાલુ છે, પરંતુ એની મર્યાદા સમજાઈ ગઈ અને ગુપ્તો પછી અશ્વમેધ યજ્ઞ તો તદ્દન અદૃશ્ય જ થઈ ગયો છે. કર્મકાણ્ડે વૈદિકમાર્ગની બાહ્ય આકૃતિ જાળવવામાં ઠીક ઠીક ભાગ લીધો ગણી શકાય.

ગુપ્તયુગના શિલાલેખોમાં વૈષ્ણવ સંપ્રદાયના આચાર્યોનાં નામ આગળ પડતાં હોય છે. ગુપ્ત રાજવીઓ પોતે જ વૈષ્ણવો હતા. હર્ષના યુગમાં બાણભટ્ટ વૈષ્ણવોના બે સંપ્રદાયનું વર્ણન આપે છે : (૧) વાસુદેવ ભક્ત ભાગવતોનું અને નારાયણ ભક્ત પાંચરાત્રોનું. વાતાપીના કેટલાય ચાલુક્ય રાજાઓ ભાગવતમાર્ગી હતા. બાદામીની સુપ્રસિદ્ધ મૂર્તિઓ છઠ્ઠી સદીના દક્ષિણની ભાગવતધર્મપ્રિયતા વર્ણવી જાય છે. ભાગવતપુરાણમાં તામીલ દેશ ખાસ ભાગવતભક્તોનો પ્રદેશ ગણાયો છે. સાતમી-આઠમી સદીના વૈષ્ણવભક્ત આલવારો સુપ્રસિદ્ધ છે. એમને પગલે આચાર્યો ઉદ્‌ભવ્યા, જેમાંના નાથમુનિ, યામુનાચાર્ય અને રામાનુજ વિખ્યાત છે. રામાનુજનો વિશિષ્ટાદ્વૈત શંકરના કેવલાદ્વૈતની સામે ઉદ્‌ભવ્યો હતો, અને તેમના અનુયાયીઓ શ્રી વૈષ્ણવને નામે ઓળખાય છે. રામાનુજ પછીના મધ્વાચાર્યે તો દ્વૈતવાદને જ સમર્થન આપી ભક્ત અને ઈશ્વરની વિભિન્નતામાં ભક્તિમાર્ગને બળ આપ્યું અને વલ્લભાચાર્યે તે વધાર્યું.

ઇસ્લામના સ્થાયી નિવાસ પહેલાં ભારતીય વિચારસરણી આમ વિધવિધ માર્ગે વહેતી હોવા છતાં ભારતીયસંસ્કૃતિના વિશાળ સ્રોતને પોષતી ભારતીયમાનવતાને ઘડતી હતી. બૌદ્ધ, જૈન, શૈવ, વૈષ્ણવ, અને શાક્તમાર્ગની પ્રણાલિકાઓમાં એ દુનિયાને શક્ય એટલાં ઊંચા

વિચાર અને ઊર્મિઉડ્ડયનો સાધી શકાયાં હતાં. એના વાણાતાણામાં ઘડાતી સમાજરચના આપણે આજ માનીએ છીએ એવી બંધીઆર ન હતી – જો કે એનાં ચોકઠાં રચાતાં હતાં ખરાં.

યજ્ઞની વૈદિક વેદી રચના સાથે મંદિરો અને મૂર્તિઓ હોવાનો સંભવ કલ્પી શકાય છે. શતપથ બ્રાહ્મણમાં મંદિરોનો ઉલ્લેખ છે, પરંતુ એમાં મૂર્તિઓ હતી કે કેમ એ ચોક્કસ થતું નથી. મહાભારત–રામાયણમાં મંદિરો અને મૂર્તિઓના ઉલ્લેખ સ્પષ્ટ મળી આવે છે. બૌદ્ધમાર્ગના ચૈત્યો અને વૈદિકમાર્ગનાં મંદિરો પણ ધીમે ધીમે રચાવા લાગ્યાં અને મૌર્યકાળથી શરૂ થયેલી કળા અદ્ભુત વિકાસ પામતી ગુપ્તોના યુગથી ઇસ્લામયુગ સુધીમાં તો અવનવાં કલાશિખરો સર કરી ચૂકી હતી. બુદ્ધિ અને ઊર્મિને પ્રદર્શિત કરતાં દર્શનો અને સાહિત્યગ્રંથોની માફક વિવિધતા, ઝીણવટ, નકશી અને ભવ્યતાની પરંપરા સરખી કલાકૃતિઓ સર્જનાર આ વિચારક્રાન્તિ અનેક સંસ્કૃતિરંગો સર્જતી જીવંત હતી. કલા અને સાહિત્યપ્રકરણો આ વિચારક્રાન્તિનું વૈવિધ્ય આપણને બતાવી શકશે. અહીં તો આછા ઇતિહાસને દોરે વળગી ભારતીયસંસ્કૃતિને વિવિધતા અને બળ આપતી ધર્મ અને ફિલસૂફીની ક્રાન્તિની ઝાંખી કરવાની રહે છે.

આમ ભારતીયસંસ્કૃતિમાં માન્યતાના, સિદ્ધાન્તના, આચારના પલટા આવ્યે જતા હતા. તેમ છતાં ધર્મને અંગે, ધાર્મિક મતભેદને અંગે અથવા પરિવર્તનને અંગે યુદ્ધો થયાં હોય એવું કાંઈ જણાતું નથી. અલબત્ત જોરદાર ટીકાઓ અને ઉગ્ર વાદવિવાદ જરૂર થતા હતા, પરંતુ વર્ણાશ્રમી વૈદિકમાર્ગ, ઈશ્વરને બાજુએ મૂકવા છતાં સદાચાર ઉપર ભાર મૂકતા જૈન અને બૌદ્ધમાર્ગ, યજ્ઞયાગાદિને સ્થાને ભક્તિના સાત્ત્વિક વિધિ પ્રબોધતો ભાગવત પંથ તથા વૈદિક રુદ્રનું ગાંભિર્ય સાચવીને કલ્યાણકારી શિવમાં ઉપસાવતો શૈવપંથ સાથે સાથે, રાજકીય કે સામાજિક ઘર્ષણ ઉપજાવ્યા સિવાય, આર્યસંસ્કૃતિની

રૂપાળી ક્યારીઓ ઉપજાવતા હતા. આર્યસંસ્કૃતિમાં ધર્મજડતા ઊપજી હશે, પરંતુ ધર્મઝનૂન નહીં જેવું. આર્યસંસ્કૃતિની ઉદારતા નિર્બળતા નથી, એ સંસ્કારદીધી માનવતા છે.

**વિચારક્રાન્તિની અસર**

ઘણા લાંબા કાળ સુધી વૈદિક, બૌદ્ધ, જૈન અને શૈવ–ભાગવતમત સાથે સાથે વિકસતા રહ્યા, અરસપરસ સિદ્ધાન્તો અને વિધિની આપલે કરતા રહ્યા અને એકબીજામાં સમાવાનો પ્રયત્ન થતો રહ્યો. ન્યાય, વ્યાકરણ, યોગ અને વિજ્ઞાનની વિશિષ્ટ પ્રણાલિકાઓ પણ જન્મી. વિચારસ્વાતંત્ર્યની અવનવી ચમક બુદ્ધ-મહાવીરના જન્મથી તે ગુપ્તકાળ સુધી ભારતીયસંસ્કૃતિના માનસને ઘડી રહી હતી. એ વિચારસ્વાતંત્ર્યમાં ઈશ્વરની માન્યતા પણ હતી અને ઈશ્વરનો ઇન્કાર પણ હતો; યજ્ઞની હિંસકભાવના પણ હતી અને વનસ્પતિ સુધીના જીવનની અહિંસાનો પણ આગ્રહ હતો. પુનર્જન્મ અને કર્મની ભાવના જીવનની અનેક વિચિત્રતાને સમજણના ક્રમમાં મૂકતી હતી. અને આમ ભારતીયસંસ્કૃતિના માનસની ઉદારતા વિચાર-પ્રદેશે ઘડાયે જતી. વિચારનાં ઉડ્ડયનોની ભવ્યતા અને તેમનું બંડખોર-પણું ભારતીય વિચારસરણી સરખું બીજે ભાગ્યે જ મળે, અને છતાં એ સ્વાતંત્ર્ય માનવતાને ઉચ્ચ માર્ગે પ્રગતિ કરાવતું હતું એ એની વિશિષ્ટતા. જૈનોનાં શીલ વૈદિકયોગનાં યમનિયમ રૂપ અંગ બની ગયાં અને અહિંસા વૈદિકમાર્ગે પણ પોતાની કરી લીધી.

( ૨ )

## સમાજમાં વહી રહેલા વિચારપ્રવાહો

બૌદ્ધમાર્ગને ભારત વ્યાપી, લગભગ ત્રિખંડ વ્યાપી બનાવવામાં મહારાજા અશોકનો કેવડો મોટો ફાળો હતો તે આપણે જોઈ શક્યા.

**એક સંસ્કાર અનુમાન**

બૌદ્ધધર્મની દીક્ષા લીધા પછી અશોકે રાજકારણમાંથી યુદ્ધને તિલાંજલિ આપી એ પ્રસંગ વીસમી સદીના ગાંધીયુગનું સ્મરણ આપે છે. છતાં આજ સુધી ભારતના કોઈ પણ સમ્રાટે પ્રાપ્ત નહોતું કર્યું એવું મોટું સામ્રાજ્ય અશોકે મેળવ્યું અને ટકાવ્યું. સિકંદર, સિઝર સરખા યોદ્ધાઓની હિંસક વિશ્વવિજયી કીર્તિ તેને ન મળી એ ખરું, છતાં મૌર્યવંશીય રાજાઓ અને ખાસ કરી અશોકે ધાર્યું હોત તો સિકંદર અને સિઝરની માફક તેમણે એશિયા-યુરોપના વિજય સાધ્યો હોત; નિદાન તેવો પ્રયત્ન કર્યો હોત. વિશ્વવિજયી કહેવાતા કયા સૈનિકે વિશ્વવિજય તેના સાચા અર્થમાં આજ સુધી કર્યો છે? સિકંદરથી માંડી હિટલર સુધી? ગ્રીકસંસ્કૃતિને વિસ્તાર આપતા ગ્રીક સૈન્યને ચંદ્રગુપ્ત મૌર્યે સેલ્યુકસ નીકાટર સામે હરાવ્યું હતું એ જાણીતી વાત છે. એવાં કેળવાયેલાં સૈન્ય અને વ્યૂહરચનાના વારસ અશોકને વિશ્વવિજય બહુ મોંઘો ન જ લાગત. પરતુ આજ સુધીના ઇતિહાસમાં ન જડે એવો એક અહિંસક વિજય અશોકે મેળવ્યો, જેથી બૌદ્ધમાર્ગની અસર એશિયા, યુરોપ અને આફ્રિકા એ ત્રણેય ખંડના જાણીતા વિસ્તાર ઉપર વ્યાપી ગઈ. યુદ્ધ દ્વારા સંસ્કૃતિ વિકસાવવાના પ્રયોગો કરતાં આ કંઈ જુદો જ પ્રયોગ હતો. આર્યસંસ્કૃતિના એક ભવ્ય ભાવિ પ્રયોગરૂપ ગાંધીયુગના અહિંસક યુદ્ધનો એ પુરોગામી પ્રયોગ હતો એમ કહી શકાય. અને સંભવિત છે કે બહુ નજીકનું ભાવિ યુદ્ધપ્રયોગોની નિષ્ફળતા નિહાળી યુદ્ધને – હિંસાને – માનવજાતની બેવકૂફીનો પારાવાર માની અશોકના અહિંસક ચક્રવર્તી પદ તરફ અથવા ગાંધીની અહિંસક યુદ્ધરચના તરફ વધારે ભાવથી અને વધારે શ્રદ્ધાથી નિહાળે અને અશોકને એક સફળ રાજવી તરીકે સિકંદર અને સિઝરની ઉપર સ્થાન આપે.

અશોક પછી મૌર્યવંશીય સામ્રાજ્ય નબળું પડ્યું, એમાં અહિંસાને

કારણરૂપ ગણવામાં આવે છે. સામ્રાજ્યનું જે થયું તે ખરું! પરંતુ બૌદ્ધધર્મ અશોકના સમયથી ભારતનો એક

**ભારતીય ભૂગોળ**

મહાન ધર્મમાર્ગ બની રહ્યો અને તેની વ્યાપકતા ભારતની બહાર ત્રિખંડમાં ફેલાઈ. અશોક પછીના રાજાઓની નિર્બળતાના યુગમાં ભારત બહારથી ચઢી આવતી કહેવાતી પ્રજાઓ અને સેનાપતિઓ ભારત ઉપર ચઢાઈ કરતાં પહેલાં જ કાં તો ભારતીય ધર્મના અનુયાયીઓ બની ચૂકયા હોય અગર પોતાનું રાજ્ય સ્થાપતા બરોબર ભારતીય ધર્મને સ્વીકારવામાં જ તેમણે પોતાના રાજ્યની સલામતી જોઈ હોય એમ સતત બન્યું છે. મિનેન્ડર જેવો ગ્રીક વિજેતા ઈ. સ. પૂર્વની બીજી સદીના મધ્યકાળે (ઈ. સ. પૂર્વે ૧૬૫થી ૧૫૦) મિલીન્દ્ર બની બૌદ્ધ-ધર્મમાં મહત્ત્વનું સ્થાન પામે, કુશાણ કડફીસીસ શિવમાર્ગી બને તથા કનિષ્ક મહાયાન બૌદ્ધમાર્ગનો સ્વીકાર કરી તેનામાં નવું જીવન રેડે એ પરિસ્થિતિ બહુ સૂચક છે, અને આજ સુધી નહિ થયેલાં એવાં ઘણાં અનુમાનોની અને અભ્યાસોની શક્યતાઓ ઊભી કરે છે. ભારતની ભૂમિગત સીમા ખરેખર આજ સમજાય છે તેટલી જ હતી? કે તેથી વધારે? શક, કુશાણ અને ગ્રીક રાજવીઓનો વિચાર કરતાં ઈરાનની સરહદ સુધી ભારતની સરહદ લંબાયેલી આપણે જોઈ છે. ઈરાનની ઉત્તરનો ભાગ અને ત્યાંથી લઈને મધ્યએશિયાનો મોટો વિસ્તાર કદાચ ભારતની સીમામાં હોય એવું પણ સંભવે છે. કાશ્મીરનો ઈતિહાસ અને મધ્યએશિયામાં મળી આવતા આર્યસંસ્કૃતિના અવશેષો આપણને એ સીમાની શક્યતા તરફ દોરે છે. પૂર્વે પેસિફિક મહાસાગર સુધી આર્ય રાજ્યો હતાં અને આર્યસંસ્કૃતિ તો હજી પણ છે એ જોતાં ભારતની ભૌગોલિક સીમાનો પૂર્વકાલીન વિસ્તાર ઘણે લાંબે સુધી લઈ જઈ શકાય એમ છે. આ પ્રશ્ન આખા એશિયાખંડનો ઊંડો અભ્યાસ માંગે છે.

પહ્લવો, પારસીઓ, ગ્રીક, પારથિયન, શક, કુશાણ અને હૂણ નામની જાતિઓ પરદેશી તરીકે ભારત ઉપર ચઢી આવી અને ભારતને અનેક પરાજયોનો અનુભવ કરાવ્યો, એવું ઠસાવવાની આજ સુધીની ઐતિહાસિક પદ્ધતિ પણ ફરી અભ્યાસ અને વિચારણા માગી લે છે. ગ્રીક રાજ્યકર્તાઓના સિક્કા ઉપર એક પાસ ગ્રીક સંસ્કૃતિનું ચિહ્ન દેખાતું હોય અને બીજી પાસ અશોકનું ધર્મચક્ર, શિવનંદી કે ગરુડનું ચિત્ર દેખાતું હોય એવા યુગમાં એ ગ્રીક રાજ્યકર્તાને પરદેશી અગર પરધર્મી વિજયી પુરુષ તરીકે મનાવવા કરતાં ભારતીયસંસ્કૃતિના જ કોઈ ભૂમિટુકડા ઉપરથી આવતો સેનાપતિ તરીકે ગણવો એ વધારે સરળતાભર્યું થશે; નહીં? આજની માફક પ્રાચીનયુગના રાજકીય સીમાડા ઉપર કડક સીમાબંધીઓ થતી નહોતી. એક આંધ્ર સૈન્ય મગધ ઉપર ચઢી આવે કે એક રાષ્ટ્રકૂટ રાજવી કનોજ ઉપર ધસી આવે એમાં આપણે પરદેશી હુમલા જાતા નથી. ભારતીયસંસ્કૃતિ સ્વીકારી ચૂકેલા અગર ભારતીયસંસ્કૃતિના સ્વીકારની ભૂમિકાએ આવી પહોંચેલા એ કહેવાના પરદેશીઓને પણ પરદેશીઓ ન માની આંધ્રો અને કલીંગો સરખા જ ગણવામાં આવે તો તેમાં સત્ય પણ રહેલું છે, અને સાચો ઇતિહાસ પણ રહેલો છે એમ શું નથી લાગતું? ભારતીયસંસ્કૃતિની સામે પરદેશીઓના વિજયને વારંવાર લાવી તેને હિણવાના પ્રયત્નો એ દૃષ્ટિએ બહુ જુદે જ સ્વરૂપે આપણી સમક્ષ રજૂ થશે. આર્યસંસ્કૃતિએ તો અનેકાનેક જાતિઓને પોતાની સંસ્કૃતિઓમાં ભેળવી એક બનાવી દેવાના સફળ પ્રયત્નો કર્યા છે.

**પરદેશી વિજયી જાતિઓ કલ્પના**

મૌર્યસામ્રાજ્ય અને કુશાનસામ્રાજ્ય વચ્ચેની તેમ જ ત્યાર પછીની ધર્મપરિસ્થિતિનો ખ્યાલ ઉપરની વિચારસરણીને પ્રેરી રહ્યો છે. અશોકે

**બૌદ્ધમાર્ગમાં ઓટ**

વિસ્તારેલો બૌદ્ધમાર્ગ ભારતમાં મુખ્ય ધર્મ જરૂર હતો. પરંતુ સાથે સાથે બૌદ્ધમાર્ગની સરસાઈ કરતા અન્ય માર્ગો, વૈદિક અને જૈન, ન હતા એમ કહી શકાય નહિ. રાજવંશોમાં પણ બૌદ્ધ, જૈન, અને વૈદિકમાર્ગના સ્વીકારની વારાફેરી ચાલ્યા કરતી હતી. નંદ-વંશને જૈનમાર્ગ તરફ પક્ષપાત હતો. મગધ રાજ્યને ફટકો મારનાર ઈ. સ. પૂર્વે ૧૭૬ના અરસામાં થયેલો ખારવેલ જૈન હતો એ આપણે જોયું. ઈ. સ.ની ત્રીજી સદીના અંતથી પાંચમી સદીના અંત સુધીના ગુપ્ત સામ્રાજ્યમાં વૈદિકમાર્ગને ખૂબ ઉત્તેજન મળ્યું અને જો કે બૌદ્ધ કે જૈનમાર્ગ પ્રત્યે કોઈ પણ પ્રકારનો કડક વિરોધ અગર તેને દાબી દેવાની રાજ્યપ્રવૃત્તિ ચાલતી નહતી, છતાં સામ્રાજ્યનો રાજ્યાશ્રય ધર્મવિસ્તારમાં જરૂર સહાયક થઈ પડ્યો. ગ્રીક મીનેન્ડર અને કુશાણ કનિષ્ક એ બન્નેએ બૌદ્ધધર્મનો સ્વીકાર કરીને તેને ખૂબ વેગ આપ્યો હતો. કનિષ્કે તો અશ્વઘોષ અને નાગાર્જુન સરખા મહાસમર્થ બૌદ્ધ વિદ્વાનોની સહાયતાથી પોતાના રાજ્યવિસ્તારની સાથે સાથે બૌદ્ધમાર્ગને મધ્યએશિયામાં વિસ્તાર્યો અને સ્થિર કર્યો. કનિષ્ક ઈ. સ. ૭૮ની આસપાસ થઈ ગયો. અશોક પછી બૌદ્ધમાર્ગમાં ભરતી લાવી તેને સમગ્ર એશિયાખંડમાં ફેલાવનાર પણ એ જ રાજવી. ગુપ્તસામ્રાજ્ય કાળે વૈદિકમાર્ગને આશ્રય મળ્યો. એ સમયે પુરાણો અને મહાભારત છેલ્લું સ્વરૂપ ધારણ કરી ચૂક્યાં. કાળિદાસ સરખા વિદ્વાનો પણ વૈદિકમાર્ગનું અવલંબન કરતા હતા. બૌદ્ધમાર્ગમાં હીનયાન અને મહાયાન સરખા બે મહત્ત્વના વિભાગો પડી ગયા અને મહાયાને બુદ્ધમાં દેવત્વ કલ્પી ભારે મૂર્તિ-પૂજાનો ઠઠારો ધર્મક્રિયામાં દાખલ કર્યો, જેને લઈને ધર્મતત્ત્વને બદલે ધર્મઆચાર તરફ અને કર્મકાણ્ડ તરફ બૌદ્ધોનું પણ વલણ વધવા માંડયું. વૈદિકમાર્ગ પાળનારા રાજવીઓએ અશ્વમેધ સરખા યજ્ઞો શરૂ કર્યાં. બૌદ્ધ મઠ, મંદિરો તથા સંઘોને દાન આપવામાં આવતાં હતાં છતાં હવે ધીમે ધીમે દાનનું વલણ વૈદિક બ્રાહ્મણો તરફ વધારે વળ્યું.

અને પાંચમી સદીના અંતમાં તો શિવમાર્ગી હૂણોએ ભારતવર્ષ ઉપર ધસારો કરી ઉત્તર ભારતના બૌદ્ધમાર્ગ ઉપર જબરજસ્ત પ્રહારો કર્યા. આ હૂણો હુમલો કરતાં પહેલાં જ વૈદિકમાર્ગી બની ચૂક્યા હતા, એટલે ખરેખર તેમને પરદેશી જંગલી ધાડાં માનવાં કે આજની ભારતીય સરહદ બહારના તે સમયના પશ્ચિમ ભારત ટુકડામાં વસતા ભારતવાસીઓ માનવા એ પ્રશ્ન ઉપર વધારે વિચાર થવાની જરૂર છે. બંગાળ અને બિહારના પાલ રાજવીઓએ બૌદ્ધમાર્ગને છેલ્લામાં છેલ્લું પોષણ આપ્યું. તે પહેલાં સાતમી સદીમાં હર્ષવર્ધને જાતે વૈદિક હોવા છતાં બૌદ્ધમાર્ગને ઘણું ભારે ઉત્તેજન આપ્યું હતું. એક કથા તો એવી છે કે કનોજ અને પ્રયાગમાં હર્ષ ધર્મસભાઓ ભરતો, ધર્મચર્ચાઓ કરાવતો અને સર્વ ધર્મીઓને ભારે દાન આપતો. છતાં એનું વલણ પાછલા ભાગમાં બૌદ્ધ-માર્ગ તરફ વધારે નમતું જોઈ બ્રાહ્મણોએ તેની હત્યા કરવાનું પણ કાવતરું કરાવ્યું હતું એમ બૌદ્ધમાર્ગીઓ કહે છે! ચીની યાત્રાળુ હ્યુએનસંગની લાંબી મુસાફરી હર્ષના જ રાજ્યમાં થઈ હતી અને હર્ષ હ્યુએનસંગને મિત્ર ગણી તેનું સતત બહુમાન કરતો હતો. અન્ય માર્ગો સાથે બૌદ્ધમાર્ગ સાતમી સદીના હિંદમાં ઠીક ઠીક ફેલાયેલો હતો એ વાત સાચી; પરંતુ ત્યારે સેંકડો બૌદ્ધમઠ, મંદિરો ઉજ્જડ થઈ ગયાં હતાં, અને વાયવ્ય સરહદ ઉપર બૌદ્ધમાર્ગ ઝડપથી લુપ્ત થઈ જતો હતો. એનાં ચિહ્નો એ ચીની મુસાફરે નોંધ્યાં છે. જૈનો અને વૈદિકો સાથે બૌદ્ધોને થતા વાદવિવાદનાં પણ અનેક દૃષ્ટાંતો નોંધાયાં છે. ધીમે ધીમે બૌદ્ધ-માર્ગમાં પણ ઘણા અનાચારો અને વહેમો પ્રવેશ પામી ચૂક્યા હતા અને બુદ્ધે આર્યસંસ્કૃતિમાં દાખલ કરેલી વિશુદ્ધિ મંત્ર, તંત્ર, જાદુ, અને અટપટી પૂજનવિધિથી ડહોળાઈ ગઈ હતી. જૈનમાર્ગ પોતાનું મર્યાદિત વર્ચસ્વ જાળવી રાખતો હતો અને વૈદિકમાર્ગ, ઉપર દર્શાવ્યું તેમ, રાજ્યાશ્રય અને વિદ્વાનોના પ્રયત્નો વડે નવી સંજીવની પ્રાપ્ત કરતો હતો. બૌદ્ધોમાં પ્રવેશ પામી ચૂકેલા અનાચારો ઉપર સખત પ્રહારો

કરવાની હવે વૈદિકમાર્ગ અનુયાયીઓને તક મળી. અને મહાભારત, રામાયણ તથા પુરાણ વગેરે બૌદ્ધોની જાતકકથા સરખી જ દેવકથાઓ અને રાજ્યકથાઓ વિકસાવી સામાન્ય જનતાનું આકર્ષણ વૈદિકોએ કરી લીધું હતું. બૌદ્ધોની વિશિષ્ટ પૂજનવિધિ સહજ ફેરફાર સાથે વૈદિકોમાં પણ દાખલ થઈ શકતી હતી. એટલે બૌદ્ધમાર્ગની વિશિષ્ટતા વૈદિકોએ હરી લીધી.

**શંકરાચાર્ય**

એ જ સમયે આઠમી સદીના મધ્ય ભાગમાં કુમારિલ ભટ્ટ નામના એક મહા સમર્થ વૈદિક મીમાંસકનો ઉદય થયો અને તેમના પછી અડધી સદીમાં ભારતવર્ષના કીર્તિકળશ સરખા શંકરાચાર્યનો ઉદ્ભવ થયો. કુમારિલ ભટ્ટ અને શંકરે પોતાની કુશાગ્ર બુદ્ધિ વડે અનેક વાદવિવાદોમાં બૌદ્ધ માર્ગના સિદ્ધાંતોનું ખંડન કરી ભારતવર્ષમાં વૈદિકમાર્ગની એવી સુવ્યવસ્થા ઉત્પન્ન કરી દીધી કે જેથી બૌદ્ધ માર્ગ પોતાના જન્મસ્થાન ભારતવર્ષમાંથી લગભગ ઓસરી ગયો અને ભારતની સીમા બહાર જ તે જીવી શક્યો. મહાસમર્થ શંકરાચાર્યે પુનર્જીવિત કરેલી વૈદિક સંસ્કૃતિ હજી જગતભરના વિદ્વાનોનું આશ્ચર્ય બની રહી છે. ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર, અને ગીતા ઉપર તેમણે સમર્થ ભાષ્ય રચી એક એવો નવીનતાભર્યો ઝોક વૈદિકસંસ્કૃતિને આપ્યો કે જેની ફિલસૂફીમાં બૌદ્ધમતનું તત્ત્વ આખું અને આખું સમાઈ ગયું અને છતાં એ ફિલસૂફીનો આખો રંગઢંગ વૈદિક જ રહી શક્યો. શંકરના માયાવાદે, જીવબ્રહ્મની એકતા તથા કેવલાદ્વૈતસૂચિત મુક્તિએ બૌદ્ધોના શૂન્યવાદને પોતામાં સમાવી દીધો. બૌદ્ધો અને જૈનોએ મૂકેલો અહિંસા પરનો ભાર તો લાંબા સમયથી પડોશ દાવે પણ વૈદિકમાર્ગીઓએ સ્વીકાર્યો હતો, અને શંકરાચાર્યે જ્ઞાન ઉપર વધારે ભાર મૂકી આહુતિઓ માગતા કર્મકાંડી યજ્ઞકાણ્ડને—હિંસાકાણ્ડને અતિશય ગૌણ અને લગભગ અનિચ્છનીય બનાવી દીધો. ભારતભરમાં ભ્રમણ કરી બત્રીસ

વર્ષની છેક નાની વયમાં ગુજરી ગયેલા શંકરાચાર્યે વૈદિકસંસ્કૃતિનો જે પુનર્વિજય પ્રાપ્ત કર્યો એ ભારતના સાંસ્કૃતિક ઇતિહાસમાં પરમ ભવ્ય પ્રસંગ મનાય છે. આમ, સાથે સાથે, જીવનપ્રવાહો સરખા આર્યસંસ્કૃતિમાં વહેતા બૌદ્ધ અને વૈદિકપ્રવાહો શંકરના મતમાં એકતા ધારણ કરી રહ્યા અને જુદો બૌદ્ધમાર્ગ ભારતવર્ષ માટે નિરર્થક બની ગયો. બુદ્ધે જે આપ્યું હતું તે સંગ્રહી વૈદિક આર્યતામાં ભેળવી દેનાર શંકરાચાર્ય વિશ્વભરના ફિલસૂફોમાં અજોડ છે. બુદ્ધમાર્ગનાં ઉપકારક તત્ત્વો પોતાની ફિલસૂફીમાં સમેટી લેવાથી તેમના પછી થયેલી કેટલીક વિચારક્રાન્તિઓ શંકરને એ કારણે પ્રચ્છન્ન બુદ્ધ–ગુપ્ત બુદ્ધનું બિરુદ પણ આપે છે. શંકરે વધારામાં વિષ્ણુ, શિવ અને શક્તિની શુદ્ધ ઉપાસનાને ટેકો આપી સામાન્ય જનતાની ધર્મભાવનાને વિચારજાળમાં ગૂંચવી ન નાખતાં ભક્તિસમૃદ્ધ બનાવી અને વૈદિકમાર્ગને ચોખંડ ભારતમાં એક એવી ભવ્ય એકતા અર્પી, એવો આકાર આપ્યો કે જે એકતા અને આકાર આજ સુધી લગભગ જળવાઈ રહ્યાં છે. બૌદ્ધમાર્ગને ગમતા સાધુઓ અને ભિખ્ખુઓની આવશ્યકતા અંગે શંકરે ભિખ્ખુઓ સરખો સાધુઓ અને સંન્યાસીઓનો પણ એક એવો વ્યવસ્થિત વર્ગ ઊભો કર્યો કે જે જીવનભર આર્યસંસ્કૃતિના પોષણમાં જ રત રહી શકે. એ પ્રથા સજીવન રહી છે. પરમ હંસ રામકૃષ્ણ, સ્વામી વિવેકાનંદ, સ્વામી રામતીર્થ અને રમણમહર્ષિ સરખા આધુનિક સંન્યાસીશ્રેષ્ઠો શંકરાચાર્યના સેંકડો વર્ષ પછીના વંશજો જ કહી શકાય. શંકરે આપેલી છાપ ભારતીય-સંસ્કૃતિમાંથી હજી સુધી ભુંસાઈ નથી.

**ભારત બહાર જીવન્ત રહેલો બૌદ્ધમાર્ગ**

આમ મુસ્લિમોના આવતાં પહેલાં ભારતના મોટા ભાગમાંથી બૌદ્ધ-માર્ગ તો અદૃષ્ય થઈ ચૂક્યો હતો. નાલંદા સરખાં બિહાર–બંગાળમાં આવેલાં તેનાં બચી ગયેલાં કેટલાંક થાણાંનો મુસ્લિમોએ આવી નાશ કર્યો. કારણ તત્કાલીન મુસ્લિમોને મન

વૈદિક આર્ય, બૌદ્ધ આર્ય અને જૈન આર્ય એક જ મૂર્તિપૂજક હિન્દુઓ હતા. બૌદ્ધમાર્ગનું તેના જ જન્મસ્થાન ભારતમાં આજ નોંધપાત્ર અસ્તિત્વ નથી, જો કે તેને પુનર્જીવિત કરવાના પ્રયત્નો આજ ચાલે છે અને ડોકટર આંબેડકરનો હરિજનોને બૌદ્ધમાર્ગે વાળવાનો પ્રયાસ જાણીતો છે. છતાં એ માર્ગ ત્યારે ભારતની પાડોશમાં જઈને જીવી શક્યો. નેપાળ, તીબેટ, બ્રહ્મદેશ, લંકા, ચીન, જપાન, કોરિયા, મંચુરિયા, મંગોલિયા, સિયામ, હિન્દી ચીન, મલાયા, જાવા, સુમાત્રા, બોર્નિયો વિગેરે એશિયાખંડના વિવિધ પ્રદેશોમાં બૌદ્ધધર્મ સજીવન રહ્યો અને આજ જગતના મહાધર્મમાં તેનું અગ્રસ્થાન છે. વિશ્વવિખ્યાત ચંગીઝખાન બૌદ્ધમાર્ગી હતો એ રખે કોઈ ભૂલે. આમ ભારતીય-સંસ્કૃતિનો બૌદ્ધમાર્ગ એ એક મહાન વિજય, અને બૌદ્ધમાર્ગને નિરર્થક બનાવી દઈ વૈદિકમાર્ગનું પુનરુત્થાન કરનાર શંકરાચાર્ય – તેમની ફિલસૂફી અને ધર્મપ્રવૃત્તિ સહ – આર્યસંસ્કૃતિનો બીજો પરમ-વિજય પ્રાચીન ઐતિહાસિક યુગમાં માની શકાય.

**વૈદિક વિચારસરણીનાં કેટલાંક લક્ષણો**

બૌદ્ધધર્મને નિરર્થક બનાવી હવે ભારતભરમાં વ્યાપક બનેલો વૈદિકમાર્ગ મુસ્લિમોના આગમનકાળે કેટલાંક બાહ્ય લક્ષણો ધારણ કરી રહ્યો. એનાં એકસહ વિચારણા કરી લઈએ :

૧. તાત્ત્વિક રીતે વૈદિક સિદ્ધાંતો, માન્યતાઓ અને આચારો ઉપર આધાર રાખ્યા છતાં બૌદ્ધ અને જૈનમાર્ગ સરખી વિચાર-શ્રેણિઓના કેટલાય અંશ એમાં ગ્રાહ્ય રહ્યા. બુદ્ધને તો આર્યમાન્યતાએ વિષ્ણુના નવમા અવતાર તરીકે સ્વીકારી લીધા અને જૈનોના ઋષભદેવને વિષ્ણુના ચોવીસ અવતારોમાં સ્થાન મળ્યું. અહિંસા પર પૂર્ણ ભાર વૈદિકસંસ્કૃતિમાં પણ મુકાયો.

૨. વૈષ્ણવ, શૈવ અને શાક્ત એવા ત્રણ વિભાગમાં આખા દેવત્વની માન્યતા વહેંચાઈ ગઈ.

૩. વૈદિકમંત્રોનાં ઉચ્ચારણ રહ્યાં ખરાં, વૈદિક યજ્ઞો ચાલુ રહ્યા છતાં તેમનું કેન્દ્રિત મહત્ત્વ ઘસાતું જતું હતું અને મહાભારત, રામાયણ તથા પુરાણોમાંથી પ્રાપ્ત થતું ભક્તિપ્રધાન ધર્મનું બળ વધારે વ્યાપક બની ગયું. વિષ્ણુ, શિવ અને શક્તિ એ ત્રણ દેવ સર્વશ્રેષ્ઠ મનાયા, જો કે સૂર્ય, ગણેશ, કુબેર, વરાહ વગેરેની વિશિષ્ટ માન્યતાઓ જાગી ખરી અને પંચાયતન દેવપૂજામાં ચાલુ પણ રહી.

૪. કર્મકાણ્ડને બદલે પ્રભુભક્તિ ઉપર ધર્મ વધારે આધાર રાખતો થયો. સ્ત્રી, શૂદ્ર તથા અહિંદુઓને વૈદિકમાર્ગમાં પાછલે ભાગે અધિકારરહિત બનાવવાનો પ્રયત્ન નિષ્ફળ બન્યો. ભક્તિ દ્વારા પાપીઓ અને અનધિકારીઓને પણ મુક્તિનો અધિકાર મળ્યો.

૫. મંદિરરચના વ્યાપક બની. મંદિરોમાં મૂર્તિપૂજાના વિધિ બહુ વિપુલ બન્યા અને મૂર્તિવિધાન તથા મંદિરસ્થાપત્ય કલાની દૃષ્ટિએ બહુ ઊંચી કક્ષાએ પહોંચ્યું. પ્રજાની સાથે રાજાઓ પણ શૈવ અને વૈષ્ણવમત પાળવા લાગ્યા. શશાંક અને હર્ષવર્ધન સરખા મહારાજાઓ, કાલિદાસ અને ભવભૂતિ સરખા મહાકવિઓ અને સુબન્ધુ તથા બાણભટ્ટ સરખા મહાવિદ્વાનો શૈવ, વૈષ્ણવ ઝોકવાળા વૈદિકમાર્ગે વળ્યા. શૈવોમાં પાશુપતમાર્ગનું વધારે ચલણ થયું અને કાપાલિકો તથા કાલમુખ સરખા અઘોરીઓ પણ તંત્રના વૈદિક વલણમાંથી ઉત્પન્ન થયા ખરા.

૬. શાંકર ફિલસૂફી જો કે શ્રેષ્ઠત્વ સાચવી રહી હતી છતાં બસવે સ્થાપેલા વીર શૈવ અગર લિંગાયત માર્ગનો પ્રભાવ દક્ષિણમાં વધ્યો હતો. શંકરની ફિલસૂફીમાં શિવભક્ત બસવે દાખલ કરી એમ કહીએ તો ચાલે. વીર શૈવમાર્ગમાં યજ્ઞોપવીતનો વિરોધ છે એટલું જ નહીં પરંતુ વિધવાવિવાહની પણ એમાં છૂટ છે એ સુધારક લક્ષણ ધ્યાનમાં લેવા સરખું છે. બંગાળના બૌદ્ધમાર્ગીય પાલ રાજાઓ પણ

શિવમંદિરોની સ્થાપના કરતા હતા. એટલે આખી ધર્મભાવનામાં ધર્મ-વિરોધ કરતાં ધર્મસમન્વય અને સહિષ્ણુતાનાં તત્ત્વો વધારે વિકસતાં જતાં હતાં એમ જરૂર કહી શકાય – અપવાદ બાદ કરીને.

૭. વૈષ્ણવમાર્ગ પણ ઘણી પ્રગતિ કરી રહ્યો. ઉત્તરમાં ગુપ્તો અને દક્ષિણમાં ચાલુક્યો તથા હોયસલ રાજાઓ વૈષ્ણવમાર્ગી હતા અને તેમણે વિષ્ણુમૂર્તિઓ અને વિષ્ણુમંદિરો બંધાવ્યાં, જે શિલ્પ-સ્થાપત્યના આજ પણ બહુ ઊંચા નમૂના ગણી શકાય એમ છે.

૮. શૈવ અને વૈષ્ણવ માર્ગ દૂર પૂર્વમાં ભારતની સીમા બહાર પણ ફેલાયો – બૌદ્ધમાર્ગની સાથે. જાવાનું પ્રંબાનન મંદિર, બાલીમાં આજ પણ પ્રચલિત રહેલો વૈદિક – હિંદુધર્મ અને આન્કોરવાટનાં મંદિરોનું સ્થાપત્ય આ કથનના સાક્ષી રૂપે મૂકી શકાય.

૯. ભગવાનના અવતારની ભાવના આ યુગમાં દાખલ થઈ, જેમાં રામ અને કૃષ્ણનું સ્થાન આજ સુધી અદ્વિતીય રહ્યું છે. મહાભારતના કદી ક્ષેપક ગણાતા છેલ્લા પ્રકરણ હરિવંશમાંથી કૃષ્ણ-પૂજાનું પ્રાબલ્ય વધતું ગયું. વ્યક્તિગત રીતે આખી આર્યસંસ્કૃતિ ઉપર ચિરંજીવી છાપ પાડી જનાર ત્રણ વ્યક્તિઓ તે બુદ્ધ, રામ અને કૃષ્ણ. કૃષ્ણે ફિલસૂફી, કળા, સાહિત્ય અને લોકહૃદય ઉપર જે કાબૂ મેળવ્યો તે લગભગ અજોડ કહી શકાય.

૧૦. દક્ષિણ હિન્દના અલવારો તેમ જ રામાનુજ અને મધ્વ સરખા આચાર્યોએ વૈષ્ણવમાર્ગને જનતાના હૃદયમાં બહુ જ દઢીભૂત કર્યો.

**મુસ્લિમોના આગમન-કાળ**

આપણી અવનવી વિચારક્રાન્તિ વિશિષ્ટ સ્વરૂપો ધારણ કરતી કરતી વેદકાલીન દેવકવિતામાંથી ઉપનિષદ્‌ના ગંભીર ચિંતનમાં પરિણામ પામી. બૌદ્ધ અને જૈનમાર્ગની મહાન ક્રાન્તિઓ અનુભવી તેમનાં અનેક તત્ત્વોનો સંગ્રહ કરતી મહાભારત,

રામાયણ અને પુરાણોમાં થઈ વિષ્ણુ, શિવ અને શકિતની ઉપાસનામાં પરિણામ પામી. આ પરિણામ સમગ્ર ભારતવ્યાપક હતું, એટલું જ નહીં પરંતુ તે દૂર પૂર્વ સુધી પહોંચ્યું. ઇસ્લામીઓના ભારતને હલાવી નાખતા ધસારા સમયે ભારતીય વિચારશ્રેણી શિવભક્ત વિષ્ણુભક્ત, અને શક્તિભકત બની ચૂકી હતી. એ જ વિચારશ્રેણિએ આર્યસંસ્કૃતિને ઇસ્લામી વિચારઝંઝાવાતમાં લુપ્ત થતી કેમ બચાવી એ વળી નવું રસમય પ્રકરણ બની રહે છે. મુસ્લિમોના ભારતીય રાજ્યઅમલમાં ભારતીય-સંસ્કૃતિએ કેવી અદ્ભુત ક્રાન્તિઓ સાધી સ્વરક્ષણ કર્યું એ ઇતિહાસ-પૂર્વ ઇતિહાસ સરખો જ રસિક અને વિચારપ્રેરક બને એમ છે.

( ૩ )

## મોગલાઈ પહેલાંના ઇસ્લામયુગમા

**અવલોકન**

આખા મુસ્લિમ પૂર્વયુગનો વિચાર કરીએ તો આપણને દેખાઈ આવશે કે અસંસ્કૃત ગણાતા બર્બરયુગની સંસ્કૃતિ અને સિંધુતટસંસ્કૃતિ એ બન્નેનાં તત્ત્વોનું યોગ્ય વિલીનીકરણ કરી વૈદિક-સંસ્કૃતિ ચિરકાળને માટે ભારતવર્ષમાં સ્થાપન થઈ. દ્રવિડસંસ્કૃતિને જુદી ગણવાનો પ્રયોગ પશ્ચિમના સંસ્કૃતવિદ્વાનો કર્યે જાય છે. એ દ્રવિડસંસ્કૃતિને સિંધુતટસંસ્કૃતિ કરતાં જુદી માનવી હોય તો પણ દ્રવિડસંસ્કૃતિ પણ વૈદિક આર્યસંસ્કૃતિમાં સંમિલિત થઈ ચૂકી હતી. કેટલાક વિચારકો જ્ઞાતિસંસ્થાને અને કૃષ્ણકથાને દ્રવિડસંસ્કૃતિના અંશ તરીકે માનવા લલચાય છે. આ ત્રણે સંસ્કૃતિને સંગ્રહી લેતો વૈદિકસંસ્કૃતિનો પુંજ વિચારક્રાંતિની દૃષ્ટિએ ઉપનિષદની ફિલસૂફીમાં પરિણામ પામ્યો, જે ઉપનિષદની ફિલસૂફી કદી કદી અજ્ઞેયવાદ અને નાસ્તિકવાદને સ્પર્શી આવતી હતી ખરી. વેદના આચારજડતા સામે નાસ્તિકો, જૈનો અને બૌદ્ધોના બળવા લાંબા

સમય સુધી ચાલ્યા કર્યા અને બૌદ્ધ તથા જૈનધર્મે તો ફિલસૂફી, કલા અને સાહિત્યમાં બહુ મહત્ત્વનો ફાળો આપ્યો. શંકરાચાર્યે આવી બૌદ્ધ અને જૈન વિચારશ્રેણિઓને પોતાની ફિલસૂફીમાં સમાવી દઈ, ઉપનિષદની ફિલસૂફી સાથે પોતાના સિદ્ધાંતોનો એવો સમન્વય કર્યો કે જેથી બૌદ્ધમાર્ગ નિરર્થક બની ગયો અને જૈનમાર્ગ સંકુચિત થતો લાગ્યો. આમ છતાં એક સત્ય કદી ન ભૂલવું જોઈએ કે વૈદિક, બૌદ્ધ અને જૈનમાર્ગ ત્રણે આર્યસંસ્કૃતિનાં જ વિચારસંચલન હતાં અને એ સંચલનોએ ગ્રીક, શક, કુશાણ અને હૂણ જેવી મધ્યકાળમાં ભારતવર્ષ ઉપર આક્રમણ કરવા આવેલી સંખ્યાબંધ પ્રજાઓને આર્યસંસ્કૃતિમાં સંમિલિત જોતજોતામાં કરી દીધી. દશમી સદી સુધીનું આ ભારતીય વિચારસંચલનનું પ્રાબલ્ય. આક્રમણ કરનારી પ્રજાઓને પરદેશી ગણવી કે કેમ એની શંકા રહે છે. ભારતીય સીમાવિસ્તાર આપણે આ જ માનીએ એના કરતાં વધારે વિસ્તૃત હતો. દસમી સદીના અંતમાં અફઘાનિસ્તાન બ્રાહ્મણશાહી હિંદુરાજવીઓને તાબે હતો.

**મુસ્લિમઘર્ષણ**

પરંતુ અગિયારમી સદીથી ઇસ્લામી પ્રજાઓના હુમલા ભારતવર્ષ ઉપર શરૂ થઈ ગયા અને બારમી સદીના અંતમાં તો સિંધ, પંજાબ અને બંગાળ સુધી મુસ્લિમધર્મ પાળનારી શક્તિશાળી પ્રજાએ હિંદુસ્તાનમાં રાજસત્તાનાં જબરજસ્ત મૂળ નાખ્યાં. ઇસ્લામી સત્તા વિજેતાસત્તા તરીકે હિંદુસ્તાનમાં આવી હતી. શરૂઆતમાં આર્યસંસ્કૃતિ પ્રત્યે અને આર્યધર્મ પ્રત્યે તે ખાસ ભાવ ધરાવતી હોય એવું દેખાતું નથી; એટલું જ નહિ, રાજસત્તાની સાથે સાથે મૂર્તિપૂજક ભારતવાસીઓના ધર્મધ્વંસનું ઝનૂન પણ તેમના વિજયોમાં દેખાતું હતું. આર્યસંસ્કૃતિનું ઇસ્લામીકરણ કરવા માટે પ્રલોભનો પણ અપાતાં હતાં અને જુલ્મો પણ થતા હતા એ હવે પછીની વિચાર-સપાટી સમજવા માટે નોંધવું જરૂરી છે. શરૂઆતના મુસ્લિમ-

સત્તાધીશોનું ચાલ્યું હોત તો તેઓ આખા ભારતવર્ષને ઇસ્લામમાં ફેરવી નાખી શક્યા હોત. પરંતુ એ શક્ય ન હતું. આજ ઇસ્લામીઓની ઘણી મોટી સંખ્યા ભારતવર્ષમાં છે, છતાં પ્રચલિત વ્યાપક સંસ્કૃતિ પ્રાચીન આર્ય–ભારતીયસંસ્કૃતિના ઘણા ઘણા રંગ ઊપસાવી રહી છે એનાં કેટલાંક કારણો આપણે વિચારી લઈએ.

એ કારણોની વિચારણામાં ભારત બહારની અને ભારતમાં આક્રમણ કરી ચૂકેલી મુસ્લિમસંસ્કૃતિને ઓળખવી પડશે. ભારતને ઇસ્લામનો રાજકીયસંપર્ક ત્રણ તબક્કે થયો; એક આઠમી સદીની શરૂઆતમાં ઇસ્લામના સિંધવિજય દ્વારા; બીજો ત્રણસો વર્ષ પછી મહમદ ગઝનીના હુમલાઓ દ્વારા અગિયારમી સદીના શરૂઆતમાં–જેમાં અફઘાનિસ્તાન હિંદુ રાજવીઓના હાથમાંથી ગયું અને પંજાબના પશ્ચિમ વિભાગમાં મુસ્લિમ અસર પ્રબળ બની; ત્રીજો પોણાબસો વર્ષના ગાળા પછી બારમી સદીના અંતમાં મહમદ-શીયાબુદ્દીન ઘોરીના હુમલાઓ અને ગુલામવંશની કાયમી ભારતીય સત્તાસ્થાપનામાં થયેલો સંપર્ક. એ ત્રીજા કાલ પછી ઇસ્લામનો સંપર્ક નિત્યનો બની ગયો. અહીંથી–તેરમી સદીની શરૂઆતથી–વિજયી ઇસ્લામ અને પરાજીત ભારતનો સંયુક્ત ઇતિહાસ શરૂ થયો ગણાય.

**ઇસ્લામના વિજયો**

મુસ્લિમ વિજયો એ માનવઇતિહાસનું પરમ આશ્ચર્ય ગણાય. પયગંબર મહમદે ઇસ્લામની સ્થાપના કરી એનાં સો વર્ષમાં તો ઇસ્લામે આખો પશ્ચિમ એશિયા–ઇરાનસહ–, આખો ઉત્તર આફ્રિકા અને યુરોપનું સ્પેન જિતી લીધાં. એ ઇસ્લામમાં માત્ર ધર્મઝનૂન હતું એમ કહેવું એ સંસ્કૃતિને અન્યાય કરવા સરખું છે. ધર્મઝનૂન અલબત હતું પરંતુ એ ઝનૂને તેની માણસાઈ હણી નાખી ન હતી અને ઉદાર ગ્રહણ-શક્તિ પણ કુંઠિત કરી નાખી ન હતી. ઇસ્લામનો રાજકીય ધસારો ઇસ્લામને અનેક વિશિષ્ટ સંસ્કૃતિઓના સંપર્કમાં લાવી મૂકતો હતો.

બર્બર અવસ્થા ભોગવતી પ્રજાઓ બાદ કરતાં ઇસ્લામને યહૂદી, ખ્રિસ્તી, ઇરાની–જરથોસ્ત્રી, ચીની–બૌદ્ધ અને ભારતીય આર્યસંસ્કૃતિ સાથે સંઘર્ષણના અને એમાંથી ઉત્પન્ન થતા સમન્વયના સતત પ્રસંગો આવ્યે ગયા. રાજકીય વિજયે આ સંસ્કૃતિઓના મોટા ભાગનું ઇસ્લામીકરણ કર્યું હોય તો પણ તેમના મૂળમાં જ કાંઈ એવું સામર્થ્ય રહેલું હતું કે ઇસ્લામના રાજકીય વિજયો એ સંસ્કૃતિઓના દીપકને સદંતર બુઝાવી ન શક્યા. આજ પણ એ જ ધર્મો-ધર્મસંસ્કૃતિઓ જીવંત છે–વીસમી સદીમાં પણ. આમ ઇસ્લામને અત્યંત વિકસિત સંસ્કૃતિઓનો સામનો કરવાનો હતો. એ સામનો સંપૂર્ણ સફળ ન થયો–રાજકીય દૃષ્ટિએ તેમ જ સાંસ્કારિક દૃષ્ટિએ. પરિણામ એ આવ્યું કે જૂની સંસ્કૃતિઓ સાથે ઇસ્લામ એક નૂતન સંસ્કૃતિ તરીકે માનવજાત પાસે આવી ઊભો રહ્યો.

**ઇસ્લામની અટક**

એના રાજકીય વિજયો પણ અટકી ગયા. ઈ. સ. ૭૩૨માં ફ્રાન્સના રાજવી શાર્લમેને સ્પેનથી આવતા ઇસ્લામ-સૈન્યનો ધસારો પાછો વાળ્યો અને એ રીતે આખા યુરોપને ખ્રિસ્તીધર્મમાંથી ઇસ્લામી બનતું અટકાવી દીધું. ખ્રિસ્તીધર્મ સામેની ઇસ્લામી અટક સ્પેનની સરહદે આવી ચૂકી. યહૂદીઓ તો એક બલિષ્ઠ સંસ્કૃતિશીલ પ્રજા તરીકે યુરોપ એશિયામાં વેરાઈ જઈને પણ જીવતી રહી. જરથુસ્ત્રી સંસ્કૃતિનો ચિરાગ ભારતમાં આવી સચવાયો–જે હજી સુધી જલતો જ છે. શાર્લમેન જ્યારે મુસલમાનોને યુરોપમાં ખાળી રહ્યો હતો ત્યારે સિંધ આગળના ઇસ્લામી યુદ્ધકીય ધસારાને ભારતમાં કાશ્મીરી કર્કોટકો, મધ્ય અને ઉત્તર હિંદના ગુર્જર પ્રતિહારો અને દક્ષિણના ચાલુક્યો નિષ્ફળ બનાવી રહ્યા હતા. લગભગ પાંચસો વર્ષ સુધી ભારતને એક ખૂણે આવી ચૂકેલા મુસ્લિમોને ભારતીય રાજકીય બળોએ ખાળી રાખ્યા હતા એ ભારતના પરાજયનો વિચાર કરતી વખતે ભૂલવું ન જોઈએ. એ પાંચસોએ વર્ષમાં બૌદ્ધોનાં ધસાતાં જતાં થાણાં ભારતમાં હતાં ખરાં; જૈનમાર્ગ પણ પોતાની

મર્યાદિત સીમામાં જીવંત હતો; અને વૈદિક-કર્મ, જ્ઞાન અને ભક્તિના સમન્વયવાળી સાંસ્કૃતિક-હવા ભારતભરમાં ત્યારે વ્યાપક હતી. ઇસ્લામને મન એ ત્રણે માર્ગો મૂર્તિપૂજક વિરોધી માર્ગો હતા, જેના ફોડ પાડવાની ઇસ્લામને જરૂર ન હતી.

**સંસ્કાર-સંપર્ક**

આ વર્ષોમાં ઇસ્લામે-ઇસ્લામી ધર્મે અને ઇસ્લામી સત્તાએ પણ અનેક વારાફેરા અનુભવ્યા. મીસરી ખલીફા અને બગદાદી ખલીફા વચ્ચે ઇસ્લામી ધાર્મિક રાજકારણ વહેંચાઈ ગયું હતું. વિશાળ વિજયો એક ચક્રે રાખવામાં મુસ્લિમોને પણ મુશ્કેલીઓ નડવા લાગી. ખલીફાઓના નામના છત્ર નીચે અનેક શક્તિશાળી સૂબાઓ, સેનાપતિઓ અને અમીરોનાં સ્વતંત્ર રાજ્યો સ્થપાયે જતાં હતાં અને જેની તેની સગવડ અનુસાર ખલીફાઓથી સદંતર છૂટાં પડી જતાં હતાં. મહમદ ગઝની, મહમદ ઘોરી વગેરે આવાં ઢબના મુસ્લિમ રાજવીઓ-જે જરૂર પડે તો ખલીફાઓની પવિત્ર સંમતિ પોતાનાં કાર્યો માટે મેળવી પણ લેતા હતા. છતાં કેટલીક સદીઓ સુધી ખલીફાઓની ધાર્મિક અને સાંસ્કૃતિક શ્રેષ્ઠતા માન્ય રહી હતી અને તેમના રાજદરબારોમાં ઇસ્લામધર્મ ઉપરાંત અન્ય સંસ્કૃતિઓના સંબંધો પણ બંધાવા લાગ્યા હતા. કટ્ટરમાં કટ્ટર ઝનૂન પણ સમય જતાં ઓસરવા લાગે છે અને પરધર્મીઓની સારી બાજુ નજરે પડતાં અને તેમનો નાનોમોટો ખપ પડતાં એ ઝનૂન લુપ્ત થઈ મૈત્રીમાં પણ પ્રવેશવા માંડે છે. ઇસ્લામના ઇતિહાસમાં પણ આમ જ બન્યું છે. હિંદ, ચીન તથા ગ્રીસની સંસ્કૃતિમાં પણ ઘણું જોવા જેવું, જાણવા જેવું, શીખવા જેવું અને અનુકરણ કરવા જેવું તત્ત્વ રહેલું છે એમ ઇસ્લામી સત્તાધીશો અને ઇસ્લામી વિદ્વાનોને લાગવા માંડ્યું, અને એમ લાગતાં વિવિધ સંસ્કૃતિઓનો સ્પર્શ મુસ્લિમોને પણ ગમવા લાગ્યો. ગ્રીક ભાષાનો અરબ ઇસ્લામીઓનો અભ્યાસ બહુ ફળદાયી નીવડ્યો. એ જ પ્રમાણે ભારતીય જ્યોતિષ, ગણિત, વૈદક, ફિલસૂફી અને સાહિત્ય

સંગીત જેવા વિષયોમાં ઇસ્લામી સંસ્કારઅગ્રણીઓએ ભારે રસ કેળવ્યો. ઘણા ભારતીય વિદ્વાનો બગદાદના દરબારમાં જતા આવતા હતા. એ જ પ્રમાણે કેટલાય ઇસ્લામી વિદ્વાનો ભારત આવી ભારતીય વિદ્યાઓનો અભ્યાસ કરી જતા હતા. ઇરાને મધ્ય એશિયાની સંસ્કૃતિને ફારસી ભાષા આપી અને મુસ્લિમ ઝનૂનમાં અણદીઠી ઉદારતા વિકસાવી. ભારતીય વેદાન્ત–ફિલસૂફીના સંસર્ગે આખો ઇસ્લામી સુફીવાદ વિકસી ઊઠ્યો. મોટા ભાગના ઇસ્લામી વિચારકો, સાહિત્યકારો અને સંતો સુફી-વાદી બનતા ચાલ્યા. પંચતંત્ર જેવા ગ્રંથોના તરજુમાઓ થયા અને જાતકકથાઓ ફરતી ફરતી મુસ્લિમસીમાઓમાં પહોંચી ગઈ. આમ ઇસ્લામે આર્યસંસ્કૃતિનો સહાનુભૂતિભર્યો સંપર્ક સેવવા માંડ્યો.

**ઇસ્લામમાં ઉદારતા**

ઇસ્લામધર્મમાં પણ કેટલા ય વાડાઓ પડ્યા. ગ્રીક અને હિંદુ વિચાર શૈલીઓએ ઇસ્લામી ફિલસૂફીને પણ અણધાર્યા ઘાટ આપવા માંડ્યા અને ઇસ્લામમાં પણ વિધવિધ વાદ ઊભા થયા. વળી ઇસ્લામે પણ વિચારકો, તપસ્વીઓ, યોગીઓ અને ભક્તોનો એક સતત ફાલ આપ્યા જ કર્યો છે કે જેને પરધર્મના સિદ્ધાન્તો સમજવામાં અને ઇસ્લામને અનુકૂળ કરી અપનાવી લેવામાં કદી વાંધો આવ્યો જ નથી. આગાખાનીપંથ એનું વર્તમાન ઉદાહરણ કહી શકાય–જેમાં હિંદુઓના નવ અવતાર ગ્રાહ્ય કરી દસમા અવતાર તરીકે ઇસ્લામી આગાખાનને ગણવામાં આવે છે. સતપીર–પીરણાપંથ પણ સ્પષ્ટપણે હિંદુઇસ્લામનું મિશ્રણ કહી શકાય. આમ ભારત બહારનો અને ભારતમાંનો ઇસ્લામ પણ પ્રાથમિક ધર્માવેશ છોડી ઉદારતા ધારણ કરતો હતો.

ત્રીજે ધસારે ભારતમાં કાયમી પ્રવેશ પામી ચૂકેલા ઇસ્લામનો અને ભારતીયસંસ્કૃતિનો સંઘર્ષ પણ કાયમી બન્યો. સર જહોન

માર્શલના શબ્દોમાં કહીએ તો ઇસ્લામ અને આર્યસંસ્કૃતિઓ સરખી બે વિશાળ, વિકસિત અને વિભિન્ન સંસ્કૃતિઓનાં મિલન જેવો પ્રસંગ માનવજાતના ઇતિહાસમાં એક અનોખું દૃશ્ય કહી શકાય. બન્ને વચ્ચેના

**ત્રીજો ઘસારો**

સાંસ્કૃતિક વિરોધો, રહેણીકરણીના ભેદ અને ધાર્મિક વિભિન્નતા પરસ્પરના સંપર્કને અત્યંત શિક્ષણીય બનાવી રહે છે. પરદેશીઓને જોતજોતામાં સંપૂર્ણતઃ અપનાવી આર્યવ્યવસ્થામાં ભેળવી દેવાની પ્રાચીન સંસ્કાર-તાકાત તુર્ક-અફઘાન ઇસ્લામીઓ સામે તત્કાળ સફળ બની નહિ. ધાર્મિક મતભેદ બન્નેને એક બનવા દે એમ ન હતું. વિજયી ઇસ્લામને ધર્મપરિવર્તનનો પ્રબળ આગ્રહ હતો – જો કે એટલો એ જ ઉદ્દેશ ઇસ્લામનો હતો એમ ન કહેવાય. ધર્મઆગ્રહ સાથેના સંઘર્ષમાંથી ઉત્પન્ન થતા રાજકીય સંબંધોમાં કડવાશ રહે એ પણ સંભવિત ગણાય. છતાં દસકાઓ અને સદીઓના સંબંધ સપાટી ઉપરના અનેક ભેદને ભૂલાવી દે છે. ધર્માન્તર કરીને મુસ્લિમ બનેલા હિંદુઓ નવું ઝનૂન ઓસરતાં પોતાની જૂની સંસ્કૃતિ પ્રત્યેનું ઝેર હળવું કરવા મથે છે. હિંદુઓમાં તેમ જ મુસ્લિમોમાં ઉદાર વિચારભાવનાઓ અને સંચલનો જાગ્રત થવા લાગ્યાં. એકબીજાના ખપમાંથી પરસ્પર સદ્‌ભાવ પણ ઉત્પન્ન થયો. જેમ હિંદુવિચારો ઇસ્લામીઓમાં ઓળખાતા જતા હતા તેમ મુસ્લિમ વિચારો હિંદુઓમાં પણ પરિચિત બનતા જતા હતા. ઇસ્લામના અર્ક સરખા સુફીવાદનો અને વેદાન્તનો સંબંધ અજાણ્યો ન હતો. ઇસ્લામી સાધુસંતો પ્રત્યે હિંદુઓમાં સદ્‌ભાવ શ્રદ્ધા આવવા લાગ્યાં. તે જ પ્રમાણે હિંદુ સાધુસંતો પ્રત્યે ઇસ્લામમાર્ગીઓને પણ સદ્‌ભાવ શ્રદ્ધા ઉત્પન્ન થવા લાગ્યાં. ધર્મ છોડ્યા વગર અન્ય ધર્મ પ્રત્યે માનની લાગણી ઉદ્‌ભવી શકે છે એ સત્ય ધીમે ધીમે બન્ને કોમોને સમજાવા લાગ્યું અને એ સમજમાંથી અરસપરસ નિકટ આવવાનાં અને એક બનવાનાં માણસાઈભર્યાં સંચલનો પણ શરૂ થઈ ગયાં.

**અફઘાન-તુર્કયુગની સમાલોચના**

મોગલોના રાજ્યની સ્થાપના પહેલાં – એટલે તેરથી પંદરમી સદી સુધીનાં ત્રણસો વર્ષના તુર્ક–અફઘાન મુસ્લિમ-યુગમાં હિંદુ-મુસ્લિમ સમન્વયની પ્રવૃત્તિઓ શરૂ થઈ ચૂકી હતી એ આપણે ભૂલવું ન જોઈએ. મહમદ કાસમના પ્રથમ ધસારાથી એ શરૂઆત થઈ ચૂકી હતી. મહમદ ગઝનીની સવારીઓમાં વ્યક્ત થતા બીજા ઇસ્લામી ધસારાએ આર્યસંસ્કૃતિ ઉપર ઘાવ જરૂર કર્યો. પરંતુ ભારતમાં કાયમી વસવાટ એનું પરિણામ હતું નહીં. સાથે સાથે આપણે સમજી લઈએ કે ગઝનીની આસપાસ હિંદુસત્તા અને હિંદુ-પ્રજા વસતી હતી. મહમદ ગઝનીના પોતાના સૈન્યમાં હિંદુઓ અને હિંદુ સેનાપતિઓ પણ હતા એ ઉપરથી હિંદુ-મુસ્લિમ સમન્વયની ક્રિયા વધારે સારી રીતે સમજાશે. ત્રીજા શાહબુદ્દિનના ઇસ્લામી-ધસારાએ ભારતને કાયમી ઇસ્લામી સત્તા અને કાયમી ઇસ્લામી વસતી પણ આપી. દિલ્હીની ઇસ્લામી રાજસત્તાના ધસારા અલાઉદ્દિન કે મહમદ તુઘલખના સમયમાં હિંદવ્યાપક બની શક્યા હતા એ સાચું. એ પણ સાચું કે એ ધસારા પાછા ઓસરી જતા. એક જ ઇસ્લામી રાજસત્તા સતત આખા હિંદ ઉપર વ્યાપક કદી બની રહી ન હતી. ઇસ્લામી સત્તા સાથે સાથે અનેક હિંદુ રાજસત્તાઓ સ્વાતંત્ર્ય ભોગવતી – અગર ભોગવવા માટે સતત લડતી ચારે પાસ ફેલાયલી હતી. દિલ્હીથી સ્વતંત્ર બનવા ચાહતી અન્ય ઇસ્લામી સત્તાઓ પણ પોતાના રાજકીય સ્વાર્થ ખાતર હિંદુ પ્રજા અને હિંદુ સત્તા સાથે મેળ કરી લેવા પ્રયત્નશીલ થતી હતી. રાજવહીવટ તેમ જ સૈન્યવહીવટ અંગે પણ વિજયી ઇસ્લામીઓને હિંદુ વહિવટદારો, હિંદુ સૈનિકો અને હિંદુ સેનાપતિઓની જરૂર પડતી આમ રાજકીય ક્ષેત્રે પણ સમન્વય શરૂ થઈ ચૂક્યો. ઇસ્લામી ઓલિયા અને ઇસ્લામી ધર્મગુરુઓએ જેમ હિંદુત્વને સન્માન્યું તેમ મુસ્લિમ રાજ્યકર્તાઓએ વહીવટની દૃષ્ટિએ પણ હિંદુત્વને સન્માની

તેનો સતત પીછો પકડવાનું છોડી દીધું. ઇસ્લામના ભારતીય ફેલાવામાં માત્ર તલવાર હતી એમ માની શકાતું નથી. વળી ઇસ્લામી રાજ્યની સ્થાપનામાં હિંદુઓનું ઇસ્લામીકરણ જ ઉપયોગી નીવડશે એ માન્યતા ઝડપથી વિસરાઈ ગઈ – વિસરાઈ નહીં તો ઘણી હળવી બની ગઈ, અને ગમતે અણગમતે પણ ઇસ્લામી રાજસત્તા ટકાવવાના એ માર્ગ તરીકે હિંદુઓ પ્રત્યેનો ધાર્મિક વિરોધ કુમળો બનતો ચાલ્યો, જો કે ઇસ્લામી ઝનૂનભડકા ફાટી નીકળતા ખરા.

આ ત્રણસો વર્ષની વિચારક્રાન્તિનો અભ્યાસ કરીશું તો આપણને જણાશે કે મુગલોના આવતાં પહેલાં જ ઇસ્લામ ઉદાર અને કુમળો બન્યો હતો અને હિંદુ તથા મુસલમાનોને ભેગા રહી જીવન ગુજાર્યા વગર ચાલે એમ નથી એવી રાજકીય અને પ્રજાકીય માન્યતા ભારતભરમાં વ્યાપક બની ગઈ હતી. ઇસ્લામી રાજદરબારોમાં હિંદુ–સંસ્કૃત ગ્રંથોના અભ્યાસ થતા અને તેમનાં ફારસી–અરબી ભાષાંતરો કે નોંધો પણ થતાં. કાશ્મીરના ઝૈન-ઉલ-આબાદીન તથા બંગાળના હુસેનશાહનું નામ અહીં યાદ આવે એમ છે. મુસ્લિમ સાધુઓ અને દરબારીઓને યોગ તથા વેદાન્ત સરખાં દર્શનોમાં, આયુર્વેદમાં તેમ જ જ્યોતિષમાં રસ પડવા લાગ્યો. પરંતુ હિંદુ-મુસ્લિમ સમન્વયની, વિજેતા ઇસ્લામમાં પ્રવેશેલી કુમળાશની અને ધર્મઝનૂનને બદલે વિકસતી શિષ્ટતાની મોટામાં મોટી સિદ્ધિ તો ઉર્દૂ ભાષાના વ્યાપક સ્વીકારમાં આપણને દેખાઈ આવશે. અરબી, તુર્કી અને મુખ્યત્વે ફારસી શબ્દો અને વાક્યવળોટો તથા કેટલાક ઇસ્લામી વિચારસંકેતો દ્વારા ઇસ્લામને પકડી રાખી વ્યાકરણની દૃષ્ટિએ – આખા ભાષાદેહની દૃષ્ટિએ – હિંદીને અપનાવી તેને ઉર્દૂ નામ અને ફારસી લિપિ આપી આ પ્રાથમિક ઇસ્લામયુગે સમન્વયનો જે પ્રયોગ કરી બતાવ્યો છે એ ભારતીય-સંસ્કૃતિનો ભારે વિજય ગણી શકાય. પાકિસ્તાનની રાજભાષા તરીકે

**સંપર્કના પ્રકારો**

આજ સ્વીકાર પામેલી ઉર્દૂભાષા ધર્મઐક્ય પ્રાપ્ત ન કરી શકેલી ઇસ્લામ અને આર્ય સંસ્કૃતિનો મઝીઆરો ઐક્યપ્રયત્ન ગણી શકાય. લશ્કરી છાવણીઓમાં વપરાતી—હિંદુ-મુસ્લિમ સૈનિકોની નિકટતા સાધતી એ વ્યવહારુ—બજારુ બોલી ઝડપથી ભારતવર્ષની એક મુખ્ય સંસ્કારભાષા બની ચૂકી છે.

**હિંદની ફારસી વિદ્વત્તા**

આમ છતાં ફારસી વિદ્વત્તાને ઇસ્લામી રાજ્યો તરફથી ભારે ઉત્તેજન મળતું હતું એથી ભારત અને ભારત બહારની દુનિયાનો સંપર્ક સચવાતો. એ યુગનો વિખ્યાત વિદ્વાન, કવિ અને સંગીતકાર અમીર ખુશરૂ. ગુલામવંશના બલબનના સમયથી ખીલજીવંશ ઓળંગી ગીયાસુદ્દિન તઘલખ સુધીના રાજકીય વારાફેરા જોઈ ચૂકેલો આ વિદ્વાન કહે છે કે એ યુગમાં દિલ્હી શહેર એ બુખારાનું બુદ્ધિજન્ય હરીફ હતું, અને ખરેખર આ યુગમાં જ ઇસ્લામી દુનિયાના મહાવિદ્વાનો દિલ્હી અને એવાં બીજાં શહેરોમાં એટલી મોટી સંખ્યામાં આવી વસતા હતા કે દિલ્હી વિદ્વત્તાની કીર્તિમાં બગદાદ, કેરો અને કોન્સ્ટાન્ટીનોપલની બરોબરી કરતું હતું. ઐતિહાસિક ફારસી લખાણો એટલા સારા પ્રમાણમાં લખાવાં લાગ્યાં કે હિંદુ યુગના ઐતિહાસિક લખાણની ખોટ આ યુગમાં જણાતી નથી.

**હિંદુ-મુસ્લિમ સંબંધ**

પરંતુ આ સંપર્કની અસર હિંદુસંસ્કૃતિ ઉપર પણ ઓછી થઈ કહેવાય નહિ. હિંદુસંસ્કૃતિના રાજકીય વિભાગે ઇસ્લામ આક્રમણ સામે જીવન-મરણના સંગ્રામ ખેલ્યા હતા. સ્થળે સ્થળે રાજકીય પરાજય અનુભવવા છતાં હિંદુ-આર્ય-સંસ્કૃતિ સજીવન રહી; અને તે એટલી સજીવન કે જ્યારે ત્યારે તે ઇસ્લામ રાજકારણનો યશસ્વી સામનો કરતી રહેતી હતી

અને પરાજય પામ્યા છતાં અલોપ થઈ શકતી ન હતી. દક્ષિણમાં વિજયનગર અને ઉત્તરમાં મેવાડ એ રાજકીય જીવંતપણાનાં ઐતિહાસિક ઉદાહરણ ગણાય. ગામડે ગામડે ઇસ્લામવહીવટ ચલાવનાર મુખી-તોલાટ ઘણુંખરું હિંદુ જ હોય. ચન્દેરીનો મેદિનીરાય માળવા સલતનતમાં ઉચ્ચ સ્થાન ભોગવતો હતો. બંગાળના હુસેનશાહે ઘણા હિંદુઓને ઉચ્ચ કોટિના અમલદાર બનાવ્યા હતા, જેમાં પુરંદરખાન, રૂપ અને સનાતનનાં નામ ઘણાં જાણીતાં હતાં. ગોલકોન્ડાના સુલતાનો મોટી મોટી જગાએ હિંદુ અમલદારોને નીમતા; બીજાપુરમાં તો વળી મરાઠી ભાષામાં જ દફતરો રાખવામાં આવતાં. રજપૂતો અને મુસ્લિમોની દોસ્તી તથા દિલાવરીના પ્રસંગો ઇતિહાસમાં જોઈએ એટલા મળી આવે એમ છે. માળવાના સુલતાનને હરાવી કેદમાં પૂરી એને છોડી માળવાનું રાજ્ય પાછું સોંપનાર રાણા સંગનો ઇતિહાસ મશહૂર છે. હિંદુ રાજવીઓનાં સૈન્યોમાં ઇસ્લામી ટુકડીઓ અને ઇસ્લામી સેનાપતિઓ પણ યોજાતા. હુમાયુનને હરાવી દિલ્હીની ગાદી ઉપર બેસનાર શેરશાહ મારવાડના હિંદુ રાજવીનો એક સેનાપતિ હતો એ નોંધવા સરખી હકીકત છે. મોગલો સામે સૂરવંશી સલતનત તરફે ભયંકર યુદ્ધમોરચો જમાવનાર હેમુ એક હિંદુ જ હતો. આમ વહીવટી સંપર્કે પણ હિંદુ-મુસલમાન વચ્ચેનો મૈત્રીભાવ વધાર્યો.

**હિંદુત્વમાં સંકુચિત ભાવના**

આ સંસ્કૃતિસંઘર્ષની હિંદુત્વ ઉપર થયેલી અસરનાં બીજાં બે પરિણામો ખાસ નોંધ માંગે છે. મુસ્લિમોની ધર્મપરિવર્તન પ્રવૃત્તિ કાંઈ તદ્દન નાબૂદ થઈ ન હતી–હળવી કુમળી થઈ હતી તો ય. એને લીધે આર્યસંસ્કૃતિએ સ્વરક્ષણ અર્થે પોતાના સંરક્ષક Orthodox-Conservative–સ્વરૂપને બહુ જ મજબૂત બનાવવા માંડ્યું. ન્યાતજાતના વાડા સંકુચિત અને તીવ્ર મર્યાદાવાળા બનતા ગયા અને આચારઆગ્રહ અતિશય ઉગ્ર બની ગયો. જ્ઞાતિબંધન સંસ્કૃતિ-

સંરક્ષણ અર્થે એવાં મજબૂત બનાવવામાં આવ્યાં કે જાણે જ્ઞાતિ એ જ આર્યસંસ્કૃતિનો કિલ્લો બની રહી. જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચેના સંબંધો પણ આચાર અંગે કડક બનતા ગયા. ધર્મપરિવર્તન કરનારને ફરી આર્યસંસ્કૃતિમાં પ્રવેશ મળે જ નહિ એવી સ્થિતિ ઉત્પન્ન થઈ, એટલું જ નહિ, પરંતુ એક જ્ઞાતિથી બહિષ્કાર થનારને કોઈ પણ જ્ઞાતિમાં સ્થાન મળે નહિ એવી કઠણ સમાજમર્યાદા સર્જાતી ચાલી. યુદ્ધપરિસ્થિતિના અંકુશો અને બહિષ્કારો જ્ઞાતિસંસ્થાએ રચી આર્યસંસ્કૃતિને સાચવવા મથન કર્યું. **કાલનિર્ણય**, **મદનપારિજાત** વગેરે સ્મૃતિ ઉપરની ટીકાઓએ આચારનાં બંધનો અતિ સખ્ત કર્યાં. આજ આપણને ન ગમે એવાં જ્ઞાતિસંસ્થાઓનાં ઘણાં લક્ષણો આ ઇસ્લામયુગમાં સ્વરક્ષણની યોજના તરીકે આર્યસંસ્કૃતિએ સ્વીકારી લીધાં હતાં અને તે સંસ્કૃતિને સાચવી રાખવામાં નિષ્ફળ ગયાં છે એમ પણ આપણે ભાગ્યે કહી શકીએ. આ જ્ઞાતિસંસ્થા અને આચારઆગ્રહે ઇસ્લામી જનતામાં અને ખ્રિસ્તી જનતામાં પલટાયા પછી પણ પોતાનું સ્વરૂપ કાયમ રાખ્યું છે એ દૃશ્ય એના સંરક્ષક સ્વરૂપનો ખ્યાલ આપી શકશે.

**હિંદુત્વમાં ઔદાર્ય**

સ્વરક્ષણનું બીજું સ્વરૂપ એટલું જ લાક્ષણિક છે. આર્યસંસ્કૃતિએ સ્વરક્ષણ અર્થે જે ઉદારતાભર્યો સમયાનુકૂલ પલટો લીધો એમાં ભારતીયસંસ્કૃતિનું ચાપલ્ય, જીવંતપણું અને સમન્વયશક્તિનો આપણને પરચો મળે છે. કર્મકાણ્ડી સંરક્ષકપણા સામે ઉદાર ઊર્મિલ ભક્તિમાર્ગ વેદકાલથી ઊભેલો જોવામાં આવે છે. ભાગવત અને શૈવ સંપ્રદાયોની ભક્તિલઢણ આ યુગમાં એકાએક ખીલી નીકળી અને લગભગ ઝનૂન કહી શકીએ એવી ઊર્મિલતા અને એકનિષ્ઠા હિંદુજનતામાં પ્રજ્જવલી ઊઠી. એ ઊર્મિલતાએ ઊંચનીચના ભેદને દૂર કરવા મથન કર્યું, જ્ઞાતિબંધનથી પર જવાય એવી મોકળાશ આપી અને ધર્મવિરોધને પણ નકારી શકાય એવી ભક્તિસમન્વયની યોજના ઊભી કરી, જેથી ધાર્મિક

વેરઝેર ઘટતાં ગયાં અને છતાં વૈદિક સંસ્કૃતિ સચવાઈ રહી. સચવાઈ રહી, એટલું જ નહીં, ઇસ્લામ સાથે ભેટવામાં, ઇસ્લામની કેટલીક મૂળભૂત ઉદારતા સ્વીકારી લેવામાં તેને હરકત આવી નહીં. હિંદુ સંસ્કતિના સાર સરખો ભક્તિમાર્ગ નૂતનરૂપે આ ઇસ્લામ યુગમાં જ પ્રગટ થયો અને પ્રફુલ્લ થયો એ ભારતીયસંસ્કૃતિના અભ્યાસીએ સ્પષ્ટ નોંધવા સરખો પ્રસંગ કહી શકાય. ભક્તિમાર્ગની આ ભવ્ય પરંપરાએ બે અતિ મહત્ત્વનાં કાર્ય સાધ્યાં: (૧) હિંદુ–આર્યસંસ્કૃતિનું રક્ષણ કર્યું – જે કરવાને એક પાસ સંરક્ષક સંચલન પણ મથી રહ્યું હતું; (૨) સંરક્ષક સંચલનની ખામીઓથી પર બની ઇસ્લામ સામે મૈત્રીનો હાથ લંબાવ્યો – જાતિભેદ અને ધર્મભેદથી પર રહેલી ભક્તિના પાયા ઉપર મહાન સંચલનો વહેતાં મૂકી ભારતીયસંસ્કૃતિને પ્રવાહી બનાવી.

અહીં એક ઐતિહાસિક સાંકળ આપણે પકડી શકીએ છીએ.

**ઐતિહાસિક સાંકળ**

આઠમી સદીની શરૂઆતમાં પહેલું ઇસ્લામી સફળ આક્રમણ. શંકરાચાર્યનો ઉદ્દ્ભવ પણ એ જ આઠમી સદીમાં. ભારતીયસંસ્કૃતિના રક્ષણ અર્થે ચારે દિશાઓમાં પીઠ સ્થાપી ભારતીય સીમાઓ ઉપર બૌદ્ધિક દીવાદાંડીઓ ઊભી કરી – અને તેમનાં ઊંચાણથી ચારે પાસ નજર નાખવા સંન્યાસીઓની પરંપરા વિકસાવી.

**બીજે ધસારે રામાનુજ**

શંકરના કેવલાદ્વૈતમાંથી વિચારધારા શુષ્ક, જડ અને વિતંડાપ્રિય બનવા લાગી અને સત્ય બ્રહ્મના મિથ્યા જગતમાં શિથિલ બેપરવાઈ જન્મતા બરાબર ઉત્તરમાં મહમદ ગઝની ભારતીયધર્મ ઉપર પ્રહાર કરવા લાગ્યો. એ જ સમયે દક્ષિણમાં અલવારોના વંશજ સરખી આચાર્ય પરંપરામાં રામાનુજનો ઉદ્દ્ભવ થયો અને તેમણે ભક્તિની ઊર્મિલતા જનતામાં ઉપજાવી ભારતીય-

સંસ્કૃતિના રક્ષણનો એક ઊર્મિમોરચો ઊભો કરવા માંડયો. શંકર પછી ત્રણચાર સદીઓ વીતતાં રામાનુજનો વિશિષ્ટાદ્વૈત સંપ્રદાય જન્મ્યો. ભક્તિમાર્ગ એટલે ઊર્મિ ઉપર – ઈશ્વરની ઇચ્છા ઉપર ભાર મૂકતો વૈદિક માર્ગ. ઇસ્લામનો પણ એ જ અર્થ.

**ત્રીજો ધસારો રામભક્તિ**

તેરમી સદીમાં ઇસ્લામે કાયમી સ્થાન ભારતમાં લીધું. તે જ સાથે રામભક્તિમાં જનતાને નૂતન મોરચો શોધી આપનાર રામાનંદ જાગ્રત થયા. રામભક્તિનું જબરજસ્ત મોજું ઊછળી આવ્યું. બૌદ્ધ અને જૈનમાર્ગની શરૂઆત અનુસાર સ્થાનિક ભાષા હિંદીનો આ ભક્તિઆંદોલનમાં બહુ જ ઉપયોગ થયો, અને અભણ, ઊતરતી કક્ષાની જનતાના સંસ્કારને આ આંદોલને બહુ જ ઊંચો ઝોક આપી દીધો. ભક્તિમાર્ગે ભારતીયસંસ્કૃતિને બીજો સહારો એ આપ્યો કે ઈશ્વરના સામે સમાજે રચેલા ઊંચનીચના ભેદ નિરર્થક નીવડે છે એ ભાવના જાગી. જન્મથી નહીં પણ કર્મથી માનવીની ઉચ્ચતા સિદ્ધ થાય છે. જડ ધર્મક્રિયાઓ અને શુષ્ક વિધિઓને બદલે સ્વચ્છ હૃદયી નામસ્મરણ, ભજનકીર્તન અને પ્રભુની મહત્તાના ગુણગાનમાંથી જ સાચું ઈશ્વરસાનિધ્ય રચાય છે એ ચાવી જનતાને આપતાં ન્યાતજાતની જડ અને ક્રૂર સીમાઓમાં મૃદુતા આવી અને સ્ત્રી-શૂદ્રોની પરિસ્થિતિમાં ઉચ્ચતા પ્રવેશ પામી. રામાનંદ આચાર્ય ગણાય છે. તેઓ આચાર્ય કરતાં પણ ભક્ત વધારે હતા. એમના બાર શિષ્યોએ ભક્તિમાર્ગને અત્યંત પ્રફુલ્લિત બનાવ્યો અને જનતાના ઊંડાણમાં તેનો પ્રવેશ કરાવ્યો. એમના બાર શિષ્યોમાંથી કબીર મુસલમાન, ધનો જાટ, સેનો વાળંદ, રઈદાસ – રોહીદાસ અંત્યજ હતા. પદ્માવતી નામની સ્ત્રી પણ તેમના બાર શિષ્યોમાંની એક. ભક્તિમાર્ગે ન્યાતજાતથી પર થવાનો કરેલો પ્રયત્ન આ શિષ્યોની કોમ ઉપરથી સહજ સૂચિત થશે.

ભક્તિમાર્ગે આમ વૈદિક સંસ્કૃતિમાં પ્રવેશ પામતી જડતા અને શિથિલતા ટાળી ભારતીયસંસ્કૃતિને વિશુદ્ધિ અર્પી એ સાચું. એ ઉપરાંત એની એક બીજી ભારે સેવા ભૂલી ન શકાય એવી છે.

**વધતી સહિષ્ણુતા**

જેમ ન્યાતજાત ઉપર મુકાતા ભાર તેણે હળવા બનાવ્યા તેમ એક ધર્મ અને બીજા ધર્મ વચ્ચેના, એક પંથ અને બીજા પંથ વચ્ચેના વિરોધો હળવા કરી, ધર્મઐક્ય ઉપર ભાર મૂકી, ધર્મઝનૂન અને ધર્માચારની જડતાને નિરર્થક સાબિત કરી જનતામાં સર્વ ધર્મ પ્રત્યેની સહિષ્ણુતા, તત્ત્વગત અભેદ અને માનવસુશોભિત બંધુભાવ વિકસાવી હિંદુ-ઇસ્લામ સંસ્કૃતિને પાસે લાવવાનો – એક બનાવવાનો પરમ ભવ્ય પ્રયત્ન પણ કર્યો, જેની સાચી સમજ વગર ભારતીયસંસ્કૃતિનું ઉદાર, ચપળ, સહિષ્ણુ અને સમયાનુકૂળ સ્વરૂપ ધારણ કરવાનું સામર્થ્ય પૂરું સમજાય એમ નથી.

એ સંચલનમાં કબીરનું અતિ મહત્ત્વનું સ્થાન છે. રામાનંદના એ શિષ્યના જીવનની અનેક દંતકથાઓ પ્રચલિત છે. વિધવા બ્રાહ્મણીનો એ પુત્ર ઇસ્લામ વણકરગૃહમાં ઊછર્યો એ એક સૂચક પરિસ્થિતિ. એના મૃત્યુ સમયે હિંદુ શિષ્યોએ એના દેહને બાળવાનો આગ્રહ કર્યો અને ઇસ્લામી શિષ્યોએ દાટવાનો. બન્નેનો ઝઘડો ધર્મ-હિંસાની કક્ષાએ જાય તે પહેલાં એના શબ ઉપર ઓઢાડેલી ચાદર ખસેડતાં શબને સ્થાને દેખાયલા પુષ્પપુંજના ચમત્કારમાં પણ એના જીવનનો સંકેત સ્પષ્ટ બની જાય છે. એનો જન્મ અને એનું મૃત્યુ હિંદુ-મુસ્લિમ ધર્મ સમન્વયનું જ પ્રતીક હતું એમ કહીએ તો ચાલે.

**કબીર – એક પ્રતીક**

રામ અને રહીમની એકતાનું સ્થાપન, આચારની પોકળતા ઉપરના પ્રહાર અને યોગ – વેદાંત તથા સુફીમાર્ગના ઉચ્ચારણ માટે કબીરે ઊભી કરેલી બન્ને ધર્મને અનુકૂળ આવે એવી વાણી એ કબીરની –

કહો કે કબીરમાં વિકસેલી ભારતીયસંસ્કૃતિની મોટામાં મોટી સિદ્ધિ. હિંદુ-મુસ્લિમ ઐક્યનો કબીરનો મહાપ્રયત્ન એ ઇસ્લામયુગની પરમ શોભા ગણાય.

**કૃષ્ણભક્તિ**

ભક્તિમાર્ગે વિધવિધ સ્વરૂપો ધારણ કર્યાં. બંગાળમાં ચૈતન્યે અને ઉત્તર પશ્ચિમ હિંદમાં વલ્લભાચાર્યે કૃષ્ણભક્તિ વ્યાપક બનાવી. આમ રામ અને કૃષ્ણની આસપાસ વિકસેલા ભક્તિમાર્ગે ભારતીય-સંસ્કૃતિના સંરક્ષણનું અને સંવર્ધનનું અતિ મહત્ત્વનું કાર્ય કર્યું છે. ઉપરાંત ઇસ્લામ-હિંદુ સંઘર્ષ ઘટે એવું વાતાવરણ પણ તેમણે રચ્યું છે. ચૈતન્યના શિષ્યોમાં કેટલા ય મુસ્લિમો હતા. વલ્લભાચાર્યના પંથ–શિષ્યો-માં રસખાન અને ખાનખાનાન જાણીતા છે. તેમની પ્રવૃત્તિ વિસ્તૃત વિવેચન માગે છે. લાંબી તાત્ત્વિક શુષ્ક વિતંડામાં ઊતર્યા સિવાય પ્રભુસ્મરણ અને પ્રભુભક્તોનાં ચરિત્રોનું સ્મરણ લોકરુચિને માફક આવી ગયાં અને કથા, વાર્તા તથા પુરાણશ્રવણની વ્યાપક પ્રણાલિકા હિંદભરમાં ઊભી થઈ ગઈ.

**સામનો અને સમન્વય**

રામાનુજ, વલ્લભ, ચૈતન્ય સરખા ભક્તિમાર્ગના આચાર્યો મહા વિદ્વાનો હતા. વૈદિક સિદ્ધાન્તો ઉપર રચેલી તેમની વિચારસરણીએ સાધુઓ, સંતો અને ભક્તોની એવી પરંપરા ઊભી કરી કે જેણે હિંદુ-મુસ્લિમ ઝનૂન હળવાં બનાવ્યાં. અને પોતાના જ જીવન દ્વારા ઉદારતાનાં રસાયણ હિંદુ-મુસલમાન બન્નેને પાયાં. એ ઉદારતા નિષ્ક્રિય વિદ્વાનની બેપરવાઈ ન હતી, કંટાળેલા હારેલા કાયરની નિર્માલ્યતા ન હતી; વિજેતા ઇસ્લામને ભરવાની ખંડણી ન હતી. શીર્ષ બાજુએ મૂકી આચારમાં મૂકવાની એ સાચી પ્રામાણિક ઉદાર માન્યતા હતી, જે ઉપર ઝઝૂમી રહેલા તુલસીદાસ, મીરાં, નરસિંહ, સૂરદાસ, નામદેવ,

તુકારામ અને રામદાસ સરખા ભક્તોની ભક્તમાળે ઇસ્લામ સંઘર્ષમાં આવેલી ભારતીયસંસ્કૃતિને સમયાનુકૂલ સ્વરૂપ આપ્યું. ઝનૂન ગાળી આવેલા ઇસ્લામને એમાં સ્થાન પણ હતું અને ઉગ્ર પરિવર્તનપ્રિય ઇસ્લામનો એમાં સામનો પણ હતો. ઇસ્લામ ઉદાર બનતો ત્યારે હિંદુ-છાપવાળી ભારતીયસંસ્કૃતિ તેને ભેટવા મથતી; ઇસ્લામ ધર્માંધ બનતો ત્યારે એનો મક્કમપણે સામનો કરવાની શક્તિ પણ તેનામાં ખિલતી. કેટલાં ય હિંદુ રાજ્યોના ખાંડાખેલ એ સામનાની પ્રવૃત્તિમાંથી ઊભા થતા, અને મહારાષ્ટ્રી સામ્રાજ્યના વિસ્તારમાં પણ એ સંસ્કૃતિની સંરક્ષક અને વીરત્વભરી બાજુ જ પ્રત્યક્ષ થાય છે. હિંદભરમાં સ્થપાઈ ચૂકેલાં ઇસ્લામી રાજ્યોના તલવારબળ છતાં હિંદુઓની સંખ્યા જ બહુમતીમાં રહી શકી છે એનો અર્થ એટલો જ કે ભારતીયસંસ્કૃતિનું ચૈતન્ય તેનામાં જરૂર હોય ત્યારે સંરક્ષણ ઉપસાવતું, ઉદાર મૈત્રીભાવ અને સમન્વય ઉપજાવતું અને જરૂર પડ્યે જીવનમરણની ચૂડ ભરવી શકે એવી ઉગ્રતા પણ ધારણ કરી શકતું.

**ઇસ્લામયુગમાં ભક્તિમાર્ગ**

આમ એક બાજુએ સ્વરક્ષણની ચિંતામાં ભારતીયસંસ્કૃતિએ આચારજડતા, કહો કે પ્રખર આચારઆગ્રહ જન્માવ્યો અને ન્યાતજાતના વાડા, બાળલગ્ન, સતી, સ્પર્શાસ્પર્શ, વિદેશગમનવિરોધ તથા સ્વધર્મીઓમાં પણ ખાદ્ય-અખાદ્યની ઝીણવટ ઊભી કરી ગમે તેમ કરી હિંદુત્વ રક્ષણની યોજના ઊભી કરી, અને બીજી બાજુએ ભક્તિમાર્ગ દ્વારા એવી ઉદારતા ઉપસાવી કે જેમાં ઊંચનીચના, ન્યાતજાતના, ધર્મવિધર્મના, સ્ત્રીપુરુષની કક્ષાના ભેદથી સંસ્કૃતિ પર જઈ શકી. એમાં પણ સ્વધર્મ માટે ટેકની ભાવના હતી જ; પરંતુ પરધર્મ માટેના તિરસ્કારને અવકાશ ન હતો. ભજનકીર્તનની પ્રથામાં જો તિરસ્કારની ભાવના હોત તો અનેક મુસ્લિમો મુસ્લિમ રહીને પણ ભક્તિમાર્ગમાં પ્રવેશ કરી શક્યા ન હોત. આજ પણ ગામડે ગામડે મુસ્લિમ ભજનિકો ભજન

મંડળીઓમાં સારા પ્રમાણમાં જોડાયલા હોય છે. આમ મુસ્લિમ ધર્માંધતાની સામે ભક્તિમાર્ગે આર્યસંસ્કૃતિનું રક્ષણ કર્યું, એટલું જ નહિ, પણ ઇસ્લામની કેટલીક ઉદાત્ત ભાવનાઓ અને અધ્યાત્મવાદને પોતાનામાં ભેળવી દઈ સમન્વયનું સામર્થ્ય બતાવી સંસ્કૃતિને માત્ર આર્યસંસ્કૃતિ ન રહેવા દેતાં ભારતીયસંસ્કૃતિ બનાવી દીધી. ઇસ્લામયુગમાં જ આખો ભક્તિમાર્ગ ખીલી નીકળ્યો એ બનાવ ભારતીય વિચારક્રાન્તિના સ્વરૂપનું એક અદ્ભુત ઉદાહરણ કહી શકાય.

(૪)

## મોગલયુગ અને સંસ્કૃતિસમન્વય

હિંદુ-મુસ્લિમ સમન્વય મોગલોની રાજ્યસ્થાપનાકાળે સ્પષ્ટ બની ગયો હતો. કલા અને કારીગરી, સંગીત અને **બાબર આવ્યો ત્યારે** ચિત્ર, મકાનોની બાંધણી અને મંદિર-મસ્જિદની રચના, પહેરવેશ પોષાક, રમતગમત અને ઉત્સવ આનંદ એ સર્વ જીવનનાં વિધવિધ દર્શનીય પાસાં. એ સર્વમાં હિંદુ-મુસ્લિમ બન્ને ધર્મીઓ એટલા નજીક આવી ગયા હતા કે બાબરે મોગલાઈની સ્થાપના કરતાં આ સમન્વયની નોંધ લીધી હતી અને એ સમન્વયને 'વિશિષ્ટ હિંદુસ્તાની ઢબ' તરીકે ઓળખાવ્યો હતો. એ વિશિષ્ટ હિંદુસ્તાની ઢબ મોગલોના યુગમાં—છેક ૧૮૫૭ સુધી—વધારે અને વધારે ઘેરી ગાઢ બનતી ચાલી. ઇતિહાસ નોંધે છે કે ત્યારે દરેક મસ્જિદ જોડે એક 'મક્તબ'–શાળા તો ખરી જ, જેમાં આસપાસ વસતાં છોકરાં-છોકરીઓને જરૂર પૂરતી ફારસી, અરબી અને ઉર્દૂ કેળવણી મળતી, અને જેમને ઉચ્ચ શિક્ષણ જોઈતું હોય તેમને પણ તે સાધન મળી રહેતું. એકલી મસ્જિદ નહિ, પરંતુ મઠમંદિર સાથે શહેર તેમ જ ગ્રામવિભાગમાં શાળાપાઠશાળાઓ પણ ચાલતી જેમાં સંસ્કૃત તથા પ્રાન્તિક ભાષાઓનું જ્ઞાન હિંદુ વિદ્યાર્થીઓને મળતું.

બાબરનું સુપ્રસિદ્ધ વસિયતનામું તો ભારતની હિંદુ પ્રજાનું મન કોઈ પણ રીતે ન દુખવવાની આજ્ઞા પોતાના પુત્રને આપી ચૂક્યું છે. હુમાયુન પોતે અભ્યાસનો ભારે શોખીન હતો. ભૂગોળ અને ખગોળ એ હુમાયુનના પ્રિય અભ્યાસવિષયો; અને એને વાંચનનો એટલો શોખ હતો કે એ જ્યાં જ્યાં ફરતો ત્યાં ત્યાં એની સાથે એક પુસ્તકાલયને પણ ફેરવતો.

**ગુરુ નાનક**

શીખધર્મનો સ્થાપક ગુરુ નાનક અને બાબર બન્ને એક જ યુગમાં થઈ ગયા. કબીરની અસર નીચે નાનકની ધર્મવૃત્તિ વિકાસ પામી. હિંદુઓના તેમ જ મુસ્લિમોના જડ ધર્માચારનો નાનક કટ્ટર વિરોધી. હિંદુ સંતો અને યોગીઓ તથા ઇસ્લામી ફકીરો અને સુફીઓનો એને બાળપણથી સહવાસ. એ પંજાબી ક્ષત્રીએ હિંદુસ્તાનની પણ મુસાફરી કરી લંકા-રામેશ્વર પણ જોયાં અને એશિયાખંડની મુસાફરી કરી અરબસ્તાનનાં મક્કા મદીના પણ એણે પગરસ્તે નિહાળ્યાં. ન્યાતજાત અને સ્થાપિત ધર્મથી પર એણે હિદુ-મુસ્લિમ ઐક્યનો સૂચક એક માર્ગ ઉપજાવ્યો જે ભવિષ્યમાં ભારતીયસંસ્કૃતિના એક પાસા તરીકે ઇસ્લામની ઉગ્રતાનો અદ્ભુત સામનો પણ કરી શક્યો અને એ માર્ગનું પાલન કરનારાઓનો એક સૈનિકરાષ્ટ્ર તરીકે વિકાસ સાધી અંતે ઓગણીસમી સદીની શરૂઆતમાં ઇસ્ટ ઇન્ડિયા કંપનીને ભય ઉપજાવતું એક મહારાજ્ય પણ સ્થાપી શક્યો.

**અકબરનો સમન્વય માર્ગ**

મોગલયુગના હિંદુ-મુસ્લિમ સમન્વય અંગે અકબરનું નામ ભારતીય-સંસ્કૃતિના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાઈ ચૂક્યું છે. સમન્વય સાધવાનો એક માર્ગ તે હિંદુ-મુસ્લિમ લગ્ન. એ માર્ગ તેણે લીધો અને પોતાની હિંદુપત્નીને હિંદુધર્મ પાળવાની રજા આપી. પરંતુ જ્યાં સુધી સ્થાપિત ધર્મ એ સંસ્કૃતિનું કેન્દ્રચિહ્ન બની રહે ત્યાં સુધી વિધર્મી લગ્નો સમન્વયની નહિ પરંતુ જયપરાજયની

નિશાની બની રહે છે. એ માર્ગ બહુ સફળ ભાગ્યે જ થાય. અકબર અને બાઝબહાદુર રૂપમતીના કિસ્સાઓની સાથે જગન્નાથ પંડિત અને લવંગીના પ્રેમની આખ્યાયિકા તેમ જ બાજીરાવ મસ્તાનીના હિંદુ-મુસ્લિમ પ્રેમપ્રસંગો પણ મુગલાઈ યુગમાં બની ચૂક્યા છે. પરંતુ વિધર્મી લગ્ને ધર્મ સમન્વયની ભાવનાને પુષ્ટ બનાવી નથી એટલું અત્રે નોંધવું યોગ્ય છે. એવા પ્રસંગોએ બાળલગ્નની પ્રથાને દઢીભૂત કરી હોય તો તેમાં નવાઈ નથી.

**ધર્મસહિષ્ણુતા**

પરંતુ અકબરે આર્ય-ઇસ્લામને, બન્ને પ્રકારની વિદ્વત્તાને પોષી, આર્ય સંગીત અને આર્ય ચિત્રકલાને ખૂબ ઉત્તેજન આપ્યું, હિંદુઓને વહીવટી અને સૈનિક હોદ્દાઓ આપી વિશ્વાસમાં લીધા અને તેમનો વિશ્વાસ જીત્યો અને બહુ જ સ્પષ્ટ રીતની ધાર્મિક સહિષ્ણુતા અને ઉદારતા નિત્ય નિત્ય દાખવી. એમાંથી હિંદુ-મુસ્લિમ ઐક્ય અનન્ય પોષણ પામ્યું અને તે ભારતવ્યાપક બની ગયું. અકબરના દરબારનાં નવ રત્નોમાં હિંદુ રત્નોનું પ્રમાણ ઓછું ન હતું. એનો સંગીત-રત્ન તાનસેન તાજો મુસ્લિમ થયેલો બ્રાહ્મણ હતો. અને તાનસેનની સંગીત પરંપરાએ – તાનસેનના સંગીત ઘરાણાએ ભારતીય સંગીતને સાચવી રાખ્યું અને બહેલાવ્યું એ પણ મોગલયુગના સમન્વયકાર્યને આભારી છે. અકબરે મહાભારતનો ફારસીમાં તરજુમો કરાવ્યો એ પણ જાણીતી વાત છે. મુસ્લિમ મંદ્રેસાઓમાં હિંદુ વિદ્યાર્થીઓને હિંદુ ઢબની કેળવણી આપવાનાં સાધનો અકબરના વખતમાં શરૂ થયાં. એ સર્વમાં તેની ધર્મચર્ચાની સભાઓએ બહુ મોટો ભાગ ભજવ્યો હોવો જોઈએ. તેના દરબારની ધર્મસભાઓમાં ઇસ્લામ ધર્મના સિદ્ધાંતો સાથે હિંદુધર્મના સિદ્ધાંતોની ચર્ચા ચાલતી અને જૈનધર્મના સિદ્ધાંતોની ચર્ચા ચાલતી. ખ્રિસ્તી પાદરીઓને અને યહૂદી ધર્મગુરુઓ તથા જરથુસ્ત્રી મોબેદોને માનપૂર્વક બોલાવી જેમના તેમના ધર્મસિદ્ધાંતો જાહેર રીતે

સાંભળવાની રાજ્યના આગેવાનોને તક આપવાથી ઉત્પન્ન થતી ધર્મ-સહિષ્ણુતાની કિંમત ઓછી આંકી શકાય એમ નથી. સર્વધર્મના સમન્વયરૂપ દીને – ઇલાહી ધર્મ સ્થાપવાની તેની ઇચ્છા જો કે ફળીભૂત ન થઈ – અને એ રીતે એક નવો વાડો ન વધ્યો એ પણ એક શુભ ચિહ્ન મનાય – છતાં એ ભાવનાની પાછળ રહેલું અકબરનું ઉદાર માનસ એની લાંબી કારકિર્દીનો મુસ્લિમયુગમાં સધાયલા ધર્મસમન્વયનો એક માર્ગસ્તંભ ગણાય છે.

**અકબર પછી**

અત્રે એટલું નોંધી શકાય કે હિંદુ અને મુસ્લિમ ધર્મમાં એક પ્રકારનું એવું અહં દૃઢ બની બેઠું હતું કે જે પરસ્પર એકબીજામાં સંપૂર્ણ રીતે મિશ્રિત ન થાય. છતાં પરસ્પર બન્ને ધર્મને કુમળા બનાવતી સંસ્કૃતિ તો સ્થાપન થઈ ચૂકી હતી જે પહેરવેશમાં, રિવાજમાં, આચાર-વિચારમાં, હિંદને પોતાનો માનવામાં લગભગ એકત્વ પામી હતી. મોગલોએ એ એકત્વને ભારે વેગ આપ્યો. જહાંગીર એક હિંદુ માતાનો પુત્ર. એ જાતે સારો લેખક અને અભ્યાસી. એવો ને એવો શાહજહાન. બન્નેની આસપાસ હિંદુ મુત્સદ્દીઓ, હિંદુ પંડિતો અને હિંદુ સૈનિકો ખરા. આવેશની ક્ષણ સિવાય એ બન્ને રાજવીઓ હિંદુઓ પ્રત્યે કુમળા હતા. વૈષ્ણવી વલ્લભી સંપ્રદાયના આચાર્યોને શાહજહાને આપેલી સનદો તેની ઉદારતાને પ્રત્યક્ષ કરે છે. એ સમયના પ્રાંતિક મુસ્લિમ દરબારોમાં હિંદુ-મુસ્લિમ એકતાનો પ્રયોગ ચાલ્યા જ કરતો હતો. જે યુગમાં સંસ્કૃત ભાષા અલ્લોપનિષદ્ રચે એ યુગનો વિદ્વત્તા સમન્વય હળવો તો ન જ હોય.

**દારાશીકોહ**

સમન્વયની પરિસ્થિતિ વિચારતાં આપણે શાહજહાનના વડીલ પુત્ર દારાશીકોને વિસારી શકીએ એમ નથી. મોગલ રાજવંશનો એ મહાવિદ્વાન પુરુષ. અરબી, ફારસી અને સંસ્કૃત એ ત્રણે ભાષાઓમાં

પ્રવીણ. એણે લખેલા કેટલાય ગ્રન્થોમાં ઉપનિષદો, ભગવદ્‌ગીતા તથા યોગવાસિષ્ઠ રામાયણનાં ફારસી ભાષાંતર આપણે રખે ભૂલીએ. આ કમનસીબ મુસ્લિમ, વિદ્વાન, રાજકુંવરની મસ્જિદ નિહાળતાં સર વીલીયમ સ્લીમેનને આવેલો વિચાર અહીં નોંધવા સરખો છે. 'દારા જીવતો રહીને હિંદની ગાદી ઉપર આવ્યો હોત તો ભારતીય કેળવણીની પ્રથા બદલાઈ ગઈ હોત અને ભારતનું ભાગ્ય પણ બદલાઈ ગયું હોત.' ઔરંગઝેબ જાતે મહા વિદ્વાન, પરંતુ હિંદુ વિદ્વત્તા તરફનું તેનું વલણ જરા યે અનુકૂળ નહિ. જો કે તેના દરબારમાં ભૂષણ જેવા હિંદુ કવિઓ કાવ્યરચના કર્યે જતા હતા તે આપણે વિસરવું ન જોઈએ. ઉર્દૂ ભાષા પણ મોગલાઈ અમલમાં સંસ્કારશીલ બની. હિંદુ-મુસ્લિમની જુદી વહેતી વાણીસંસ્કૃતિ ઉર્દૂમાં એક બની ગઈ.

**સ્ત્રીશિક્ષણ**

હિંદી સ્ટેચ્યુટરી કમીશનની સહાયક સમિતિએ સને ૧૯૨૯માં કરેલા નિવેદન અનુસાર 'હિંદુ તેમ જ મુસ્લિમ ધર્મોમાં એવું કશું જ મૂલગત તત્ત્વ નથી કે જે સ્ત્રીકેળવણીની વિરુદ્ધ હોય. આગલા દિવસોમાં સુદ્ધાં એવાં અનેક દૃષ્ટાંતો મળી આવે છે કે જેમાં સ્ત્રીઓ વિશાળ જ્ઞાન ધરાવતી હોય – ખાસ કરીને ધાર્મિક અને પ્રાચીન સાહિત્યમાં સમાયલું જ્ઞાન.' રાજમહેલમાં વસતી સ્ત્રીઓ તથા અમીર-ઉમરાવના ઘરની સ્ત્રીઓ ભણેલી હતી. મધ્યમ વર્ગના હિંદુ-મુસ્લિમોના સ્ત્રીવિભાગ માટે પણ કેળવણીની સગવડ હતી જ. માત્ર રાજકુટુંબની સ્ત્રીઓ વિશે જ વાત કરીએ તો બાબરની દીકરી ગુલબદન બેગમ, હુમાયુનની ભત્રીજી સલીમા સુલતાના, નૂરજહાન, મુમતાઝમહાલ, જહાનઆરા અને ઝેબ-ઉન-નિસા ઉચ્ચ કોટિની શિક્ષિત સન્નારીઓ અને કેટલીક લેખિકાઓ પણ કહી શકાય. ભક્તમાળમાં વર્ણવેલી સ્ત્રીભક્તો હિંદુજીવનના સ્ત્રીશિક્ષણની સાક્ષી પૂરે છે. મીરાંની કાવ્યરચના સમસ્ત હિંદની મિલકત છે.

ફારસી સાહિત્યને મોગલાઈમાં મળેલું ઉત્તેજન અત્રે વિચારવું જતું કરીશું. છતાં અકબરના યુગમાં મહાભારત, રામાયણ, અથર્વવેદ અને લીલાવતી ગણિતનાં ફારસી ભાષાન્તરો થયાં હતાં એ નોંધી લઈએ.

**ફારસી સાહિત્ય**

અબુલફઝલ, ફૈઝી, બદાઉની તથા અબ્દુરરહિમ ખાનખાનાન – જેના હિંદી દુહા પ્રચલિત છે તે–નાં નામ ભૂલાય એવાં નથી જ. ઉપરાંત બીરબલ, નરહરિ, હરિનાથ અને ગંજ સરખા હિંદુ વિદ્વાનો પણ અકબરના માનીતા હતા: ફારસીના સુપ્રસિદ્ધ હિંદુ લેખકો પણ મોગલયુગમાં ઘણા થઈ ગયા, જેમાંથી સુજનરાય ખત્રી, ભીમસેન અને ઇશ્વરદાસનાં નામ ગણાવી લઈએ. ઇશ્વરદાસ તો પાટણના એક ગુજરાતી લેખક – જેમની ‘ ફ્તુહાતે આલમગીરી ’ ઉપરથી સર જદુનાથ સરકાર જેવા ઇતિહાસવિદ્દને ઔરંગઝેબ વિશે ઘણા આધારો મળી આવ્યા છે.

વળી એ જ રીતે હિંદી ભાષામાં ગ્રંથો લખનાર મુસ્લિમ રસખાન અને મલીક મહમદ જાયસીનાં નામ પણ ઐતિહાસિક બની રહે છે. તુલસીદાસ, કેશવદાસ, સૂરદાસ અને અષ્ટ સખા કવિઓએ

**હિંદીભાષા**

રામ અને કૃષ્ણભક્તિ દ્વારા ભારતીયસંસ્કૃતિને આપેલો વેગ એ જાણીતી કથની છે. બંગાળી લેખનવ્યવસાય એ તો અહીં માત્ર યાદ જ કરીએ. વિધવિધ પ્રાન્તિક ભાષાઓ—ગુજરાતી, મરાઠી, બંગાળી,'હિંદી વગેરેની સ્વતંત્ર ભાષાઓ તરીકેની ખીલાવટ.પણ આ મુસ્લિમ યુગનું જ પરિણામ. પ્રાન્તિક ભાષાઓ આજ સુધી સજીવન રહી નવસ્વાતંત્ર્યમાં ભાષાકીય પ્રાન્તરચનાની માગણી કરી શકે એવું સામર્થ્ય મેળવી શકીએ આ હિંદુ-મુસ્લિમ સમન્વય યુગનું જ ફળ કહી શકાય.

મોગલાઈની પડતીના કાળમાં પણ આ સંસ્કૃતિસમન્વયની ક્રિયા સતત ચાલુ રહી. પહેલા બહાદુરશાહથી માંડી છેલ્લા મોગલ બાદશાહ બીજા બહાદુરશાહ સુધી

**મોગલાઈની પડતીમાં**

સર્વના દરબારોમાં સાહિત્ય કળાને ઉત્તેજન મળતું જ રહ્યું—જેમાં હિંદુ-ઇસ્લામનાં ભેદ નહિ જેવા રહ્યા હતા. છેલ્લો બહાદુરશાહ તો જાતે એક સરસ ઉર્દૂ કવિ હતો—જેનાં કાવ્યો 'ઝફર'નાં કાવ્યોને નામે હજી પણ પ્રચલિત છે. અઢારમી સદીથી મોગલાઈનો પતનયુગ ગણી શકાય. એમાં ભારતીયપ્રતિભા કુંઠિત થતી જતી હતી છતાં આર. સી. મજમુદાર સરખા ઇતિહાસવિદ્ કહે છે તેમ આ પતનયુગનું 'એક સારામાં સારું લક્ષણ એ હતું કે હિંદુ-મુસ્લિમ વિરોધોના શમનની ક્રિયા તથા બન્ને વિરુદ્ધ ધર્મી કોમો વચ્ચેના સહાનુભૂતિભર્યા સંબંધને દૃઢ કરવાની સમન્વયક્રિયા સતત ચાલ્યા જ કરતી હતી.' સૈયદભાઈઓમાંનો એક અબ્દુલ્લા વસન્ત અને હોલી જેવા ઉત્સવોની ઉજવણી કરતો. એ જ પ્રમાણે બંગાળના ઇતિહાસમાં વગોવાયલા સીરાજ-ઉદ્-દૌલા અને મીરજાફર પણ હોળીનાં પર્વો હિંદુઢબે ઉજવતા. મુર્શીદાબાદ પાસેની કિરીટેશ્વરીની મૂર્તિને ચઢાવેલા જળનું પાન મૃત્યુ સમયે મીરજાફરે કર્યું હતું. હૈદર અને ટીપુ સરખા કટ્ટર મુસ્લિમ તરીકે રજૂ કરાતા મુસ્લિમ રાજવીઓ હિંદુ મઠ-મંદિરોને દાન આપતા હતા અને પોતાના વિજયની પ્રાપ્તિ માટે યજ્ઞયાગાદિ પણ બ્રાહ્મણો પાસે કરાવતા હતા. ઈ. સ. ૧૮૨૫નો એક જાહેર ઉલ્લેખ કહે છે કે દિલ્હીના મોગલદરબારમાં દુર્ગાપૂજાની પણ ઉજવણી થતી! ઈદ અને મહોરમની ભવ્ય સવારીઓમાં આજ સુધી હિંદુ રાજવીઓ ચઢતા હતા.

**મહારાષ્ટ્ર અને હિંદુ-ઉત્ક્રાન્તિ**

મહારાષ્ટ્રના ઉત્ક્રાન્તિકાળે હિંદુત્વની ભાવના જરૂર બલ કરી રહી હતી. પરંતુ એ હિન્દુત્વનું બલ સ્વરક્ષણ પૂરતું જ હતું—ઇસ્લામીસંસ્કૃતિના પૂરમાં આર્ય—હિંદુસંસ્કૃતિ ઘસડાઈ નષ્ટ ન થઈ જાય એટલા પૂરતું હતું. હિન્દુપદ પાદશાહીનું એનું સ્વપ્ન પણ હિન્દુત્વના લાંબા રાજકીય પરાજયના પ્રત્યાઘાતરૂપ હતું. હિન્દુત્વના એ ઉત્થાને ભારતમાંથી ઇસ્લામની ધર્મ કે સંસ્કૃતિ

તરીકે નાબૂદી ઇચ્છી જ ન હતી. ઇસ્લામની રાજકીય ભીંસમાં ભચડાઈ નષ્ટ થઈ ન જવાય એની સાવચેતી અને સામર્થ્યસૂચન મહારાષ્ટ્ર સત્તરમી અઢારમી સદીમાં કરી રહ્યું હતું. મહારાષ્ટ્રી મહારાજ્યના સ્થાપક શિવાજીના માનસને આમાં દૃષ્ટાંત તરીકે મૂકી શકાય. ઇસ્લામનો ધર્મ તરીકે એણે નાશ ઇચ્છ્યો જ નથી. મુસ્લિમ સંતો અને પીર પ્રત્યે તે સદ્‌ભાવ ધરાવતો. મુસ્લિમ ધર્મસ્થાનો અને મસ્જિદોની દીવાબત્તી માટે એણે જાગીરો આપી હતી. શિવાજીનું સતત ઘસાતું લખનાર ખાફીખાનનો એક અભિપ્રાય પ્રથમ નોંધ્યો છે. એ જ સંબંધી વધારામાં ખાફીખાન કહે છે: 'પોતાના પ્રદેશમાં વસતી પ્રજાઓનાં માન સચવાવાં જ જોઈએ એવો શિવાજીનો આગ્રહ હતો...વિશેષતઃ યુદ્ધ પ્રસંગે તેને હાથ પડતાં મુસ્લિમ બાળકો અને સ્ત્રીઓનું માન પૂર્ણતઃ સચવાય એની શિવાજીને ભારે કાળજી હતી. એ સંબંધી એણે પોતાના કર્મચારીઓને સખ્ત હુકમો આપ્યા હતા અને આજ્ઞાભંગનું ચિહ્ન પણ જણાય તો શિવાજી ભારે સજા કરવાનું ચૂકતો નહિ.' એણે મસ્જિદ તોડી નથી, કુરાન સરખા ધર્મગ્રંથો બાળ્યા નથી. મોગલાઈનું ઔરંગઝેબી ઇસ્લામીપણું શીળું બનતું હોય તો તેણે ઔરંગઝેબનું છત્ર સ્વીકારવાની તૈયારી બતાવી મોગલ દરબારમાં હાજરી આપવાનું ભયંકર જોખમ પણ ખેડ્યું હતું એ શિવાજીના હિન્દુત્વનો વિચાર કરતાં આપણે વિસરીએ નહિ. શિવાજી અને મરાઠાઓના સૈન્યમાં ઇસ્લામીઓને પણ સ્થાન હતું. શિવાજીના સૈન્યની વિવિધ કક્ષાઓ પણ બારગીસ, સીલેહદાર, હવાલદાર અને હઝારી જેવા ફારસી શબ્દોની છાપથી ઓળખાતી. મુસ્લિમધર્મમાં ચાલ્યા ગયેલા પોતાના એક સરદાર નિંબાળકરને પાછો હિન્દુધર્મમાં લેનાર શિવાજી ધર્માંધ હિન્દુ કે ઇસ્લામ વિરોધી હિન્દુ ન હતો. હિન્દુત્વના રક્ષણ અર્થે તલવારધારી બનેલો શિવાજી આમ હિન્દુ-મુસ્લિમ સમન્વયનું એક ઉદાહરણ કહી શકાય. શિવાજીના રાજ્યનો વિસ્તાર કરનાર પેશ્વાઓ ઓળખાયા

ફારસી શબ્દ ' પેશ્વા 'થી ! તેમણે પણ દિલ્હીની મોગલાઈને માન-મર્તબો હણાય એમ કદી કર્યું નથી—પાણીપતના યુદ્ધ પહેલાં ભાઉસાહેબે કરેલી ભૂલ સિવાય. પેશ્વાઈનો છેલ્લો રક્ષક નાના ' ફડનવીસ ' પણ ફારસી અટક ધારી. પાણીપતમાં પેશ્વાઓ માટે મરનાર મુસ્લિમ ઇબ્રાહીમગાર્દી. મુસ્લિમસંસ્કૃતિ અને આર્યસંસ્કૃતિ આમ એકબીજાની અત્યંત નજીક આવી સંસ્કૃતિસમન્વયનો એક ભવ્ય પ્રયોગ કરી રહી હતી એટલું તો આખા ઇસ્લામયુગની વિચારસરણી જોતાં સ્પષ્ટ દેખાઈ આવે છે. ભારતીયસંસ્કૃતિ ઇસ્લામસંસ્કૃતિ માત્ર ન બની રહી. ભારતીયસંસ્કૃતિ માત્ર હિન્દુસંસ્કૃતિ ન બની રહી. ભારતીયસંસ્કૃતિ કદી એક જ સ્વરૂપને વરી નથી. ઇસ્લામને હિન્દુ – આર્ય બનવું ન હતું, જેમ મુસ્લિમ પૂર્વયુગમાં બીજી પ્રજાઓ માટે બન્યું તેમ. હિન્દુ – આર્ય ધર્મને ઇસ્લામમાં ભળી જવું ન હતું. ભારતીયસંસ્કૃતિએ ઇસ્લામને મુલાયમ બનાવી હિન્દુત્વ સાથે ભેળવ્યો. હિન્દુત્વે એક પાસ કડક બની—બીજી પાસ મુલાયમ બની ઇસ્લામનો સંપર્ક સાધ્યો, અને બન્નેએ મળી ભારતીયસંસ્કૃતિને એવી ઉદાર વિચારક્રાન્તિ આપી કે જેમાંથી વર્તમાન ઉર્દૂ ભાષા જન્મી, પ્રાન્તિક ભાષાઓ પોષાઈ અને હિન્દુ-મુસલમાન એક બનવાના ક્રમમાં આવી ઊભા રહ્યા. કદાચ અંગ્રેજી–પશ્ચિમ સંસ્કૃતિનું ઘર્ષણ ઓગણીસમી સદીમાં ન ઉદ્દભવ્યું હોત તો આ બન્નેને એકત્વ અર્પતી વિચારધારાએ કલ્પનામાં ન આવે એવી એકતા બન્નેને અર્પી હોત. એ અનુમાન વધારે પડતું લાગે તોય એટલું તો આપણે સ્વીકારવું જ પડશે કે હિન્દુ અને મુસ્લિમ બન્ને ધર્મો અને બન્ને જીવન વ્યવસ્થા એક હજાર વર્ષ સુધી સાથે રહી શક્યાં અને ઘર્ષણમાંથી સંવાદ ઉપજાવી શક્યાં. એ હિન્દુ-મુસ્લિમ બન્ને ધર્મીઓનું સાંસ્કૃતિક લક્ષણ કહી શકાય. એ પ્રયત્નમાં ભારતીયસંસ્કૃતિ રાજકીય દૃષ્ટિએ શિથિલ પણ બની ગઈ.

**આર્યપશ્ચિમ સંસ્કૃતિસંઘર્ષ**

પરંતુ મુસ્લિમ ધસારા સામે ટકી રહી પોતાનું વિશિષ્ટ સ્વરૂપ જાળવી રહેલી ભારતીયસંસ્કૃતિ મુસ્લિમસંસ્કૃતિ કરતાં પણ વધારે ચબરાક, ઘડાયલી, અનુભવી અને પ્રગતિશીલ બનીને આવેલી પશ્ચિમી ખ્રિસ્તી સંસ્કૃતિને જે જવાબ આપી રહી એ ખરેખર તેની શક્તિનો અદ્દભુત પરચો છે; એટલું જ નહિ, પરંતુ વિચારોની અથડામણમાંથી પોતાને અનુકૂળ આકાર ઉપજાવવાની ભારતીયસંસ્કૃતિ શક્તિનું એક ભવ્ય દૃષ્ટાંત છે. મોગલાઈ કરતાં પણ વધારે જબરજસ્ત ચૂડ પશ્ચિમી સંસ્કૃતિની કહેવાય — અને હજી પણ એ ચૂડ છે ખરી – સ્વતંત્ર ભારતમાં પણ. પોર્ટુગીઝોના ધર્માંધ જુલમોની વાત બાજુએ મૂકીએ તો અંગ્રેજો સાથે આવેલી પશ્ચિમી સંસ્કૃતિ ઇસ્લામી-સંસ્કૃતિ સરખી સીધા ઝનૂનવાળી ન હતી. એનામાં આવડત હતી, કૌશલ્ય હતું, કળા હતી. આખા ભારતવર્ષને ખ્રિસ્તી બનાવવાનું સ્વપ્ન પશ્ચિમી સંસ્કૃતિને ન હતું એમ તો છેક કહી શકાય નહીં. પરંતુ એની બાંગ ન પોકારાઈ કે જેહાદ ઉઠાવાઈ નહીં. સત્તા પણ તેના હાથમાં હતી અને અંગ્રેજી ભાષાનો વહીવટમાં ઉપયોગ કરવાનો હોવાથી અંગ્રેજી કેળવણી પણ ભારતીયપ્રજાને આપવાના પ્રયોગો થયા. હિંદુસ્તાનની હાલી ગયેલી, શિથિલ બની ગયેલી, સમન્વય મથનમાં થાકેલી સંસ્કૃતિ સામે પશ્ચિમી સંસ્કૃતિનું સંઘર્ષણ થયું તેમાં તો પ્રથમ દૃષ્ટિએ એમ જ લાગ્યું કે હિંદીસંસ્કૃતિ કરતાં પાશ્ચિમાત્ય સંસ્કૃતિ વધારે વ્યવસ્થિત, વધારે બળવાન, વધારે સાહસિક, વધારે સંયમી અને વધારે દક્ષ છે, એટલે જૂની ભારતીયસંસ્કૃતિએ પશ્ચિમ સંસ્કૃતિનો સ્વીકાર કરી લેવો જોઈએ; પરંતુ પશ્ચિમની ધર્મસંસ્કૃતિનો સ્વીકાર કરવાને બદલે, હિંદુ-મુસલમાન ધર્મમાં પ્રવેશી ચૂકેલી ખામીઓ તરફ ધીમે ધીમે વધારે લક્ષ દોરાયું. વીસમી સદી સુધી, ધર્મ અને સંસ્કૃતિ જાણે સમાનઅર્થી શબ્દ હોય એવી માન્યતા સ્વીકાર પામેલી હતી,

પરંતુ એ ટૂંકી વ્યાખ્યા બદલાઈ હવે સંસ્કૃતિ ધર્મની સીમા ઓળંગી ગઈ છે અને ધર્મ સંસ્કૃતિનું એક દ્યોતક અંગ બની રહ્યું છે.

**સુધારકવૃત્તિ**

હિંદુ-મુસ્લિમ ધર્મમાં પ્રવેશેલી ખામીઓનો અભ્યાસ કરનાર વિચારકોએ ખ્રિસ્તીધર્મ સ્વીકારવાને બદલે હિંદૂધર્મમાં સ્વચ્છતા અને સુધારા દાખલ કરવાની જોરદાર વૃત્તિ ઉપજાવી. અનુકરણને સ્થાને સ્વત્વ સાચવી રાખવાની શકિત બતાવી આપે છે કે ભારતીય-સંસ્કૃતિએ કેટકેટલું સામર્થ્ય સાચવી રાખેલું હોવું જોઈએ. દૃષ્ટાંત તરીકે દરિયાપાર કરવાની ધર્મે કે ધર્મના આભાસે બંધી કરેલી. નાતજાતના વાડા બહુ જ કડક બની ગયા હતા અને એ સીમાઓ સાચવી રાખવામાં જ ધર્મ સચવાતો હોય એવી માન્યતા ફેલાઈ ગઈ હતી. આચારનો અતિ આગ્રહ રાખવામાં આવતો હતો. કર્મકાંડનો અને મૂર્તિપૂજાનો ખટાટોપ અત્યંત જટિલ બની ગયો હતો. ધર્મની વિશુદ્ધિ ઉપર વહેમનાં ભયંકર જાળાં બાઝી ગયાં હતાં. શિથિલ બનેલી ભારતીયસંસ્કૃતિની આવી પરિસ્થિતિમાં પશ્ચિમની સંસ્કૃતિ તેની સાથે જોરથી અથડાઈ અને પરિણામ અંતે એ આવ્યું કે સંખ્યાબંધ હિંદુ-મુસલમાનો—ખાસ કરી અસ્પૃશ્યતાનું અનિષ્ટ વેઠતા વર્ગોનો કેટલોક ભાગ ખ્રિસ્તી થયો પણ ખરો. છતાં આ ઘર્ષણમાંથી હિંદી–ભારતીય-સંસ્કૃતિ એકાએક જાગ્રત થઈ ગઈ, ધર્મનું વિશુદ્ધ સ્વરૂપ તેણે શોધવા માંડયું જે તેને સ્વધર્મમાં પૂરતા પ્રમાણમાં મળી આવ્યું, ન્યાતનાં બંધનો તેણે તોડવા માંડયાં, વહેમને ખસેડી નાખવામાં આવ્યો, આચારજડતાને હઠાવી, આચારની પાછળ રહેલા અર્થને સમજી, આચારને ખસેડવાની કે ફેરવવાની સુબુદ્ધિ કેળવવા માંડી અને ધીમે ધીમે પશ્ચિમની સંસ્કૃતિને વળગવાને બદલે ભારતીયસંસ્કૃતિના ઉદાર વિશુદ્ધ સ્વરૂપને સમજી તેના ઉત્તમ ગુણોને પરખી સ્વસંસ્કૃતિમાં જ પ્રજાએ અભિમાન લેવા માંડ્યું. મુસ્લિમસંસ્કૃતિ અને આર્યસંસ્કૃતિનું

ઘર્ષણ જેમ ઊંડો અભ્યાસ માગે છે તેમ આર્યસંસ્કૃતિ અને પાશ્ચિમાત્ય સંસ્કૃતિનું સંઘર્ષણ પણ બહુ ઊંડા અભ્યાસ માગે છે. જેને મૂર્તિપૂજા ન ગમી તેને આર્યસંસ્કૃતિમાં એકેશ્વરવાદ, સર્વેશ્વરવાદ અને દ્વૈતવાદ પણ મળી આવ્યા. અસંખ્ય જ્ઞાતિઓમાં ગુંચવાઈ ગયેલા હિંદુસંસ્કૃતિએ જોયું કે જ્ઞાતિના મૂળમાં તો માત્ર ચાર વર્ણો જ આર્યસંસ્કૃતિએ આપેલી છે અને એ વર્ણો પણ એકમાંથી બીજામાં જઈ શકાય એવી સરળતાવાળી હતી. એથી ધીમે ધીમે પણ મક્કમપણે જ્ઞાતિઓનાં બંધન હળવાં થવા માંડ્યાં. વિચારની દૃષ્ટિએ, ફિલસૂફીની દૃષ્ટિએ, પશ્ચિમની ગ્રીકસંસ્કૃતિ ઉપર આધાર રાખતી ફિલસૂફી કરતાં ઊતરતાં નહિ એવાં તર્કનાં ઉડ્ડયનો ભારતીય ફિલસૂફીએ અનુભવ્યાં છે એવી વિચારકોની ખાતરી થઈ.

**વિજ્ઞાન અને નવીન ધર્મસંચાલન**

પશ્ચિમનું વિજ્ઞાન અને વિજ્ઞાનવાદ તથા વાસ્તવતા ક્ષણભર ભારતીયસંસ્કૃતિને ચમકાવી ગયાં ખરાં. છતાં વિજ્ઞાનવાદ તથા વાસ્તવવાદ ભારતીયસંસ્કૃતિ સાથે સમન્વય ન પામી શકે એવાં તત્ત્વો તો ન હતાં. મહાનાસ્તિક સંપ્રદાયોને સ્પર્શી આવેલી ભારતીયસંસ્કૃતિ વિજ્ઞાન અને વાસ્તવતાને સહી શકે એમ હતું. આમ પશ્ચિમની સંસ્કૃતિના સંઘર્ષણથી ભારતીયસંસ્કૃતિ લુપ્ત થવાને બદલે વધારે જાગ્રત, વિશુદ્ધ અને સામર્થ્યશીલ બની. છેક ઓગણીસમી સદીના બીજા, ત્રીજા દશકા સમયે જ્યારે અંગ્રેજી સત્તાનો સૂર્ય મધ્યાહ્ને આવી પહોંચતો હતો ત્યારે પ્રાચીન પ્રણાલિકાને સાચવી રાખતો સ્વામિનારાયણ જેવો સંપ્રદાય ગુજરાતમાં અસ્તિત્વમાં આવ્યો. અને એથી આગળ વધતાં આર્યસમાજની સ્થાપના દ્વારા જૂના વેદકાળની વિશુદ્ધિને યાદ કરતો, આશ્રમો, ગુરુકૂળો, યજ્ઞયાગાદિક ક્રિયાસંકુલ, બ્રહ્મચર્ય ઉપર ભાર મૂકતો સ્ત્રી–પુરુષની સમાનતાને લક્ષમાં રાખતો અને અસ્પૃશ્યતાને દૂર ફેંકતો મહર્ષિ દયાનંદસ્થાપિત આર્યસમાજ સંસ્કૃતિઘડતરમાં સરસ

ફાળો આપી રહ્યો. રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદ દ્વારા ભારતીયસંસ્કૃતિના સામર્થ્યઝરા વધારે વેગવાળા બન્યા. પ્રથમ રાજા રામમોહનરાય દ્વારા અને પછી ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, કેશવચંદ્ર સેન અને મહર્ષિ ટાગોર દ્વારા સ્થપાયેલો બ્રહ્મસમાજ ઉપનિષદ્‌ના તત્ત્વજ્ઞાન અને વૈષ્ણવી ભક્તિના સંમિશ્રણમાંથી એક જબરજસ્ત બુદ્ધિજન્ય આર્યસંસ્કૃતિનો મોરચો ઊભો કરી રહ્યો હતો. આર્યસંસ્કૃતિની ઉદારતા અને તેની વ્યાપકતા વિચારક્રાંતિની દૃષ્ટિએ પશ્ચિમની સંસ્કૃતિનો એવો ભવ્ય સામનો કરી રહી, જે સામનામાં નિર્બળની ક્રોધભરી લડાયકતા ન હતી, પરન્તુ સમન્વય અને વિશુદ્ધિને આદર આપતી ખેલદિલીભરી પશ્ચિમના સત્ત્વની સ્વીકારભાવના હતી. પશ્ચિમની સંસ્કૃતિનો સંપર્ક સાધીને તો ઊલટ ભારતીયસંસ્કૃતિ વધારે બળવાન થઈ છે એમ કહીએ તો પણ ખોટું નથી.

**રાષ્ટ્રવાદ**

પશ્ચિમની સંસ્કૃતિએ આપેલી દૃષ્ટિએ જોતાં પણ ભારતીયસંસ્કૃતિ ભારતીયપ્રજાને છોડવા જેવી લાગી નથી. ઊલટ એમાં જનકલ્યાણનાં અને વિચારક્રાંતિનાં એવાં એવાં સોપાનો મળી આવ્યાં કે જેમાંથી પ્રથમ હિંસક રાષ્ટ્રવાદ જાગ્યો અને હિંસક રાષ્ટ્રવાદમાંથી માનવવિશ્વે કદી નહિ અનુભવેલો અહિંસક રાષ્ટ્રવાદ પણ જાગ્યો. અહિંસક રાષ્ટ્રવાદે અંતે ભારતને સ્વાતંત્ર્ય અપાવવામાં બહુ જ મોટો ભાગ ભજવ્યો છે. વિચારક્રાંતિની પશ્ચિમને ટોચ બતાવતો આઈન્સ્ટીનનો છેલ્લામાં છેલ્લો સાપેક્ષવાદ Relativityનો સામે પલ્લે ભાર ઝીલવા માટે પણ આર્ય-ફિલસૂફી પાસે સ્યાદ્‌વાદનો સિદ્ધાન્ત હતો જ. પશ્ચિમની રાષ્ટ્રભાવના ઝીલવા માટે પશ્ચિમની મુત્સદ્દીગીરીને ખ્યાલ પણ નહિ આવ્યો હોય એવી ઊંડાણભરી નૈતિક તૈયારી આર્યસંસ્કૃતિ પાસે ગુપ્તપણે પડી રહી હતી જે પશ્ચિમના સંસ્કૃતિના સંપર્કે જાગ્રત કરી ચેતનવંત બનાવી અને સફળ પણ બનાવી. ગાંધી, અરવિંદ, વિવેકાનંદ, દયાનંદ, રામમોહનરાય,

કેશવચંદ્ર સેન, રવીન્દ્રનાથ અને દેવેન્દ્રનાથ ટાગોર વગેરે ઓગણીસમી અને વીસમી સદીનાં મહામાનવપુષ્પો ખીલ્યાં છે પશ્ચિમની હવા લઈને. પરંતુ તેમના પરાગની સજીવતા ભારતીયસંસ્કૃતિમાંથી જ ઊતરી આવી છે.

**પશ્ચિમનો આભાર**

એમાં ઉદાર પશ્ચિમવાસીઓનો પણ ઠીક ઠીક ફાળો છે. વિલિયમ જોન્સ, મેક્સમૂલર, બ્લેવેસ્ટકી અને એની બેસેન્ટ જેવા પશ્ચિમનાં સમર્થ પૂર્વપ્રેમી વિચારકોનો યશસ્વી ફાળો આપણાથી ભૂલી શકાય એમ નથી. કોઈ વિશિષ્ટ વાદ કે કોઈ વિશિષ્ટ વિચારપ્રણાલિકા અગર કોઈ શકવર્તી ગ્રંથનો અત્રે ઉલ્લેખ કરવાની જરૂર નથી. એ ઉલ્લેખ બહુ વિસ્તાર માગે છે. વિચારક્રાંતિને દર્શાવતા ગ્રંથોના અને પરિપાટીઓના ઢગલા પડ્યા છે. માત્ર અહીં એટલું જ કહેવું વાસ્તવિક થશે કે વિશ્વના સમર્થ વિચારપ્રવાહો વચ્ચે આર્યસંસ્કૃતિને જ્વલંત પશ્ચિમે મૂકી દીધી; છતાં તે પ્રવાહબળમાં નિર્મૂળ થવાને બદલે વધારે વિશુદ્ધ બની, સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી ગૌરવભર્યે મસ્તકે ઊભી રહી છે. એ વિચારક્રાંતિએ બ્રિટિશ સામ્રાજ્યવાદને પાછો વાળ્યો છે એટલું જ નહિ, પરંતુ ઇસ્લામઝનૂનને ઉદારતાપૂર્વક જમીનટૂકડા પણ કાઢી આપ્યાં છે. એને કેટલાક નિર્બળતા ભલે માને; છતાં પાંચ હજાર વર્ષની ભારતીયસંસ્કૃતિ જુદા જુદા મોરચાઓ માંડી પોતાના અંગ ઉપર વિવિધ પ્રકારના પહેલપાસા પાડી આજ સુધી સજીવ રહી છે. સ્થાપિત ધર્મના રાજકીય અસ્વીકારમાં ભારતીયસંસ્કૃતિનું વિશુદ્ધ રૂપ જળવાઈ રહ્યું છે એમ કહેવામાં ભારતીયસંસ્કૃતિ જરાય વાંધો લે એમ નથી. ભારતીયસંસ્કૃતિને હિંદુધર્મની છાપ એને ન ઓળખનાર પરદેશીઓએ જ આપી છે. ભારતીયસંસ્કૃતિએ એક પણ સ્થાપિત ધર્મ હજી સુધી સાદ્યંત સર્વવ્યાપી ઢબે સ્વીકાર્યો નથી. એમાં જ સતત ક્રાંતિ પામતું તેનું સજીવપણું સમાયલું છે. માનવ-વિશ્વના બધાય સજીવ ધર્મોએ હિંદમાં સ્થાન મેળવ્યું છે: બૌદ્ધ,

જૈન, વૈદિક, ઇસ્લામ, ખ્રિસ્તી, યહૂદી અને જરથુસ્ત્રી. એમાંનો એકે ધર્મ ભારતવ્યાપી ધર્મ નથી. ભારતીય ધર્મ તો એ સર્વના સમન્વયમાંથી ઊભી થયેલી ઉદાર માનવબંધુત્વની ભાવનામાં રહેલો છે. વિચારની, વિચારક્રાંતિની, ધર્મની, ધર્મસમન્વયની પ્રયોગશાળા સરખા ભારતને ખપે છે માનવતા.

**યુગ–અનુકૂળ બનતી ભારતની ક્રાંતિ**

શિસ્તસંપન્ન, સુદૃઢ, સામર્થ્યપૂર્ણ અને વિજયી અંગ્રેજસત્તાએ પશ્ચિમની કેળવણી, પશ્ચિમનો વહીવટ, પશ્ચિમનું વિજ્ઞાન, પશ્ચિમની રહેણીકરણી તથા પશ્ચિમનો રાષ્ટ્રવાદ ભારત સામે બળપૂર્વક લાવી ખડકી દીધાં. મોગલો–મુસલમાનો, ભારતવાસી–સ્વદેશી બની શક્યા હતા. પરંતુ અંગ્રેજોનું અહં તેમને ભારતવાસી બનાવી શક્યું નહિ. સુવ્યવસ્થા અને વિજ્ઞાનની ચમકાવનારી અસર નીચે ભારતે રાષ્ટ્રવાદની ચાવી પશ્ચિમ પાસેથી પકડી લીધી અને મુસલમાનો સામે જેમ ધર્મઐક્ય વિસ્તારી ભારતીયસંસ્કૃતિએ સ્વરક્ષા કરી તેમ પશ્ચિમની સંસ્કૃતિ સામે રાષ્ટ્રવાદ વિકસાવી ભારતે–ભારતીયસંકૃતિએ સ્વરક્ષણ સાધ્યું. એ સ્વરક્ષણમાં સ્વશુદ્ધિ પણ રહી છે અને પોતાને સ્પર્શતી અન્ય સંસ્કૃતિનો સમન્વય પણ રહેલો છે. સંસ્કૃતિની અથડામણને ભારતે પુણ્યશાળી સંસ્કૃતિસંગમ બનાવ્યો છે. પશ્ચિમની અસર ભારતે બહુ ઝીલી; પરંતુ એ અસર ઝીલતાં પણ ભારતીયસંસ્કૃતિએ પોતાની વિશિષ્ટતા જાળવી રાખી છે. એમાં માનસિક જડતા નહિ પરંતુ વિચારક્રાંતિઓને પોતાના સ્વરૂપમાં શમાવી દેવાનું ચાપલ્ય અને ઔદાર્ય રહેલું છે એમ આપણે ભારતવાસીઓ જ કહીએ છીએ એમ નહિ પરંતુ બહારના અભ્યાસીઓ પણ કહે છે. ભારતે સ્વરાજ્ય મેળવ્યું. સ્વરાજ્યની ભાવનામાં પશ્ચિમનો ભારે ફાળો. પરંતુ સ્વરાજ્ય મેળવવાનું સાધન વિશુદ્ધ ભારતીયસંસ્કૃતિનું નિ:શસ્ત્ર શસ્ત્ર! અનેક પુટ પામતી વિચારક્રાંતિ અંતે ભારતીય વિશિષ્ટતા ધારણ કરી રહી અશોકના અહિંસક ચક્રમાં.



# ૧૦

# ભારતીય કલા

## (૧)

## સામાન્ય વિચાર

**કલાની ઉત્પત્તિ**

સંસ્કૃતિનું એક મહત્ત્વનું અંગ, આવશ્યક સ્વરૂપ એ કલા. પ્રજાની સર્જનાત્મક શક્તિ જડચૈતન્ય સૃષ્ટિનાં રસ, રંગ, રૂપ અને આકારનો અનુભવ લેતી સૌન્દર્યની સંપ્રાપ્તિ મેળવે છે. એનાં ઊર્મિ-ઉડ્ડયન અને ભાવ નાજુકી જીવનપ્રસંગોમાંથી વાસ્તવતા અને આદર્શ શોધતાં શોધતાં કવિતા કરે છે, ગીત ગાઈ ઊઠે છે, રંગરેખા ભર્યાં ચિત્રો ઉપજાવે છે, રમકડાંથી માંડી વિશાળ મૂર્તિઓ ઘડે છે અથવા લતા-વિભૂષિત ઝૂંપડીમાંથી મહાન મહાલયો ઊભા કરે છે. આવાં આવાં પ્રજાજીવનનાં કલામય પાસાં રાજકીય ઇતિહાસ કરતાં પણ કદી કદી વધારે મહત્ત્વનો સંસ્કાર સંભાર સાચવી રાખે છે.

**કલા અને સંસ્કૃતિ**

કલા વગર સંસ્કૃતિ હોઈ શકે ખરી? ના. કદાચ કલારહિત ઉન્નતિનો ભ્રમ ઊભો થાય ખરો. પરંતુ કલાસ્પર્શ રહિત ઉન્નતિ જડ, બરછટ અને માણસાઈ વગરની રહી જાય, જેને ભાગ્યે જ ઉન્નતિ કહી શકાય. કલા વગરનું વીરત્વ અને કલા વગરનો વ્યાપાર, કલા વગરનો ધર્મ અને કલા વગરની ફિલસૂફી માત્ર ક્રૂરતા, સ્વાર્થ, વહેમ કે દંભ બની રહે છે. વીરત્વમાં માણસાઈ લાવવી હોય, વ્યાપારમાં સર્વાંગ આબાદી

ઉપજાવવી હોય, ધર્મને સજીવ-નિર્જીવ સૃષ્ટિ સાથેનું માનવ તાદાત્મ્ય ઉપજાવતો જીવનવ્યવહાર બનાવવો હોય અને ફિલસૂફીને પોકળ તર્કને બદલે જીવનવ્યવસ્થાનું ઉપયોગી તત્ત્વ બનાવવું હોય તો કલાનો આશ્રય લીધા વગર ચાલે એમ નથી.

**કલાની વ્યાખ્યા**

કલા એટલે? કલાની છેલ્લામાં છેલ્લી અને સર્વનો સ્વીકાર પામેલી વ્યાખ્યા હજી સુધી ઘડાઈ નથી. કલાને વ્યાખ્યાના બીબામાં ઉતારવા કરતાં એને સામાન્ય સમજથી ઓળખવી એ વધારે સુગમ થઈ પડે એમ છે. એક વિચિત્ર ઢબે આપણે કલાને ઓળખીએ. ઉપભોગ–ઉપયોગ એ જીવનનું આદ્ય પગથિયું. જે ઉપભોગમાં માત્ર ઉપયોગ કરતાં કાંઈ વધારે ઊર્મિ ઊપજાવી જતું તત્ત્વ હોય તેનું નામ કલા. ઉપયોગ સાથે આપણી ઇન્દ્રિયોને અને ઇન્દ્રિયો દ્વારા આપણા મનને ગમે એવી ઉપભોગની ગોઠવણીમાં કલા રહેલી છે : ઉપભોગને રૂપાળો બનાવવો એનું નામ કલા; માત્ર પાર્થિવ ઉપયોગને ગમતો બનાવતું રૂપાળું લટકણુ એનું નામ કલા; ઉપયોગ–ઉપભોગનું આદ્ય–કદાચ અશિષ્ટ–સ્વરૂપ પલટાવી તેને સૌન્દર્યરૂપે રજૂ કરતી પ્રવૃત્તિ એનું નામ કલા.

ખોરાક ગમે તેમ હાથમાં લઈને ખાઈ શકાય. ખોરાક લેવો એ ઉપયોગ છે–આવશ્યક છે. પરંતુ ખોરાકને સ્વચ્છતાપૂર્વક, આંખને ગમે એવી ઢબે થાળી કે રકાબીમાં મૂકતાં એ ઉપયોગ અને ઉપભોગ કલા બની જાય છે. માનવી ઝાડ નીચે રહી શકે, ગુફામાં પણ રહી શકે અગર કુબામાં પણ રહી શકે. પરંતુ ઝાડમાંથી તે પર્ણકુટિ બનાવે, ગુફાની ખરબચડી ભીંતો ઉપર કાંઈ ચિત્ર દોરે અગર કુબાની ભીંત કે ભોંયમાં ઓકળીઓ પાડે ત્યારે માત્ર ઉપયોગમાં કલા પ્રવેશવા માંડે છે. ઉપભોગની–ઉપયોગની જેટલી જેટલી વસ્તુ એ બધી જ કલામય બની શકે છે. ઉપભોગને કલામય બનાવવામાં જ સાચી સંસ્કૃતિ રહેલી છે.



હીરા ભાગોળનું કોતરકામ - ડભોઈ - ગુજરાત

ઉપયોગમાંથી કલાભાવના વિકસાવવી એટલે વ્યક્તિની તેમ જ પ્રજાની સૌન્દર્યભાવના વિકસાવવી. આંખને ગમે, કાનને ગમે, સ્પર્શને ગમે, મનને ગમે એનું નામ સૌન્દર્ય: સૌન્દર્યની એ સહુ સમજે એવી જડ વ્યાખ્યા. કલા અને સૌન્દર્યની ચર્ચામાં બહુ ઊંડા ન ઊતરતાં એટલું જ કહેવું બસ થશે કે માનવી ઉપભોગને–ઉપયોગને પ્રાચીનકાળથી સુન્દર બનાવતો ચાલ્યો આવ્યો છે. હથિયારનો ઉપયોગ તો શિકાર કે રક્ષણ માટે જ હોય. પરંતુ માનવી એ હિંસક હથિયારને પણ ચાંદી, સોના કે મખમલથી શણગારતો આવ્યો છે. વાસણોમાં વસ્તુઓ મૂકવાનો જ માત્ર ઉદ્દેશ. એ વાસણો માનવખોપરી કે સૂકા તૂંબડામાંથી માટી, પથ્થર કે ધાતુમાં અવતાર લેતાં લેતાં આશ્ચર્ય ઉપજાવે એવા આકારો અને કોતરકામ ધારણ કરતાં બની જાય છે. એ કલા. અને તે માનવજીવનમાં ડગલે પગલે જન્મ પામે છે–જો આપણાં ડગલાં વિકાસ તરફ વધતાં હોય તો.

**કલાની વ્યાપકતા**

નિત્ય ઉપયોગનું સ્વરૂપ ધારણ કરી લેતી કલાને આપણે કલા તરીકે ઓળખવા ઓળખાવવાનું વિસરી જઈએ છીએ; છતાં આપણાં માટીનાં રમકડાં કે માટીનાં વાસણો આપણી કલાના નમૂના છે; આપણાં વસ્ત્રો આપણી કલાભાવનાનાં પ્રતીક છે–વસ્ત્રોની બનાવટ તેમ જ વસ્ત્રો પહેરવાની લઢણ સુદ્ધાં. આપણી આસપાસ નજર કરીશું તો આપણને દેખાઈ આવશે કે પ્રથમ દૃષ્ટિએ નિરુપયોગી લાગતું કાષ્ટ પાટલા, બાજઠ, ખુરશી, મેજ, હીંચકા કે કોતરકામભર્યાં બારીબારણાંના રૂપાળા સ્વરૂપે કેટકેટલી વાર સામે આવી આપણને પ્રસન્ન કરી જાય છે. હાડકાં, શીંગડાં તેમ જ હાથીદાંત તો માનવદેહ અને માનવઘરને શણગારતી કિંમતી વસ્તુઓ બની રહેલી છે. દેહને આભૂષણથી શણગારવાનું માનવી કદી ભૂલ્યો નથી. જંગલી અવસ્થાથી આજ સુધી માનવી બની શકે એટલાં દેહઅંગને પથ્થરથી, રંગથી, છીપ અને

કોડીથી, કાચ અને લોખંડથી, સોનાથી અને ચાંદીથી, હીરાથી અને માણેકમોતીથી શણગારતો જ ચાલ્યો આવે છે. એ દેહને શણગારતી આભૂષણકલા સહ આપણી કલાપ્રકારોની શ્રેણિ બહુ મોટી બની જાય એમ છે. જીવવું એ માનવીનો આદ્ય પ્રયત્ન; સુંદર રીતે જીવવું એ માનવીનો બીજો પ્રયત્ન. એમાંથી કલા પ્રાપ્ત થતાં જીવનનો અર્થ જ બદલાઈ સુંદર રીતે જીવવું એમ બની જાય છે.

**ચાર કલાસ્વરૂપો**

આમ માનવીની આસપાસનું આખું પરિવેષ્ટન કલા માગતું બની જાય છે. માટીકામ, વણાટ, ધાતુઘડતર, કાષ્ટકારીગરી, હાડકાં-શીંગડાં-હાથીદાંતની કોતરણી, સોનાચાંદીના અલંકાર, ઝવેરાત, મીનાકારી જેવી કળાઓ માનવીની આસપાસ વિકસતી જાય છે. આ બધીયે કલાના ગુચ્છ સરખા ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય અને સંગીત એવી ચાર કલાઓની વિચારણા સંસ્કૃતિના માપ અર્થે વિશેષ ઉપયોગી થઈ પડે છે. બીજી નાનીમોટી કલાઓ કરતાં એ ચાર કલાઓ સાર્વજનિક બની રહે છે અને તેનો જીવનઘડતરમાં ભારે ઉપયોગ હોવા છતાં માત્ર ઉપયોગ કે અંગત ઉપભોગની ક્ષુદ્રતાથી તે બહુ દૂર રહે છે. એથી એ આખી પ્રજાનું સંસ્કાર અંગ બની રહે છે—નહિ કે વ્યક્તિનું. સામાન્યતઃ કલાના નામોચ્ચારણ સાથે એ જ ચાર કલાઓનો વિચાર આગળ આવે છે.

ભારતની સંસ્કૃતિને ઘડનાર એક મુખ્ય તત્ત્વ તે ભારતીયકલા. ભારતના ઇતિહાસ કે પૂર્વેતિહાસ સરખી જ એ પ્રાચીન. એક લેખક કહે છે :

'Before Indian art, as before every phase of Indian civilization, we stand in humble wonder at its age and its continuity.'

'ભારતીયસંસ્કૃતિના દરેક પાસાની માફક ભારતીયકલા સમક્ષ ઉભા રહેતાં તેની પ્રાચીનતા અને તેનું જીવંતપણું આપણામાં નમ્રતાભર્યું આશ્ચર્ય ઉપજાવી રહે છે.'

**પ્રાચીનતા અને જીવંતપણું**

આમ ભારતીયસંસ્કૃતિની સાથે ભારતીયકલા પણ તેની પ્રાચીનતા તથા તેના જીવંતપણાથી પરદેશીઓનું પણ ધ્યાન ખેંચ્યા વગર રહી નથી. પશ્ચિમની વિચારશ્રેણિ અનુસાર ભારતીયકલા એટલે ઇસિવીસન પહેલાંનાં ત્રણ હજાર તથા ત્યાર પછીનાં બે હજાર વર્ષ—એટલે પાંચ હજાર વર્ષની કલા; અને તે પણ હજી સુધી સજીવન રહેલી, આજના સ્વતંત્ર બનેલા ભારતને પોષણ આપતી કલા. પાંચ હજાર વર્ષ સુધી જીવંત રહી હજી પણ નવજીવનનો પરચો બતાવતી કલા હિંદ અને ચીન સિવાય બીજા કોઈ પ્રદેશે જાળવી રાખી દેખાતી નથી. એ ચીનની કલામાં—સંસ્કૃતિમાં પણ ભારતીય કલા અને સંસ્કૃતિનો બહુ મોટો ફાળો છે; ચીનની સંસ્કૃતિને ભારતીયસંસ્કૃતિના એક ટુકડા તરીકે ગણવાનો લોભ થાય એવડો મોટો ફાળો છે. એ ગર્વભર્યો લોભ જતો કરીએ તોય એટલું તો સ્પષ્ટ છે જ કે ભારતીયફિલસૂફી તથા ભારતીયસાહિત્ય સાથે ભારતીયકલા પણ સમગ્ર માનવજાતની કલાસમૃદ્ધિમાં ગૌરવભર્યું સ્થાન મેળવી શકે એમ છે. ગ્રીસ અને રોમની કલાને વખાણતાં ન થાકતી પશ્ચિમની કલાભાવના હવે ભારતીયકલાનાં રહસ્યો, આકૃતિઓ, રંગરેખાની છટા તથા સ્થાપત્ય ઉપર મુગ્ધ થતી જાય છે. પશ્ચિમી વિદ્વત્તાના જ કથન પ્રમાણે ભવ્યતાના ભવ્યમાં ભવ્ય પ્રકારો અને નાજુકમાં નાજુક નકશી ભારતીયકલામાં મળી આવે છે. ભારતીયકલાએ પહાડો અને પથ્થરોમાંથી કલાના અનોખા બાગબગીચા ઉપજાવ્યા છે. ભારતીયકલાના ટાંકણામાંથી જે રસભાવ કોતરાઈ ચૂક્યા છે તેવા

ભાગ્યે કોઈ કવિતામાં પણ ઊતર્યા હોય. ભારતીય પીંછીએ દોરેલી આકૃતિઓ અને પૂરેલા રંગ કેવી અનુપમ સૌંદર્યસૃષ્ટિ રચી શકે છે તે દર્શાવતા પુરાવા–આછા આછા–સદ્ભાગ્યે સચવાઈ રહ્યા છે.

**પશ્ચિમે આપેલી દૃષ્ટિ**

અને છતાંએ દુર્ભાગ્ય તો ખરું જ કે એ પાંચે હજાર વર્ષની કલાનો અવિચ્છિન્ન પ્રવાહ હજી આપણે શોધી શક્યા નથી. એ પ્રવાહના ટુકડાઓ, ઠીક ઠીક લાંબા ટુકડાઓ આપણને મળી આવ્યા છે. ઇતિહાસના પૂરા અંકોડા ભલે ગોઠવી ન શકાય, છતાં ટુકડે ટુકડે મળી આવેલા કલાઅવશેષો પણ ભારતના કલાગૌરવને પોષે એવા છે. પાંચ હજાર વર્ષની ભારતીયસંસ્કૃતિએ અનેક આસ્માની સુલતાની અનુભવતાં કલાનાં સેંકડો સૌંદર્યસ્વરૂપો ઉત્પન્ન કર્યાં છે. અનેક યુદ્ધો, આક્રમણો અને મૂર્તિભંજક ઝનૂને કલાનો કેટકેટલો સંહાર સાધ્યો, અને સળંગ ઇતિહાસમાં કેટલાંયે ગાબડાં પાડ્યાં. એટલે આપણો કલાઇતિહાસ પણ આપણા રાજકીયઇતિહાસ સરખો અંધારાં અજવાળાંની ફેરફૂંદડી સરખો બની રહે છે. પશ્ચિમના સંપર્કે આપણને સરસ સંશોધકો આપ્યા.

એ સંશોધકો પશ્ચિમમાંથી જ પૂર્વમાં પ્રકાશ ગયો એવી માન્યતા સેવે અને ભારતીયકલામાં સ્થળે સ્થળે પશ્ચિમની અસર જોવા લલચાય એ સહજ છે. તોય આપણે અત્યંત આભારની લાગણી સહ પશ્ચિમના અભ્યાસીઓનું ઋણ સ્વીકારવું જ રહ્યું. કારણ આપણી સંસ્કૃતિને ઓળખતાં પશ્ચિમના વિદ્વાનોએ જ આજ આપણને શીખવ્યું. ભારતીયસંસ્કૃતિના અવશેષો તરફ તેમણે જ આપણું ધ્યાન દોર્યું અને સંસ્કૃતિના એક મહત્ત્વના અંગ તરીકે કલાને ઓળખવાની વર્તમાન દૃષ્ટિ પણ તેમણે જ આપણને આપી. એ દૃષ્ટિ લઈને આપણે આપણી આખી સંસ્કૃતિનું નવેસર મૂલ્યાંકન કરવાનું રહ્યું.

ભારતીય કલાની કેટલીક વિશિષ્ટતા આપણે સમજી લઈએ. પશ્ચિમની માફક ભારતીય કલામાં વ્યક્તિગત કલાકારનું વિશિષ્ટ સ્થાન હોય એમ દેખાતું નથી. વળી કલાકાર અને કારીગર Artist અને artisan વચ્ચે ઓગણીસમી સદીના અંત સુધી આપણે ત્યાં ખાસ ભેદ જોવામાં આવતો નથી. હિંદમાં કલા એ જીવનનો એટલો બધો સાહજિક વિભાગ બની ગયો દેખાય છે કે જેથી કલાકાર અને કારીગર વચ્ચે, ઉપયોગની વસ્તુ અને કલાભરી વસ્તુ વચ્ચેના ભેદ જ ભુંસાઈ ગયા હોય એમ લાગે છે. આવી પરિસ્થિતિમાં કલા પરંપરા એવી રૂઢ બની જાય છે કે પ્રત્યેક કારીગર કલાકાર બની ગયો હોય છે; સાથે સાથે કલાકારને કારીગરીમાં, ધંધામાં, મજૂરીમાં નાનમની ભાવના જ રહેતી નથી. એથી જ આપણા મહાન સ્થપતિઓ, મૂર્તિવિધાયકો, સંગીતવિશારદો તથા ચિત્રકારોનાં વ્યક્તિગત નામ બહુ મળી આવતાં નથી. વિદ્યાકલાના આદ્ય સ્થાપક કોઈ દેવ, ઋષિ કે આચાર્ય જ હોય. પોતાની પ્રતિભાનું મહત્ત્વ દેવ-ઋષિને અર્પી ઊંચામાં ઊંચી દક્ષતા સિદ્ધ કરી ચૂકેલો કલાકાર પોતાના વ્યક્તિત્વને–વ્યક્તિગત નામને આગળ કરવા કરતાં એ દેવઋષિ સ્થાપિત કલાપ્રવાહનું અજાણ્યું બિંદુ બની રહેવાનું પસંદ કરતો હતો. વળી શાસ્ત્રીય કલાને પરંપરાપાત્ર ધંધામાં ફેરવી નાખવાથી ધંધો અને કલા એક બની જઈ વેઠને સ્થાને શોખનો–કૌટુમ્બિક ગૌરવનો વિષય બની રહેતાં. વ્યક્તિગત ફાંટાબાજી કલાને બગાડવાને બદલે અમુક ઉચ્ચ કક્ષાને તો વળગી જ રહેતી. કલામાં આમ કૌશલ્ય આવતું.

**વિશિષ્ટતા**

ભારતીય કલા અને વિદ્યા વિશેની માન્યતા કેટલી વ્યાપક અને સર્વગ્રાહી હતી તેનો ખ્યાલ પ્રચલિત માન્યતાઓ અને વિદ્યાકલા ઉપર રચાયલાં શાસ્ત્રો તથા દીપિકાઓ ઉપરથી આપણને આવી શકશે. ચૌદ વિદ્યા અને ચોસઠ કળાના ઉલ્લેખો સામાન્ય છે. કેટલેક સ્થળે

**કલાની વ્યાપકતા**

બોતેર અને છોતેર સુધી કળાની સંખ્યા લઈ જવાય છે. કળા ભારતીય મન્તવ્ય પ્રમાણે જીવનનાં કેટકેટલાં પાસાંને સ્પર્શે છે તે સમજવા અર્થે એ વિદ્યા કલાનાં નામ અત્રે નોંધવાં યોગ્ય થશે.

**ચૌદ વિદ્યા**

ચૌદ વિદ્યામાં ચાર વેદ–ઋક્, યજુર્, સામ અને અથર્વ; છ વેદાંગ–શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુકત, છંદ, અને જ્યોતિષ; અને ચાર ઉપવેદ–આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ અને સ્થાપત્ય–શિલ્પવેદ મળી ચૌદ વિદ્યાની સંખ્યા કરવામાં આવે છે. ચાર ઉપવેદને સ્થાને કેટલાક પ્રવીણો મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર–સ્મૃતિજ્ઞાન અને પુરાણને ગણાવે છે.

**ચોસઠ કલા**

ચોસઠ કલાઓમાં આ પ્રમાણે ગણતરી થાય છે : (૧) ગીત, સંગીત–કંઠસંગીત, (૨) વાદ્ય–તંતુ, આનક, સુશિર અને ઘનવાદ્યો (૩) નૃત્ય–લાસ્ય તાંડવના ભેદ–સહ, (૪) નાટ્ય (૫) આલેખ્ય–ચિત્રકળા (૬) વિશેષકચ્છેદ્ય–કાગળ, પર્ણ કે ચર્મ કોતરી–કાતરી એમાં રમ્ય ચિત્રો કે અક્ષર આલેખવા, કાચ–અબરખની ટીલડી–ચાંદલા તૈયાર કરવા વગેરે, (૭) તાંદુલકુસુમબલિ વિકાર–અનાજની રંગગોઠવણીમાંથી ચિત્રો ઉપજાવવાં–રંગ લઈ ભીંત કે પાટી ઉપર ફેંકતાં આબેહૂબ ચિત્ર ઉપજાવવાં વગેરે, (૮) પુષ્પાસ્તરણ–ફૂલ બીછાવી તેના રંગોમાંથી ચિત્રો કે દૃશ્ય ઉપજાવવાં, (૯) દશન–હાથીદાંત ઉપર, હાડકાં ઉપર કોતરકામ કરવાનો કલા, (૧૦) વસન–વણાટ કલા, (૧૧) મણિભૂમિકા કર્મ–મણિરત્ન કાઢવાની કલા, (૧૨) શયનરચન–શય્યા અને બીજી બિછાયત કરવાની કલા, (૧૩) ઉદકવાદ્ય–પાણીમાંથી સંગીત ઉપજાવવાની કલા–જલતરંગ સરખી (૧૪) તરવાની કળા–ડૂબકી મારી વસ્તુ શોધી લાવવા સુધીની કળા, (૧૫) માલ્ય–માળીની કલા–હાર, તોરા, વેણી, વાડી, ચાદરનાં પુષ્પગુંફનની કળા; પુષ્પોની સંભાળ પણ એમાં આવી જાય છે; (૧૬)

કેશગુંફન, (૧૭) વેશપલટો–બહુરૂપી નામની સંસ્થામાં હજી જીવંત છે. (૧૮) કર્ણપત્ર ભંગ-ફુલ કોતરવાની કળા, (૧૯) સુગંધયુક્તિ–વિવિધ પ્રકારનાં સુવાસિત તેલ, અત્તર, અર્ક બનાવવાની કળા (૨૦) ઇન્દ્રજાળ–જાદુ-સામાને ભ્રમમાં નાખવાની કળા, (૨૧) ભૂષણઆયોજન-શૃંગાર સજવાની કળા, (૨૨) હસ્તલાઘવ–હાથને શસ્ત્ર અંગે, કલમ અંગે, કોઈ પણ કાર્ય અંગે કૌશલ્યપૂર્વક ફેરવવાની કળા–સરસ હથોટી, (૨૩) પાકશાસ્ત્ર, (૨૪) નશાવાળી ચીજો બનાવવાની કળા, (૨૫) શીવણ, (૨૬) ભરત, (૨૭) વીણાડમરુવાદન, (૨૮) પ્રહેલિકા–ઉખાણા અને તેના અર્થ ઉપજાવવાનું ચાતુર્ય, (૨૯) પ્રતિમાલા શીઘ્ર પ્રશ્નોત્તરી–અંત્યાક્ષરી-અંતકડીની આવડત. (૩૦) દુર્વચકયોગ-ઠગાઈની કળા (૩૧) વાચનકળા, (૩૨) નાટકાખ્યાયિકા દર્શન–કાવ્યભેદની સમજ, (૩૩) સમસ્યાપૂર્તિ-પૂરક કાવ્યકડી બનાવવાની કળા, (૩૪) પટ્ટિકાવેત્ર બાણકલા, હાથની રમત–ગીલીદંડાથી માંડી બાણ તાકવા સુધીની, (૩૫) તર્કવાદ (૩૬) સુતારી કલા, (૩૭) વાસ્તુ શિલ્પ–સલાટની કળા, ગુપ્તદ્વાર, ગુપ્તભોંયરાં, ધનસંચ, ભૂલભૂલામણી મૂર્તિ વગેરે બનાવવાની કલા. (૩૮) રૂપ્ય–રત્ન-પરીક્ષા, (૩૯) ધાતુવાદ–ધાતુ ગાળવી, તેમાંથી પાત્રો બનાવવાં, સજાવટ કરવી, ધાતુ પારખવી વગેરે, (૪૦) મણિરાગજ્ઞાન–કીમતી રત્નોની પરીક્ષા. (૪૧) આકરજ્ઞાન કળા–ભૂમિપરીક્ષા–જમીનની જાત પારખવી–પાણી કેટલે ઊંડે છે તેનો અંદાજ કાઢવો. કીમતી રત્નો કે ધાતુ જમીનમાં છે કે કેમ–ખાણ નીકળે એવી છે કે નહિ એ સર્વ માહિતી મળે એવી કળા, (૪૨) વૃક્ષાયુર્વેદ–વૃક્ષવનસ્પતિના રોગનું નિદાન તથા ઉપાય (૪૩) મેષ કુક્કટ લાવક યુદ્ધવિધિ–ઘેટા લડાઈ, કુકડા લડાઈ, તેતરલાવરનાં દ્વંદ્વ વગેરે રંજન કાર્યોમાં કુશળતા-પશુપરીક્ષા, (૪૪) શુકસારિકા પ્રલાપન–મેનાપોપટને બોલતાં શીખવવું. કબૂતર જેવાં પક્ષીને સંદેશ-વાહક બનતાં શીખવવું વગેરે, (૪૫) ઉત્સાદન કલા–ચોંટેલો પદાર્થ અને રંગ દૂર કરવાં, નવા રંગ લગાડવા, માનવી કે જાનવરને સંકડાશમાંથી

બહાર કાઢવાં વગેરે આવડત; (૪૬) માર્જન કૌશલ્ય—રંગ ફેરફારી કરવી, દેહ સ્વચ્છતાના પ્રકારો સમજવા, દેહ ઉપર હસ્ત કૌશલ્ય દાખવી હસાવવું, પ્રસન્ન કરવું અને દેહના અંતરંગ ભાગને ધોવાની કળા (૪૭) અક્ષર મુષ્ટિકા કથન–હાથમાં–મુઠીમાં છુપાવેલી વસ્તુને ઓળખવાની રમતનો વિનોદ–દૂર બેસી લખતા માણસના હાથ મૂઠીના કે અંગુલીના હલન ચલનથી એ શું લખે છે તે સમજી લેવાની કળા, (૪૮) મ્લેચ્છ–પરદેશી ભાષાજ્ઞાન. (૪૯) સ્વદેશી ભાષાજ્ઞાન, (૫૦) શકુન કળા, (૫૧) યંત્ર–માતૃકા–ગુપ્તયંત્ર–સંચા–યાંત્રિક રચનામાં કુશળતા. (૫૨) ધારણમાતૃકા –તોળવાની કળા–નાનામાં નાની તેમ હાથી–પર્વત–વહાણ–પથ્થરલાટ–વગેરે ભારે વસ્તુઓ તોળવાની કળા. ( ૫૩ ) અસંવાચ્ય માનસી કાવ્ય –ગમે તે વિષય ઉપર કવિતા બનાવવાની કળા–શીઘ્ર કવિતાકલા. ( ૫૪ ) અભિધાન કોશ, જેનાં જેનાં એક કરતાં વધારે નામ હોય તેનું જ્ઞાન; સાંકેતિક ભાષાનો ઉકેલ કરવાની કળા. ( ૫૫ ) છંદજ્ઞાન. ( ૫૬ ) ક્રિયાવિકલ્પ–રાંધેલા પદાર્થો પારખવાની કળા–ઝેર પકડવાની આવડત. ( ૫૭ ) ચોરકળા. ( ૫૮ ) છલિતયોગ–છેતરવાની સર્વ યુક્તિઓની આવડત–ચોર પકડવામાં અને શિકારમાં ઉપયોગી. (૫૯) દ્યુતવિશેષ, ચોપટ, ગંજીફો, પાસાબાજી, શેતરંજ, દશાવતાર વગેરે Indoor gamesની આવડત. (૬૦) આકર્ષ ક્રિડા–વ્યાયામ–કસરત–અંગબળની રમતો. ( ૬૧ ) બાળક્રિડન કળા–બાળકોને રમતગમત દ્વારા જ્ઞાન આપવાની કલા. કીન્ટર ગાર્ડન અને મોન્ટેસરી પદ્ધતિનું અહીં સામ્ય નિરખી શકાશે. ( ૬૨ ) વૈનાયિકી કલા–જાદુગરોની હીકમત સમજવાની આવડત. ( ૬૩ ) કૃષિકળા–ખેતીવાડી. ( ૬૪ ) વૈતાલિક વિદ્યા–ધૂપ–દીપ–મંત્ર–દાણા વગેરે ઇલાજો દ્વારા ભૂતપ્રેતના વળગાડ–અગર માનસ-આવેશોને દૂર કરવાની કલા–માનસિક અસ્થિરતા ટાળવાની આવડત–વર્તમાનકાળની ' સાઇકીએટ્રી ' નો એ પ્રાચીન પ્રકાર.

વર્તમાન યુગની કલાઓ પણ આથી બહુ આગળ જતી નહિ હોય.

જીવનનાં વિધવિધ પાસાંને સ્પર્શ કરતી આ ચોસઠમાંની દરેક કલાઓ ઉપર પાછા વિદ્વત્તાભર્યા ગ્રંથો રચાયા છે. દૃષ્ટાંત તરીકે પટ્ટિકાવેત્ર માટે પટ્ટિકાવિચાર, તર્કકલા માટે ગદાધરી, શિરોમણિ તથા મુક્તાવલિ, વાસ્તુકલા માટે પ્રતિમામંડન તથા પ્રાસાદમંડન, અગસ્ત્યનો રચેલો મનાતો રત્નપરીક્ષા ગ્રંથ, વરાહમિહીરરચિત વૃક્ષાયુર્વેદ, શુકસારિકા પ્રલાપન ગ્રંથ, ધારણમાતૃકાકલ્પલતિકા, ખેતી માટે ક્ષેત્રવિચાર વગેરે ગ્રંથોના ઉલ્લેખ આપણે ત્યાં છે. એ સિવાયની બીજી કલાઓમાં તો અનેક ગ્રંથો રચાયલા છે જ.

**કલાગ્રંથો**

ઉપર દર્શાવેલી સામાન્ય સ્વીકાર પામેલી કલાઓ ઉપરાંત જુદા જુદા ધંધાદારીઓની, સ્ત્રીઓ અને પુરુષોની વિશિષ્ટ કલા અંગે પણ કેટલી ઝીણવટથી વિચાર થયો છે એ ક્ષેમેન્દ્રકૃત કલાવિલાસનો ગ્રંથ સહજ જોવાથી સ્પષ્ટ થાય એમ છે. સૌન્દર્ય વધારવાના પશ્ચિમના—ખાસ કરી પશ્ચિમની સ્ત્રીઓના પ્રયત્નને હસતી વખતે આપણે ન ભૂલીએ કે કૌચુમાર કલા વિશેષતઃ કૃત્રિમ સાધનો દ્વારા સૌન્દર્ય બહેલાવવાની ભારતીય કલા આપણા કલાવિજ્ઞાનીઓએ સ્વીકારેલી છે. ઉપર દર્શાવેલી કેટલીક કલાઓનાં જીવંત સ્વરૂપ વૈષ્ણવ મંદિરોમાં આજ પણ જોઈ શકાય એમ છે. લાખરંગિત લાકડકામ હજી વર્તમાન બંગલાઓનાં દીવાનખાનાં શોભાવે છે. મુરાદાબાદી અને બનારસી વાસણો આજ પણ આપણી આંખને ગમે છે. મૂર્તિઓ, હીંચકાની સાંકળો, દીવીઓ, મીનાકારી, ઘરેણાં, કટક, કાશ્મીર કે કચ્છનું ચાંદીકામ, જયપુર બેંગ્લોરના હાથીદાંત કે સુખડ ઉપર ઊભી કરવામાં આવતી મૂર્તિસૃષ્ટિ અને ઝવેરાતની અદ્દ્ભુત સફાઈ આજ પણ આપણને આશ્ચર્યચકિત કરી નાંખે એમ છે. એ બધો આપણી પ્રાચીન કલાનો વારસો. ભારતીય કાપડ, રેશમ

**ઓસરતી છતાં જીવંત પ્રાચીન કલા.**

તથા જરીકામ પ્રાચીન કાળથી આજ સુધી વખણાતાં આવ્યાં છે. ઢાકાનું મલમલ છેક અઢારમી સદી સુધીનું આપણું વણાટગૌરવ. પાટણનાં પટોળાં જતાં જતાં પણ આપણી આંખને હજી રમાડી જાય છે. ઈસવીસનની પૂર્વે થઈ ગયેલા રોમન સમ્રાટ સીઝરના સમયથી ભારતીય કાપડ પંકાતું આવ્યું છે, કદાચ એથી પણ વહેલું. મીસરની પીરામીડોનાં "મમી"ને ઢાંકતાં કેટલાંક વસ્ત્ર ભારતીય કલાના નમૂના હોય એવો સંભવ છે. એક લેખક કહે છે :

"ભારતીય પ્રજાની કલામાં રહેલું વિપુલ વૈવિધ્ય બીજી કોઈ પણ પ્રજાની કલામાં દીઠું નથી."

એ જ લેખક ભારતીય વણાટને અંજલિ અર્પતાં કહે છે :

"ભારતમાં વણાયેલું કોઈ પણ આભરણ એવું અવનવું સૌન્દર્ય પ્રદર્શિત કરે છે કે જે સૌંદર્ય અત્યંત પ્રાચીન અને આજન્મસિદ્ધ કલામાંથી જ પ્રગટ થઈ શકે."

## ( ૨ )

## પ્રાચીન યુગમાં

**ઇતિહાસપૂર્વયુગની કલા**

આમ ભારતીય કલા અત્યંત પ્રાચીન છે અને છતાં હજી જીવંત છે એ સત્ય નિહાળવા આપણે હવે ઇતિહાસને વળગી પ્રાગ્ ઐતિહાસિક યુગમાં ડોકિયું કરીએ. કલાની દૃષ્ટિએ એ યુગમાં કશી ભારતીય વિશિષ્ટતા ન જ હોય. શિકારીઓનાં હથિયાર, માછીમારના જાળ-કાંટા, માટીનાં વાસણો અને ગુફાઓમાં કોતરેલાં ચિત્રોમાંથી પ્રાચીન યુગના બર્બર માનવીની એકતા સિવાય બીજું મહત્ત્વનું તત્ત્વ મળતું નથી કે જેને ભારતીય કલાની છાપ આપી

શકાય. નૃત્યની કેટલીક છટા સિંધણુપૂર સરખી ગુફાઓમાં કોતરાયલી ચીતરાયલી દેખાઈ આવે છે. અભ્યાસીઓ કહે છે કે નૃત્ય એ માનવ-જાતની પ્રાચીનમાં પ્રાચીન કલા. જંગલી અને બર્બર યુગમાંથી જ નૃત્યકલા માનવજાતને મળી ચૂકી હતી. એ નૃત્ય અનેક સદીઓમાં થઈ તાંડવ તથા લાસ્ય નૃત્યનાં નામ પામી આજના ભરતનાટ્યમ્, કથ્થક નાચ, કથકલી તથા મણિપુરી નર્તનના પ્રકારોમાં વિકાસ પામ્યું છે. યુગયુગનાં સંસ્કરણો પામી ઘડાયલી ભારતીય નૃત્યકલાનું શાસ્ત્રીય સ્વરૂપ આજના યુગમાં પણ ભારે લોકાદર પામી વ્યાપક બનતું જાય છે. પરંતુ એ નૃત્ય સંગીતની વિશિષ્ટ વિભાગરૂપ કળામાં સ્થાન પામી શકે. અહીં તો સામાન્યતઃ પ્રાગ્ ઐતિહાસિક માનવીની એકતા સૂચવતી આપણી અતિ પ્રાચીન કલાને નિહાળી સિંધુતટ-કલાની આછી ઝાંખી કરી લઈએ.

**કલા અને સિંધુતટ**

સિંધુતટસંસ્કૃતિની કલાકક્ષા ઊંચા પ્રકારની હતી. મોટે ભાગે એની કલાસમૃદ્ધિ જ એનો ઇતિહાસ બની રહી છે. સ્થાપત્યમાં પાકી ઈંટનાં બાંધકામ, જાહેર સ્નાનાગાર, રસ્તા, ઘરઘરમાં કૂવા તથા નાવણીઓ અને જલવાહિનીઓથી સુશોભિત આ નગર સંસ્કૃતિ-માંથી નાનકડી મૂર્તિઓ, મુદ્રાઓ, રમકડાં તથા ઘરેણાં મળી આવેલાં છે એની વિગતો આપણે પ્રથમ જોઈ ગયા. બે ઓરડાનાં ઘરથી માંડી મહાલય સરખાં મકાનો મળી આવ્યાં છે. સ્તંભ શ્રેણી-વાળા વિશાળ સભાગૃહો પણ ત્યાં છે. પથ્થરની કેટલીક મૂર્તિઓ તો લગભગ ગ્રીક મૂર્તિઓની સફાઈ યાદ કરાવે છે. એ કલાની ઊંડી વિગતોમાં ઊતરવાને બદલે એમાંથી મળી આવેલાં ઘરેણાં તથા અલંકારોથી અંકિત થયેલા સર જોન માર્શલ નામના અભ્યાસીનો અભિપ્રાય સાંભળી લેવો બસ થશે :

"......સોના ચાંદીની બંગડીઓ, કર્ણફૂલ અને લલાટબિંદીઓ,

માળા, બાજુબંધ, અને કટિમેખલાઓ...એવાં ઓપવાળાં અને ઉચ્ચ ઘડતરનાં છે કે તેમને જોતાં આપણું મન બોલી ઊઠે છે: આ અલંકારો પાંચ હજાર વર્ષ પૂર્વના, ઇતિહાસે ન ઓળખેલા કોઈ ઘરમાંથી મળી આવેલા હોય એના કરતાં આજના લંડનમાં આવેલા બોન્ડ સ્ટ્રીટના ઝવેરીની કોઈ સુશોભિત દુકાનેથી મળી આવ્યા હોય એમ વધારે લાગે છે.”

માટીવાસણો ઉપરનાં કોતરકામ પણ સુંદર કહી શકાય. મોહન-જો-ડેરોની નર્તકી, હરાપ્પાનો ઝભ્ભો ઓઢેલો કોઈ મુત્સદ્દી અમીર તથા મુદ્રાઓ ઉપર કોતરેલી માનવ તથા પશુ આકૃતિઓ કલાની ઉચ્ચ કક્ષાનું સૂચન કરે છે.

**વેદકાલ અને કલા**

એ પછી આપણે વેદ કાલમાં આવીએ. લગભગ એક હજારથી પંદરસો વર્ષ સુધી ફેલાયલો એ વૈદિક યુગ માત્ર વેદ તથા તેના આનુષંગિક ગ્રંથો સિવાય આપણી પાસે કલાનો કોઈ પણ અવશેષ મૂકી ગયો નથી એ આપણી કમનસીબી છે. તો ય વેદના મંત્રો અને વિપુલ ધર્મવિધિઓમાંથી એટલું તો આપણે જોઈ શકીએ છીએ કે વેદકાલીન સમાજ કલાવિહીન ન હતો. એ યુગનાં શિલ્પ, સ્થાપત્ય કે ચિત્ર, એ યુગનાં વસ્ત્ર કે શસ્ત્ર, એ યુગના પ્રજાનિવાસ કે રાજનિવાસ, એ યુગનાં રમકડાં, મૂર્તિઓ કે ઘરવાખરો એમાંથી એકે અવશેષ આપણને મળી આવ્યો નથી. ડૉ. ધુર્યેએ હમણાં જ બહાર પાડેલા Indian Costumes—ભારતીય પરિધાનવિષયક ગ્રંથમાં એ જ કારણે તેમણે વેદકાલીન પરિધાનનો વિચાર કરવાનું માંડી વાળ્યું છે. મૌર્ય યુગ પહેલાંના લાંબા કાળમાં મકાનો અને દેવ-ધર્મસ્થાનો કાષ્ટ, વાંસ, પર્ણ અને માટીમાંથી રચવામાં આવતાં-કદાચ ઈંટેરી પણ હોય-અને ભારતીય હવા તેમ જ ભારતે અનુભવેલા વારાફેરાને લીધે વેદકાલીન અવશેષો મળી આવતા નથી—જો કે એ દૃષ્ટિએ શોધ



સ્તંભસ્થાપત્ય - મોઢેરા - ગુજરાત

થવી હજી બાકી છે. હજાર સ્તંભો ઉપર ઊભેલા હજાર દ્વારથી સજ્જ મહેલો, પથ્થરના કિલ્લા અને પૂરના ઉલ્લેખો વેદમાં મળે છે. ઇન્દ્રની મૂર્તિઓનું પણ વેદમાં સ્મરણ છે. સપ્તભૂમકપ્રાસાદ પણ એ યુગની કલાનો ખ્યાલ આપી શકે. મહાભારત–રામાયણ તો આપણને કલાનો બહુ ઊંચો ખ્યાલ આપી શકે એમ છે. પરંતુ એ બધા સાહિત્યિક ઉલ્લેખો. યજ્ઞ, હોમ, હવનની નાની મોટી વેદીઓને વેદકાળથી ચાલતા આવેલા સ્થાપત્ય નમૂના કદાચ કહી શકાય—જો કે વેદકાલનો કોઈ નમૂનો પ્રત્યક્ષ હજી આપણી સામે આવ્યો નથી. વેદકાલે ભારતને સર્જ્યું, વેદકાલે ભારતીયસંસ્કૃતિનો આદ્ય ભાગ આપણને આપ્યો, આજ સુધી અનુભવમાં આવતા આપણા વિચારો અને આચારોનો મોટો ભાગ વેદકાલે આપ્યો, છતાં એ સમયનો કહી શકાય એવો એક પણ કલાનમૂનો આપણી પાસે નથી. વેદકાલની આછી ઝાંખી કરાવતા છતાં શંકાથી વ્યાપ્ત બે નમૂના ડૉ. બ્લોચે શોધી કાઢયા છે. પરંતુ તે પણ પંજાબને બદલે બિહારમાંથી મળ્યા છે એટલે વેદકાલના બહુ છેવટના ભાગના કહી શકાય. લૌરીયા–નંદનગઢ પાસેના બે ટેકરાઓ ખોદતાં મળી આવેલું એક સ્થળ વેદકાલીન અંત્યેષ્ટિ ક્રિયાનું સૂચન કરતું સ્મશાન છે. એ સ્મશાનમાં પ્રાચીન કાળનાં દટાયલાં ઘાસ, પાંદડાં, કોલસા, માનવહાડ, સાલ વૃક્ષનો એક સ્તંભ તથા એક નાનકડું સુવર્ણનું પાન મળી આવ્યું છે. એ સુવર્ણપાંદડી ઉપર એક સ્ત્રીમૂર્તિ કોતરેલી છે જે વૈદિક અંત્યેષ્ટિ સંસ્કાર અનુસાર પૃથ્વીનું–પૃથ્વીમાતાનું–યંત્ર કે આંગી હોઈ શકે. સંશય ભરેલો છતાં વેદકાલની યાદ આપતો આટલો આ એક જ અવશેષ.

**રાજગૃહનાં ખંડેરો** મગધમાં આવેલાં રાજગૃહનાં ખંડેરોમાંની કેટલીક દીવાલો મૌર્ય-યુગ પહેલાંનું બાંધકામ હોય એમ દેખાય છે. મૌર્યયુગ પહેલાંના કોઈપણ અવશેષને વૈદિક કહી શકાય તો તે આ રાજગૃહનાં ખંડેરો.

**કાષ્ટકલા–પથ્થરની પૂર્વજ**

છતાં વેદકાલનું સચવાઈ રહેલું સાહિત્ય એટલું તો પૂરવાર કરે જ છે કે વેદકાલમાં કલાની સ્પષ્ટ ખીલવણી થઈ ચૂકી હતી. સામાન્ય જનતા તો આજની માફક વેદકાલમાં પણ માટીનાં, વાંસનાં કે લાકડાના મકાનોમાં રહેતી હતી. પથ્થરોવાળા પ્રદેશોમાં પથ્થરોનો ઉપયોગ થતો હોવો જોઈએ–જેવો આજ પણ થાય છે. તાડનાં તાડછાં છાપરા માટે ઉપયોગમાં લેવાતાં હોવાં જોઈએ. ધીમે ધીમે આબાદી અને સધનપણું વધતાં ગયાં, વ્યાપારીઓ, સામંતો અને રાજાઓ વિકસતા ગયા તેમ તેમ મકાનોમાં લાકડાં વધારે અને સારા પ્રમાણમાં વપરાતાં ચાલ્યાં. સાગ સીસમ જેવાં ઈમારતી લાકડાંનો ઉપયોગ થતાં મોટાં ભવનો, મહેલાતો અને મંદિરો પણ લાકડાંમાંથી ઊભાં થવા લાગ્યાં, જેની રચનાનો ખ્યાલ આપતી વર્તમાન હવેલીઓ આજ પણ મોજૂદ છે. ભારતીય કલામાં ભારતીય વનરાજિએ બહુ મોટો ભાગ ભજવ્યો છે. લાકડાં ઉપર અવનવા સૌન્દર્યભર્યાં કોતરકામ થઈ શકે છે એનાં દષ્ટાંતો આજ પણ સ્થળે સ્થળના કારીગરો આપી શકે એમ છે. સ્તંભો, બારસાખ, બારણાં, ટોલ્લા, દરવાજા, પીઠપાટડીઓ, છત એ સર્વમાં વિધવિધ પુષ્પવેલની રચના, કુદરતનાં દશ્યો તેમ જ માનવ તથા પશુઆકૃતિ કોરી શકાય છે એનાં દષ્ટાંતો શોધવા બહુ દૂર જવું પડે એમ નથી. મૌર્યયુગથી કાષ્ટનું સ્થાન ધીરે ધીરે પથ્થરે લેવા માંડયું ખરું; છતાં વૈદિક કાલની કેટલી યે કાષ્ટરચના આજની હવે જૂની થતી હવેલીઓ, મંદિરો તથા રમકડાંમાં દ્રષ્યમાન થાય છે એમ કહેવું વધારે પડતું થશે ? વળી અભ્યાસીઓ તો એમ માને જ છે કે ભારતીય કારીગરીના ગૌરવ સરખા પાષાણનમૂનાઓમાં પણ મૂળ કાષ્ટ ઉપર થતી કારીગરી ઊતરી આવી છે. કાષ્ટ ઉપરનાં કોતરકામના નમૂના ગુજરાતની હજી પણ સચવાઈ રહેલી કેટલીક હવેલીઓમાં મળી આવે છે. આમ વેદકાલીન શિલ્પ, સ્થાપત્ય આજના

કાષ્ટમહાલયો અને કાષ્ટનાં કોતરકામની પૂર્વસ્થિતિરૂપ હોય તો તેમાં નવાઈ નહિં. વૈદિક યુગના અર્ધ ગોળાકાર વાંસના છાપરામાંથી સુવિખ્યાત ચૈત્યની કલારચના ઉદ્ભવી એવો પણ એક મત છે. મૌર્ય યુગની અને તે પછી પાષાણુમાં સચવાઈ રહેલી કલામાં વેદકાલીન કાષ્ટકલાએ અવતાર લીધો હોય એવો સંભવ છે ખરો.

વેદકાલીન છાપવાળો કલાનમૂનો એક સુવર્ણપાંદડાની દેવી-આકૃતિ સિવાયનો આપણી પાસે નથી એટલું ખરું. અનુમાન અને આજ સુધીની કાષ્ટરચના એટલું તો કહે છે કે પાછળની ગૌરવભરી અનેક પાષાણકલા રચનામાં વેદકાલીન કે વેદપ્રસ્તાર યુગની કાષ્ટ કલા ઉતરી આવી હોવી જોઈ એ. એથી પણ આગળ આવતાં આપણે જોઈ શકીશું કે સીમેન્ટનાં કલાહીન ખોખાંની આજની શરૂઆત પહેલાંના કંઈક કાષ્ટમહાલયો, હવેલીઓ, ઘર અને પર્ણકુટિઓમાં વેદકાલે ઉપજાવેલી કેટલીયે કલા છુપાયલી હોવી જોઈએ. વેદકાલ કલાની દૃષ્ટિએ હજી વધારે અભ્યાસ તથા શોધખોળ માગી રહ્યો છે. મહાભારત–રામાયણનાં વર્ણનો તો કલાની બહુ જ વિકસિત કક્ષા બતાવે છે. પરંતુ પુરાવા માગતા ઇતિહાસને સંતોષવા એમાંના ઉલ્લેખો જતા કરીએ.

**ઇતિહાસને કિનારે કલા**

અહીં આપણે એવી પરિસ્થિતિએ પહોંચીએ છીએ કે જ્યાંથી કલાને તેના વિવિધ, સ્પષ્ટ ખોલેલા વિભાગમાં આપણે જોઈ શકીશું. ઇતિહાસનો ઇશારો જેમ જેમ વધારે મળતો જાય છે તેમ તેમ આપણાં કલાસાધનોના અવશેષો પણ સારા પ્રમાણમાં મળતા જાય છે. મૌર્યકાળને સ્પર્શતાં ઇતિહાસનો સ્પર્શ થાય છે અને શોધખોળમાં મળેલાં સાધનો દ્વારા ઘણી ઘણી વિગતો સ્પષ્ટ થઈ જાય છે. અહીં આર્યસંસ્કૃતિનાં મુખ્ય લક્ષણો તેના કલા-વિભાગમાં પણ પ્રગટ થાય છે. ફિલસૂફીમાં, ધર્મમાં, આચારવિચારમાં

આર્યસંસ્કૃતિ પરિસ્થિતિને અનુકૂળ સ્વરૂપ ધારણ કરીને તેમ જ પરિસ્થિતિનો સામનો કરીને પણ જીવંત રહી છે. કલામાં પણ આર્યસંસ્કૃતિએ પોતાનું એ લક્ષણ સિદ્ધ કર્યું છે. એણે જરૂર પડે ત્યાં ગ્રાહકતા પણ દર્શાવી છે, જરૂર પડે ત્યાં સ્વપરનું મિશ્રણ પણ ઉપજાવ્યું છે, અને જરૂર પડે ત્યાં અપૂર્વ નાવીન્ય પણ સર્જ્યું છે. ગ્રાહકતા છતાં, મિશ્રણ છતાં ભારતીયકલા સ્વતંત્ર ભારતીયકલા તરીકે જ જીવી શકી છે એ એની વિશિષ્ટતા. વિભાગ પાડી આપણે ભારતીયકલાનાં મુખ્ય તત્ત્વો નિહાળી લઈએ. આપણે ચિત્રકલાથી શરૂઆત કરીએ.

(૩)

## ચિત્રકલા

**પ્રાચીન ચિત્રકલા.** ભારતીય ચિત્રકલા પ્રાચીન છે—અતિ પ્રાચીન છે. સિંઘણપૂર તથા મીરજાપૂર પાસેની પ્રાગ્ ઐતિહાસિક ગુફાઓમાં પશુઓ—ખાસ કરી ગેંડા, પાડા, સાબર વગેરે જે રંગથી ઉપસાવાયા છે—તે જોતાં ચિત્રકલાનો ઇતિહાસ પ્રાગ્ ઇતિહાસ સુધી પહોંચે ખરો. વળી નૂતન પાષાણયુગના કેટલાક અવશેષોમાં તૈયાર રંગભરેલી રંગદાનીઓ પણ મળી આવી છે, જે વિંધ્યપર્વતમાં છે. મધ્ય પ્રદેશની કેમુર પર્વત માળામાં પણ શિકાર ચિત્રો પ્રાથમિક માનવીને દૃશ્યમાન કરે છે. કમનસીબી હજી એ છે કે ચિત્રકલાની સળંગ સાંકળ આપણને હાથ લાગતી નથી. ભારતીય હવામાનમાં તેમ જ ઝનૂનભર્યાં આક્રમણોમાં ઘણાં ચિત્રો અને ચિત્રસ્થળો આપણે ગુમાવ્યાં છે. અભ્યાસીઓ માને છે કે અશ્મ યુગની ચિત્રકલા અકસ્માતરૂપ ગણાય. એ પછી હજારો વર્ષે નવી ચિત્રકલા ઉદય પામે. છતાં આપણું અભિમાન સંતોષવા આપણી પાસે અશ્મ યુગની ચિત્રકલાના ઉપર દર્શાવ્યા નમૂના છે ખરા!

**ચિત્રકલાના ઉલ્લેખ અને દંતકથા**

મૌર્ય યુગ પાસે આવતાં ઐતિહાસિક દોર આછો પાતળો પણ આપણા હાથમાં આવે છે ખરો. મૌર્ય યુગ કે તે પહેલાંની ઉપર દર્શાવ્યા સિવાયની ચિત્રકલાનો એકે નમૂનો આપણી પાસે નથી. પરંતુ એ યુગના ગ્રંથોમાંથી એટલું તો સ્પષ્ટ થાય છે કે ચિત્રકલા ત્યારે ભારતમાં જીવંત હતી. દૃષ્ટાંત તરીકે ઈસવીસન પૂર્વે ૩૦૦ વર્ષે ઉપર લખાયલા 'વિનય પીટક'માં એક રાજાના મહેલનું વર્ણન આવે છે. એ વર્ણનમાં વિશિષ્ટ ચિત્રખંડો–ચિત્રોથી ભરેલા ઓરડાઓ–પણ મહેલમાં હતા એવો ઉલ્લેખ થયેલો છે. ભીંતચિત્રોવાળાં કેટલાંયે મકાનોનું વર્ણન ચીની મુસાફરો ફાહીયાન તથા હુ એન સંગ કરે છે. ભીંતચિત્રોની પરંપરા પણ છેક ઓગણીસમી સદીના અંત સુધી આપણે ત્યા જીવંત હતી. મૌર્યકાલ સુધી આમ ચિત્રકલાના ઉલ્લેખો સાહિત્યમાં મળી આવે છે, પરંતુ એકે ચિત્રનમૂનો મળતો નથી.

ચિત્રકલાની ઉત્પત્તિ વિશે એક સુંદર દંતકથા ચાલી આવે છે. એક બ્રાહ્મણના પુત્રને યમે ઝૂંટવી લીધો–એટલે કે તેનું મૃત્યું થયું. બ્રાહ્મણ રાજા પાસે ફરિયાદ કરવા ગયો. રાજાએ બ્રહ્માનો આશ્રય શોધ્યો. બ્રહ્માએ રાજાને ચિત્રકલા શીખવી. રાજાએ બ્રાહ્મણપુત્રનું એક ચિત્ર તૈયાર કર્યું અને બ્રહ્માએ એમાં પ્રાણ પૂર્યો અને બ્રાહ્મણપુત્ર આમ ચિત્રકલાની સહાયથી મરેલો જીવતો થયો. કથા બહુ સૂચક છે.

કૃષ્ણના જીવનને સ્પર્શતી ઉષાઅનિરુદ્ધની કથા પણ આપણી ચિત્રકલા ઉપર ઘણું કહી જાય છે. સ્વપ્નમાં નિહાળેલા કુમાર ઉપર મોહિત થયેલી ઉષાને એની સખી ચિત્રલેખા જુદા જુદા દેવો અને માનવોની આકૃતિઓ ચિત્રમાં કાઢી બતાવી અંતે અનિરુદ્ધના ચિત્રમાં ઉષાના સ્વપ્નમાં આવેલા પ્રિય યુવકને ઓળખાવે છે એમાં ચિત્રકલા

અંગે બે વાત સ્પષ્ટ થાય છે. એક તો ચિત્રલેખા એક સ્ત્રી ચિત્રકાર હતી; અને બીજું તત્ત્વ એ કે માત્ર સ્મૃતિ ઉપરથી ચિત્રલેખા તાદૃશ્ય ચિત્રો ઊભાં કરતી હતી. Memory drawingનો આ એક પ્રકાર કહી શકાય.

વિનયપીટક અને રામાયણ સરખા કેટલાય ગ્રંથોમાં ચિત્રોના ઉલ્લેખ આવે છે. ખાસ કરીને વાત્સાયનના કામસૂત્રમાં આપેલાં ચિત્રકલાનાં ષડાંગ–છ અંગ–પ્રાચીન ચિત્રકલાનો વિકાસ સૂચવે છે. આ છ અંગનાં નામ ઉપરથી જ તેમનું સ્વરૂપ સમજાઈ આવશે:

(૧) રૂપભેદ, (૨) પ્રમાણ, (૩) ભાવ, (૪) લાવણ્યનિયોજન, (૫) સાદૃશ્ય અને (૬) વર્ણિકભંગ.

આ છ અંગને આધારે ચીનની ચિત્રકળા પણ ખીલી હતી એવા સી–હો–HsiehHo–સરખા પ્રાચીન ચીની લેખકોના ઉલ્લેખો ભારતીય ચિત્રકલાની વ્યાપકતા પણ સૂચવે છે.

બૌદ્ધ પ્રણાલિકાઓથી પણ આગળની પ્રણાલિકાઓને સ્પર્શતો 'ચિત્રલક્ષણ' નામનો ગ્રંથ પણ બહુ મહત્ત્વનો ગણાય.

પછી તો શિલ્પશાસ્ત્રના વિસ્તૃત ગ્રંથોમાં ચિત્રઆયોજનના સિદ્ધાન્તો આવી જ જાય છે.

નવાઈ જેવું લાગે છતાં એક હકીકત નોંધવા સરખી છે. સત્તરમી સદીમાં તારાનાથ નામનો એક કલા ઇતિહાસકાર તિબેટમાં થઈ ગયો. એણે ભારતીય બૌદ્ધકલાનો એક ટૂંકા ઇતિહાસ પ્રારંભથી આપ્યો છે, જેમાં બુદ્ધ પૂર્વની કળાનો પણ ઉલ્લેખ છે. ભીંતચિત્રોનો એ ઉલ્લેખ કરે છે. અશોકે યક્ષ જાતના કલાકારોનો ઉપયોગ કર્યો અને નાગાર્જુને નાગ કલાકારોને રોકયા એ કથનમાં સમાયલું તત્ત્વ વધારે અભ્યાસ માગે છે. દેવ, યક્ષ અને નાગ એ ઢબે ત્રણ વિભાગમાં તારાનાથ ચિત્રકારોની પરંપરાને વહેંચી દે છે.

ચિત્રકલાનો પ્રાચીનમાં પ્રાચીન નમૂનો ઈસ્વીસનની કે ઈસવીસન પૂર્વની પહેલી સદીનો છે. મધ્ય હિંદમાં સરગુજાનું રાજ્ય હવે વિલીનીકરણ પામી ગયું છે. એ પ્રદેશમાં આવેલી રામગઢ ઉપરની જોગીમારા નામની એક ગુફાની દીવાલ ઉપર એક બૌદ્ધ ચિત્રઝૂમખું મળી આવ્યું છે. બગડતું બગડતું પણ એ ચિત્રઝૂમખું ભીંતચિત્રોના વિકાસની કથની કહી જાય છે, જે વિકાસમાંથી અજંતાનું વિશ્વવિખ્યાત ગુફાચિત્રાલય આપણને મળ્યું. સદ્‌ભાગ્યે પ્રાચીન ભારતીય ચિત્રકલા અજંતાનાં ગુફા મંદિરોમાં જેવી સચવાઈ રહી છે એવી બીજે સચવાઈ નથી.

**આદ્ય ચિત્ર-ઝૂમખું**

અજંતા આપણી કલાનું—અને વિશેષતઃ ચિત્રકલાનું એક મહાન તીર્થધામ. અજંતાની ગુફાઓ સ્થાપત્યનો પણ અદ્‌ભુત નમૂનો પૂરો પાડે છે. પરંતુ એની એથી યે વધારે મોટી વિશિષ્ટતા તો એ કે પૃથ્વીપડ ઉપરનાં કોઈ પણ ચિત્રપ્રદર્શનોમાં ઉચ્ચ સ્થાન પામે એવા ભારતીય ચિત્રકલાના અજબ નમૂના એ ગુફાઓમાં સચવાઈ રહ્યા છે. ઈસવીસનની પૂર્વે પહેલી સદીથી ઈસવી સાતમી સદી સુધીમાં આ ગુફાશ્રેણી કોતરાઈ ગઈ. લગભગ છસોસાતસો વર્ષનો એ કલાપરિશ્રમ. પરંતુ એ પૂરી થતાં બરોબર કોઈ એવો યુગપલટો થયો કે ત્યાર પછીનાં એક હજાર વર્ષ સુધીમાં એનું મહત્ત્વ અને એનું નામ પણ ભૂલાઈ ગયું અને એનું ઠામ પણ વિસરાઈ ગયું. ભારતની અનેકવિધ કલાસમૃદ્ધિ શોધી આપવાનું માન જેમ પશ્ચિમના અભ્યાસીઓને ફાળે જાય છે તેમ આ અજંતાનો આર્ય કીર્તિકળશ શોધી આપવાનું માન પણ એક યુરોપીય ગૃહસ્થને ફાળે જાય છે. વિસ્મૃતિનાં હજાર વર્ષમાં આ પહાડી ગુફાઓની આસપાસ ગાઢ જંગલ ફરી વળ્યું. પશુપક્ષીના ગુફાનિવાસે એ ગુફાઓને તથા ગુફાઓનાં

**અજંતા ગુફાની ચિત્રમાલા**

ચિત્રકામને વણસાડી મૂક્યાં. એ આખો ભૂમિટુકડો હિંસકપ્રાણીઓથી ઊભરાતો હતો.

**ગુફાઓ કેવી રીતે જડી ?**

શિકારના શોખીન યુરોપીય અધિકારીઓને નિઝામના દક્ષિણ પ્રદેશમાં ઈ. સ. ૧૮૧૯ની સાલમાં એક ભોમિયો વાઘની બોડ દેખાડવા અજંતાના જંગલમાં લઈ આવ્યો. વાઘને બદલે એ બોડમાંથી એક એવી સ્થાપત્યમાળા અકસ્માત નીકળી આવી કે જેણે માનવજાતના એક અજોડ ચિત્રસંગ્રહને બગડતો પણ સંગ્રહી રાખ્યો હતો. કોઈ લેખક કહે છે કે એ મરાઠાઓ સાથે યુદ્ધે ચઢેલી યુરોપીય લશ્કરીઓની ટુકડી હતી જેણે અહીં આશ્રય શોધ્યો હતો. એ જે હોય તે. એ જ સુપ્રસિદ્ધ અજંતાની ગુફાઓ. ભારતીય પેશ્વાઈ ગઈ અને પ્રાચીન અજંતાની કલા પાછી જડી !

એ ગુફાશ્રેણીમાં ઓગણત્રીસ ગુફાઓ છે. સાતસો વર્ષની તપશ્ચર્યાએ આપણને એ ઓગણત્રીસ ગુફાઓ આપી. તીલસ્મી ભોંયરાં સરખી એ ગુફાશ્રેણી સહુને ચમકાવી પાછી વિસારે પડી. રાજકીય ઘટનાઓનું તત્કાલીન મહત્ત્વ ઘણું વધારે. રાજકીય સ્થિરતા આવતાં ઈ. સ. ૧૮૭૯માં અજંતાની ગુફાઓની તપાસ થઈ ત્યારે ઓગણત્રીસમાંની સત્તર ગુફાઓમાં તો ચિત્રો હતાં જ. વળી પાછી ઈ. સ ૧૯૧૦માં અજંતા તરફ વહીવટી દૃષ્ટિ વળી ત્યારે એ સત્તરમાંથી દસ ગુફાઓનાં ચિત્રો તો નષ્ટ થઈ ચૂક્યાં હતાં. બગડેલાં ચિત્રોને સુધારવાના પ્રયત્નો સફળ ન થયા. એ રંગ, એ રેષા અને એ હથોટી ફરી આવ્યાં નહીં. છતાં જે ચિત્રો જળવાઈ રહ્યાં છે તે ઉપરથી ભારતીય ચિત્રકલાની શક્તિ, લાવણ્ય અને સફાઈનો ખ્યાલ આવી શકે એમ છે. પશ્ચિમના શ્રેષ્ઠ સુપ્રસિદ્ધ ચિત્રકાર લીઓનાર્ડો દ વિન્સીની કલાને પણ

ક્ષણભર ભુલાવે એવાં ભાવભર્યાં ચિત્રો રંગ અને રેખામાં આજ ઊભાં છે, જે આપણને આપણી ભારતીય સંસ્કૃતિના અનેક પ્રદેશો ઉઘાડી આપે છે. બુદ્ધની જાતક કથાઓ—બુદ્ધના પૂર્વજન્મની કથાઓ—ગુફાની દીવાલો ઉપર કોતરાઈ છે. માનવ આકૃતિઓ, પશુપક્ષીઓનાં જીવંત દૃશ્યો, આભૂષણ અને શૃંગારની વિગતો, આકૃતિના મનોભાવ, વેલપુષ્પ. વૃક્ષનું સુંદર ચિત્રણ, રાજમહેલો તથા રાજસભા અને કદી કદી દૃશ્યમાન થતાં પરદેશી વસ્ત્રાભૂષણ એ છસો વર્ષની કલાભાવના, ધર્મભાવના તથા જીવનપ્રસંગોને ઉત્કૃષ્ટ ચિત્રોમાં ઉકેલે છે. એ યુગની ભાવના અને એ યુગના વ્યવહાર પણ અહીં ચિત્રિત બન્યાં છે. અનોખું ચિત્રદર્શન અજંતામાં ઊભું છે અને ભારતીય અધ્યાત્મવાતાવરણ રચી રહ્યું છે. મૂર્તિવિધાન, સ્થાપત્ય અને ચિત્રકલાનો ત્રિવેણી સંગમ એટલે અજંતા.

**ઇતિહાસ શ્રેણિ** અજંતાની સાથે સાથે આપણી ચિત્રકલાના સચવાયેલા બે બીજા સહયુગના નમૂના પણ સંભારી લઈએ. એ બાઘની ગુફાઓનાં ચિત્રો અને લંકાનાં સીગીરિયાનાં ચિત્રો. મધ્યભારતમાં બાઘની ગુફાઓને નામે ઓળખાતા સ્થાપત્યોમાં ઘસાઈભૂંસાઈ ગયા છતાં છત અને ભીંત ઉપર કેટલાંક ચિત્રો જોવામાં આવે છે જે શૈલીની દૃષ્ટિએ અજંતાની ચિત્રકલાને મળતાં આવે છે. બાઘગુફા અને ગુજરાતની સરહદ નજીક જ છે. સીગીરિયાનાં ચિત્રો પણ એ જ શૈલીનાં. છતાં સહુથી જૂનો ચિત્રનમૂનો સરગુજા રાજ્યમાં આવેલી રામગઢ ટેકરી ઉપરની જોગીમારા ગુફામાં આવેલો છે, એ આપણે ઉપર જોઈ ગયા. એ નમૂનાને નવનવા રંગરોગાનથી એટલો બગાડી મૂકયો છે કે એમાંથી પ્રાચીનતર નમૂનો શોધવો એ અભ્યાસી માટે જ શક્ય બને છે. ઈ. સ. પૂર્વની ત્રીજી સદી આ જોગીમારા ગુફાનો સમય ગણાય છે. એ સર્વ પોતાના પૂર્ણ પ્રાચીન ગૌરવભર્યા નમૂના નથી જ. મહામુશ્કેલીએ સચવાયલા એ નમૂનાના ચિત્રસંગ્રહો

બહાર પડ્યા છે. એથી એ કલાનો ઇતિહાસ અને એનું જ્ઞાન સચવાઈ રહે છે. વળી મધ્ય એશિયાનાં ખંડેરોમાંથી ઓરીયલ સ્ટીને ભેગાં કરેલાં ભીંતચિત્રો આજ દિલ્હીના સંગ્રહસ્થાનમાં છે એ પણ ભારતીય ચિત્રકલાના સહાયક નમૂના ગણી શકાય. પ્રાચીન ચિત્રકલાની યાદી કરવી હોય તો આમ થઈ શકે :

(૧) પ્રાગ્ ઐતિહાસિક સીંઘણપુર ગુફાનાં ચિત્રો. (૨) જોગીમારા ગુફા. (૩) અજંતા ગુફા. (૪) બાઘ ગુફા. (૫) સીગરિયાનું લંકા-સ્થિત ચિત્રમંડલ. (૬) મધ્ય એશિયાનાં બૌદ્ધચિત્રો.

છસો વર્ષની સળંગ કલાના નમૂના મળી આવ્યા એટલે સ્વાભાવિક રીતે જ એમ માની શકાય કે આવી ઉત્કૃષ્ટ ચિત્રકલાને એ કક્ષાએ પહોંચતાં સદીઓ વીતી ગઈ હશે. બસોત્રણસો વર્ષ આગળથી આવી કક્ષાએ પહોંચવાની ચિત્રકલાએ તયારી કરી રાખી હોવી જોઈએ. પરંતુ જેમ અજંતાની પહેલાંની ચિત્રકલાના એક રક્ષાખબ્યા જોગીમારા સિવાયના નમૂના મળતા નથી તેમ અજંતા પછીની પણ ભારતીય ચિત્રકલા આપણે માટે લગભગ ખોવાઈ ગઈ. ચિત્રકલાનો પ્રવાહ પાછો મુસ્લિમ યુગમાં રજપૂત, મોગલ અને કાંગરા શૈલીને નામે ફરી વહેતો થાય છે એ આ યુગની આગળની કથની—જો કે એ ચિત્રકલા નાના મોટા પ્રવાહોમાં વહેતી હોવી જોઈએ ખરી. નમૂના જડી આવ્યે ચિત્રકલાની સાંકળ વધારે ઐતિહાસિક આંકોડાથી જોડી શકાય.

**કલાગ્રંથ**

ચિત્રકલા જીવંત હતી એનું બીજું પ્રમાણ 'ષડઙ્ગ ગ્રંથ'માંથી આપણને મળી આવે છે. એમાં ચિત્રકલાના છ સિદ્ધાન્તો ચર્ચવામાં આવ્યા છે. ત્યાર પછી રચાયલાં શિલ્પશાસ્ત્રોના ગ્રંથોમાં તો શિલ્પ સાથે ચિત્ર સરખી અન્ય કલાઓની વિવિધ શાખાઓનાં આપેલાં વિવેચન ભારતીય કલાના ઊંડાણનો ખ્યાલ આપણને આપે છે. કલાની

વિવિધ શાખાઓ, તેમની ઉત્પત્તિ અને ઇતિહાસ, તેમના શાસ્ત્રીય નિયમો અને વર્ગીકરણનો વિસ્તાર આપણી કલાશાખાઓ મોટા પ્રમાણમાં ખેડાયલી હોવાનું સ્પષ્ટ કરે છે. કલાકારની પાત્રતા માટે 'શિલ્પશાસ્ત્ર'માં આપેલું ધોરણ ધ્યાનમાં રાખવા સરખું છેઃ

'કલાકાર વેદનો જાણકાર હોવો જોઈએ. પ્રભુભક્તિમાં તે આનંદ માણતો હોય. સ્વપત્ની પ્રત્યે તેને ભારે અનુરાગ હોવો જોઈએ. પરસ્ત્રીનો તો કલાકારથી સહવાસ પણ ન સેવાય. વિવિધ શાસ્ત્રોનો અભ્યાસ એ કલાકારનું આવશ્યક લક્ષણ...'

કલાકારની આ પાત્રતા કોઈપણ યુગને શોભા અપાવે એવી છે. ફાંટાબાજ, અતિ વિલાસી, સ્ત્રીસમૂહનો શોખીન, વ્યસની અને ધર્મને મરજી માફક રમાડતો ઉદ્દામ પુરુષ જ કલાકાર હોય એવી ભાવના આપણા પ્રાચીન કલાવિધાનને માન્ય નથી એ ધ્યાનમાં રાખવા સરખું છે.

**કલાનો ઉદ્દેશ**

ચિત્રકલાને સમજતી વખતે ભારતીય કલાના એક રહસ્યને આપણે સમજી લઈએ. ભારતીય કલાનો ઉદ્દેશ વસ્તુઓને જેમ હોય તેમ દશ્યમાન કરવાને બદલે વસ્તુઓના હાર્દને, કેન્દ્રને દશ્યમાન કરવાનો હોય છે. બાહ્ય રૂપ કરતાં આંતરિક ભાવ પ્રગટ કરવાનો ભારતીય કલા વધારે આગ્રહ રાખે છે. સ્થૂલ વાસ્તવતા ઊભી કરવા કરતાં વાસ્તવતાને સર્જતું—વાસ્તવતા આપોઆપ સમજાઈ જાય એવું વાતાવરણ ઊભું કરવા ભારતીય કલા મથે છે. રંગ ઉપર તેનો જેવો ઝોક તેવો જ રેષા ઉપર પણ ખરો. સ્થૂલ તાદશ્યતા કરતાં રસ, ઊર્મિ અને અધ્યાત્મ ભાવ ઊપજાવવા તરફ તેનું વધારે વલણ રહે છે, જો કે તાદશ્યતા ઉત્પન્ન કરવામાં કલાને સંકોચ થયો નથી એ જાણી લેવું જરૂરી છે. એથી ભારતીય કલાની તાદશ્યતા પણ બિભત્સ બનતાં બચી

જાય છે. મુખ્યત્વે આકાર કરતાં આકારની પાછળ રહેલો ભાવ પ્રગટાવવા ભારતીય કલાકાર વધારે આતુર હોય છે, કારણ ભારતીય કલાકાર કલાનો માત્ર શોખીન ભોક્તા નથી, પરંતુ એ તો કલાનો ભક્ત પણ છે. એનાં શોખ અને ભોક્તૃત્વ પણ પવિત્રતાની રેષાઓ વચ્ચે જ રહે છે. ઘણા બૌદ્ધમાર્ગીય ચિત્રકારો સાધુઓ પણ હોય એવી એક માન્યતા છે. વળી ભારતીય કલાકાર પોતાના નામની તો જરાય પરવા કરતો નથી એ લક્ષણ નોંધવા સરખું ગણાય.

**ધર્મ ઉપર કલાનું વર્ગીકરણ નહિ**

વૈદિક, બૌદ્ધ અને જૈન એવા કલાના વિભાગો પાડવા વાસ્તવિક નથી. એ ત્રણે કલાઓ તેમની ધાર્મિક કથા દંતકથાને અંગે સમજવા પૂરતું કદાચ વર્ગીકરણ માગે; પરંતુ એ કલાવિધાન તો એક જ સળંગ આર્યસંસ્કૃતિનું વિધાન બની રહે છે. જૈન શ્રવણબેલાગોલાનો શિલ્પી બૌદ્ધ પદ્મપાણિનો આકાર ઘડવામાં વાંધો લેતો નહીં, અને બૌદ્ધ અવલોકિતેશ્વનો ઘડનાર મૂર્તિકાર શિવપાર્વતી કે વિષ્ણુલક્ષ્મીને પથ્થરમાંથી ઘડી કાઢતાં જરાય સંકોચ સેવતો નથી. આર્ય આદર્શમાં રહેલું અધ્યાત્મ, આર્ય આદર્શમાં ઊપસી આવતી કલ્પનાસૃષ્ટિ અને આર્યઆદર્શના મોજશોખમાં પણ છવાયલી સંયમછાયા ત્રણે માર્ગમાં લગભગ સરખી જ હતી.

**ચિત્રકલામાં ઓટ**

હર્ષથી મોગલ યુગ સુધીની લગભગ નવદસ સદીઓ સુધીની ચિત્ર-કલાનો ઇતિહાસ અંધકારમય ગણાતો હતો. હજી પણ એ યુગના નમૂના મળતા નથી—મળે છે તે નજીવા અને ઇતિહાસની કડીઓ સંપૂર્ણ બેસાડે એવા નથી. બૌદ્ધ ચિત્રકલા દ્વારા સુવર્ણયુગ નિહાળી શકેલી ભારતીય ચિત્રકલાનો યુગ ઈ. સ. ૫૦થી ઈ. સ. ૭૦૦ સુધી-નો ગણીએ જેમાં ઉપરના જગપ્રસિદ્ધ ચિત્રનમૂના આપણને અકસ્માત મળી આવ્યા.

એ પછી ઈ. સ. ૭૦૦થી ઈ. સ. ૧૬૦૦ સુધીનાં લગભગ હજાર વર્ષના અંધકારને અજવાળતા નમૂનાઓમાં કેટલાક તાડપત્ર ઉપરનાં ચિત્રો છે, જૈન કે પ્રાકૃત ગ્રંથોનાં દૃશ્યવર્ણન ચિત્રો છે, પોથીબાંધણુ ઉપરનાં ચિત્રો છે, નાનકડાં ગુજરાતી રાજસ્થાની ચિત્રો છે અને ઇલોરાની ગુફાના ઝાંખા—લગભગ અનુમાનરૂપ બનેલા—ચિત્રઅવશેષો છે. પર્સી બ્રાઉન સરખા પરદેશી અભ્યાસી અને કુમાર સ્વામી સરખા ભારતીય કલાના હિમાયતી એ બન્નેનું કથન છે કે અજન્તાના છેલ્લા કલાકારે પોતાની ચિત્રપીંછી મૂકી—ઈ. સ. ૬૫૦ની આસપાસ—ત્યારથી સોળમી સદીના પાછલા અકબર વિભાગ સુધીની ભારતીય ચિત્રકલાનો ઇતિહાસ અનુમાનરૂપ બની રહ્યો છે.

**ઓટનાં કારણો**

એ જ યુગ શિલ્પ, સ્થાપત્ય તથા મૂર્તિવિધાનના બહુ અદ્ભુત નમૂના આપી ગયો છે. ચિત્રનું મહત્ત્વ ઘટ્યું હોય તોય તે સમૂળ નષ્ટ થાય એમ તો બને જ નહિ. શોધખોળ આપણને વધારે આશાસ્પદ વાત કહે પણ ખરી. એ શોધખોળને પરિણામે કેટલીક પ્રચલિત સંભાવનાઓ આપણે વિચારી જઈએ. મોગલ યુગમાં ચમકી ઊઠેલી ભારતીય કલાનો સ્રોત વચમાં તદ્દન અલોપ તો ન જ થઈ જાય. ચિત્રકલાના નમૂના ન જડવામાં એક કારણ તો એ આપી શકાય કે રંગરેષાની કલા બહુ ઝડપથી ઝાંખી પડી અદૃશ્ય થઈ જાય છે—જો કે ભારતીય ચિત્રકલાએ કુદરતના આ વલણ સામે ભારે બળ દાખવ્યું છે.

**પડેલા ફટકા**

વળી ચિત્રકલા ઉપર એવાણ ફટકા પણ પડ્યા, જેથી આ યુગમાં ચિત્રકલા ઝાંખી બની છુપાઈ ગઈ. કેટલાક વિચારકોના મતઅનુસાર છઠ્ઠી સદીમાં બૌદ્ધો પ્રત્યે અણગમો સેવતા હૂણોના આક્રમણ અને વર્ચસ્વને લીધે બૌદ્ધ ચિત્રકલાનો કેટલેક અંશે નાશ થયો અને પછીની

વૈદિક તેજસ્વિતાના યુગમાં ચિત્રકલાને નવું ઉત્તેજન ન મળ્યું. મઠ, ચૈત્ય, વિહારના હૂણોએ કરેલાં ખંડનોમાં ઘણા ચિત્રનમૂના અદૃશ્ય થઈ ગયા. બાકી રહ્યું હતું તે મુસ્લિમ આક્રમણે પૂરું કર્યું. આવી પરિસ્થિતિમાં ચિત્રકલા સંતાતી, શરમાતી, બગડતી સાધારણ કક્ષાએ ઊતરી પડી, હલકી અને બીભત્સ બની ગઈ.

**ચિત્રકલા પ્રત્યેની વૃત્તિ**

એક મત અનુસાર ભારતીય કલાકારોના મનથી પણ ત્યારે ચિત્રકલા ઊતરી ગઈ હોય એમ લાગે છે. હલકી અને સહેલી બની ગયેલી ચિત્રકલા દેવાર્પણને પાત્ર ન ગણાય એવી પણ માન્યતા કલાકારોમાં ઉદ્ભવી હોવાનો સંભવ છે. એ માન્યતા અનુસાર વૈદિકમાર્ગી કલાકારો અને કલાભક્તોએ ચિત્રને ગૌણ સ્થાન આપી શિલ્પ, સ્થાપત્ય અને મૂર્તિવિધાન તરફ જ વધારે લક્ષ્ય રાખી શકવર્તી નમૂનાઓ સર્જ્યા, જેમાં ચિત્રને માટે અવકાશ ન રહ્યો. આમ ચિત્રકળા અદૃશ્ય તો ન થઈ પરંતુ એનું ગૌરવ ઘટી ગયું અને સંભાળી રાખવા જેવા નમૂના ઉત્પન્ન પણ ન થયા.

**પડોશની ચિત્રકલા**

ચિત્રકલાનું સ્થાન ગૌણ બન્યું હોય તો ય તે અદૃશ્ય ન જ થાય એ મત તરફ હવે વિચારકો વળ્યા છે. કલાનું માધ્યમ પ્રત્યેક યુગમાં સરખું ઉચ્ચ ન પણ રહે. સ્થાપત્ય વિકસે તે સાથે જ ચિત્રકલા પણ વિકસવી જ જોઈએ એનો નિયમ ન ઘડી શકાય. કુદરતી કારણે અને માનવધ્વંસવૃત્તિને લીધે ઘણો નાશ થાય એ પણ આપણે સ્વીકારીએ; છતાં ભારતીય ચિત્રકલાનો પ્રવાહ હર્ષ પછી પણ ચાલુ રહ્યો હતો એમ માનવાનાં કેટલાંક કારણો મળી આવ્યાં છે. આપણી પડોશના પ્રદેશની ચિત્રકલા આપણા દેશની ચિત્રકલા ઉપર સારો પ્રકાશ પાડે છે. પડોશમાં એક દેશ તિબેટ અને બીજો દેશ તે પૂર્વ તુર્કસ્તાન—જેમાં ખોતાનની

આસપાસનો વિભાગ આવી જાય છે. ખોતાનની બાજુમાંથી મળેલાં ભીંતચિત્રો અજંતાની ચિત્રકલાનું સ્મરણ કરાવે છે. તિબેટના મઠ-મંદિરોનાં ભીંતચિત્રો પણ લગભગ એવું જ ભાન કરાવે છે. ઉપરાંત મંદિરધ્વજ ઉપરનાં તિબેટનાં ચિત્રો તો ભારતીય ચિત્રકલાના જ સંસ્કાર સંગ્રહી રાખે છે એમ સ્પષ્ટ થાય છે. અગીઆરમી સદીનો ચીની વિવેચક ટેન્ગચુન નોંધે છે કે 'નાલન્દાના મઠમાં સાધુઓ ભારતીય કાપડ ઉપર બુદ્ધ અને બોધીસત્ત્વનાં ચિત્રો તૈયાર કરે છે.' આમ અગીઆરમી સદી સુધીના ભારતીય ચિત્રકલાના ઉલ્લેખ પરદેશના નમૂના અને લેખોમાં આપણને મળી આવ્યા છે—પછી ભલે આપણા દેશમાં નમૂના ન મળતા હોય !

**રાજપૂત શૈલી**

અત્રે રાજપૂતશૈલીને નામે ઓળખાતા ભારતીય ચિત્રવિભાગને સમજી લઈએ. મોગલ શૈલીને ઈરાનીકલામાંથી ભારતીય કલામાં ફેરવી નાખનાર રજપૂત ચિત્રશૈલી ભારતની તળપદી ચિત્રકલા છે અને તેનાં રંગરેષા અને વળોટ અજંતાની ચિત્રકલાના અનુવંશ હોય એમ હવે દેખાવા માંડ્યું છે. રજપૂતશૈલીનાં જૂનામાં જૂનાં ચિત્રો પણ અકબરના યુગથી પહેલાંનાં મળ્યાં નથી. પરંતુ જે ભભકસહ મોગલશૈલીને પણ આકાર આપતી રજપૂતશૈલી પરખાઈ તે જોતાં એ શૈલીના ઊગમમાં સદીઓની આવડત ભરેલી છે એમ સ્પષ્ટ દેખાય છે. એટલે ચિત્ર-પ્રણાલિકા હર્ષના યુગ પછી પણ ચાલુ હતી એમ માની શકાય.

**જીવંત શૈલીના પુરાવા**

એને ટેકો આપતી એક ઐતિહાસિક કથની અહીં નોંધી લઈએ. આઠમી સદીની શરૂઆતમાં મહમદ કાસમે સિંધ જીત્યું ત્યારે કેટલાક હિંદુ કલાકારોએ તેનાં અને તેના અમલદારોનાં ચિત્રો ચીતરવાની વિનંતિ કરી હતી એવો ઉલ્લેખ સમકાલીન ઇતિહાસકારે કર્યો છે એ

દર્શાવે છે કે ભારતીય ચિત્રશૈલી ત્યારે પણ જીવંત હતી. આરબોને ખાળી રાખનાર રજપૂત રાજ્યો ગુજરાતથી કાશ્મીર સુધી ફેલાયલાં હતાં. પશ્ચિમભારતમાં અને મધ્ય ઉત્તરભારતમાં પણ ગુર્જરોનું વ્યાપક રાજ્ય હતું. કેટલીક જૈન અને હિંદુ ચિત્રરચનાની કૃતિઓ–કાલકાચાર્યકથા તથા નિશીથચુર્ણી સરખાં ઈ. સ. ૧૧૦૦ની મળી આવી છે અને હજી પુરાવા મળતા જાય છે કે અત્યાર સુધી અંધકારમય ગણાતા યુગને પ્રકાશિત કરી અજંતાથી અટકી ગયેલી લાગતી ચિત્રકલાને સોળમી સદીની રજપૂતશૈલી સાથે સાંકળી લેતી ચિત્રશૈલી પશ્ચિમ હિંદમાં–ગુજરાત અને રાજસ્થાનમાં–જીવંત હતી. એ કલાપ્રકાર હવે રાજસ્થાની કે ગુજરાતી શૈલીને નામે ઓળખાવા લાગ્યો છે અને એનો વિસ્તાર ગુજરાત, માળવા તથા રાજસ્થાન સુધી હતો એમ સાબિત થતું જાય છે.

**શૈલીના ઉલ્લેખ**

વળી તિબેટનો વિવેચક તારાનાથ ત્રીજી સદી પછી થયેલી ચિત્રકલાની પડતી વિશે ઉલ્લેખ કરી કહે છે કે ત્યાર પછી ત્રણ મુખ્ય ચિત્રશૈલીઓ પ્રચલિત બની હતી: એક મધ્યભારતીય શૈલી, બીજી પશ્ચિમ ભારતીય અને ત્રીજી પૂર્વ ભારતીય. પહેલી શૈલીનો સ્થાપક બિમ્બસાર; પશ્ચિમ ભારતીય ચિત્રશૈલીનો સ્થાપક શૃંગધર અને પૂર્વ ભારતીય શૈલીના પોષક પાલવંશીય ધર્મપાલ અને દેવપાલના સમયમાં ધીમાન અને વિત્તપાલ કલાકારો હતા. આમ સાતમી સદીથી દસમી સુધીના અંકોડા મળી ચૂક્યા છે.

ડૉ. કુમારસ્વામીએ પોતાના ભારતીય કલાકારીગરીના પુસ્તકમાં મત દર્શાવ્યો હતો કે, 'ઈ. સ. ૬૫૦થી ઈ. સ. ૧૫૫૦ સુધી ભારતીય ચિત્રકલાના અવશેષનમૂના મળતા નથી—સિવાય કે નાનાં નેપાળી ચિત્રો અને લંકાનાં કેટલાંક રહ્યાંખડ્યાં ચિત્રો સિવાય.' પરંતુ એ પછી તેમને પોથીઓનાં કાષ્ટબાંધણ ઉપરનાં અજંતાની કલાનું સ્મરણ

કરાવતાં કેટલાંક ચિત્રો એ જ યુગનાં મળી આવ્યાં છે. રાજસ્થાની – ગુજરાતી શૈલીમાંથી આ સદીઓ સંકળાય એવો સંભવ હવે દેખાય છે. ગુજરાતના એક ઊંડા અભ્યાસી શ્રી મંજુલાલ મજમુદારના શબ્દોમાં કહીએ તો, 'ગુજરાતી સંપ્રદાયની ચિત્રકલાનું મહત્ત્વ અનેક દૃષ્ટિએ છે: (૧) સૈકાઓથી ચાલી આવેલી અજંતા, બાઘ અને ઇલૂરાની ગુફામાંનાં ભિત્તિચિત્રોની પરંપરા, સમય અને સાધનોના ફેરફારની સાથે નાના કદમાં તાડપત્ર પર તેણે તે કલા સાચવી રાખી છે. (૨) એક તરફ ભિત્તિચિત્રોની કલા અને બીજી તરફ રાજપૂત તથા મુગલપદ્ધતિની કલા વચ્ચે જે લગભગ પાંચસોછસો વર્ષનો ગાળો હિંદી ચિત્રકલાના ઇતિહાસમાં કોઈથી સમજાવી શકાતો ન હતો તે બરાબર સમજાવી શકાય તેવા શૃંખલાબદ્ધ ચિત્રનમૂનાઓ ગુજરાતમાંથી મળી આવવાને લીધે, આ સંપ્રદાયનું મહત્ત્વ સ્વીકારાયું છે; (૩) રાજસ્થાની અને રાજપૂત કલાની, આ ગુજરાતી ચિત્રશૈલી જન્મદાત્રી છે; (૪) અકબરની દરબારી ચિત્રશાળામાં કામ કરનાર હિંદી ચિત્રકારો ઇરાની અને ફારસી ચિત્રકલાના સંસ્કાર ત્વરાથી ઝીલી શક્યા તેનું કારણ એટલું જ કે દેશી પદ્ધતિની ચિત્રકલામાં તેઓ પારંગત હોવાને લીધે જ પરદેશી વાતાવરણ ઝીલવાનું તેમને સુલભ થયું હતું. ગુજરાતમાંથી સાતેક ચિત્રકારો ત્યાં ગયા હતા તેમાંથી કેશવ ગુજરાતી, માધવ ગુજરાતી અને ભીમ ગુજરાતીનાં નામ વિશેષ પ્રસિદ્ધ થયાં છે.'

રાજપૂત અને અજંતાની ચિત્રકલાના અંકોડા જોડતા આ ગુજરાતી સંપ્રદાય સાથે પાલવંશી બંગાળ અને નેપાળની શૈલીએ પણ ચિત્રકલાને આ અંધારયુગમાં ઊજળી રાખી છે ખરી.

નવાઈ જેવું લાગશે છતાં એ સત્ય છે કે અજંતા પછી લુપ્ત થઈ ગયેલી દેખાતી ચિત્રસરસ્વતી મુસ્લિમ યુગમાં પાછી સ્પષ્ટ સજીવન થતી

દેખાય છે. હર્ષથી લગભગ મોગલ યુગ સુધી આપણી ચિત્રકલા ઉપર અંધારપટ છવાઈ ગયેલો છે. પરંતુ એ બહુ સંભાવિત લાગે છે કે આપણી ચિત્રણાપ્રલિકા ચાલુ રહેલી હોવી જોઈએ, જેની શકયતાનું વિવેચન ઉપર કર્યું છે.

મુસ્લિમોમાં ચિત્ર માટે ધાર્મિક અણગમો હોય છે. ઈશ્વર કે માણસની છબી કે મૂર્તિ નિષિદ્ધ મનાય છે.

**ઇસ્લામ યુગમાં** છતાં મુસ્લિમોએ ફારસી લેખનકલાને લગભગ ચિત્રમયતા આપી હતી. ચિત્રકલા એક અગર બીજે સ્વરૂપે ઇસ્લામી જગતમાં પણ જાગી ઊઠતી. મૂર્તિવિધાનની મુસ્લિમોમાં ભલે મનાઈ હોય. પરંતુ માનવીની કલાભાવના મનાઈના પ્રદેશ ઓળંગી જાય છે. અગર બીજે જ માર્ગે ફંટાઈ જાય છે. લેખનકલામાં મુસ્લિમ લહીઆઓએ રંગ પૂર્યા, હાંસિયામાં ફૂલવેલ ચિતરવા માંડયાં, ચાંદાસૂરજને આકાર આપવા માંડયો અને મૂર્તિઓ, દીવાલો, વસ્ત્ર અને ધાતુ તથા લાકડકામ ઉપર રંગ અને ચિત્રો ચિતરનાર હિંદુ કારીગરોને ચિત્રકામ અર્થે મુસ્લિમ યુગમાં કાગળ પણ મળ્યો. આમ લહિયાની કલા અને કાગળનું સાધન મળતાં Caligraphy – લેખનકળામાં પશુપક્ષી અને માનવીના આકારો ઉમેરાવા લાગ્યા. અમીરઉમરાવો અને રાજા બાદશાહ તથા બેગમો અને રાણીઓનાં ચિત્રો પણ ધીમે ધીમે રંગરેષા પામતાં ચાલ્યાં. કાગળમાં લખાતા ગ્રંથોએ પણ ચિત્રકલા માગી લીધી અને ગ્રંથોને શણગારવાનું હિંદુ-મુસલમાનોમાં શરૂ થયું. પુસ્તકોનાં બાંધણ પણ હવે ચિત્રકલાને આવકારી રહ્યાં. અને આમ સંતાઈ ગયેલી હિંદી ચિત્રકલા મોગલ યુગમાં તો એકાએક ભભકસહ વ્યાપક બની ગઈ. હિંદુ રાજરજવાડાં આ અસરમાંથી મુક્ત ન જ રહે. કદાચ તેમના જ આશ્રિત કલાકારો પોતાની ચિત્રકલાને મુસ્લિમોની માંગમાં પહોંચતી કરવા લાગ્યા હોવા જોઈએ. અકબરના યુગનાં ચિત્રોમાં કેટલાયે

હિંદુ ચિત્રકારો હતા અને તેમાંના કેટલાક ગુજરાતના હતા એ પણ સાબિત થઇ ચૂકયું છે. ચિત્રકલામાં હવે ખુલ્લે છોગે બાદશાહો અને બેગમો, અમીરો અને ઉમરાવો, તેમના શિકાર અને યુદ્ધો, તેમના દબદબા અને મોજશોખ, મકાનો અને મસ્જિદો પ્રવેશ કરી ચૂકયાં. ચિત્રમાં પ્રવેશ ન કર્યો માત્ર ઇસ્લામના ઇશ્વરે અને ઇશ્વરના પેગંબરે. ઔરંગઝેબ સરખા કડક મુસ્લિમનું ચિત્ર પણ આપણી પાસે મોજૂદ છે. એ ઉપરથી ચિત્રકલાનો પ્રચાર કેટલો ભારે થયો હશે એ આપણે જોઈ શકીએ છીએ. ચિત્રકલામાં હવે મોગલ શૈલી મહત્ત્વ ધારણ કરી ચૂકી છે, અને એનું ઐતિહાસિક સ્થાન પણ છે.

**મતદર્શન**

મોગલ યુગની ચિત્રકલા સંબંધમાં વિધવિધ મત પ્રવર્તે છે. મોગલોનો રાજકીય પૂર્વ રંગ વિચારતાં કેટલાક અભ્યાસીઓના મત અનુસાર એ કલામાં ભારતીય અને ભારત બહારની કલાનું સંમિશ્રણ એવું થતું ગયું કે જોતજોતામાં એમાંનાં પરદેશી તત્ત્વો ઘટી ગયાં અને એ સ્વતંત્ર ભારતીય કલાપ્રકાર બની રહી. ચીન અને મધ્ય એશિયાથી ઇરાન ઉપર ત્રાટકેલા ચંગીઝ, કુબ્લા અને હુલાકુ જેવા મોગલ વિજેતાઓએ ઇરાનમાં એક પ્રકારની વિશિષ્ટ ચીની ચિત્રકલાનો પ્રવેશ કરાવ્યો. આ ઇરાનમાં પ્રવેશ પામેલી ચિત્રકલા પાછી પ્રાચીન ભારતીય, પ્રાચીન ઇરાની અને બેકટ્રિયન – જેમાં ભારતીય તત્ત્વો ઘણાં હતાં તેના–મિશ્રણ રૂપ હતી. મોગલોના વારસ તૈમુર વંશીઓ-ઓ એટલે બાબર સાથે આવેલા મોગલનામી વિજેતાઓ.

**બાબર અને કલા**

કલાશોખીન બાબરે ચિત્રકલાને ઉત્તેજન આપ્યું. એના આત્મવૃત્તાંતના ફારસી ભાષાંતરની એક નકલ અલવર પ્રતને નામે ઓળખાય છે એમાંનાં ચિત્રો બાબર યુગનું દર્શન કરાવી શકે છે.

**હુમાયુન અને ઈરાન**

હુમાયુન પણ ઘણો જ કલાશોખીન હતો. શેરશાહ સાથે લઢતાં હારી ગયેલા. હુમાયુને પોતાના દેશવટાના સમયનો મોટો ભાગ ઈરાનના શાહ તેહમાસ્પના દરબારમાં ગાળેલો, જ્યાં તેને ઈરાની-કલા નિહાળવાનો ઘણો સમય મળ્યો અને મીર સૈયદઅલી તથા ખ્વાજા અબુસ્ સામદ નામના વિખ્યાત ચિત્રકારોનો સંબંધ થયો. હેરાતના બીહઝાદ નામના મહાન કલાકારને 'પૂર્વના રાફેલ'નું અભિધાન મળ્યું છે. એનો શિષ્ય સૈયદઅલી. હુમાયુન અને અકબર આ બે કલાકારો પાસે ચિત્રકલા શીખતા પણ હતા. એ બન્ને ભારતમાં આવ્યા અને અન્ય ભારતીય કલાકારોના સંસર્ગને લીધે જે કલાનો ઊગમ થયો એ મોગલ ચિત્રકલાને નામે પરિચિત બની ગઈ.

**ભારતીય મોગલચિત્ર**

ચિત્રકલાના બીજા પ્રાન્તીય પ્રકારો પણ એ સમયે વિકાસ પામ્યા જ હતા. ગુજરાત, રાજસ્થાન, વિજયનગર વગેરે પ્રદેશોમાં પ્રાચીનકાળથી ચાલતી આવેલી ચિત્રકલા ઓછુંવધતું ઉત્તેજન પામ્યે જતી હતી. અકબરના કલાશોખે પ્રાન્ત પ્રાન્તના ચિત્રકારોને એના દરબારમાં ભેગા કર્યા. ભારતીય અને ઈરાની કલાનો સંગમ થયો, ભારતીય કલાકારોની સંખ્યા વિશેષ હતી એટલે કલામાં પ્રત્યક્ષ થતું ઈરાની તત્ત્વ ઘટતું ચાલ્યું અને ફત્તેપુર સિક્રીના રાજમહેલની દીવાલો અને છત ઉત્તમ ચિત્રોથી છવાઈ રહી, હસ્તલિખિત પુસ્તકો ચિત્રકામથી ભભકી રહ્યાં અને અમીરઉમરાવો, કુમારકુમારીઓ, સાધુસંતો, ફકીરોનાં અગણિત ચિત્રો ફરતાં થઈ ગયાં. અકબરના દરબારમાં ચિત્રકારોની મોટી સંખ્યાને કામ મળી રહ્યું. સત્તર સર્વશ્રેષ્ઠ કલાકારોમાં તેર કલાકારો હિંદુ હતા, જેમાંના મુખ્ય બસવાન, લાલ, કેસુ, મુકુન્દ, હરિવંશ અને દાસવાનને નામે જાણીતા હતા. અકબરના યુગની કલાનો ખ્યાલ આપણે અબુલ ફઝલના ઉલ્લેખમાંથી મેળવીએ : 'સો ઉપરાંતના

ચિત્રકારો તો ઉત્તમ ગુરુપદવી પામેલા હતા. ઊંચી અને મધ્ય કક્ષાના કલાકારોનો તો પાર ન હતો. ખાસ કરીને હિંદુ ચિત્રકારોનાં ચિત્રો તો આપણી કલ્પના પણ ન પહોંચે એવાં સૌન્દર્ય ખેંચી લાવે છે. દુનિયામાં ભાગ્યે એમની બરાબરીના ચિત્રકારો મળી આવે.'

**અકબર પછી**

ચિત્રશૈલીઓનાં લક્ષણોની ચર્ચા ન કરતાં આપણે એટલું જ કહીએ કે માનવ આકૃતિ—Portraiture, પુસ્તકોનાં વિષયચિત્રો, પશુચિત્રો, દરબાર અને યુદ્ધ તથા રંગપ્રયોગોની એક ખાણ મોગલ યુગમાં નીકળી આવી. જહાંગીર શાહજહાનના સમયમાં પણ ચિત્રકલા વિકાસ પામતી ગઈ. બીશનદાસ, મનોહર તથા ગોવર્ધન નામના ચિત્રકારોનો યશ ફારસી લેખકોએ ગાયો છે. શાહજહાનના યુગમાં મોગલ ચિત્રકલા જરા ડોળી, સોનેરી રંગની શોખીન અને ગાઢ રંગને પસંદ કરતી બની ગઈ. દારા એકલો ફિલસૂફ ન હતો એ કલાનો પોશીંદો હતો. એનો એક ચિત્રસંગ્રહ લંડનની 'ઇન્ડીઆ ઑફિસ'માં હજી સચવાઈ રહ્યો છે. ઔરંગઝેબે પોતાની કેટલીય આકૃતિઓ ચિત્રમાં ઊતરવા દીધી છે ખરી; છતાં એનો ઉગ્ર ધર્મભાવના ચિત્રકલાને વિકસાવી શકી નહિ. ઊલટ એણે કેટલાંક ભીંતચિત્રો ઉપર ચૂનો ફેરવાવ્યાના ઉલ્લેખો મળી આવે છે. આ મોગલશૈલી આપણી ભારતીય ચિત્રકલાની એક ભવ્ય સિદ્ધિ છે. મોગલાઈની પડતી સાથે મોગલશૈલીની ચમક ઊતરવા માંડી એ સાચું. છતાં મોગલાઈ દરબારમાં, અન્ય પ્રાન્તોમાં અને નગરોનાં કલાધામોમાં ચિત્રકલા સચવાઈ રહી ઇન્ગ્રેજોના સંઘર્ષકાળે જીવંત હતી. ઘણાં ચિત્રો પરદેશ પહોંચી ગયાં છે. છતાં જે સચવાયાં છે તે આપણા સંસ્કૃતિગૌરવને પોષે એવાં છે.

ભારતીય મોગલ ચિત્રકલા એટલી જગજાહેર હતી કે ઑસ્ટ્રિયાના

વીએના શહેરના એક રાજમહેલમાં મહારાણી થેરેસાએ અન્ય દેશોના ચિત્રનમૂના સાથે એક વિશાળ ખંડની દીવાલો ઉપર મોગલ ચિત્રનમૂના ભરપૂર ચીતરાવી રાખ્યા છે — જે આજ પણ અસ્તિત્વમાં છે.

**પરદેશ ખ્યાતિ**

મોગલ ચિત્રશૈલીના વિવિધ વિભાગો પણ છે, જેમાં દિલ્હીશૈલી, જયપુરશૈલી, લખનૌશૈલી, પટણાશૈલી, દક્ષિણશૈલી ગણાવાય છે. મોગલ-શૈલીની વિશિષ્ટતા એ કે તે ધર્મલક્ષી કલા ન હતી. દરબારી ઉત્તેજનમાં ઊછરતી એ કલા લોકજીવનનાં દૃશ્યોને ઝીલી શકી નહિ — જે લોકજીવનનું ચિત્રણ રજપૂતશૈલીએ સિદ્ધ કર્યું હતું.

ચિત્રકલાને અંગે મુસ્લિમોમાં જે ધર્મપ્રતિબંધ હતો તે હિંદુઓમાં હતો જ નહિ. હિંદુધર્મ ઈશ્વરને અંગે અનેકાનેક કલ્પના કરી ચૂક્યો છે, અને એ ધર્મની અદ્વૈતભાવના અણુથી બ્રહ્માંડ સુધી ઈશ્વરત્વ નિહાળતી હોય ત્યાં ઈશ્વરના વિવિધ આકારોની કલ્પના કરવામાં પણ તેને બાધ નથી આવ્યો. મત્સ્યમાં અને કાચબામાં પણ ઈશ્વરાવતારની જ્યાં માન્યતા હોય ત્યાં ઈશ્વરાકારને માટે ચિત્રમાં કોઈ પણ પ્રકારનો બાધ હિંદુધર્મને આવી શકતો ન હતો. બુદ્ધ અને જૈન પ્રતિમાવિધાન, ધર્મકથાઓ અને સ્થાપત્ય આર્ય-કલ્પનાને અદ્‌ભુત આકૃતિઓ આપી ચૂકી હતી અને એ વારસો હિંદુસંસ્કૃતિમાં ચાલ્યો આવતો હતો. એટલે હિંદુ ચિત્રકલાને વિષય અને વર્ણનની તો ખોટ પડે એમ હતું જ નહિ. ભારતવાસી મુસ્લિમોની ચિત્રકલા પ્રત્યેની કૂણી નજરે મધ્યકાલીન ભારતીય ચિત્રકલાને એક મહાવેગ આપ્યો અને એ વેગને લઈને જેમ એક પાસ મધ્યકાલીન મુસ્લિમ ચિત્રકલા — મોગલકલા વિકસી તેમ બીજી પાસ એ જ યુગમાં અને ત્યાર પછી પણ મોગલશૈલીને કંઈક અંશે મળતી છતાં વિષય અને વૈવિધ્યમાં અજબ સ્વાતંત્ર્ય અનુભવતી હિંદુ ચિત્રશૈલી પણ

**ભારતીય હિંદુ વિભાગ અને ચિત્ર**

ખીલી નીકળી, જેના ઉત્તમોત્તમ નમૂના આપણને મોટા પ્રમાણમાં મળી આવે છે. મોગલોના આક્રમણ પહેલાંના ઇસ્લામ યુગમાં વિજયનગરના દક્ષિણ સામ્રાજ્યમાં ચિત્રકલા સારા પ્રમાણમાં ખીલી નીકળી હતી એ સત્ય પણ અહીં નોંધી લેઈએ. શરૂઆતની પરિસ્થિતિમાં અભ્યાસીઓને મોગલ તથા રાજપૂતશૈલી એક જ લાગતી. હવે અભ્યાસમાં ઉંડાણ આવતાં એમ સાબિત થતું જાય છે કે હિંદુ–રજપુતશૈલી સ્વતંત્ર જીવંત હતી; અજંતાની ચિત્રકલા સુધી એની પેઢી લંબાતી હતી અને મોગલશૈલીમાંની ઇરાની અસર દૂર કરાવનાર આ રજપૂતશૈલી જ હતી.

**રાજપૂત અને પહાડી-કાંગરા શૈલી**

મુસ્લિમ આક્રમણને અંગે રાજપૂત રાજવંશોએ હિમાલયની ખીણનો, રાજપૂતાનાના રણપ્રદેશનો, આબુ–અરવલ્લીની અને વિંધ્યાની પર્વતમાલાનો કે મધ્ય હિંદના જંગલોનો આશ્રય લીધો હતો. ઘણે અંશે તેમણે હિંદુ સ્વાતંત્ર્ય અને હિંદુ સંસ્કૃતિ જાળવી રાખ્યાં હતાં અને પ્રાચીન કલાસંસ્કારને પણ સાચવી રાખ્યા હતા. એ સંસ્કૃતિઅવશેષોમાંથી અનેક વીરકથાઓ, વીરાંગનાઓની ગાથાઓ, શૌર્યપ્રસંગો, ગ્રામદૃશ્યો, માર્ગદૃશ્યો, લોકજીવનના પ્રસંગો, લોકકલાની ઝાંખીનાં ચિત્રો ચિત્રકારને હાથે મધ્યકાલીન ભારતીય જીવનને અને હિંદુ કલ્પનાને સજીવન રાખી રહ્યાં હતાં. એટલે મુસ્લિમોની સાથે આ રાજપૂત હિંદુ કેન્દ્રોએ પણ પોતાની અવનવી ચિત્રકલા ચાલુ રાખી, ખીલવી અને તે આજ રાજપૂત અને પહાડી–કાંગરા એવી બે શૈલીને નામે ઓળખાય છે. એ બે જુદી શૈલી ગણવી હોય તો ય એ ભગિની શૈલીઓ છે–ત્રીજી ભગિની મોગલ ચિત્રશૈલી સાથે.

આમ મધ્યકાલની મુસ્લિમ યુગની ભારતીય સંસ્કૃતિએ આપણને ત્રણ ચિત્રશૈલીઓ આપી છે: (૧) મોગલ શૈલી (૨) રાજપૂત શૈલી,

(૩) પહાડી—કાંગરાશૈલી. કેટલીક વિશિષ્ટતાઓ બાદ કરીએ તો આ ત્રણે શૈલીમાં ઘણું સામ્ય આપણને મળી આવશે, કારણ એ સામ્યની પાછળ આખી હિંદુ–મુસ્લિમ સંસ્કૃતિનો જીવંત સમન્વય પડ્યો હતો. એ યુગમાં ખૂનખાર યુદ્ધો થતાં, પ્રદેશો

**ત્રણે શૈલીઓનાં સામ્ય**

ઝડપાતા, છતાં સંસ્કૃતિની આપલે એના કરતાં વધારે ઝડપથી ચાલતી હતી એનું ઉદાહરણ આપણને મુસ્લિમ યુગની ચિત્રકલામાંથી જરૂર મળી આવશે. મુસ્લિમો યુદ્ધ કરતા હતા તેમ રજપૂતો પણ યુદ્ધ કરતા હતા. મુસ્લિમ લશ્કરમાં રજપૂતો હિંદુ રહીને જોડાતા હતા. રજપૂત સૈન્યમાં મુસ્લિમો ઇસ્લામ પાળતે પાળતે જોડાતા હતા. મુસ્લિમો શિકાર કરતા હતા, રાજપૂતો પણ શિકાર કરતા હતા. એટલું જ નહિ પણ યુદ્ધમાં અને શિકારમાં પરસ્પર હરીફાઈ પણ કરતા હતા. શાહો અને અમીરોને બેગમો તથા બાંદીઓ હતી. રાજપૂત રાજવીઓ અને સામંતોને રાણીઓ, ઠકરાણીઓ અને દાસીઓ હતી. હિંદુ–મુસ્લિમ બન્ને શરબત શરાબના શોખીન હતા, મોજમજાહ કરતા હતા, બાગ બગીચામાં ફરતા હતા, સંગીત – નૃત્યને ઉત્તેજન આપતા હતા, જલવિહાર અને નૌકાવિહાર કરતા હતા, ખુલ્લી અગાસીઓમાં જલસા ગોઠવતા હતા અને ચંદ્ર, મેઘ અને વીજળીની રમતો એકાગ્ર થઈને નિહાળતા હતા. આ આખું હિંદુ–મુસ્લિમ જીવન એ યુગની કળાએ જાળવી રાખ્યું છે. પુસ્તકના કે ફલકના એ ચિત્રરંગો એવા ને એવા આજ પણ જવલંત છે. એની અદ્ભુત રેખાઓ આજ પણ એવી ને એવી હૃદયંગમ છે. કદાચ આજની ચિત્રકલા એમ કહી શકે કે એ યુગને Perspective – આકાર પ્રમાણનો અનુભવ ન હતો. એ પશ્ચિમી ઘાટી આપણા પ્રાચીન ચિત્ર સ્થાપત્યમાં ન હતી. એ રીતે મુસ્લિમ યુગની ચિત્રકલા, પ્રાચીન કલાની શૈલી જાળવી રહી છે એમ પણ કહી શકાય. અને હવે

Perspective વગરની કલાનો બચાવ કરનાર વિવેચકો આપણી પાસે છે એ આપણે ભૂલવું ન જોઈએ. મુસ્લિમ યુગની ચિત્રકલા ભારતીય-સંસ્કૃતિનું એક ગૌરવ બની રહે છે.

**રાજપૂત કાંગરાની વિશિષ્ટતા**

કાંગરા રાજપૂત શૈલીની કેટલીક વિશિષ્ટતાઓ ઉપરાંત આપણે એ શૈલીની એક વિશિષ્ટતા એ જોઈ શકીએ કે એ શૈલીએ પોતાનાં ચિત્રોમાં ભક્તિમાર્ગ પ્રતિબિંબિત કરી કૃષ્ણલીલાનો આખો વિસ્તાર આપણી ચિત્રકલાને આપી દીધો છે, જો કે હિંદુ ચિત્રકલાએ તો આપણી આખી દેવ અને અવતારસૃષ્ટિ સજીવન કરી હિંદુ ધર્મને ભારે બળ આપ્યું છે. શક્તિ, શિવ, ગણેશ, કાર્તિકેય સુર, અસુર અને પુરાણોના કેટલાય પ્રસંગો એ યુગની ચિત્રકલાએ ઝીલ્યા છે અને રાગરાગણીને વિવિધ આકારો આપી, તેમના અધિષ્ઠાન-રૂપ દેવોની લક્ષણઆકૃતિઓ ચિતરી ચિત્રકલાની ભાવવાહકતામાં બહુ સુંદર અને વ્યાપક ઉમેરો કર્યો છે. રાગમાળા–રાગરાગિણીઓનાં ચિત્ર એ આપણી મહામોંઘી ચિત્રમિલકત છે, સંગીતમિલકત છે અને ધર્મમિલકત છે. આમ અજંતાથી મુસ્લિમ યુગ સુધીની ચિત્રકલાના અંકોડા પૂરા મળતા નથી છતાં એ પરંપરા ચાલુ હતી એમ સમજાઈ આવે છે અને એક સુઘડ અનુમાન પ્રેરે છે કે ઊંડી શોધખોળને અંતે અંકોડા સંધાય એવાં સાધનો આપણને જરૂર મળી આવશે. મંદિરનાં તો ઘણાં ચિત્રો ભુંસાઈ ગયાં હશે અગર નવાં ચિત્રોના લપેડા જૂનાં ચિત્રો ઉપર લાગી ચૂક્યા હશે. મોગલાઈના પતનકાળે એ ત્રણે શૈલીઓ-એ પોતાની જૂની ભભક ગુમાવવા માંડી. મરાઠા યુગની ચિત્રકલા પણ ઊતરતી ચાલી. શીખ સંસ્કૃતિએ પણ ધર્મગુરુઓની આસપાસ એક વિશિષ્ટ ચિત્રકલા ઊભી કરી. અને એટલામાં પશ્ચિમની ચિત્રકલાનો હિંદી ચિત્રકલાને અંગ્રેજોના આગમનમાં સંપર્ક થયો.

**પશ્ચિમનો સંપર્ક**

પશ્ચિમની સંસ્કૃતિ સાથેની પ્રથમ અસર દરેક ક્ષેત્રમાં એવી ઊપજી કે આપણે ભારતવાસીઓને પોતાને માટે લઘુગ્રંથિ ઉત્પન્ન થાય. ચિત્રકલામાં પણ ઈટલી, હોલૅન્ડ અને ઇન્ગ્લૅંડના મહાન ચિત્રકારોને પડછે આપણી ચિત્રકલા પ્રથમ તો અતિશય પ્રાથમિક અને નિર્માલ્ય લાગી. મધ્ય યુગની આપણી ચિત્રકલાના ઉચ્ચ નમૂના વ્યાપક બનતા અટકી ગયા અને એનાં બેડોળ અનુકરણો કાગળ ઉપર કે ભીંત ઉપર ખરેખર ગમે નહિ એવાં બની ગયાં હતાં. ચિત્રકલાએ પ્રથમ તો નૂતન યુગમાં પશ્ચિમની ચિત્રકલા-નું શિષ્યત્વ સ્વીકારવું શરૂ કર્યું. પશ્ચિમનું ચિત્રવિજ્ઞાન પણ એના વિભાગો સાથે આપણી શાળાઓમાં અને વિશિષ્ટ ચિત્રપાઠશાળાઓ-માં દાખલ પણ થયું. પશ્ચિમના ચિત્રકારોને હિંદુસ્તાનના રાજા-રજવાડાઓનું ઉત્તેજન પણ મળવા માંડ્યું. પ્રાચીન ચિત્રકલાની વિશિષ્ટ ખૂબીઓ સમજાવનાર અને એ પ્રણાલિકામાં ગૌરવ લેનાર તત્કાલ કોઈ નીકળ્યું નહિ.

**રવિવર્મા**

છતાં એ અરસામાં ઓગણીસમી સદીના પાછલા ભાગમાં રાજા રવિવર્માએ પૌરાણિક વિષયો અને વ્યક્તિઓ-નાં ચિત્રોની એક સરસ શ્રેણિ આપી ભારતીય ચિત્રકલાને સજીવન કરવાનો પ્રયત્ન કર્યો. આજ હવે રાજા રવિવર્માની ચિત્રશૈલીને પૂરતું સન્માન મળતું નથી અને એમની શૈલીમાં પશ્ચિમની ઘણી અસર હોવાની ખામી કાઢવામાં આવે છે. છતાં રવિવર્માની ચિત્રકલાએ એક વખત આખા હિંદને આકર્ષ્યું હતું એ વાતને બહુ મહત્ત્વ ન આપીએ તો પણ તેમણે પશ્ચિમનાં કલાતત્ત્વો લઈને પણ ચિત્રકલાનું હિંદીકરણ શરૂ કરી દીધું હતું એ વસ્તુ ઐતિહાસિક દૃષ્ટિએ ભૂલાય એમ નથી. રવિવર્માનાં ઠીક ઠીક અનુકરણ પણ થયાં અને પશ્ચિમની પરંપરામાં શિક્ષણ લઈ

ચિત્રકલાને હિંદી ઝોક આપનાર ધુરંધર આદિ કેટલાક ચિત્રકારો થયા પણ ખરા.

**પ્રાચીન કલા પ્રત્યે સદ્ભાવ**

પરંતુ ધીમે ધીમે હિંદની મૂળભૂત ચિત્રકલા અને મધ્યયુગની ચિત્રકલાની સાચી ઓળખ આપનારા આનંદકુમાર સ્વામી તથા હેવેલ સરખા વિવેચકો ઊભા થયા અને તેમણે આપણી દેશી ચિત્રકલાની પરખ કરાવી તે પ્રત્યે સદ્ભાવ વધાર્યો. દેશાભિમાનની ભાવનાએ આ સદ્ભાવમાં ઉમેરો કર્યો પણ હોય. અને ધીમે ધીમે પશ્ચિમના વિખ્યાત ચિત્રકલાવિદોએ પણ સ્વીકારવા માંડયું કે હિંદની પ્રાચીન ચિત્રકલા તેમ જ મોગલ–રાજપૂત–મધ્યકાલીન મુસ્લિમયુગની ચિત્રકલા વિશ્વભરની મહાન ચિત્રશૈલીઓમાં ગૌરવભર્યું સ્થાન લઈ શકે એમ છે. પછી આપણા ચિત્રકારોની દૃષ્ટિ એ બાજુએ વળી. પશ્ચિમની ચિત્રકલાનું શિક્ષણ તો મળતું જ હતું. હવે એમાં હિંદી કલાનાં ઉત્કૃષ્ટ તત્ત્વો તરફ તેનો ઝોક વધતો ગયો અને પશ્ચિમની સંસ્કૃતિના સમન્વયમાંથી હિંદી ચિત્રકલાનો સામર્થ્યપૂર્ણ પુનરુદ્ધાર થયો, જેમાં બંગાળશૈલીના અવનીન્દ્રનાથ ટાગોર તથા નંદલાલ બોઝ સરખા હિંદવિખ્યાત ચિત્રકારોએ બહુ મોટો ફાળો આપ્યો છે.

**પ્રાંતિક વૈવિધ્ય**

પછી તો હિંદી ઝોક સ્વીકારી, પશ્ચિમની ચિત્રકલાનો અનુભવ પણ મેળવી હિંદભરમાં વ્યાપક થયેલી એક ચિત્રશૈલી ઊભી થઈ, જે હવે પ્રાંતે પ્રાંતે પોતાની વિશિષ્ટતા સહ વિકસવા માંડી છે. ધર્મકથા, દંતકથા અને પુરાણા નમૂના નૂતન ચિત્રકલાને ખૂબ કામ લાગ્યા. પશ્ચિમની ચિત્રકલાએ સરસ સમતોલપણું પણ ઊભું કર્યું અને આંતરરાષ્ટ્રીય સંબંધોને લઈને ચિત્રકલાએ પ્રાચીન ઉપરાંત નૂતન વિષયો પણ ઘણા ઘણા મેળવ્યા. પ્રાંતિકતાએ

ચિત્રકલાને વૈવિધ્ય આપ્યું. બંગાળના સુવિખ્યાત ચિત્રકારો હજી આગળી હરોળમાં કામ કરી રહ્યા છે છતાં પંજાબમાં શેરગીલ, ઉત્તર પ્રદેશમાં હરિહર મેઢ, ગુજરાતના રવિશંકર રાવળ, કનુ દેસાઈ, સોમાલાલ જેવા સરસ કલાકારો પ્રાંતે પ્રાંતે ઊપજાવવા માંડ્યાં છે અને ચિત્રકલાએ યુનિવર્સિટીઓમાં ઉચ્ચ શિક્ષણનું ગૌરવ પ્રાપ્ત કરવા માંડયું છે.

**ચિત્રકલા અને ભારતીય વિશિષ્ટતા**

પશ્ચિમના કલાપ્રવાહો ઝીલવાની શક્તિ અને ઉદારતા આપણી ચિત્રકલાએ પ્રાપ્ત કરવા માંડી છે એ હિંદી ચિત્રકલાના—કહો કે હિંદી સંસ્કૃતિના સામર્થ્યનું જ દૃષ્ટાંત કહી શકાય. પશ્ચિમના વાસ્તવવાદમાંથી જાગેલા બીજા અનેક વાસ્તવવાદ, ક્યુબીઝમ – ચોકઠાં આકૃતિ, Futurism - ભાવિ રહસ્યવાદ વગેરે ચિત્રવાદ આપણી ચિત્રકળાએ પણ સમજવા, ઓળખવા અને સ્વીકારવા માંડ્યા છે અને છતાં કલાનું ભારતીય તત્ત્વ જળવાઈ રહે છે એમાં આપણી સંસ્કૃતિની શકિતનો જ પરિચય થાય છે.

**નૂતન ચિત્રકલાનું સ્વત્વ**

વ્યાપારી ચિત્રકલા, જાહેરાતની ચિત્રકલા, કટાક્ષચિત્રની કલા સરખા કલાવિભાગોએ પણ જોર પકડવા માંડ્યુ છે અને આપણા ગ્રંથપ્રકાશને અને પત્રકારિત્વે ચિત્રકલાના સંવર્ધનમાં ઊજળો ભાગ લીધો છે એ પણ આપણે વિસરવું ન જોઈએ. આજના ભારતીય સ્થાપત્યે જેમ ભારતીય સ્વત્વ ગુમાવવા માંડ્યું છે તેમ ચિત્રકલાએ કર્યું નથી એ હર્ષ સાથે નોંધવા સરખી હકીકત છે. અલબત્ત, પશ્ચિમની ગર્વભરી સંસ્કૃતિ જેને સ્વીકારી માન આપે એવા વર્તમાન ચિત્રપટની હજી યોજના ભલે થઈ ન હોય; છતાં ચિત્રકલાએ પ્રાચીન સંસ્કૃતિનો અંકોડો પકડી લીધો છે, પશ્ચિમની

ચિત્રકલાનો ઠીક ઠીક સમન્વય સાધ્યો છે અને વિષયપસંદગીમાં તેમ જ રંગરેખાઓના ઉપયોગમાં સાહસ પણ બતાવ્યું છે, ડહાપણ બતાવ્યું છે અને અપૂર્વતા પણ બતાવી છે. આમ નવીન ચિત્રકલાનું ભાવિ અત્યારે તો ખૂબ ઉજ્જવળ લાગે છે.

(૪)

## મૂર્તિવિધાન અને શિલ્પ

ભારતીયસંસ્કૃતિનું સળંગ સ્વરૂપ વિચારવામાં એની યુગયુગની સ્થિતિની વિશિષ્ટતાઓનો અભ્યાસ સરળતા અર્પે છે. ઇતિહાસપૂર્વયુગ, સિંધુતટસંસ્કૃતિ, વેદકાળ, વેદપ્રસ્તાર યુગ, મૌર્ય, નામ હજી સ્થાપિત થયું નથી એવો મૌર્યગુપ્તયુગ વચ્ચેનો કાળ, ગુપ્તયુગ, રાજપૂત-હિંદુયુગ, ઇસ્લામયુગ અને અંગ્રેજ સમય જેવા જરૂરપૂરતા વિશિષ્ટ સમયવિભાગો અભ્યાસ અર્થે ગોઠવી લેવા પડે છે અને એ ગોઠવણીમાં યુગવિશિષ્ટતાનો સ્વીકાર જ હોય છે—જો કે એ સર્વની પાછળ ભારતીયસંસ્કૃતિનો એક જીવંત પ્રવાહ ઇતિહાસ, કલા, સાહિત્ય અને ધર્મસમન્વયમાં સતત વહેતો આપણે જોઈ શકીએ છીએ. હજી ભારતીયસંસ્કૃતિનો યુગવાર અભ્યાસ સર્વાંશે નિર્ણિત નથી. છતાં માર્ગસ્તંભ તરીકે આવા યુગગણના ઉપયોગી થઈ પડી છે.

શિલ્પસ્થાપત્ય કળા મુખ્યત્વે સહકલા બની રહી હોવાથી શિલ્પ અને સ્થાપત્ય બન્નેનો અભ્યાસ લગભગ સાથે જ બની શકે. એટલે શિલ્પસ્થાપત્યને જુદાં નિહાળવા છતાં એક માટેની નોંધ બીજી કલાને પણ લાગુ પાડી શકાય એમ છે, જે આ શિલ્પસ્થાપત્યનાં પ્રકરણોમાંથી સમજાઈ આવશે.

પ્રથમ વર્ણન પામેલાં સિંધુતટસંસ્કૃતિનાં પૂતળાંથી આપણે આપણું શિલ્પધન નિહાળતા બેસીએ તો આપણને સ્પષ્ટ દેખાઈ

આવશે કે આપણી શિલ્પકલામાંથી ઘણું ઘણું ધન અદૃશ્ય થયેલું છે. મોહન જો ડેરો–સિંધુતટસંસ્કૃતિ–નાં શિલ્પ-

**શિલ્પ–સિંધુતટ–સંસ્કૃતિ અને પછી**

કામમાં આબેહૂબ પશુપક્ષીનાં સ્વરૂપ, છોડપાન અને માનવમૂર્તિઓ મળી આવ્યાં છે. યોગમુદ્રામાં બેઠેલી પથ્થરમાંથી કોતરેલી માનવમૂર્તિઓ, મોહન જો ડેરોમાંથી મળેલી પુરુષશિલ્પ પ્રતિમા, કાંસાની ધાતુમાં ઉતારેલી નર્તકી, હરાપ્પાની માનવશિલા પ્રતિમાઓ આજના કલા-વિજ્ઞાનને પણ આશ્ચર્ય પમાડે એવા શિલ્પનમૂના કહી શકાય. કેટલાક અભ્યાસીઓ આ નમૂનાઓમાં ગ્રીસના શિલ્પ સરખી ઉત્કૃષ્ટ કલા જુએ છે. સર જોન માર્શલ એ સંબંધમાં કહે છે : 'કોઈપણ દૃષ્ટિએ સિંધુ-તટસંસ્કૃતિના કલાઅવશેષોને પ્રાથમિક કે જૂનવાણી કલાના નમૂના તરીકે ઓળખાવી શકાય જ નહિ. કદે એ નમૂના નાનકડા ખરા; છતાં ઉપસામણી–relief અને ગોળાકાર બન્નેમાં એ નમૂના કલાતત્ત્વોનું સંપૂર્ણ ભાન દર્શાવે છે અને એમાં કુદરતી સ્વાભાવિકતા અને વાસ્તવતા–truth–નું એવું દર્શન થાય છે કે જેના દર્શનથી ગ્રીકકલા પણ એમને પોતાના નમૂના તરીકે ગણાવતાં જરા ય શરમાય નહિ.' શિલ્પ એટલે કોતરકામ અને મૂર્તિવિધાન—પછી તે કાષ્ટમાં, પથ્થરમાં કે ધાતુમાં હોય. મુખ્યત્વે તે પથ્થરના સાધનનો ઉપયોગ કરે છે. સિંધુ-તટસંસ્કૃતિની ઈંટો તથા શિલામાંથી ભારતીયસંસ્કૃતિ કાષ્ટકલાવિધાન તરફ વેદકાલમાં વળી હોય એ બહુ સંભવિત છે. એ કાલનો શિલ્પ-નમૂનો હજી મળ્યો નથી. વૈદિકસાહિત્ય એ જ માત્ર વેદકાળનો સાચો પુરાવો. જૂનામાં જૂની શિલામૂર્તિઓ અશોકના મૌર્યયુગથી શરૂ થતી દેખાય છે. એ પહેલાંના શિલ્પના આછા નમૂના વિવાદગ્રસ્ત છે. પશ્ચિમના અભ્યાસીઓ મૌર્યશિલ્પ ઉપર ઈરાન અને ગ્રીસની કળા-છાપ નિહાળવા સતત પ્રેરાયા છે. અશોકયુગની શિલ્પકૃતિઓની સફાઈ, ચમકાટ તથા અદ્દભુત આબેહૂબપણું એને ઉચ્ચ કલાના નમૂના તરીકે



દશભુજ દેવતા - ઇલોરા

સાબિત કરે છે. અશોકસ્તંભ, સ્તંભની સુંવાળી સફાઈ, સ્તંભની ટોચે વિકસાવેલી કમળકોતરણી તથા ધર્મચક્ર અને જીવંત લાગતી સિંહ મુખાકૃતિઓએ આજના સ્વાતંત્ર્યયુગને પણ એટલું આકર્ષણ કર્યું છે કે એ શિલ્પમાંથી આપણી રાજસત્તાએ આજનું રાજપ્રતીક ઊપજાવ્યું છે. એમાં ઈરાનના પર્સીપોલીસ નગરની કલાકૃતિનો ભાસ પશ્ચિમના વિદ્વાનોને દેખાયો છે. ઈરાન કે ગ્રીસનો ભારતને યાદ ન રહેલો સંપર્ક એકાએક ભારતમાં કોઈ અદ્ભુત કલાને ઊપજાવી રહે એ માનવું વધારે પડતું છે. મૌર્યકલાની પાછળ લાંબી શિલ્પપ્રણાલિકા હોયા સિવાય આવી સુંદર કલાકૃતિઓ નીપજે કે કેમ એ પ્રશ્ન છે. છતાં નિર્ણય કરવો રહેવા દઈ આપણે પરાઈ અસરનો માત્ર ઉલ્લેખ જ અત્રે કરીશું.

**શિલ્પનમૂના**

બૌદ્ધમાર્ગની શરૂઆતમાં તો મૂર્તિપૂજનનું તત્ત્વ હતું નહિ. બુદ્ધ ગુરુ મટી હજી દેવ બન્યા ન હતા. એટલે ચિત્ર કે શિલ્પને ધાર્મિક અવલંબન મળતાં વાર લાગે એ સ્વાભાવિક ગણાય. પરંતુ સમય વ્યક્તિઓને જેમ ભુલાવી દે છે તેમ તેમના પ્રત્યેના ભક્તિભાવને, મહત્ત્વને વધારી પણ દે છે. અશોકના યુગમાં ઈ. સ. પૂર્વે ત્રીજી સદીમાં શિલ્પની ખિલવણી સ્પષ્ટતા ધારણ કરતી ચાલી. શિલ્પના, કોતરકામના, મૂર્તિ-સર્જનના આપણી પાસે અનેક સુંદર નમૂના છે છતાં ભારતીયકલામાં મોટે ભાગે શિલ્પ–મૂર્તિવિધાન અને કોતરણી–સ્થાપત્યના એક અંગ કે વિભાગ તરીકે સાંકળાયેલું છે એ તત્ત્વ ધ્યાનમાં રાખવા સરખું છે. મૂર્તિ ખરી, પણ તે મંદિરમાં મૂકવા માટે. સુંદર પુષ્પો, અટપટી વેલીઓ, આબેહૂબ પશુપક્ષીઓ, ચિત્રવિચિત્ર સુશોભનો, ઇતિહાસ-કથાઓ અને દેવકથાઓ, સામાજિક દૃશ્યો, નૃત્યો અને ભોગવિલાસ-સૂચક અભિનયો, શિકાર, પશુયુદ્ધ કે માનવદ્વંદ્વ, તથા કાલ, મકર, કીચક, વ્યાઘ્રમુખ, યક્ષ જેવી ભયાનક આકૃતિઓ અદ્ભુત ઝીણવટ-પૂર્વક કોતરાયલાં આપણી શિલ્પકલાએ આપણને આપ્યાં છે, પરંતુ તે

મહાલય, મંદિર કે ગુફાના સ્થાપત્યઅંગમાં મોટે ભાગે સમાઈ જાય છે. સ્થાપત્યના એ શિલ્પથર બની રહે છે. ગજથર, નરથર, હંસથર જેવા શિલ્પસૂચક વિભાગો બાંધકામના જ વિભાગો હોય છે. એટલું જ નહીં પરંતુ આપણું શિલ્પ ઘણુંખરું-relief–ઉપસાવેલી આકૃતિકલાનું સ્વરૂપ ધારણ કરે છે. આપણું શિલ્પ સ્થાપત્ય ભેગું જ અભ્યાસપાત્ર બની રહે છે, જો કે આપણી શિલ્પકલા સ્વતંત્ર રીતે પણ એટલો વિકાસ પામી છે કે તે અભ્યાસીઓના સનાતન આશ્ચર્યનો વિષય થઈ પડી છે.

**વિનાશમાંથી બચેલી સમૃદ્ધિ**

વળી મૌર્યકાળથી શરૂ થયેલી શિલ્પસ્થાપત્યની કલા એટલા નમૂનાઓ અને સમૂહોમાં વહેંચાઈ ગઈ છે અને ઉત્તર તેમ જ દક્ષિણ ભારતમાં તેનો સળંગ ક્રમ એવો સચવાઈ રહ્યો છે કે તેનું વિગતવાર વર્ણન જુદો જ ઇતિહાસગ્રંથ ઉપજાવે. મુસ્લિમોએ પ્રાચીનયુગને અંતે ઘણો ઘણો વિનાશ કલા-સમૃદ્ધિનો કર્યો. ઉત્તર ભારતમાંથી પ્રાચીન અવશેષોની જડ ઊખડી ગઈ એમ લાગે એટલો વિનાશ થયો; છતાં વિનાશક ઝનૂન પણ થાકી જાય એવડી વિપુલ કલાસમૃદ્ધિમાં એવું એવું કેટલુંયે બચ્યું છે જે ભારતીયકલાના ગૌરવને પ્રત્યક્ષ દર્શાવી શકે એમ છે. મૌર્યયુગ સાથે સાંકળી શકાય એવા શિલ્પનમૂના ઈ. સ. પૂર્વે ૨૦૦ના અરસામાં રચાયલા બૌદ્ધસ્તુપોની આસપાસ આવેલી દીવાલોના કોતરકામથી શરૂ થાય છે. સદી સદીનો ઇતિહાસ તારવી કાઢવાનો લોભ આ સ્થળે જતો કરીશું, અને વિખ્યાત શિલ્પસમૂહો તરફ અંગુલિનિર્દેશ કરી આગળ ચાલીશું.

**ગાંધારશિલ્પ**

મૌર્યકાળના સ્થાપત્યમાં (૧) અશોકના સ્તંભો, (૨) સાંચી તથા સારનાથના સ્તુપની છત્રીઓ, (૩) સારનાથમાંથી મળી આવેલી કોતરકામ ભરેલી પથ્થરપાટ તથા (૪) બુદ્ધ ગયા પાસેથી મળી



બુદ્ધ - ગાન્ધાર શૈલી - પેશાવર સંગ્રહસ્થાન

આવેલી ત્રણ પથ્થરમૂર્તિઓને ગણાવી લઈએ. એ શિલ્પ વિકાસ પામી ભારહુત અને સાંચીના સ્તુપ તોરણોમાં ઘણી ઉચ્ચ કક્ષાએ પહોંચ્યું, જે ઇસવીસન આસપાસના કાળમાં આવી જાય છે. ઇસવીસનની શરૂઆતમાં શિલ્પની સુપ્રસિદ્ધ ગાંધારશૈલી આપણને મળી આવે છે. પ્રાચીનકાળને ઓળખતી વખતે આપણે કદી ન ભૂલીએ કે ગાંધાર એટલે આજનું અફઘાનિસ્તાન. જેમ બંગાળ, ગુજરાત, પંજાબ, આંધ્ર કે ચોલા પ્રદેશને આપણે ભારતીય વિભાગો તરીકે ઓળખાવીએ છીએ તેમ ગાંધાર – અફઘાનિસ્તાન તેમ જ શકસ્થાન – બલુચિસ્તાનનો એક પ્રદેશ પણ ભારતીય પ્રદેશ વિભાગ હતો એ કદી ન ભૂલીએ – આજ એ સઘળું ભારતવાસીઓ ગુમાવીને બેઠા હોય તો પણ. કુશાણવંશીય કનિષ્કના સમયમાં ઇસવીસનની શરૂઆત થતાં તો બૌદ્ધ મહાયાન માર્ગનો વ્યાપક સ્વીકાર થયો, જેમાંથી બુદ્ધભક્તિ અને બુદ્ધની વિસ્તૃત મૂર્તિપૂજાએ અગ્રસ્થાન લીધું. અલેકઝેંડર સાથે આવેલી મનાતી ગ્રીકકલાના અંશો ગાંધાર, શકસ્થાન તથા ગાંધારની ઉત્તર–પશ્ચિમે આવેલા બેક્ટ્રિયા - બલ્ખ - બાલ્હીકના પ્રદેશોમાં સારી રીતે સચવાઈ રહ્યા હતા. એ કલાના અંશોએ ભારતીય બુદ્ધની કથામાંથી અનેકાનેક નવા વિષયો મેળવ્યા, નવી કલ્પનાઓ મેળવી અને ગાંધારશિલ્પને નામે ભારતમાં જ નહીં પરંતુ ચીન, કોરીઆ, જપાન તથા મધ્યએશિયામાં ભવ્ય કલાવિજયો પ્રાપ્ત કર્યા. ગ્રીકકલાનો સમન્વય ગાંધારશૈલીમાં થયો ગણાય છે. ગાંધારની શૈલી જોડે સમકાલીન મથુરા, અમરાવતી અને નાગાર્જુન કોન્ડા શૈલીને પણ સંભારી લઈએ. મથુરાની કનિષ્ક પ્રતિમા જાણીતી છે.

**ધર્મના વારાફેરાનો કલાસમન્વય**

બૌદ્ધમાર્ગે પણ ભારતમાં વારાફેરા તથા ભરતીઓટ અનુભવ્યાં છે. બૌદ્ધમાર્ગની અસર ધીમે ધીમે હળવી થવા માંડી. નવીન બળ મેળવી રહેલી વૈદિક-સંસ્કૃતિએ પણ કલાના ભવ્ય પ્રયોગો આદર્યા

અને વૈદિક ગુપ્તોના કાળમાં ભારતીય શિલ્પકળાએ વળી અત્યંત ઉચ્ચ કક્ષા પ્રાપ્ત કરી લીધી. આનો અર્થ એમ નહીં કે વૈદિક માર્ગના સામર્થ્યકાળમાં બૌદ્ધમાર્ગીય શિલ્પસ્થાપત્ય તદ્દન ઓસરી ગયાં હતાં. બૌદ્ધ, જૈન અને વૈદિક માર્ગની કલા એકબીજાની ફિલસૂફી અનુસાર શાન્ત અને અનાક્રમક હરીફાઈમાં પરસ્પરને વેગ આપી જ રહી હતી. સારનાથ અને મથુરાની બુદ્ધ-મૂર્તિઓ અને કરાંચીમાંથી મળી આવેલી બ્રહ્માની મૂર્તિ એ ગુપ્તકાળના ઉત્તમ નમૂનામાં અનેકાનેક નમૂનાઓ ઉમેરી શકાય એમ છે. બુદ્ધની એંશી ફૂટ ઊંચી કાંસાની મૂર્તિ હુ એન સંગે નાલંદામાં જોઈ હતી. આજ એ નથી. મુસ્લિમોના ભારતીય વસવાટ પહેલાંનો એક હજાર વર્ષનો યુગ – ઈસવીસન બીજીત્રીજી સદીથી બારમી સદી સુધીનો યુગ – શિલ્પકલામાં અત્યંત સમૃદ્ધ બની ગયો હતો. સુલતાનપુરમાંથી મળેલી વિષ્ણુમૂર્તિ, પદ્મપાણિ બુદ્ધ, એલીફન્ટા ગુફામાંની ત્રિમૂર્તિ, તાંજોરના નટરાજ તથા મમલપૂરમનું સુંદર હરણ, શ્રવણબેલાગોલાની વિરાટ પ્રતિમા, તથા પેરૂરમાંની શિવમૂર્તિ સરખા અસંખ્ય શિલ્પ-નમૂના ભારતીયકળાને માનવશિલ્પકળામાં અગ્રસ્થાન અપાવી રહ્યા છે.

**પ્રાંતીય વિકાસ**

મોટે ભાગે સ્થાપત્ય સાથે જોડાયલા અને કેટલાક છૂટા શિલ્પ-નમૂના ઇસ્લામ યુગ પહેલાંના પ્રાંતે પ્રાંતે વેરાઈ પ્રાચીન શિલ્પકલાનું ગૌરવ આજ પણ કરી રહ્યા છે. મૂર્તિપૂજાની પ્રણાલિકાએ શિલ્પની મૂર્તિવિધાનકલાને બહુ ભારે વેગ આપ્યો છે. વિષ્ણુ, સૂર્ય, શાક્ત, શિવ, ગણેશ, વરાહ, બ્રહ્માની વિવિધતાભરી મૂર્તિઓના આશ્ચર્યકારક નમૂના આપણને ગુપ્તકાળ અને તે પછીથી મળતા જ રહ્યા છે. ત્રિવેન્દ્રમના શેષનારાયણ, વિષ્ણુની ત્રિમૂર્તિ, વિષ્ણુની ચૌદ હાથવાળી મૂર્તિ, બ્રહ્મા–વિષ્ણુ–શિવની ત્રિમૂર્તિ, લક્ષ્મીનારાયણ, મદુરાની અર્ધ નારીશ્વર મૂર્તિ, યમમૂર્તિ, નવગ્રહમૂર્તિ વગેરે મૂર્તિપ્રકારો ઉત્કૃષ્ટ



ત્રિમૂર્તિ - એલીફન્ટા - મુંબઈ નજીક

કલાઅવશેષો છે અને તે પ્રાંતે પ્રાંતે આપણને મળી આવે છે. ગુપ્તયુગના લોહસ્તંભ સરખી બનાવટ આજથી સો વર્ષ પહેલાં યુરોપને પણ આવડતી ન હતી એમ મનાય છે.

ભારતની બહાર ગયેલી આર્યકલાએ આપેલા શિલ્પનમૂના ભારતીય-સંસ્કારના દિગ્વિજયની સાક્ષી પૂરે એમ છે.

**આજના ભારત બહારની ભારતીયકલા** ભારતીય ધર્મમાર્ગો જ નહીં પરંતુ ભારતીય-શિલ્પસ્થાપત્યની કલા પણ ભારતની આસપાસના પ્રદેશોમાં મોટા પ્રમાણમાં વિસ્તરી છે. મધ્યએશિયામાં ઓરેલ સ્ટીને કરેલાં ખોદકામમાંથી મળી આવેલું એક કિશોરનું પથ્થરકોર્યું મસ્તક, સિયામમાંથી જડેલું બુદ્ધશિર્ષ, કેમ્બોડિયાની હરિહર મૂર્તિ, જાવાનાં અસંખ્ય શિલ્પોમાંથી થોડાં જ ગણાવીએ તો બોરોબુદરના અસંખ્ય બુદ્ધ, પ્રમ્બાનન મંદિરની બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રની મૂર્તિઓ, પ્રજ્ઞાપારમિતા તથા અવલોકિતેશ્વરની ભાવવાહી પ્રતિમાઓ ભારતીયકલાના વિજયનમૂના તરીકે વિશ્વભરની કલામાં ઊભા રહી શકે એમ છે.

કેટલીક શિલ્પકૃતિઓ ઉપર અસલમાં રંગ પૂર્યા હોય એવો પણ સંભવ કેટલાક વિચારકોને લાગે છે. પરંતુ

**શિલ્પ અને રંગ** હવે રંગ રહ્યા નથી, એટલે પ્રાચીન રંગ તથા ચિત્રકામનો ખ્યાલ તો માત્ર આજ અજંતા જ આપણને આપે છે. રંગ વગરના પણ એ સર્વ અને એવા બીજા અનેક નમૂના ભારતીયકલાનું ગૌરવ છે.

ભારતીયકલા ધર્મસંકલિત કલા છે, અને તેની બીભત્સ અવસ્થા-માં પણ તે ધર્માશ્રય લે છે. આજની સભ્યતા

**શિલ્પના બીભત્સ નમૂના** જેને બીભત્સ માની સહુની સાન્નિધ્યમાં જોતાં ઉલ્લેખતાં શરમાય એવાં શિલ્પકોતરકામો

પવિત્ર મંદિરો ઉપર પણ વિપુલ પ્રમાણમાં જોવામાં આવે છે. ધર્મથી છુટ્ટી પડવા માગતી આચારવિચાર શ્રેણી ધર્મથી જેટલે દૂર કલાને લઈ જઈ શકે એટલે દૂર એ ધર્મ સાથે સંકળાયલી ભારતીય કલા જઈ શકી છે એ તેની વિશિષ્ટતા ધ્યાનમાં લેવા સરખી છે. સ્ત્રીપુરુષનાં જાતીય આકર્ષણ જ્યાં સુધી જીવનના ઉદ્‌ભવ સ્થાન તરીકે માનવ-સમાજમાં જીવંત છે ત્યાં સુધી ધર્મ કે ધર્મરહિત અવસ્થા, કલા કે વિજ્ઞાન એ જાતીય આકર્ષણમાંથી પ્રેરણા ન મેળવે એમ કદી બન્યું નથી અને બનવાનો સંભવ નથી.

**આજ પણ જીવન્ત કલા**

એટલું અત્રે ભારપૂર્વક જણાવવું ઘટે કે ભારતીય શિલ્પકલા અશોકના સમયથી મુસ્લિમ આક્રમણ સુધીમાં એટલી ઉચ્ચ કક્ષા પ્રાપ્ત કરી ચૂકી હતી કે તેને વિશ્વભરની–આંતર રાષ્ટ્રીય–કલામાં સ્થાન મળેલું છે. તાંજોરના નટરાજ, એલીફન્ટાની ત્રિમૂર્તિ અને મદૂરાના અર્ધનારીશ્વરનું મૂર્તિવિધાન જ્યાં સુધી ભારતીય શિલ્પકલાના વિશ્વવિખ્યાત નમૂના તરીકે જીવંત છે ત્યાં સુધી ભારતીય કલાને જરાય નીચું જોવાનું રહેતું નથી. શિલ્પ, મૂર્તિવિધાન અને કોતરકામની કલા મુસ્લિમ યુગમાં અને અંગ્રેજ યુગમાં પણ જીવન્ત છે એની સાબિતી અનેક મંદિરો અને મહેલાતોનાં કોતરકામ તથા મૂર્તિવિધાનમાંથી આપણને સતત મળી આવશે. હજી મંદિરો અને મૂર્તિઓ રચાય છે, કોતરકામના શણગાર પામે છે અને આજુનાં દેવાલયોનાં નાજૂક નકશીકામની કલા ભારતીય કલાકારની આંગળી કે ટાંકણાંમાંથી છેક અદૃશ્ય થઈ નથી. પથ્થર, ધાતુ, કાષ્ટ, સીસમ, હાથીદાંત અને માટી ઉપરની શૃંગારકલા કે મૂર્તિવિધાન બદલાતું બદલાતું પણ ભારતીયસંસ્કૃતિને શોભાવી રહે છે. અહીંથી શિલ્પને સ્થાપત્યમાં ભેળવી દઈ આપણે ભારતીય કલાનો વિચાર આગળ લઈ જઈએ.

## ( ૫ )

## સ્થાપત્ય

**સ્થાપત્ય અને શિલ્પ-નો જીવંત સંબંધ**

સ્થાપત્યમાં બાંધકામના બધા પ્રકારો આવી જાયઃ ઘર, ગુફા, મંદિર, ચૈત્ય, તળાવ, ઓવારા, મહેલો, સભાગૃહો, કોટકિલ્લા અને કદાચ બાગરચના એ સર્વનો સ્થાપત્યમાં સમાવેશ થાય. ગ્રીસ તથા રોમની માફક આપણું શિલ્પ ઇલાયદું કોતરકામ કે માત્ર મૂર્તિવિધાન ન હતું; એ સ્થાપત્યના અંગ તરીકે મુખ્યત્વે વિકસ્યું હતું એ આપણે જોઈ ગયા. આમ સામાન્યત: આપણે ત્યાં તેમ જ પરદેશમાં પણ શિલ્પસ્થાપત્ય અરસપરસ ઉપકારક કલા બની રહે છે, એટલે કલા-વિષયક ઉલ્લેખો બન્ને માટે સમાનતાપૂર્વક વિચારી શકાય. શિલ્પ-વિષયક કથનો સ્થાપત્યને પણ લાગુ પડે છે.

**સિંધુતટ સંસ્કૃતિથી મૌર્યયુગ સુધી**

અતિ પ્રાચીન સ્થાપત્ય આપણને જે મળ્યું છે એ સિંધુતટ સંસ્કૃતિનું ઈંટ–પથ્થર સ્થાપત્ય; મકાનો, મોરી, સ્નાન-ગૃહ, સ્તંભગૃહ, કોટ વગેરે. એનું અત્રે પુનરાવર્તન જરૂરી નથી. વેદકાલ અને બૌદ્ધ-કાલની પ્રાથમિક સદીઓમાં કાષ્ઠસ્થાપત્યનો પ્રભાવ હતો, જેના નમૂના મળી આવતા નથી, પરંતુ વર્ણનો મળે છે. સાત સાત મજલી કાષ્ઠભવનોનાં વર્ણન સાહિત્યે કર્યાં છે. મેગસ્થીનીસે ચંદ્રગુપ્તના રાજભવનનું વર્ણન આપી તેનાં વખાણ કરતાં એમ પણ કહ્યું છે કે એની જોડ ઇરાનના પર્સીપોલીસના રાજમહેલ સિવાય બીજે જડતી નથી. અશોકનો સમય આવતાં સાચું શિલાસ્થાપત્ય શરૂ થાય છે. અશોકનાં સ્થાપત્યોમાં ( ૧ ) અશોકના સ્તંભો, ( ૨ ) પટણાના સ્તંભ–સભાગૃહના અવશેષો, ( ૩ ) બિહારના ડુંગરોમાંની ગુફાઓ, જેમાંની એક લોમેશ ઋષિની ગુફાને નામે

ઓળખાય છે તે, (૪) સાંચી તથા સારનાથના સ્તુપની છત્રીઓ એટલાં મુખ્ય ગણી શકાય. સ્તંભસ્થાપત્ય અશોકથી માંડી કુતુબમિનાર અને ચિતોડના પંદરમી સદીમાં કુંભારાણાએ રચેલા કીર્તિસ્તંભ સુધી તો પહોંચે છે. લોમેશ ઋષિની ગુફાનું પ્રવેશદ્વાર કાષ્ટમાંથી શિલાસ્થાપત્યનું પરિવર્તન કેમ થયું તેનો સુંદર નમૂનો પૂરો પાડે છે.

**ઈરાન અને ગ્રીસની અસર ?**

આ કલાસ્વરૂપો અને તેની સફાઈ ઊંચી કલાપ્રણાલિકાનું સૂચન કરે છે; પરંતુ ભારતમાં એવી કલાપ્રણાલિકાનો અભાવ માની પશ્ચિમના વિચારકો અશોક સમયના તેમ જ એ પછીના કલાપ્રકારોમાં ઇરાન અને ગ્રીસની અસર જોયા સિવાય રહી શકતા નથી. હિંદના કેમ્બ્રીજ ઇતિહાસ–History of India–માં આમ લખ્યું છે :

'અશોક સ્તંભનો વિકાસ પ્રથમ ઇરાનમાં થયો ... અશોકના કારીગરો પણ ઇરાનના કારીગરો પાસેથી પથ્થરને ચમક તથા સુંવાળાશ આપવાની કલા શીખ્યા ... માનવી તથા પશુપક્ષીની સૃષ્ટિમાં દેખાતું દેહાકૃતિનું સૌંદર્ય મૌર્યકલામાં ઊતર્યું છે તે એફ્રિયા તથા ઇરાન દ્વારા ગ્રીસમાંથી આવ્યું.'

**અસરના વિચારમાં સાવધાનીની જરૂર**

સિકંદરની સવારીમાંથી અનેકાનેક આશ્ચર્યો ઉત્પન્ન કરવાની આતુરતાવાળા પશ્ચિમી અભ્યાસીઓ ભારતીય સંસ્કૃતિમાં પશ્ચિમની અસર જોવા કેમ પ્રેરાય છે તેનું આ એક ઠીક ઉદાહરણ ગણી શકાય. ઇરાન તથા ગ્રીસના સંપર્કમાંથી ભારતને કાંઈપણ મળ્યું નથી એમ માનવાની જીદ આપણાથી રાખી શકાય જ નહીં. પરંતુ પશ્ચિમના વિચારકો ભારતીયકલાનો વિચાર કરતી વખતે એક જ પાટે કેમ ચઢી જાય છે તે ભારતીય અભ્યાસી-



અશોક સ્તંભ - લૌરિયા નન્દનગઢ - બિહાર

ઓએ ધ્યાનમાં રાખવા સરખું છે. આ ઢબની એમની વિચારસરણી : ગ્રીસ એટલે ફિલસૂફી તથા કલાનો આદ્ય પ્રદેશ; ગ્રીક લોકો મેસોપોટેમિયામાં વસતા હતા એટલે ગ્રીસની કલા દરિયો ઓળંગી મેસોપોટેમિયામાં ઊતરી. એ વસાહતી ગ્રીક લોકોની કલાનો ધક્કો એક પાસ ઇરાનને લાગ્યો અને બીજી પાસ એની ઉત્તરે આવેલા બેક્ટ્રિયાને લાગ્યો. એ બન્ને પ્રદેશો મહા વિશાળ મૌર્ય સલતનતની સરહદ ઉપર આવ્યા. એ સરહદ ઉપરથી ઇરાન અને બેક્ટ્રિયાની ગ્રીકકલાનો ધક્કો મહાન મૌર્યસામ્રાજ્યને લાગ્યો, અને એમાંથી આખી મૌર્ય-કલા–અને તે પછીની ભારતીયકલા–એકદમ સુધરી ગઈ ! ... સિકંદરે વિવિધસ્થળે મૂકેલાં ગ્રીક થાણાંએ પણ આ કાર્યને વેગ આપ્યો ! ... આ વિચારસરણીને એટલું બધું મહત્ત્વ આપવામાં આવે છે કે ભારતીયસંસ્કૃતિની વિશિષ્ટતા જોખમાઈ જાય છે – જે વિચારસરણી વધારે સાચી કસોટીએ ચઢાવવા સરખી છે. એમ હોય તોય ઇરાન અને ગ્રીસની અસર ઝીલીને ભારતીયસંસ્કૃતિએ પોતાની ઉદારતા અને પોતાનું જીવંતપણું સાબિત કર્યાં છે એમ કહી શકાય. ભારતીય પ્રજાને માથે મૂકાતો સંકુચિતપણાનો આરોપ તો આથી દૂર જ થાય છે. પ્રશ્ન એક જ થાય છે : બેક્ટ્રિયાના તેમ જ ત્યાંથી ભારતની સીમામાં પ્રવેશ કરતા ગ્રીકો પણ ઝડપથી આર્ય ધર્મ અને આર્ય જીવનવ્યવસ્થા સ્વીકારી લેતા હતા એ પ્રક્રિયામાં ગ્રીકસંસ્કૃતિનું સામર્થ્ય માન્ય કરવું કે આર્યસંસ્કૃતિનું ? શુંગોના રાજ્યકાળમાં મધ્ય-ભારતમાં આવેલા બેસનગરમાં વિદિશાના રાજદરબારમાં તક્ષશિલાના યવન રાજવીના એલચી તરીકે આવેલા હેલિયોડોરસે કૃષ્ણ–વાસુદેવ પ્રીત્યર્થ એક ગરુડસ્તંભ ઊભો કર્યો હતો જે ઉચ્ચ સ્થાપત્યનો એક નમૂનો પણ ગણી શકાય. ઇસવીસન પૂર્વે પહેલી સદીનો આ પ્રસંગ. એ હેલિયોડોરસ ધર્મે ભાગવત હતો ! એટલે વૈષ્ણવ–કૃષ્ણ ભક્ત ! આને ગ્રીક અસર કહેવી કે આર્ય અસર ? આખો સંપર્ક ઇતિહાસ પુનરાવલોકન માગે છે.

**સ્તૂપરચના**

બિહારની અશોકયુગની ગુફાઓ પછી ઇસવીસન પૂર્વે બીજી સદીમાં રચાયલો મધ્યહિંદનો ભારહુત બૌદ્ધ સ્તૂપ એક સુંદર કલાનમૂનો આપણને આપે છે. આપણે જોઈ શકીએ એમ છે કે કાષ્ઠકલાની વિપુલ વિગતો અને ભરીપૂરી નકશીછટા પથ્થરે હવે ઝીલવા માંડી હતી. સ્તૂપના પ્રવેશદ્વાર ઉપર તેમ જ વંઢાની ભીંતે જાતક કથાઓના પ્રસંગો હવે કોતરાવા લાગ્યા. નાગ, યક્ષ, દેવ, દેવી, દિગ્પાળ, દ્વારપાળ એ સર્વનું પ્રતિનિધાન પથ્થરમાં આવવા લાગ્યું.

બુદ્ધગયાના મંદિર આસપાસની દીવાલો તથા સ્તંભો પણ આ યુગના સ્થાપત્ય તરીકે જરૂર ધ્યાન ખેંચે.

એ પછીનો સ્થાપત્યકલાનો નમૂનો સાંચીના વિશ્વવિખ્યાત સ્તૂપમાં આપણે જોઈ શકીશું. આ સ્તૂપ અને તેની આસપાસનાં સ્થાપત્યો અનેક બૌદ્ધભક્તોના દાનમાંથી રચાયાં છે. સ્તૂપનાં તોરણો એટલે શિલ્પસ્થાપત્યના ઉત્કૃષ્ટ નમૂના. સ્તંભો ઉપરના બ્રાહ્મીલિપિમાં લખાયલા લેખ આ યુગના ઇતિહાસ તથા સમાજને ઓળખવામાં ઉપયોગી થઈ પડે એમ છે. પથ્થર ઉપરની અદ્દભુત શૃંગારરચના આપણને મુગ્ધ બનાવે છે. બે હજાર વર્ષ ઉપરની આ કલારચના તેના ચારે પ્રવેશદ્વારો સહ જેટલી બચી છે એટલી ભારતીયકલાનું ગૌરવ છે. સાંચીની કલામાં ખામી કાઢવી એ પશ્ચિમના અભ્યાસીઓને પણ મુશ્કેલ પડે છે. સારનાથ વગેરે સ્થળના સ્તૂપની વિગતો જતી કરી એટલું જ કહી આપણે અટકીશું કે સ્તૂપનાં વિશાળ સ્થાપત્ય ઉપજાવતી કલા ભારહુત અને સાંચીના સ્તૂપમાં પરાકાષ્ઠાએ પહોંચી છે. હજી સ્તૂપો જડતા જાય છે. એકલા અશોકે ૮૪૦૦૦ સ્તૂપોની રચના કર્યાની દંતકથા છે.

મથુરાની આસપાસનાં કેટલાંક જૈન સ્થાપત્યોને પણ ઇસવીસન પૂર્વના યુગની સ્થાપત્યકલાના નમૂના તરીકે ગણવાં જોઈએ, જેમાં



સાંચી સ્તૂપનું પૂર્વ દ્વાર

લાવણ્ય શોભિતા નામની ગણિકાએ બંધાવેલી કૃતિનો ખાસ ઉલ્લેખ કરવો ઘટે. પતિતાઓને પણ ધર્માશ્રય હતો. શિલ્પ સ્થાપત્યમાં માત્ર નર્તન પ્રતીક તરીકે જ નર્તકીઓનો ઉપયોગ થયો છે એમ નહીં. નર્તકીઓએ તો પોતના ધનથી કંઈક સ્થાપત્યો ઊભાં કરાવ્યાં છે.

**ધર્મ અને સ્થાપત્ય**

આપણે એટલું તો જોઈ શકીએ છીએ કે મૌર્ય યુગથી ભારતીય કલા ધર્મનું મુખ્ય અવલંબન લઈ ને જ વિકસિત થતી હતી. ચૈત્યો, સ્તુપ, સ્થંભો, ગુફાઓ, તોરણો અને દીવાલોની રચનામાં પણ ધર્મ-ભાવના જ મુખ્ય પ્રેરણા આપતી—સ્થપતિ તથા શિલ્પીને તેમ જ સ્થાપત્ય બાંધવાનો યશ લેનાર દાનવીરને પણ. સ્તૂપ સાથે સાધુસાધ્વીનાં યોગ્ય રહેઠાણ માટે મઠ બંધાતા, ધ્યાન, જપ તથા પ્રાર્થના માટે મંદિરો બંધાતાં અને મંદિરોમાં ચૈત્ય તેમ જ સભાગૃહો પણ રચવામાં આવતાં, જેમાં ચર્ચાઓ થતી અને વ્યાખ્યાનો પણ અપાતાં. શરૂઆતનાં ચૈત્ય સભાગૃહો લાકડાનાં બંધાતાં. ઇસવી સન પૂર્વે પહેલી સદીથી સભાગૃહો પથ્થરનાં બાંધવાની શરૂઆત થઈ. સાંચી અને સોનારી સ્તૂપ પાસેનાં સભાગૃહો મૂળ લાકડાનાં હતાં એવી નિશાનીઓ આજ પણ દેખાઈ આવે છે — જો કે ઘણી જગાએ પ્રથમ જ્યાં જ્યાં લાકડ કામ હતું ત્યાં ત્યાં પછીના ભક્તોએ પથ્થરરચના કરાવી દીધી.

**ગુફા સ્થાપત્ય**

મૃત સંતોને દેવાલયો કે સ્તૂપમાં સુવાડતી ધર્મભાવનાએ સાથે સાથે જીવંત સાધુઓ માટે પહાડો કોતરી મંદિરો અને મઠ ઊભાં કર્યાં છે, જેમાં સાધુઓ શાન્તિથી એકાન્તવાસ કરતા, કુદરતનાં દાહક તત્ત્વો સામે રક્ષણ પામતા અને આધ્યાત્મિક પ્રયોગો આચર્યે જતા. ગુફા સ્થાપત્ય એ આર્ય કલાની મોટી વિશિષ્ટતા. જૈન, વૈદિક અને બૌદ્ધમાર્ગી ભાવિકોએ બાંધેલાં એ અસંખ્ય પર્વતકોર્યાં મઠમંદિરોમાંથી

આજ પણ બારસો જેટલી ગુફાઓ મળી આવી છે જેમાં ભારતના વિશિષ્ટ સ્થાપત્યનમૂના આપણે આશ્ચર્યપૂર્વક જોઈ શકીએ છીએ.

મુખ્ય નોંધ એ કે ગુફા અંગે સ્થાપત્ય એક નવીન આકાર ધારણ કરે છે. સ્તૂપ, મઠ તથા મંદિરરચનામાં મધ્યપ્રાન્ત, મગધ તથા ઉત્તર ભારતે પથ્થરનો ઉપયોગ શરૂ કર્યો એવામાં જ પશ્ચિમ અને પૂર્વ ભારતના સ્થપતિઓ પહાડના પહાડ કોરી એમાંથી જ આખા અને આખા સ્તૂપ, મઠ અને મંદિરો ઉપજાવતા ચાલ્યા. એ જ આપણું ગુફા સ્થાપત્ય. કેટલાક ચોખલિયા પશ્ચિમના અભ્યાસીઓને તો આ વિશિષ્ટ સ્થાપત્યમાં પણ ઈજીપ્ત તથા ઈરાનની અસર દેખાય છે. એ જે હોય તે. બિહારી ડુંગરોમાં કોરાયલી આદ્યગુફાઓથી આગળ વધતાં આપણે જે અન્ય ગુફાસમૂહ જોઈશું તેમાં આશ્ચર્યચકિત કરી નાખતી કલાના નમૂના રહેલા છે. ઊંચામાં ઊંચી અને ઊંડામાં ઊંડી કલ્પના તથા ઊર્મિને આકાર આપવાની પથ્થરોમાં શક્યતા છે, મૃદુતા છે એમ શોધી કાઢનાર ભારતીય શિલ્પીઓ તેમ જ સ્થપતિઓએ ડુંગરના ડુંગર કોરી ચૈત્ય ઉપજાવ્યા, મંદિરો ઊભાં કર્યાં, સાધુનિવાસ માટેના મઠને પણ આકાર આપ્યો, અને સ્તંભશોભન સભાગૃહો પણ ઉપસાવ્યાં. આ કળાસ્વામીઓની કલ્પના આગળ કાળમીંઢ પથ્થર પણ પીગળી ગયા, અને શિલ્પીઓનાં નાજુક ટાંકણાં આગળ પહાડશૃંગો પણ મીણ સરખા મુલાયમ બની ગયા. ગુફાના સામાન્ય નામથી ઓળખાતા આ સ્થાપત્યપ્રકારો કંઈક કલાયાત્રાળુઓને આકર્ષતા આપણા પૂર્વપશ્ચિમમાં હજી ઊભા છે. ભાજા, કુંદાણી, પિત્તલખોરા, અજંતા, ઐરસા, નાસીક, કાર્લી, બાઘ, કાન્હેરી તથા બોરીવલીની ગુફાઓનાં નામ સહજ ગણાવી શકાય એમ છે. અભ્યાસીઓનું બહુ ધ્યાન ખેંચ્યું નથી એવી તળાજા તથા સાણાની ગુફાઓ કાઠિયાવાડમાં છે એ આપણું ગુજરાત રખે ભૂલે. સાણાની ગુફાઓ રબારીઓનાં ઢોર બાંધવાની કોઢો બની રહી છે એ વાત પણ ગુજરાત યાદ રાખે.



કાર્લી ચૈત્ય - પશ્ચિમ ભારત

**પશ્ચિમ ભારતની ગુફાઓ**

આજ પ્રસિદ્ધિમાં આવેલી ઉપરની ગુફાઓ પ્રાચીન સ્થાપત્યના ઉત્કૃષ્ટ નમૂના રૂપ છે. ઇસ્વી સન પૂર્વે ત્રીજી સદીના અંતમાં ભાજા, કુંદાણી, પિત્તળખોરા તથા અજંતાની નવમી ગુફા રચાઈ લાગે છે. બેરસા તથા નાસીકની ગુફાઓ ઇસ્વી સન પૂર્વે બીજી સદીમાં ઘડાઈ હોવી જોઈએ. અજંતાનું ગુફાઝૂમખું તો ઇસવી સન પૂર્વે પહેલીબીજી સદીથી ઇસવી સનની સાતમી સદી સુધીમાં ઘાટ પામતું જ ચાલ્યું. સ્થાપત્યના ઉત્તમ નમૂના તરીકે ઓળખાતી કાર્લાની ગુફા ઇસવી સન પૂર્વે ૮૦ના અરસામાં રચના પામી હશે. એ ગુફાનું ભવ્ય સભાગૃહ વૈજયંતીના શ્રેષ્ઠી ભૂતપાલે બંધાવ્યાનો લેખ રહ્યાં છે. ગુફાઓ સાથે વિહાર—મઠ પણ સાધુઓના નિવાસ માટે પહાડમાંથી કોરી કાઢવામાં આવતા હતા.

**પૂર્વ ભારતની ગુફાઓ**

પરંતુ પશ્ચિમ ભારતના આ મહાન સ્થાપત્ય સાથે આપણે પૂર્વ ભારતના દરિયાકિનારા ઉપરના એક પ્રદેશમાં આવેલાં આવાં જ સ્થાપત્યોને પણ સંભારવાં જોઈએ. ઓરીસામાં આવેલી ખંડગિરિ તથા ઉદયગિરિ નામની પર્વતમાળામાં કોતરાયલી પાંત્રીસ ગુફાઓ કલા-ઇતિહાસમાં સ્થાન પામે એમ છે. પશ્ચિમ ભારતનાં ગુફા સ્થાપત્ય બૌદ્ધ-માર્ગનું મુખ્યત્વે અવલંબન લે છે, જ્યારે પૂર્વ ભારતનાં ગુફા સ્થાપત્ય જૈન ધર્માવલંબી છે, જે માર્ગભેદને લઈને કેટલીક વિગતફેર પણ એ સ્થાપત્યમાં આવે એ સ્વાભાવિક છે. જૈન સ્થાપત્યમાં ચૈત્યની રચનાનો અભાવ એ મુખ્ય લક્ષણ કહેવાય. આ પાંત્રીસ ગુફાઓમાંથી અનંત ગુફા, ગણેશ ગુફા, જયવિજય ગુફા તથા હસ્તી ગુફા બહુ જાણીતી છે. હાથી ગુફામાં કલિંગના સુપ્રસિદ્ધ મહારાજા ખારવેલનો લેખ પણ છે, જે ખારવેલે મગધ સામ્રાજ્યને પોતાના સામર્થ્યથી હલાવી નાખ્યું હતું. જૈન ખારવેલને સફળ યુદ્ધ કરતાં આવડતું હતું. કદી અંતિમ નિર્ણય

ઉપર ન આવતા અગર કોઈને આવવા ન દેતા વિદ્વાનોના રમૂજી મતભેદનું સહજ દર્શન અહીં જ કરી લઈએ. ભારતીય પુરાતત્ત્વવિદ્યાનો પાયો નાખનાર એક ગુજરાતી વિદ્વાન ભગવાનલાલ ઇન્દ્રજીને આ ખારવેલના લેખમાં ઈસવી સન પૂર્વની ૧૫૭–૧૫૬ની સાલ ઊકલી આવી. એમના કરતાં ઓછું ફરેલા એ પછીના વિદ્વાનો કહે છે કે લેખમાં સાલ છે જ નહીં ! આ ગુફાઓમાંની કેટલીક ગુફાઓમાં બે માળ પણ કોરાયા છે એ આ સ્થાપત્યની વિશિષ્ટતા. ખારવેલની મહારાણી તથા ખારવેલના પુત્ર વક્રદેવનાં નામ પણ કેટલાક લેખોમાં વંચાય છે. આ ગુફાઓમાં પણ અત્યંત સુંદર કોતરકામ થયેલું છે. ઈસવી સન પૂર્વના સ્થાપત્યમાં આ મુદ્દાઓને મૂકી આપણે સ્થાપત્યની વિચારણામાં આગળ વધીએ.

**પ્રાન્તે પ્રાન્તે સ્થાપત્ય**

ગુફા સ્થાપત્યમાં વૈદિક માર્ગીઓની એલીફન્ટા તથા ઈલોરાની ગુફાઓ પોતાના શિલ્પસ્થાપત્યથી બહુ ઊંચું સ્થાન લે છે. એ વૈદિક ગુફા સ્થાપત્ય સાતમી આઠમી સદીનું ગણી શકાય. બૌદ્ધમાર્ગમાં ઓટ આવી અને વૈદિક માર્ગ પાછો જલવંત બન્યો એ ઈસવી સનની પહેલી દસ સદીઓમાં વૈદિક હિંદુ કલા પણ બહુ જ વિકાસ પામી, જેમાં આજના અનેક અવશેષો આપણે ગણાવી શકીએ. જેમ પર્વત કોરી રચેલાં મંદિરો આપણું ધ્યાન ખેંચે છે તેમ પર્વતશૃંગ ઉપર ઓપતાં તેમ જ કેટલીએ સપાટ ભૂમિને શણગારતાં સ્થાપત્યો આપણાથી વિસરાય એમ નથી. એ સમયમાં પ્રાન્તે પ્રાન્તે શિલ્પસ્થાપત્યની કલા ખીલવી છે. એમાં શિલ્પસ્થાપત્યે ઊપજાવેલી ભવ્યતા, વિગત, નાજુકી તથા શૃંગાર અભ્યાસીના આશ્ચર્યનો વિષય બની રહે છે. ઈસવીસન પછીની સદીઓનું સ્થાપત્ય મોટે ભાગે વૈદિક અને જૈનમાર્ગનું અવલંબન લે છે એમ તેની વિશિષ્ટતા દર્શાવવા આપણે કહી શકીએ. ઐહોલનું જૈનમંદિર, ખજુરાહોનાં જૈન, શૈવ તેમ જ વૈષ્ણવ



ડભોઈ-વડોદરી ભાગોળનું સ્થાપત્ય

મંદિરો, આબુનાં જગતપ્રસિદ્ધ દેલવાડાનાં દેવાલયો, ઓરીસાનાં, ભુવનેશ્વરનાં લિંગરાજ તથા રાજારાણીનાં દેવાલયો, કોનાર્ક તથા મોઢેરાનાં સૂર્યમંદિર, જેમાંના એક ઘોડાની પ્રતિમા મશહૂર બની છે તે જગન્નાથપુરીનું જગદીશમંદિર, વડનગરનાં તોરણો તેમ જ ગ્વાલીઅરનાં સાસુવહુ તેમ જ તેલીનાં મંદિરો ગણાવી આપણે શાન્તિ સેવવી પડશે. કારણ ઇસવીસનનાં પ્રથમ હજાર-બારસો વર્ષનો સમય એ શિલ્પસ્થાપત્યની અતિ વિસ્તીર્ણ ખિલવણીનો કાળ છે, જેના અવશેષ ખૂબ વેરાયલા પડ્યા છે અને ઠામઠામ નજરે પડે છે. સ્થાપત્ય-કલાની વ્યાપકતાનાં દૃષ્ટાંત તરીકે જોઈએ તો ઉત્તર ગુજરાતના વિજાપુર તાલુકાનું એક નાનું ગામ આસોડા તથા સિદ્ધપુર તાલુકાનું સૂણક નામનું ગામ બર્જેસના સ્થાપત્યઅવલોકનમાં તેમનાં ભવ્ય મંદિરો માટે સ્થાન પામે છે. સિદ્ધપુરનો રુદ્રમહાલય, વડનગરનું તોરણ તથા ડભોઈની હીરાભાગોળ પણ એ યુગના સ્થાપત્યના જીવંત નમૂના ભગ્ન સ્થિતિમાં આજ પણ આશ્ચર્ય ઉપજાવતા ઊભા છે. એ યુગના રાજાઓ અને એ યુગની પ્રજા બન્ને ભવ્ય સ્થાપત્યનાં શોખીન હતાં. અજમેર-ના ચૌહાણોનું એક ભવ્ય મંદિર આજે 'અઢાઈ દીનકા ઝોંપડા'ને નામે મુસ્લિમ મસ્જિદ બની ગયું છે અને દિલ્હીના ચૌહાણ વિગ્રહ-રાજનો કીર્તિસ્તંભ આજ કુતુબમીનારમાં પરિવર્તન પામી ગયો છે. આબુના મંદિરની છતમાં કોતરાયલી કારીગરીથી મુગ્ધ બનેલો સુવિખ્યાત લેખક વિલડ્યુરાં કહે છે :

'આશ્ચર્યમાં મુગ્ધ બનાવી દેતો આ કલાદર્શનનો અનુભવ કલા માટેની કોઈપણ લેખિનીને નિર્જીવ અને નિરર્થક બનાવી દે છે.'

તુટેલાં મંદિરોને ત્યજી દેવાની હિંદુઓની વહેમી વૃત્તિએ ઘણા સ્થાપત્ય નમૂનાઓને રઝળતા રાખ્યા છે. મુસ્લિમોનાં મંદિર અને મૂર્તિભંજક ઝનૂને હજી ઊભા રહેલા કેટલા ય ભગ્ન શિલ્પસ્થાપત્યના નમૂનાઓને

ખંડિત કરેલા આપણે જોઈ શકીશું. પાસે જ એવા નમૂના જોવા હોય તો ધોળકાનાં મસ્જિદ બનેલાં મંદિરો આજ પણ નિહાળી શકાશે. ઝનૂન પણ તોડતાં થાકે એટલાં સ્થાપત્યો આપણી પાસે છે. પાટણના સહસ્ત્રલિંગ તળાવની રચનામાંથી મળી આવેલું અત્યંત સુંદર કમલ આકૃતિનું ગરનાળું આજ પણ આપણને સ્થાપત્યનો ખ્યાલ આપી શકે એમ છે. પાલ, સેન, ચંદેલા, કલચૂરી, સોલંકી, ચૌહાણ વગેરે રાજવંશો શિલ્પસ્થાપત્યના ભારે પોષકો હતા.

**દક્ષિણ ભારતનાં સ્થાપત્ય**

ઉત્તર ભારતનાં ઘણાં સ્થાપત્યોનો મુસ્લિમ આક્રમણમાં વિનાશ થયો છે. દૃષ્ટાંત તરીકે આખા એશિયાખંડના આશ્ચર્ય સરખો કનિષ્કે બંધાવેલો સ્તંભ ગણાવી શકીએ. આજ એ સ્થંભ નથી. કાશ્મીરનું માર્તંડ મંદિર માત્ર અવશેષ જ ગણાય. મધ્ય વિભાગનાં બચેલાં ઉપર દર્શાવેલાં ઈસવી સદીનાં હજારેક વર્ષનાં સ્થાપત્યો ઉપરાંત આપણે દક્ષિણનાં સ્થાપત્યો પણ નજર નીચે નાખી જવાં જોઈએ. એ સિવાય ભારતીય કલાનો સાચો અને પૂરો ખ્યાલ ન આવે. દેવને, પ્રભુને સારામાં સારી વસ્તુ અર્પણ કરવાની, સર્વસ્વ અર્પણ કરવાની ભારતીય ભાવનાએ કલાજીવનની સારામાં સારી બાજુ દેવને જ અર્પણ કરેલી છે. રાજવીઓ, રાણીઓ, શ્રેષ્ઠીઓ, મહાજન, પંચાયત તથા ગ્રામજનતાએ – અરે પતિતાઓએ પણ – દેવાર્પણ અર્થે સ્થાપત્યો રચવામાં પાછું જોયું નથી. મદુરા તો મંદિરનગર તરીકે જ ઓળખાય છે. એ સાથે તાંજોર, ત્રિચીનાપલ્લી તથા રામેશ્વર સુધીનાં સ્થાપત્યની ગણના ગણવી પડશે, જે ઉપરથી આપણને સ્પષ્ટ સમજાશે કે ભારતીયસંસ્કૃતિ પોતાનાં વિધવિધ અંગો સાથે સદા ય સજીવન રહેલી છે. ચિત્ર, શિલ્પ, સ્થાપત્ય તથા સંગીત એ ભારતીય ચિંતનની સાથે જીવંત પગલાં પાડી રહે છે.

દક્ષિણના પલ્લવો સાથે દક્ષિણભારતીય શૈલી – જેને કેટલાક દ્રવિડ-



ઇન્દ્રસભાનો એક વિભાગ — ઇલોરા

શૈલી પણ કહે છે તેનો – ઉગમ થાય છે. સાતમી સદીમાં નરસિંહ વર્મન પલ્લવે વસાવેલા મહાબલિપુરમનાં રથશૈલીનાં મંદિરો આખા પથ્થર ટેકરાઓમાંથી કોતરી કાઢેલાં છે – પછી ભલે એ નાનાં મોટાં હોય. આની પહેલાંના નમૂના મળતા ન હોય તેથી સ્થાપત્યકળા ખીલી ન હતી એમ કહેવાય નહિ. પલ્લવશૈલીએ જાવા, કેમ્બોડિયા અને અનામનાં સ્થાપત્યો ઉપર ભારે અસર ઉપજાવી છે – ખાસ કરીને શિખરરચનામાં. પલ્લવ પછી ચોલા રાજવીઓના યુગમાં પણ દક્ષિણનું સ્થાપત્ય ભવ્ય બનતું ચાલ્યું. રાજરાજે તાંજોરમાં બાંધેલું શિવાલય ભવ્યતાનો એક નમૂનો છે. તળથી શિખર સુધી આકૃતિઓ અને સુશોભનોનાં નાજુક કોતરકામથી ભરેલું આ શિવાલય ભારતીયસંસ્કૃતિનો એક વિક્રમ કહી શકાય. ગોપુરમ પણ ચૌલાયુગની કલાએ આપ્યાં. સ્તંભરચના પણ દક્ષિણ સ્થાપત્યની એક મોટી વિશિષ્ટતા. એ પછીનાં મદુરાં, રામેશ્વરમ તથા શ્રીરંગમનાં દેવાલયો આજ પણ સહુને સ્તબ્ધ કરતાં ઊભાં છે. ચાલુક્યો અને રાષ્ટ્રકુટો પણ સ્થાપત્યના ભારે શોખીન. રાષ્ટ્રકુટ કૃષ્ણદેવના યુગનું ઇલોરામંદિર વિશ્વભરનાં સ્થાપત્યોમાં અપૂર્વ સ્થાને મુકાય છે. એવું જ મુંબઈ નજીકનું એલીફન્ટામાં આવેલું ત્રિમૂર્તિશોભિત મંદિર પણ ગણાય. બારમી–તેરમી સદીમાં હોયસલ રાજવંશે પણ માઈસોર બાજુએ સ્થાપત્યને જીવંત રાખ્યું. શ્રવણ બેલાગોલાની ગોમતેશ્વરની છપ્પન ફૂટ ઊંચી આખી અપ્રાતમ ભવ્ય પ્રતિમાના બાંધકામના યુગઅધિષ્ઠાતા ગંગરાજવીઓનો વારસો હોયસલોએ ચાલુ રાખ્યો. દ્વારસમુદ્રનું હોયસલેશ્વર મંદિર પણ આશ્ચર્યચકિત કરતો સ્થાપત્યનમૂનો છે. સ્થાનોની પસંદગીમાં દર્શાવાયલી કાળજી સંસ્કારની ઉચ્ચ કક્ષા બતાવી આપે છે.

હવે સ્થાપત્યનું અવલોકન આપણી દૃષ્ટિને આજના ભારતની બહાર ખેંચે છે. એ પણ આપણી કલાવિશિષ્ટતા આપણાથી ભૂલાય એમ નથી. ભારતીય સંસ્કૃતિવિજય આજના ભારતવર્ષની ચતુઃસિમામાં

સંકોચાઈ રહ્યો નથી. આપણે રખે ભૂલીએ કે આજનું ભારત એ પ્રાચીન ભારત નહિ. સંસ્કારદષ્ટિએ પ્રાચીન ભારત તો ઘણો મોટો વિસ્તાર માગે એમ છે. આજના અભ્યાસીઓ જેને બૃહદ્ ભારત – Greater India – કહે છે એ સર્વ પ્રદેશ શ્રેણીઓ ભેગી કરીએ તો સાચું પ્રાચીન ભારત ઓળખી શકાય. એમાં ભારતનું હમણાં જ છેદાયલું અંગ પાકિસ્તાન, અફઘાનિસ્તાન, પામીર તથા મધ્યએશિયાના વિસ્તીર્ણ પ્રદેશ, તિબેટ, બ્રહ્મદેશ, સિયામ, હિંદી ચીન, મલાયા, સુમાત્રા, જાવા, બાલી, બોર્નીઓ, તિમુર તથા લંકાના આજ જુદા પડી ગયેલા પ્રદેશો જરૂર આવી જાય. હજી આપણે જ આપણો પ્રાચીન ઇતિહાસ પૂરો વાંચી શકયા નથી. ભારતવર્ષમાં ગણાવાને પાત્ર પ્રદેશોના રાજકીય તથા સાંસ્કૃતિક ઇતિહાસ હજી પૂરા આપણે ઓળખ્યા નથી. ઘણાં ઘણાં નામ, પરાક્રમપ્રસંગો તથા સંસ્કારસંબંધો હજી અંધારામાં છે. આપણી આંખ સામે આવીને ઊભા રહેલા કલાના તથા વિગતોના ટુકડાઓ ભેગા કરી આપણે આખો સળંગ ઇતિહાસ હજી રચી શકયા નથી. એ ટુકડાઓનો સળંગ ઇતિહાસ જ્યારે ઊભો થશે ત્યારે આજ બીતાંબીતાં ગર્વ લઈ શકીએ છીએ એના કરતાં વધારે સ્થિર ગર્વ આપણી સંસ્કૃતિ માટે આપણે લઈ શકીશું. ઉપર ગણાવેલા પ્રદેશો ઉપર ભારતીય સંસ્કૃતિએ ધાર્મિક, વ્યાપારી તેમ જ રાજકીય વિજયો કેમ પ્રાપ્ત કર્યા એની મૂળભૂત હકીકત હજી આપણે કડીબદ્ધ શોધી શકયા નથી. એટલે આ સર્વ પ્રદેશોના ભારતીયસંસ્કૃતિઅંકિત નમૂનાઓ નિહાળી આપણે સંતોષ લેવો પડશે.

**આજના ભારત બહારનાં ભારતીય સ્થાપત્ય**

એક અભ્યાસીનું કથન છે કે એશિયાના સર્વ માર્ગો ભારતમાંથી શરૂ થાય છે. ભારતમાંથી હવે આપણે આગળ જઈએ. બૌદ્ધ માર્ગનો જન્મ ભારતમાં.

**જાવાનું બોરોબુદુર**

પરંતુ એ માર્ગનું મોટામાં મોટું, મંદિર જાવામાં. બોરોબુદુર એ એનું આજનું ચલણી નામ. સમગ્ર વિશ્વકલામાં આ સ્થાપત્ય-રત્નને સ્થાન છે. સાત મજલાનું આ મહાપ્રશસ્ત મંદિર નાના થતા જતા મજલાઓમાં પ્રમાણબદ્ધ આકાર લેતું લેતું એક અંતિમ ઊંચામાં ઊંચા સ્તૂપમાં સમાઈ જાય છે. લંબચોરસ આકારના આ મજલાઓમાં જે તે મજલાના માપને અનુકૂળ આવે એવી બુદ્ધની ૪૩૬ છત્રીઓ બુદ્ધની સુશ્લિષ્ટ મૂર્તિઓ સહ ઊભી કરવામાં આવી છે. આટલી જ રચના એમાં હોત તોય આ મંદિર વિશ્વના એક મહાસ્થાપત્ય તરીકે ગણાયું હોત. પરંતુ કલાકારોની કલ્પના આટલેથી અટકતી નથી. તેમને હજી બીજાં કલાશિખરો સર કરવાં હતાં. માપીએ તો ત્રણ માઈલ થાય એવી આ મંદિરની દીવાલો કલાભૂખી કેમ રહી જાય ? એ હવે સ્થપતિનાં ટાંકણાંને આકર્ષે છે, અને પછી તો એ ત્રણે માઈલની દીવાલો—છાટો ઉપર બૌદ્ધ જાતક કથાઓના અનેકાનેક પ્રસંગો અદ્ભુત ભાવભરી આકૃતિમાં ખીલી ઉઠે છે !

**પ્રમ્બાનન અને આન્કોર વાટનાં મંદિરસ્થાપત્ય**

બૌદ્ધ બોરોબુદુરની સાથે જાવાનું વૈદિક પ્રમ્બાનન મંદિર પણ આપણે ઉલ્લેખવું જોઈએ. એ ભવ્ય મંદિરનું સ્થાપત્ય બ્રહ્મા, વિષ્ણુ તથા શિવની અદ્ભુત મૂર્તિઓ ઉપરાંત પોતાની દીવાલછાટ ઉપર રામાયણ–મહાભારતની કંઈક કથાઓ ઊપસાવી લાવ્યું છે. અનેક અવશેષોમાંથી આ બે જ સ્થાપત્યો તરફ નજર કરી બોરોબુદુરના મંદિરને પણ ક્ષણભર આંટે એવા હિંદી-ચીનના આંકોર વાટને નામે ઓળખાતા મંદિર તરફ દૃષ્ટિ કરીએ. હિંદી-ચીનનાં ગાઢ જંગલોમાં ઘૂમતા એક ફ્રેંચ શોધકને ઈસવીસન ૧૮૫૮માં મહાવૃક્ષોભરી વનરાજિમાંથી ડોકિયાં કરતું આ મંદિર નજરે પડ્યું, જે આજ દુનિયાની એક સ્થાપત્યનવાઈમાં ગણાય છે. બ્રહ્મા, વિષ્ણુ અને શિવ આ મંદિરમાં પૂજા પામતા હતા. નાગની પ્રતિમાઓ પણ અહીં

પૂજન પામતી હતી. એ સ્થાપત્ય માત્ર મંદિર ન હતું. એની આસપાસ ઔષધાલયો હતાં, પાઠશાળાઓ હતી, ગુરુશિષ્યનાં નિવાસસ્થાન હતાં અને હજારો યાત્રાળુઓનો સમાવેશ કરતી ધર્મશાળાઓ પણ હતી. બાર માઈલ ફરતી એક ખાડી આ મંદિરનું રક્ષણ કરતી હતી એ ઉપરથી આ મંદિરની મહત્તા આપણને સમજાઈ આવશે. આ મંદિરની ભીંતો ઉપર પણ રામાયણ–મહાભારતના કથાપ્રસંગો કોતરાયા છે. આંકોર વાટની મંદિરરચનામાં સૌંદર્ય અને ભવ્યતાનો જેવો સમન્વય સધાયો છે એવો ભાગ્યે જ બીજા કોઈ સ્થાપત્યમાં સધાયો હોય.

બ્રહ્મદેશ–બર્માનું શ્વેડેગનનું સુવર્ણ મંદિર, મધ્યએશિયાનાં મંદિર-ખંડેરો, તિબેટના મઠમંદિરો, અફઘાનિસ્તાનની સરહદે આવેલી પર્વતમાળામાંથી કોતરી કાઢેલા સહસ્રબુદ્ધ જેવાં સ્થાપત્યોનાં તો માત્ર નામ જ ગણાવી શકાય અને તે એટલા જ પૂરતું કે ભારતીય કલાની ભારત બહારની છાપ આપણે સહજ સમજી શકીએ.

**મુસ્લિમ સંઘર્ષ પછી**

મુસ્લિમોના સંઘર્ષે ઘણી કલાકૃતિઓ નાશ પામી છે એ સાચી વાત. મહંમદ ગઝનીથી દેવાલયો તોડવાની પ્રથા શરૂ થઈ ગઈ હતી એ તો જાણીતી હકીકત. મથુરાનાં દેવાલયો મહંમદ ગઝનીએ તોડયાં અને તેમાંથી જે મિલકત તેણે મેળવી તેનું વર્ણન મહંમદનો જ ઇતિહાસકાર કરે છે. હિંદીસંસ્કૃતિની કલા કેટલી ઊંચી કક્ષાએ પહોંચી હતી તેનો સારો ખ્યાલ એ વર્ણન આપે છે. નાલન્દાની આખી વિદ્યાપીઠ બખ્તિયાર ખીલજીએ તોડી અને બાળી તેમાં કઈ કઈ કલાકૃતિઓ અને સાહિત્યનો નાશ નહિ થયો હોય એ કહી શકાતું નથી. પરંતુ હિંદુસ્તાન દેશ વિસ્તીર્ણ હતો. ચોખંડ ભારતભૂમિ ભાગ્યે જ લાંબો સમય સતત મુસ્લિમસત્તા નીચે રહેતી હતી. હિંદુ રાજવીઓ વચ્ચે વચ્ચે સ્વતંત્ર બની શકતા હતા અને મુસ્લિમોનું ધ્વંસક ઝનૂન પણ થાકે એટલી



ભુવનેશ્વરનું રાજારાણી નામે ઓળખાતું વિષ્ણુમંદિર - ઓરિસા

વિપુલ કલાસામગ્રી હિંદુસ્તાન પાસે હતી જેમાંની ઘણી બચી ગઈ છે અને ભગ્ન થયા છતાં પણ પોતાના પૂર્વ ગૌરવને યાદ કરાવે એવી ઢબે સચવાઈ રહી છે. ધ્વંસક જુસ્સો ઓસરી ગયા પછી તો વિજેતા મુસ્લિમો માટે પણ આર્યસંસ્કૃતિનો — તે યુગની ભારતીયસંસ્કૃતિનો સમન્વય સાધવો જરૂરી બન્યો. અને તે સ્થાપિત ઇસ્લામી સંસ્કૃતિએ સાધ્યો પણ ખરો. અને એ સમન્વયમાંથી જે સ્થાપત્ય અને ચિત્રકલા ઊપસી આવી તેને જુદા જુદા વિચારકોએ ઇંડો-સેરેસીન, ઇન્ડો-અફગાન, મોગલકલા એવાં એવાં નામો આપવાનો પ્રયત્ન કર્યો છે ખરો પરંતુ એ બધી વ્યાખ્યાઓમાંથી પસાર થઈ ને એ આખી ય કલાને હિંદી કલાનું–ભારતીય કલાનું નામ આપવામાં વિવેચકોએ અંતે સંતોષ લીધો છે એ જરૂર નોંધવું પડશે. મુસ્લિમોના સંપર્ક પછી આપણી જે કલા પ્રગટી તે હવે હિંદી કલા–ભારતીય કલાને નામે પરિચિત થઈ છે એ જાણવું જરૂરી છે.

**મુસ્લિમ યુગના બે વિભાગ અને સમન્વય ક્રિયા**

અન્ય સ્થળે કર્યું છે તેમ અહીં પણ આપણે મુસ્લિમ યુગના બે બહોળા વિભાગો પાડી દઈ એકને તુર્ક-અફઘાન યુગ કહીશું અને બીજાને મોગલ યુગ કહીશું. અફગાન યુગમાં ધ્વંસક જુસ્સો ઠીક ઠીક પ્રમાણમાં રહ્યો. છતાં સમન્વયની ક્રિયા તો ચાલુ જ રહી. એનું એક કારણ તો એ કે વિસ્તૃત મુસ્લિમ દુનિયા એટલા એટલા દેશોમાં વહેંચાઈ ગઈ હતી કે તેને એક જ પ્રકારનું જડ સ્થાપત્ય ધર્મસંકેત તરીકે સર્વ સ્થળે લઈ જવું મુશ્કેલ હતું. ભારત એક વિશાળ દેશ; સંસ્કૃતિસમૃદ્ધ દેશ. અને કારીગરીનો વિપુલ અને નિષ્ણાત વર્ગ પણ અહીં મળી જ રહેતો. મુસ્લિમોના બે સંકેત : એક તેમની સંસ્કૃતિ મૂર્તિને પૂરેપૂરી અવગણે, એટલે તેમના સ્થાપત્યમાં મૂર્તિવિધાન ન જ હોવું જોઈએ. બીજું મક્કા, મદીના, બસરા–બગદાદ અને કેરો અલેક્ઝાંડ્રિયાના મુસ્લિમ-

સ્થાપત્યોમાં મહેરાબ-કમાન, ઘુમ્મટ અને મીનાર એ ત્રણ વસ્તુઓ ઇસ્લામી છાપવાળી કહી શકાય, જે વિજયી ધર્મ સાથે લાવવાનો પ્રયત્ન થાય એ સ્વાભાવિક છે. હિંદુસ્તાનમાં કીર્તિસ્થંભો તો અશોકના સમયથી રચાતા આવ્યા છે એટલે સ્તંભસ્થાપત્ય-મીનાર-હિંદી કારીગરને અજાણ્યુ ન હતું. મહેરાબ અગર કમાનની ઇસ્લામી વિશિષ્ટતા બાજુએ મૂકીએ તો ય પથ્થરોમાંથી અર્ધચંદ્રાકાર ગુફા, અને દ્વારો કોરી કાઢનાર હિંદી સ્થપતિઓને અર્ધચંદ્રમાંથી કમાનની રચના કરવી મુશ્કેલ ન જ પડે. દશમી, અગિયારમી અને બારમી સદીના દ્રવિડ તેમ જ આર્ય સ્થાપત્યનાં શિખરો રચનાર હિંદી કારીગરને ટેકા વગરના ગુંબજો રચવામાં માત્ર એક પગલું જ આગળ ભરવાનું હતું. એટલે મુસ્લિમ સ્થાપત્યકલાને નિષ્ણાત હિંદી કારીગરો મળી ગયા, જેમાંના કેટલાક સત્તાને અંગે મુસ્લિમ પણ બન્યા. છતાં તેમનાં ટાંકણામાં પણ જૂની આર્યદક્ષતા સચવાઈ રહેલી હતી. એ કારીગરોને ઉપયોગમાં લેતાં મુસલમાનોને વાર લાગી નહિ અને ઇસ્લામી રુચિને પોષે એવી કલાકૃતિઓ ઊભી કરવામાં હિંદી સ્થપતિઓને જરાય મુશ્કેલી પડી નહિ. સમન્વયની આ એક સરળતા ધ્યાનમાં રાખવા જેવી છે.

**સમન્વયનો બીજો માર્ગ**

સમન્વયનો બીજો માર્ગ ઇસ્લામીકલાને સ્થાપિત મંદિરો અને મહાલયોમાંથી મળી ગયો. મંદિરોમાંથી મૂર્તિનો ભંગ કરવામાં આવે એ ઇસ્લામ વિજયનું ચિહ્ન. મૂર્તિરહિત મંદિર મુસ્લિમ મસ્જિદમાં ફેરવી નાખતાં એ મુસ્લિમસ્થાપત્ય બની જતું. હિંદુ મંદિરો, મહાલયોના સ્તંભો, ભીંતો અને છત, મૂર્તિઓથી છવાયલાં જ હતાં. પરંતુ એ મૂર્તિઓ સ્થાપત્યના વિભાગ રૂપ જ બની રહેતી હતી. આજની ઘણી મસ્જિદો આવાં ભગ્ન મંદિરોમાંથી ઉપજાવેલી છે. અને સ્થંભ, ભીંત કે છતમાંથી કોરી કાઢેલી મૂર્તિઓ, જ્યાં તોડી શકાય ત્યાં તોડવામાં આવી છે, ખંડિત



સીદી સૈયદની દરગાહની જાળીનું કોતરકામ - અમદાવાદ

અને વિરૂપ બનાવાય ત્યાં તેમ કરવામાં આવ્યું છે અને મૂર્તિઓ ઘસી નખાય તો ઘસી નાખવામાં આવી છે. આમ અસ્તિત્વમાં હતાં એવાં કંઈક મંદિરો મુસ્લિમોનાં યાત્રાધામ સાથે કલાધામ પણ બની રહ્યાં છે. આપણા ગુજરાતમાં જ ધોળકાની મસ્જિદો જોતાં આ વાત સ્પષ્ટ થઈ શકે એમ છે.

**મુસ્લિમોનો કલાશોખ**

મુસ્લિમો પણ કલાશોખીન હતા અને સૌંદર્ય તરફ એક સુસંસ્કૃત પ્રજા તરીકે તેમને સદ્ભાવ ન થાય એમ બને નહિ. ધર્મનો વિરોધ હોવા છતાં હિંદુઓની સંસ્કૃતિના કેટકેટલા વિભાગ તેમને ગમતા હતા. એટલે ધર્માંધપણાનો આવેશ ઓસરી જાય ત્યારે હિંદૂઓની કલાકારીગરીને અપનાવવાનું તેઓ ચૂકતા નહિ. એ સદ્ભાવમાંથી પણ ઘણો સમન્વય જાગ્યો. આપણે થોડાં દૃષ્ટાંતોથી આ ચર્ચાને વધારે સરળ બનાવીએ.

**વિનાશમાંથી સમન્વય**

સિદ્ધરાજ જયસિંહ અને દક્ષિણના રાષ્ટ્રકૂટ રાજાઓ સરખા ઉદાર રાજાઓએ મુસ્લિમોને પોતાના સત્તાપ્રદેશમાં મસ્જિદો બાંધવા દીધી હતી. પરંતુ એ મુસ્લિમ સ્થાપત્યોના અવશેષ આજ મળતા નથી. મુસ્લિમસ્થાપત્યનો પહેલામાં પહેલો અને ભવ્ય અવશેષ કુતુબમિનાર લેખવામાં આવે છે. કુતુબુદ્દીને પોતાના વિજયસ્તંભ તરીકે તે શરૂ કર્યો અને અલ્તમશે તે પૂરો કર્યો એવી પણ એક માન્યતા છે. આજ કુરાનની આયાતો તેની ભીંત ઉપર કોતરેલી છે એ વાત સાચી. પરંતુ અભ્યાસીઓનો એક એવો વર્ગ પણ છે કે જે કુતુબમિનારને ચૌહાણ–સમ્રાટ વિશળદેવના કીર્તિસ્તંભ તરીકે માને છે અને તેના સ્થાપત્યમાં તો હિંદી કલાના ઘણા ઘણા અંશો તેઓ નિહાળે છે. વિજયી મુસ્લિમોએ આ કીર્તિસ્તંભને પોતાનો બનાવી દીધો હોય એ અશક્ય તો ન જ કહેવાય.

અજમેરની 'અઢાઈ દિનકા ઝૂંપડા'ને નામે ઓળખાતી 'પીર ચીશ્તી'ની દરગાહ ઇસ્લામોઓનું મોટું તીર્થધામ ગણાય છે. ગોખને સ્થાને ત્યાં મહેરાબો રચાઈ ગયાં છે. છતાં એ દરગાહને આજ પણ જોનાર પ્રથમ દર્શને જ કહી શકે કે આ દરગાહ કોઈ ભવ્ય હિંદુ દેવાલયમાંથી જ ઊપજાવી કાઢવામાં આવી છે. એના સ્તંભો ઉપર કોતરાયલી આકૃતિઓ મથી મથીને ઉખાડી નાખવામાં આવી છે છતાં તેમનાં ઘસાયલાં સ્વરૂપો હજી તેમને આર્ય કારીગરીના નમૂના તરીકે ઓળખાવી શકે એમ છે.

ઔરંગઝેબે વિશ્વનાથનું મંદિર ભાંગી આજના વિશ્વનાથના મંદિર પાસે જે મસ્જિદ ઊભી કરી છે એ પણ એક મહાન દેવાલય હતું એમ આજ પણ આપણે જોઈ શકીએ એમ છે.

આપણે એટલે બધે દૂર ન જઈએ. ગુજરાતમાં જ નજર કરીએ. સિદ્ધપુરના રુદ્રમાળના અવશેષોને પ્રાચીન કારીગરીના એક સુંદર નમૂના તરીકે ઇતિહાસ ઓળખે છે. એ અવશેષો ખરેખર અવશેષો જ છે એમાં શક નથી. પ્રાચીન બાંધકામનો કંઈક ખ્યાલ આપી શકે એવા સ્તંભો જ ત્યાં પડતા પડતા ઊભા રહ્યા છે. પરંતુ એ અવશેષોના વિસ્તારને આપણે સહજ નિહાળીશું તો આપણને જરૂર દેખાઈ આવશે કે અવશેષો પાસેની મસ્જિદ એ ખરેખર જૂના રુદ્રમહાલયના મંદિરનો જ ભાગ છે. આજ મુસ્લિમોનું એ ધર્મસ્થાન ભલે હોય, છતાં એ હિંદુઓનું એક ભવ્ય દેવાલય હતું એની સાક્ષી એ મસ્જિદ અને મસ્જિદની આસપાસની કલાકૃતિઓ જરૂર આપી રહી છે. મંદિરનાં ગર્ભગૃહો, મંડપ અને કુંડ ઝડપથી ઇસ્લામી ધર્મ સ્થાપત્યમાં ફેરવાઈ શકાયાં છે.

ધોળકા પણ આપણું ગુજરાતનું એક પ્રાચીન નગર. એની વિવિધ મસ્જિદો આપણે નિરખીશું તો આપણને સહજ જણાઈ આવશે કે એમાંની ઘણી મસ્જિદો હિંદુ મંદિરના સ્થાપત્યના જ અવશેષ છે. સ્તંભ



મસ્જિદ - ચાંપાનેર - ગુજરાત

ઉપરની ભાગેલી મૂર્તિઓ અને છતને આધાર આપતા કીચક હજી સુધી આર્યસ્થાપત્યનું જ સૂચન કરે છે. આમ ઘણી ઘણી મસ્જિદો આર્ય સ્થાપત્યના અવશેષોમાંથી જ ઊભી થયેલી છે.

**નગરરચના**

છતાં આપણે એક વાત જરૂર કબૂલ રાખવી જોઈએ કે અફઘાનો પણ મકાનો અને શહેરો બાંધવાનો ઘણો શોખ ધરાવતા હતા. દિલ્હીનું તઘલખાબાદ અને કિલ્લો, દક્ષિણનું દૌલતાબાદ, પાટણ, અમદાવાદની મસ્જિદો, અને રોજાઓ, ચાંપાનેરની ભવ્ય મસ્જિદો અને એવાં અનેક સ્થાપત્યો મુસ્લિમ-અફઘાનયુગની યાદી આપી રહ્યાં છે. અમદાવાદના એક ઇસ્લામી અવશેષનું જાળીકામ આજ પણ પુરાતત્ત્વવેત્તાઓને ચકિત કરે એવું છે. રાણી બીબીના મકબરાના મિનારા ઉપરનું કોતરકામ સ્થાપત્યનું એક આશ્ચર્ય ગણાય. ચાંપાનેરની અનેક સ્તંભ ઉપર ઉભી કરેલી મસ્જિદ પણ સ્થાપત્યનું એક સ્વપ્નું અસ્તિત્વમાં આવ્યું હોય એમ આજ પણ લાગ્યા વગર રહેતું નથી. ગુજરાતની ઇસ્લામયુગની કળાએ દિલ્હીને પણ શિક્ષણ આપ્યું કહેવાય છે.

**પ્રાન્તીયસ્થાપત્ય**

એક વસ્તુ અત્રે ખાસ નોંધવા સરખી છે. ભારતીય સ્થાપત્યકળાનાં મૂળ તો આર્ય જ રહ્યા-મુસ્લિમયુગમાં અને આજ પણ. પરંતુ સાતમી આઠમી સદીથી હિંદુરાજ્યરચનામાં પ્રાન્તિક ઝોક બહુ આવતો જતો હતો અને પ્રાંત પ્રાંતની વિશિષ્ટ કલા ખીલી નીકળતી હતી. સોલંકીકલાનું મોઢેરાનું સૂર્યમંદિર, ચંદેલાના ખજુરાહોનાં મંદિરો, કાશ્મીરનું માર્તણ્ડ દેવાલય, ઓરિસ્સાનાં ભુવનેશ્વર મંદિરો, કોનાર્કનું સૂર્યમંદિર, પલ્લવ, ચાલુક્ય, રાષ્ટ્રકૂટ અને હેલેબીડ વગેરે રાજ્યસ્થળનાં સ્થાપત્યો આર્યસ્થાપત્યના ભૂષણરૂપ નમૂના. પરંતુ એમાંથી

પ્રાંતીય અસ્મિતા ઝળકી આવે છે એ નોંધપાત્ર છે. એ જ પદ્ધતિ ઇસ્લામયુગમાં પણ ચાલુ રહી અને સ્થાપત્યની વિવિધતા પ્રાંતીય સ્વરૂપ ધારણ કરતી ચાલી. દક્ષિણનાં વિજાપુર–ગોવળકોંડાના સ્થાપત્યો, મોગલ-પૂર્વ ઇસ્લામયુગના હોવા છતાં સ્થાપત્યના અદ્ભુત નમૂના બની રહ્યા છે.

**મુસ્લિમયુગનું હિંદુસ્થાપત્ય**

જેમ મુસ્લિમયુગનું ઇસ્લામ છાપનું સ્થાપત્ય વિકસતું જતું હતું તેમ હિંદુસત્તા નીચેના ભારતમાં અણમોલ સ્થાપત્યો વિકસતાં જતાં હતાં. ભક્તિમાર્ગે સ્થળે સ્થળે શૈવ, વૈષ્ણવ અને શક્તિમંદિરો ઊપજાવ્યાં કર્યાં. વિજયનગરનાં અદ્ભુત સ્થાપત્યો અને ચિતોડગઢ સરખો કીર્તિસ્તંભ આપણી ઊડતી દૃષ્ટિએ પણ નોંધ્યા વિના ચાલે એમ નથી. મેવાડના કુંભા રાણાનો એ કીર્તિ-સ્તંભ આજ પણ કલાના પ્રદર્શન સરખો કલાશોખીનોએ નિહાળવા સરખો છે. જૈનો પણ સૌમ્યતાપૂર્વક પોતાનાં વિવિધ સ્થાપત્યો બાંધ્યે જતા હતા. એ પ્રાન્તીય હિંદુસ્થાપત્યો પણ ઇસ્લામયુગના પ્રથમ ભાગનું ગૌરવ ગણાય.

**ગઢ અને કિલ્લા**

મુસ્લિમયુગમાં સ્થાપત્યનો એક બીજો પ્રકાર સજીવન થયો એ ગઢ અને કિલ્લેબંધીનો. ગઢ અને કિલ્લાઓના ઉલ્લેખ હિંદમાં તો વેદકાળથી મળી આવે છે અને હવે એવી પણ માન્યતા થઈ છે કે સિંધુ-તટસંસ્કૃતિનાં નગરો કિલ્લેબંધીવાળાં હોવાં જોઈએ. ડુંગરો, પર્વતો અને ટેકરીઓ ઉપર તેમ જ સપાટ નગરોની આસપાસ કિલ્લે-બંધીની રચના થતી હતી તે પાટલીપુત્રનાં વર્ણનો તેમ જ રાજગૃહના જૂના અવશેષો ઉપરથી આપણે જાણીએ છીએ. એ જ સૈનિકસ્થાપત્ય-ની રચના હિંદભરમાં ચાલુ રહી અને મુસલમાનોએ તે સ્વીકારી પણ



તોરણ - વડનગર - ગુજરાત

ખરી; એટલું જ નહિ પણ તેને સુધારી અને શોભાવી. ઘણા પ્રાચીન હિંદુ કિલ્લાઓ મુસલમાનોએ સુધારેલા છે. દૃષ્ટાંત તરીકે આપણે પાવાગઢને સહેલાઇથી મૂકી શકીએ. જ્યાં જ્યાં પહાડ, પર્વતો છે ત્યાં ત્યાં કિલ્લેબંધી સ્થાપત્ય સારા પ્રમાણમાં જોવા મળે છે.

મુસ્લિમોના અવરજવર પછી નગરરચનામાં પણ ભારે ફેરફારો થયા છે. ઠંડી અને ગરમીથી બચવા માટે, હલ્લાહુમલાથી સંરક્ષણ મળે એ માટે, કોમ કોમ અને સમવાય એક જથ્થે રહી શકે એ ઢબની સ્થાપત્યયોજના માટે મકાનો, શેરીઓ, ચોક અને બજારની જે જે રચનાઓ કરવામાં આવી તેના અવશેષો પૂરતા પ્રમાણમાં વર્તમાન શહેરોમાં મળી આવે છે. જૂનું દિલ્હી, આગ્રા, મથુરાં, બનારસ, અમદાવાદ એ સર્વ નગરરચનાના નમૂના તરીકે એ યુગની સામાજિક સ્થિતિનો પડઘો પાડી જાય છે.

**મોગલોનાં ભવ્ય સ્થાપત્ય**

પરંતુ મુસ્લિમ સ્થાપત્યનો પૂર્ણ કળાએ વિકાસ થયો એ ઇસ્લામી મોગલકાળમાં. મોગલો સાહિત્ય અને સંસ્કાર લઈને જ હિંદુસ્તાનમાં આવ્યા હતા. તેમને મહાન રાજ્યકર્તાઓ ઉપરાંત મહાન શિલ્પી અને સ્થપતિઓ કહીએ તો પણ ચાલી શકે. મોગલાઈ યુગની કલાનું વિગતવાર પગલે પગલે અવલોકન કરવું શક્ય નથી. પરંતુ મહાન મોગલ રાજ્યકર્તાઓએ આપેલાં સ્થાપત્યો ભારતીય-સંસ્કૃતિના ગૌરવરૂપ બની ગયાં છે એમાં શક નહિ. બાબર પોતે જ એક સાહિત્યરસિક શોખીન પુરુષ હતો. બાગબગીચા તેને બહુ ગમતા. નગર-રચનાનો પણ મુસ્લિમ રાજવીઓને ભવ્ય શોખ હતો. ભવ્ય બાંધકામમાં તેઓ પોતાના સંસ્કારને પ્રદર્શિત કરી રહ્યા હતા. લંબાણ વિવેચન માગે એવા મોગલ કલાના અવશેષોમાં આપણે ઝડપી ગણતરી જ કરવી રહી. અકબરે બંધાવેલું ફતેહપુર સીક્રી, આગ્રામાં આવેલો સિકંદ્રા નામે ઓળખાતો અકબરનો રોજો તથા ઈત્તીમાદ્દ-ઉદ્દ-દૌલાની દીવાલનાં

કોતરકામ, જહાંગીર–નૂરજહાનનાં કાશ્મીર–લાહોરના બગીચા અને મહાન સ્થપતિ-શ્રેષ્ઠ શાહજહાનનાં દીવાને ખાસ અને દીવાને આમ, દિલ્હી–આગ્રાના રાજમહાલયો અને કિલ્લા અને આગ્રાનો તાજમહાલ તથા ઔરંગઝેબ જેવા કડક મુસ્લિમનો ઔરંગાબાદમાં બંધાવેલો તાજમહાલના સરખો બીબીનો મકબરો વગેરે અસંખ્ય ઇસ્લામી-સ્થાપત્યના નમૂનાઓ ઇસ્લામી યુગને ગૌરવ અપાવે એવા છે. ઇસ્લામ યુગની સ્થાપત્ય કલા ઉપર પુસ્તકોનાં પુસ્તકો લખાયાં છે. ફર્ગ્યુસન અને હેવેલ સરખા કલાવિવેચકો તો એ યુગ ઉપર મુગ્ધ છે. ઇસ્લામી કલાની નોંધમાં આપણે એટલો ઉલ્લેખ જરૂર કરવો પડશે કે તેમાં મૂર્તિને કોઈ પણ સ્થળે સ્થાન ન હતું, જો કે મૂર્તિવિધાન એ યુગના હિંદુસ્થાપત્ય શિલ્પમાં ચાલુ જ રહ્યું હતું—જે હજી પણ જીવંત છે. મુસ્લિમ સ્થાપત્યની વિશિષ્ટતા જાળીઓનાં કોતરકામમાં, ફૂલવેલની આકૃતિઓમાં, મિનારા અને ગુંબજો તથા કમાનોમાં સમાઈ રહેતી. મંદિરોને બદલે મસ્જિદોમાં એ કલા ઊતરી અને રાજમહેલોમાં એ સારા પ્રમાણમાં સંક્રાન્ત થઈ. મોગલ યુગમાં ઈરાની કળાની આછી-પાતળી અસર થઈ હતી ખરી. છતાં એ યુગની કલા માટે હેવેલ નીચે પ્રમાણે કહે છે :

In architecture Hindu idealism received a fresh impulse through dealing with new constructive problems and Islam added to its prestige by the magnificence of the mosque built with the aid of Jain and Hindu temple-craftsmen.

આર્યસંસ્કૃતિ જેવી ધર્મકથાઓ સ્થાપત્યમાં કે ચિત્રમાં ઇસ્લામ યુગમાં ઊતરી શકતી ન હોવાથી કલાએ ધર્મથી સહજ દૂર ફંટાઈ યુદ્ધ, સવારી, શિકાર, પ્રેમ, વીરકથા, દરબારી ભભકાઓનો આકાર પણ લેવા માંડ્યો એ આપણે ભૂલવું જોઈએ નહિ.

મંદિર, મસ્જિદ, કોટ, કિલ્લા, મહાલયો કે કીર્તિસ્તંભોમાં જ કલા સમાઈને રહેતી ન હતી. વાવ, કૂવા,

**અન્ય સ્થાપત્યપ્રકાર**

તળાવ, સરોવર, પુલ, નહેરો, સડકો અને વિશ્રામસ્થાનોમાં પણ કલા વ્યક્ત થતી હતી. મહેમદાવાદનો ભમરિયો કૂવો અને અડાલજની અપ્રતિમ વાવ તથા શેરશાહની નહેરો જેવાં સ્થાપત્યો હજી એ કાળના વૈભવની સાક્ષી પૂરી રહ્યાં છે.

દક્ષિણમાં વિજયનગર તૂટ્યું અને એકાદ સૈકામાં મરાઠાઓ જાગ્યા. મહારાષ્ટ્રી યુગની કલા માટે કલાવિવેચકોમાં

**મહારાષ્ટ્ર યુગ અને સ્થાપત્ય**

બહુ ઊંચો મત હોય એમ દેખાતું નથી. છતાં તેમણે પણ પોતાના વિશિષ્ટ પ્રકારના રાજવાડાઓ બંધાવ્યા હતા, મોગલાઈ યુગની બાગબગીચાની કારીગરી ચાલુ રાખી હતી, કોટકિલ્લાઓ મોટા પ્રમાણમાં બંધાવ્યા હતા અને દુરસ્ત પણ કરાવ્યા હતા, હિંદુ તીર્થધામોમાં વિધ્વંસ પામેલાં ધર્મસ્થાનો અને મંદિરોનો પુનરુદ્ધાર કર્યો હતો અગર નવાં બંધાવી દીધાં હતાં અને નદીકિનારાઓ ઉપર જ્યાં ત્યાં વિસ્તૃત ઘાટ અને આરા બંધાવ્યા હતા. મહારાષ્ટ્રી સ્થાપત્યમાં શિવાજીના કિલ્લા, પેશ્વાઓના વાડા, અન્ય મરાઠા રાજવીઓનાં મંદિરો તથા છત્રીઓ અને અહલ્યાબાઈનાં મંદિરો અને ઘાટ નોંધપાત્ર છે.

પશ્ચિમનો સંસર્ગ એટલે કે પશ્ચિમી ખ્રિસ્તી પ્રજાઓના સંસર્ગનો ઠીક ઠીક લાંબો કાળ ભારતીય સ્થાપત્ય અને

**પશ્ચિમનો સંસર્ગ**

કલા ઉપર અસર કર્યા વગર પણ ન જ રહે. પોર્ટુગીઝોએ દીવ અને ગોવાને સારા કિલ્લા આપ્યા છે. પરંતુ મૂળ વ્યાપાર અર્થે આવેલી એ પશ્ચિમી પ્રજાઓ પોતાનાં બાંધકામ અંગે બહુ વ્યવહારુ નીવડી છે. ઉચ્ચ યુરોપી

અમલદારોની સગવડ સચવાય એવાં મકાનો અને મહેલાતોમાં સાદાઈ ખાસ તરી આવે છે. ગવર્નર, વાઇસરૉયના મહેલો, કચેરીઓ, હાઈ-કોર્ટનાં મકાનો, કૉલેજોનાં બાંધકામો, ખ્રિસ્તીધર્મનાં મંદિરો, બોરીબંદર સરખાં સ્ટેશન, ટાવર : એ સર્વમાં ઇટાલિયન અને ગોથીક રચનાના અંશો પ્રગટ થાય છે ખરા. બાગબગીચાઓની રચનામાં પણ તેમણે અંશતઃ ફેરફાર કર્યો અને જાહેર સ્થળોમાં પ્રતિમાસ્થાનો, ચોગાનો અને ગોલકો ઊભાં કરી તેમણે સ્થાપત્યને નવો ઝોક આપ્યો ખરો. ખાનગી વસવાટનાં મકાનોના સગવડ ભરેલા ખંડ અને ઓસરી ઓટલાવાળા બંગલા તથા તેમના વંઢા(Compound) યુરોપીય છાપ પામેલા છે. અને કારખાનાંનાં મકાનોમાં તો નગ્ન વ્યવહારુપણા સિવાય બીજું કાંઈ દેખાતું નથી. મકાનની અંદરનું પ્રસાધન તેમણે નવી ઢબનું આપ્યું ખરું. પરંતુ સ્થાપત્યની દૃષ્ટિએ આંખે ઊડી વળગે અને ચિરંજીવ રહે એવો સ્થાપત્યઉમેરો ભારતીય કલામાં તેમણે કર્યો હોય એવું દેખાતું નથી. દીવાસળીનાં ખોખાં સરખાં મકાનો એ તેમના યુગની પ્રાપ્તિઃ પરંતુ એ કલાની આંખને તો ખૂંચે એવાં છે. કલકત્તાથી દિલ્હી રાજધાની વીસમી સદીમાં આવી ત્યારે બંધાયલાં વાઇસરૉયનાં મકાનો અને સેક્રેટરિયેટ સ્થાપત્યમાં અલંકાર સાધવા પ્રયત્ન થયો હતો એમ આપણે કદાચ કહી શકીએ. ઉપરાંત જુદાં જુદાં દેશી રાજ્યોના શહેરોમાં ઊભી થયેલી મહેલાતો અને જાહેર બાંધકામો પણ એ યુગનાં સ્થાપત્યસૌંદર્ય કહી શકાય. છતાં એ સર્વમાં ચિરંજીવ અંશો હજી જોઈ શકાયા નથી. અને બાહ્યાકાર કરતાં આંતરિક સગવડ ઉપર તેમાં વધારે પડતો ભાર મૂકવામાં આવેલો છે. વડોદરા, માઇસોર, બેંગ્લોર, હૈદરાબાદ, બિકાનેર, જયપુર અને આબુ, સિમલા, ઉટાકામંડ, મસુરી અને દાર્જીલીંગ નૈનીતાલ સરખાં હવા ખાવાનાં સ્થળોએ લટકતાં મકાનો વર્તમાન બ્રિટિશ યુગના સ્થાપત્યનો ખ્યાલ આપણને આપી શકે. પરંતુ એ સ્થાપત્યે આશ્ચર્ય

થઈ ચકિત કરી નાખે એવી ભવ્યતા કે પૂજ્યભાવ ઉપજાવતું વાતાવરણ સર્જ્યું હોય એમ હજી લાગતું નથી. સાથે સાથે રેલગાડી, સ્ટીમર, વિમાન, બંદરરચના, ધોરી સડકો, પુલ, યાંત્રિક કારખાનાં, લીફ્ટસ-યાંત્રિક ઉચ્ચાલનની સગવડ, વિદ્યુતપ્રેરક જલધોધની રચના, વોટર વર્કસ–પાણીની સગવડ વગેરે સાથે જોડાયલાં સ્થાપત્યો આપણને આપનાર પશ્ચિમના જ સ્થપતિઓ-અગર પશ્ચિમની અસર ઝીલી ચૂકેલા આપણા સ્થપતિઓ. હવે એ માર્ગમાંથી આપણે પાછા વળી શકીએ એમ નથી. ભવ્યતામાં સગવડ ભુલાઈ જાય અને અતિ શણગારમાં ઉપયોગનું તત્ત્વ વિસરાઈ જાય એવા કલાશોખ ઉપર પશ્ચિમના સંસર્ગે અંકુશ મૂક્યો એ પણ આપણે યાદ કરી લેવું જોઈએ.

## સામાન્ય વિચારો

**અન્ય કલાપ્રકારો**

માટીકામ, વણાટ, કાષ્ટકારીગરી, ધાતુસ્તંભો તથા પ્રતિમાઓ, હાથીદાંતની કોતરણી, સોનાચાંદી, અકીક તથા ઝવેરાત સરખા કલાવિભાગોનું તો માત્ર સ્મરણ કરીને જ આપણે અટકી જઈએ. સમુદ્રગુપ્તનો લોહસ્તંભ આજના વિજ્ઞાનવિદોને આશ્ચર્ય પમાડતો આજ પણ દિલ્હીમાં હજી ઊભો છે. સિક્કાની મુદ્રાઓ સંબંધમાં પણ ઘણું કહી શકાય એમ છે, જેની શરૂઆતમાં ગ્રીક અસર ઘણી દેખાય છે એવી એક માન્યતા છે. ધાતુમૂર્તિઓ તો એક પ્રકરણ માગી શકે એમ છે. એ સર્વ વિષયો ભારતીયકલાનો વિશિષ્ટ સ્વતંત્ર અભ્યાસ માગે છે. ભારતીય સંસ્કૃતિના વિભાગ તરીકે કલાઓને માત્ર ઓળખાવતાં એટલું જ કહેવું બસ થશે કે એ બધી ય કલા શિલ્પ, ચિત્ર તથા સ્થાપત્યની માફક પ્રાચીન અને અત્યંત વિકસિત હતી. એટલું જ નહીં, એ જીવંત પણ હતી અને છે, એ એની બીજી વિશિષ્ટતા.

ભારતીય કલાનાં મૂળ સિંધુતટસંસ્કૃતિથી માંડી લગભગ બધા ય યુગમાં પશ્ચિમે જ નાખ્યાં એવો પશ્ચિમના તથા તેમને આધારે ચાલતા ભારતીય અભ્યાસીઓના અભિપ્રાય અંગે સર જોન માર્શલનો મત જોઈ લઈએ. આપણો સ્વતંત્ર મત ભલે જુદો બાંધીએ. પરંતુ પશ્ચિમના અભ્યાસનો નમૂનો પણ એમાં જોઈ શકાશે. તેઓ કહે છે :

**સર જોન માર્શલનો ભારતીય કલા માટેનો મત**

'કલાની સમગ્ર સમસ્યા વિચારતાં...ભારતીય કલામાં ખરેખર નકલીપણું કાંઈ જ નથી, બીજાને પગલે જ માત્ર ચાલવાથી ઊપજતું ભ્રષ્ટ તત્ત્વ કાંઈ જ નથી. ભારતીય કલાએ ઈરાનમાંથી ઘણા નમૂના અને ઘણા વિચારો ગ્રાહ્ય કર્યા છે. પરંતુ ઈરાની કલાની હિમ સમી શાન્તિ, કંટાળો ઊપજાવતાં પુનરાવર્તન અને આત્યંતિક વિશાળતા—ચોકળતાનું આછું સરખું ચિહ્ન પણ ભારતીય કલામાં દેખાતું નથી. ઈરાની કલાથી પણ જૂની એસીરિયાની સંસ્કૃતિનું ઋણ ભારતીય-સંસ્કૃતિ ઉપર છે; પરંતુ એસીરિયન કલ્પના જેમાં રાચતી હતી તે આપણને ખૂંચતો દમામ તથા બીભત્સ અતિશયતા ભારતીય કલામાં નથી. એ સંસ્કૃતિઓ કરતાં પણ પશ્ચિમ એશિયાની ગ્રીક કલાનો આભારભાર ભારતીય કલા ઉપર વધારે છે. પરંતુ ભારતીય કલાએ ગ્રીક પ્રતિભામાંથી મેળવેલી પ્રેરણાનો ઉપયોગ પોતાની કલાના વિશિષ્ટ વિકાસ અર્થે જ કર્યો; નહીં કે પોતાની વિશિષ્ટતાને નિર્બળ બનાવવામાં અગર ઢાંકી દેવામાં ! પ્રાચીન ભારતના કલાકારો અન્ય મહાન કલા-કારોની માફક એવા દક્ષ હતા કે બીજાઓના શિક્ષણમાંથી માત્ર જોઈતાં તત્ત્વો જ તેઓ ઉપાડી લેતા. એટલા ઉપરથી આપણે ભારતીય કલાને ઈરાની કે ગ્રીક કલા તો ન જ કહી શકીએ. ભારતીય કલા તત્ત્વતઃ રાષ્ટ્રીય કલા જ હતી, જેનાં મૂળ પ્રજાના હૃદયમાં, પ્રજાના ધર્મમાર્ગોમાં ઊંડે રહ્યાં હતાં. બીજાનાં તત્ત્વો અપનાવીને પણ ભારતીય

કલા પોતાની આધ્યાત્મિક માન્યતાઓ અને પ્રકૃતિ સાથેની એકતામાંથી મળતાં ઊંડાં સંવેદનોને જ જીવંત આકાર આપતી હતી. કૃત્રિમતા અને માંદી આદર્શ ભાવનાથી મુક્ત બની ચૂકેલી ભારતીય કલાનો ઉદ્દેશ તો પોતાના ધર્મની અમર કીર્તિ ગાવાનો હતો...એટલે જ સાદી છતાં અત્યંત ઊંડી છાપ પાડે એવી કલાભાષા આલેખવા કલાકારોએ પોતાનાં કલા સાધનો વાપર્યાં છે. પ્રજાની ભાવના સાથે કલાકારોએ એકતા સાધી છે અને તેમની પારદર્શક સચ્ચાઈને આધારે ભારતીય કલાએ પ્રજાના આત્માને આકાર આપ્યો છે. એથી જ આજ પણ ભારતીય કલા આપણા ઉપર અજબ ચોટ લગાવી જાય છે.'

**સ્વતંત્ર ભારતમાં પુનર્વિચારણા**

ભારતીય કલા જ માત્ર નહીં, પરંતુ ભારતનો આખો ઇતિહાસ અને આખી ભૂગોળ પુનર્વિચારણા માગી લે છે. ઈરાન, મેસોપોટેમિયા તથા ગ્રીસ સરખા પ્રદેશોની કલા તથા સંસ્કૃતિએ ભારતીય કલા ઉપર કશી અસર કરી નથી એમ કહેવાનો અત્રે આશય નથી. પરંતુ પરદેશની કલા ભારતમાં ઘર કરીને રહી હોય એમ તો પશ્ચિમના અભ્યાસીઓને પણ લાગતું નથી. ભારતીય-સંસ્કૃતિ સાથે વિધવિધ પ્રદેશોનો રાજકીય, વ્યાપારવિષયક કે સામાજિક સ્પર્શ થતાં તેમાંથી બલ આપતાં તત્ત્વો ઉપાડી લઈ એ તત્ત્વોને પોતાનાં બનાવી લઈ ભારતીય કલા સ્વતંત્રની સ્વતંત્ર જ રહી છે, એ એમ દર્શાવે છે કે ભારતીય કલાનાં વલણો, વિશિષ્ટતાઓ, આત્મા અને કલેવર વિશિષ્ટ અને અનોખાં છે. પરસ્પર્શનો એને અભિમાન ભર્યો કંટાળો નથી. પરંતુ ભારતીય કલાના સ્પર્શમાં જ એવું કાંઈ છે જે પરને સ્વ બનાવી દે છે. આ દૃષ્ટિએ આખા ભારતીય ઇતિહાસને ફરી અવલોકવાની જરૂર છે.



## ૧૯

# ભારતીય સાહિત્ય

## ( ૧ )

**પ્રાચીન સાહિત્યની સ્થિતિ**

સાહિત્ય પણ એક પ્રકારની કલા છે: વાણીની – શબ્દની કલા. એક લેખક તો ફિલસૂફીને પણ કલાનો એક પ્રકાર કહે છે. એટલું તો ખરું જ કે સંસ્કૃતિનું સ્થાયી સ્વરૂપ સાહિત્યમાં જેવી સ્પષ્ટતાથી પ્રતિબિંબિત થાય છે તેવું બીજા કલાપ્રકારોમાં ભાગ્યે જ પ્રતિબિંબિત થાય. વાણીમાં–શબ્દમાં–સાહિત્યમાં જીવનનાં સ્થૂલસૂક્ષ્મ સ્વરૂપો કોઈ પણ કલા કરતાં વધારે સ્પષ્ટતા ધારણ કરે છે. ભારતીયસંસ્કૃતિને સર્વાંગે ઓળખવી હોય તો ભારતીય સાહિત્યનો સ્પર્શ કર્યા સિવાય ચાલે તેમ નથી. ભારતીયસંસ્કૃતિએ જેમ કલા, ફિલસૂફી અને વિજ્ઞાનનાં શિખરો સર કર્યાં છે તેમ તેણે સાહિત્યનાં પણ અનેકાનેક શિખરો સર કર્યાં છે. ભારતીય સાહિત્ય એટલે વિશ્વસાહિત્યમાં માનભર્યું સ્થાન પામે એવું સાહિત્ય. ઘણું પ્રાચીન સાહિત્ય નાશ પામ્યું છે. પરદેશીઓના હૂમલા, હૂમલાઓમાંથી સંભાળી રાખેલા સાહિત્યનો કીટ દ્વારા થયેલો નાશ, તેમ જ તેમની સાચવણી પ્રત્યેની બેદરકારી જેવાં કારણોને લીધે ભારતીયસંસ્કૃતિના પૂર્ણ સાહિત્યે આપણને દેખા દીધી નથી. વળી ચીન, તીબેટ, તુર્કસ્તાન, વગેરે પડોશના દેશોમાં પણ કેટલુંક સાહિત્ય ઊપડી ગયું છે; અને ઓગણીસમી સદીથી તો પશ્ચિમના વિદ્વાનો અને શોખીનોએ પણ

ભારતીયસંસ્કૃતિની અનેક અપૂર્વ કૃતિઓ પોતપોતાના દેશોમાં ખેંચી લીધી છે. પરદેશ ગયેલી સાહિત્યકૃતિઓએ એક અંશે ઉપકાર પણ કર્યો છે કારણ તેમની જાળવણીએ આપણાં કેટલાંક અંધારાં દૂર પણ કર્યાં છે. જે બચ્યું છે અને જડયું છે તે સાહિત્ય ભારતીયસંસ્કૃતિને કીર્તિવંત કરે એવું છે.

**ધાર્મિક અને લૌકિક સાહિત્ય**

આમ તો સાહિત્ય, કલા અને વિજ્ઞાનનું અવલંબન પ્રાચીન કાળમાં ધર્મ ઉપર ઘણું જ રહ્યું છે. વ્યવહારનો પણ મોટો ભાગ આજ સુધી ધર્માશ્રયે ચાલ્યો છે. એટલે ભારતીય સાહિત્યને સાચી રીતે ઓળખવા માટે તેના બે વિભાગ પાડવા વધારે અનુકૂળ થશે. આ સાહિત્યની રચનામાં જૈનો, બૌદ્ધો અને વૈદિકોએ – સહુએ – ઉજ્જવલ ભાગ લીધો છે અને એ ત્રણે માર્ગ સાહિત્યયશના અધિકારી બને છે. સાહિત્યને વધારે સમજવા માટે આપણે તેના બે વિભાગ પાડીએ : (૧) ધાર્મિક–પ્રધાનતઃ ધર્મને સમજાવતું; અને (૨) લૌકિક–મુખ્યત્વે જનતાની વ્યાપક ઐહિક ઊર્મિઓને આકાર આપતું સાહિત્ય.

**ધાર્મિક સાહિત્યની અસર**

આમ તો આર્યોનું ધાર્મિક સાહિત્ય વેદથી શરૂ થાય છે. ઋક્, સામ, યજુર્ અને અથર્વવેદ એ આર્યોનું મૂળભૂત ધાર્મિક સાહિત્ય. એમાં કલાભાવનાને સંતોષે એવાં કેટલાં ય તત્ત્વો રહેલાં છે. એના ચાર ઉપવેદ પણ ધ્યાનમાં રાખવા સરખા છે: (૧) ધનુર્વેદ, (૨) ગાંધર્વવેદ, (૩) આયુર્વેદ અને (૪) શિલ્પવેદ. એમાં ઉમેરણ થાય એવા સંખ્યાબંધ બ્રાહ્મણગ્રંથો, આરણ્યકો અને ઉપનિષદો રચાયાં અને શ્રૌત્રસૂત્રો, ગૃહ્યસૂત્રો અને ધર્મસૂત્રો ઊભાં થયાં, જેમાં પ્રાચીન આર્યજીવન તેના વિવિધ રીતરિવાજો,

કાયદાઓ અને નાગરિક ધર્મોનું દર્શન કરાવતું સ્પષ્ટ પ્રગટ થયું; અને તેમાંથી અનેક સ્મૃતિઓ પણ રચાઈ, જેનો દેશકાલ અનુસાર હિન્દુ કાયદા તરીકે અમલ પણ થતો ગયો. શ્રૌતસૂત્રોના એક મહત્ત્વના વિભાગ તરીકે આપણે શુલ્વસૂત્રોને પણ ન ભૂલીએ. વેદીરચના અંગે માપ સમજાવતી એ આપણી જૂનામાં જૂની ભૂમિતી ગણાય. વળી આજની સંસ્કૃતિને આશ્ચર્ય ઉપજાવે એવાં વેદાંગ રચાયાં, જેમાં છંદો ઉપરની પિંગળ મુનિની રચના, પાણિનિનું વ્યાકરણ, યાસ્કનું શબ્દશોધન કરતું નિરુક્ત, સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રોની ગતિ સમજાવતું ગર્ગાચાર્યનું જ્યોતિષ, ઉચ્ચારણ શીખવતું શિક્ષાનું શાસ્ત્ર અને ઉપર કહેલાં ત્રણે સૂત્રોને સમાવી લેતું કલ્પસૂત્ર એ આર્યસંસ્કૃતિના બુદ્ધિજન્ય વિજયો છે, જેને માત્ર ધર્મમાં જ નહિ પણ શુદ્ધ સાહિત્યમાં પણ સ્થાન આપવું પડે. વળી કાત્યાયન તથા શૌનક જેવાની અનુક્રમણિકા પણ સાહિત્યમાં સ્થાન પામે એમ છે. એમાં વેદના ઋષિઓ, છંદો અને દેવતાઓની અનુક્રમણિકા આપી વર્તમાન યુગની સંશોધન–વિદ્યાનો જાણે એક પ્રાચીન પડઘો પડ્યો ન હોય એમ સહજ લાગી આવ્યા વગર રહેતું નથી. ષડ્દર્શનો પણ ધર્મસાહિત્યમાં જ આપણે ગણી લેવાં જોઈએ, જેમાં આર્ય માનસની કુશાગ્ર બુદ્ધિ અને ગગનગામી કલ્પના ભેગાં મળે છે. આ ધર્મસાહિત્યે ભારતીયસંસ્કૃતિના વ્યવહાર, કાયદા અને ફિલસુફી ઘડ્યાં છે. આપણને નવાઈ લાગશે, છતાં આ ધાર્મિકસાહિત્યની અસર એટલી જીવંત અને પ્રબળ છે કે તેણે ફારસી ભાષા ભેગી આવેલી ઇસ્લામી અસરને, અને અંગ્રેજી દ્વારા આવેલી ખ્રિસ્તી ધર્મની અસરને ન ગણકારતાં—અગર તે અસરને પોતાની વ્યાપકતામાં ભેળવી દઈને—આજ પણ ભારતીયસંસ્કૃતિને મુખ્ય અંશે ધાર્મિક સંસ્કૃતિનું સ્વરૂપ આપ્યું છે.

વેદકાળના અંતિમ ભાગમાં આર્યોનું સાહિત્યવિજ્ઞાન કેટલું વિકસિત હતું તે સમજવા માટે ઉપનિષદોમાં આપેલી વિદ્યાઓની યાદીઓ

ધ્યાન ખેંચે એમ છે. એમાંની એક યાદી અહીં ઉતારીએ: વેદ ઉપરાંત એ યાદી નીચે પ્રમાણે વિદ્યાવિસ્તાર આપે છે.

(૧) ઇતિહાસપુરાણ
(૨) પિત્ર્ય—પિતૃઓ સંબંધી વિદ્યા
(૩) રાશિ—ગણિતવિદ્યા
(૪) દૈવ—શકુન—ભાવિદર્શન—અજ્ઞાત તત્ત્વમાં પ્રવેશ
(૫) નિધિ—તવારીખ
(૬) વાકોવાક્ય—વાદવિવાદશાસ્ત્ર—આન્વીક્ષિકી—Logic
(૭) એકાયન—નીતિશાસ્ત્ર—Ethics
(૮) દેવવિદ્યા—દેવોનાં નામની વ્યુત્પત્તિ—અર્થ—સમજૂત
(૯) બ્રહ્મવિદ્યા—તત્ત્વજ્ઞાન
(૧૦) ભૂતવિદ્યા—પંચમહાભૂતનો પરિચય આપતી વિદ્યા—સાથે સાથે અજાણ્યાં સત્ત્વોને ઓળખાવતી પ્રેતવિદ્યા
(૧૧) ક્ષાત્રવિદ્યા—યુદ્ધકલા
(૧૨) નક્ષત્રવિદ્યા—ખગોળ
(૧૩) સર્પવિદ્યા—સાપ—નાગ અને તેમના ઝેરનો પરિચય આપતું જ્ઞાન
(૧૪) દેવજનવિદ્યા—સંગીત—નૃત્ય

આ યાદી આજ આપણને પણ વેદકાળની અભ્યાસરુચિ પ્રત્યે આશ્ચર્ય જરૂર ઉત્પન્ન કરશે. અલબત એ સાહિત્ય પૂર્ણતઃ આપણા સુધી પહોંચ્યું નથી.

**રામાયણ-મહાભારત**

આ ધાર્મિક સાહિત્યનો જથ્થો જેવડો છે એવડો કોઈ પણ ધર્મ-સાહિત્ય કરતાં ઓછો કે ઊતરતો તો નથી જ. એ બુદ્ધિવૈભવ દર્શાવી શકતી સંસ્કૃતિ ખરેખર ઊતરતી પંક્તિની તો ન જ હોઈ શકે. એ ધર્મસાહિત્યને ટેકો આપતાં ઇતિહાસ અને ધર્મનું સંયોજન કરતાં પ્રાચીન મહાકાવ્યો, રામાયણ અને મહાભારત વળી સાહિત્યનું એક બીજું ઉત્તુંગ શિખર આપણી દૃષ્ટિ સમીપ લાવે છે. રામાયણમાં અયોધ્યાના સૂર્યવંશી રામનો ઇતિહાસ રજૂ કરવામાં આવ્યો છે અને તેમાં લંકાપતિ રાવણ સાથના રામના યુદ્ધનો સકારણ પ્રસંગ વર્ણવવામાં આવ્યો છે. મહાભારતમાં ચંદ્રવંશી કૌરવપાંડવ નામના પિત્રાઈઓ વચ્ચે રાજહક્ક અંગે થયેલું ભયંકર યુદ્ધ વર્ણવવામાં આવ્યું છે. પરંતુ રામાયણ, મહાભારતને આ રીતે ઓળખાવવાં એ મહાગ્રંથોને અન્યાય કરવા જેવું છે. વાર્તાબીજ તો એટલું જ—રામરાવણ અને કૌરવપાંડવનાં યુદ્ધ જ; પરંતુ એ વાર્તાબીજની આસપાસ અનેકાનેક વાર્તાઓ, અનેકાનેક દંતકથાઓ, અનેકાનેક ઇતિહાસટૂકડાઓ ગૂંથી દેવામાં આવ્યા છે; એટલું જ નહિ, વ્યવહાર અને ધર્મસંબંધી પણ અનેક અસરકારક કથાનકો અને સિદ્ધાંતો તેમાં ચર્ચવામાં આવ્યા છે. વળી કેટલીક ભુલાઈ ગયેલી, વેદવેદાંગ અને તેની ટીકાઓમાં પણ ન આવી શકેલી એવી ઘણી આચાર, વિચાર અને ઇતિહાસપરંપરાઓની સ્મૃતિ કાવ્યમય ઢબે એમાં સાચવી રાખવામાં આવી છે. આ બન્ને બૃહદ્‌ગ્રંથોની કથા ભારતીયસંસ્કૃતિમાં એટલી સજીવ રીતે જડાઈ ગયેલી છે કે તેમના વગર આજની ભારતીયસંસ્કૃતિ શકય ન હોત એમ કહીએ તો ચાલી શકે. એ બન્ને ગ્રંથોએ આર્યસંસ્કૃતિના ભાવિને આટલો વેગ આપ્યો છે કે જે વેગ વડે ભારતીયસંસ્કૃતિ વારંવાર નવો પ્રાણ પ્રાચીનકાળમાં મેળવી શકી છે અને હજી આજ પણ તે મેળવ્યે

જ જાય છે. ભારતના ભાવિ સાહિત્યનો ઘણો મોટો ભાગ—પ્રાકૃત અને પ્રાન્તિય ભાષાઓનું મોટું સાહિત્ય—પણ આ બે મહાકાવ્યોમાંથી જ મુખ્ય પ્રેરણા મેળવે છે. પ્રાચીન રાજાઓ, પ્રાચીન ઋષિમુનિઓ અને ધર્મપ્રણેતાઓ તેમ જ અન્ય વીર પુરુષોની છૂટીછવાઈ કથાઓ પ્રજાના જુદા જુદા વર્ગમાં પ્રચલિત હતી તે બધી એક મહા પ્રસંગના સૂત્રની આસપાસ ભેગી કરી મહાભારત—રામાયણમાં સાચવી રાખી છે. અભ્યાસીઓના મતે મૂળ મહાભારત—રામાયણની કથા સતત સુધારાવધારા પામતી રહી છે એ ખરું. ઈ. સ. પૂર્વે ૫૦૦થી આ ગ્રંથોની રચના શરૂ થઈ અને તેનું અંતિમ સ્વરૂપ ઈ. સ.ની ૫મી સદીમાં—એટલે ગુપ્ત કાળમાં—ઘડાઈ રહ્યું એમ કેટલાક વિચારકો માને છે. સમયની ગણનામાં આપણે ચોક્કસ નથી, ચોક્કસ થઈ શકીએ એમ પણ નથી. રામાયણ પહેલું રચાયું કે મહાભારત એ વિષે અભ્યાસીઓમાં મતભેદ છે. રામાયણનો બીજપ્રસંગ મહાભારતના બીજપ્રસંગથી પહેલો બની ગયો, છતાં કેટલાકને મતે રામાયણ એ મહાભારત પછીનો ગ્રંથ ગણાય છે. એ જે હોય તે ! આર્યજીવનને હજી પણ ઘડતા સાહિત્ય તરીકે આ બન્ને મહાકાવ્યો સાહિત્યનાં ઊંચાં શિખરો છે એમ સ્વીકારવું જ રહ્યું. આજનું ભારત પણ રામાયણ—મહાભારતમાંથી આદર્શ અને આચાર શોધે છે, એ તેમની મહત્તા.

**ભગવદ્‌ગીતા**

મહાભારતમાં ભગવદ્‌ગીતા નામના એક ગ્રંથનો સમાવેશ કરવામાં આવ્યો છે. જગતભરની ફિલસૂફીના ગ્રંથોમાં ભગવદ્‌ગીતાનું સ્થાન અનોખું છે. કુરુક્ષેત્રમાં પોતાની સામે યુદ્ધે ચઢેલા પોતાના અતિ નિકટના સંબંધીઓ, મિત્રો અને ગુરુજનોને નિહાળી મહાશોક પામી યુદ્ધ કરવાને બદલે રાજપાટ અને રાજ્યહક્ક જતાં કરી ભિક્ષા માગી રહેવાનું કરુણ છતાં માનવતાભર્યું વલણ દેખાડી નિઃશસ્ત્ર બનવા તૈયાર થતા પાંડવવીર અર્જુનને યુદ્ધ માટે પ્રેરણા કરતો કૃષ્ણનો એ ગીતાબોધ

સમસ્ત આર્યધર્મમાં દેખાતા વિરોધાભાસનું સ્પષ્ટીકરણ, નિરસન સમગ્રાવલોકન કરતો, બાહ્ય વિરોધમાં રહેલી એકતાનું દર્શન કરાવતો એક મહાગ્રંથ છે. એ ગ્રંથે ભાવિ આર્ય ફિલસૂફીને ઘડી છે, અને ભારતવર્ષના વીરથી માંડી સામાન્ય માનવોનાં ચારિત્ર્ય પણ ઘડ્યાં છે. આજ સુધી ગીતા અનેક ભારતવાસીઓના નિત્યપાઠનો વિષય છે. એમાં ઉપનિષદોનો નિચોડ આપવામાં આવ્યો છે. સાંખ્યયોગ, સંન્યસ્ત, કર્મ, ભક્તિ અને લોકાચાર એ સર્વનો સમન્વય કરી કર્મની અનિવાર્યતા સાથે કર્મના ફલત્યાગની એક એવી ઉત્તેજક ફિલસૂફી એમાં ચર્ચવામાં આવી છે કે જેને આશ્રયે કદી કદી ડગમગી જતી ભારતીય-સંસ્કૃતિ સતત સ્થિર અને સુદૃઢ બની રહે છે. શંકરાચાર્ય અને તેમની પછીના જે જે આચાર્યોએ આર્યસંસ્કૃતિને વિવિધ ઢબે સાચવવામાં અને પોષવામાં ભારે ફાળો આપ્યો છે એ સર્વ આચાર્યોએ ગીતાને પોતાના આધારરૂપ ગ્રંથ ગણી લીધી છે. ગીતા ઉપર ભાષ્ય રચ્યા સિવાય આચાર્યપદ પ્રાપ્ત થતું નહિ એવું ગીતાનું આર્ય ફિલસૂફીમાં મહત્ત્વ છે; અને સામાન્ય જનતામાં તો એ ગ્રંથ એટલો બધો પવિત્ર મનાય છે કે બાઈબલ અને કુરાનની માફક સત્ય વચનના શપથ માટે તેનો ઉપયોગ કરવામાં આવે છે. ગીતા હાથમાં લઈ જૂઠું ન જ બોલાય એવી ભણેલા અને અભણ આર્યધર્મીઓની માન્યતા અંગ્રેજ અને મુસ્લિમયુગમાં ચાલુ રહી છે. મહાભારત અને રામાયણને પ્રાકૃત ભાષામાં ઉતારી તેની કથાઓ વાંચવાની પ્રથા ભારતવર્ષમાં આજ પણ પ્રચલિત છે. એ જાહેર કથાઓ દ્વારા મહાભારત–રામાયણનાં પાત્રો, રામાયણ–મહાભારતની નાની મોટી કથાઓ અને રામાયણ–મહાભારત-નો બોધ ભારતવર્ષના ઘરેઘરમાં પહોંચી ચૂક્યો છે, અને એ એવા ઢબે પહોંચી ચૂક્યો છે કે ફારસી, અંગ્રેજી ભાષાના ભણતરે પણ એની છાપ ભૂંસી નથી. રામાયણના નાયક રામચંદ્ર તેમ જ મહાભારતનું આખું સંચાલન કરનાર મહાન મુત્સદ્દી વીર કૃષ્ણ ઈશ્વરના અવતાર મનાઈ

ઘેરેઘેર અને શેરીએ શેરીએ હજી પૂજાય છે. શોધકોને મન રામકૃષ્ણ ભલે શંકાના વિષયો હોય. જનતાને મન તો એ ભારતીય ઇતિહાસની સાચામાં સાચી વ્યક્તિઓ છે.

**અઢાર પુરાણો**

મહાભારત અને રામાયણનાં મહાકાવ્યોથી આગળ વધતાં આપણી સામે ભારતીયસંસ્કૃતિનાં અઢાર પુરાણો નજરે પડે છે. પુરાણનો અર્થ જ જૂનવાણી કથા. ભારતવર્ષીય રાજવંશોની વંશાવળી અને વ્યક્તિગત વીર પુરુષોની ગાથા સાચવી રાખવાનો પુરાણોનો ઉદ્દેશ. રામાયણ–મહાભારતની માફક પુરાણોમાં પણ ઇતિહાસ, દંતકથા અને ધર્મસૂત્રો ભરેલાં જ હોય છે અને એ બન્ને મહા ગ્રંથોની માફક તેમની રચના સંસ્કૃત શ્લોકબદ્ધ કવિતા હોય છે. તેમાં વર્ણવાયલા વિષયોનો પ્રકાર સામાન્યતઃ એક સરખો હોય છે. બન્ને મહાગ્રંથો અને પુરાણોની કથાઓમાં કેટલેક અંશે મળતાપણું આવે છે, છતાં પુરાણોમાં એક પ્રકારનું વ્યવસ્થિત સંકલન કરવામાં આવેલું હોય છે જે તરફ ખાસ ધ્યાન દોરવું જોઈએ. પુરાણની રચના નીચેનાં પાંચ તત્ત્વો માગે છે, જે સિવાય પુરાણ નામ સાર્થક થતું નથી. (૧) સર્ગ–એટલે સૃષ્ટિની ઉત્પત્તિ; (૨) પ્રતિસર્ગ–એટલે કલ્પને અંતે મહાકારણમાં સમાઈ ગયેલી સૃષ્ટીનું ફરી કરેલું વર્ણન; કલ્પનો અંત એટલે પુરાણ ગણત્રી પ્રમાણે બ્રહ્માનો એક દિવસ. (૩) વંશ–દેવો, રાજાઓ અને ઋષિઓની વંશાવળીઓ–તેમના ઇતિહાસ સહ; (૪) મન્વંતર–એક મનુથી શરૂ થતા યુગની સમય પરંપરા અને (૫) વંશાનુચરિત–એક મન્વંતરના ચાર યુગમાં થઈ ગયેલા રાજવંશોનો ઇતિહાસ.

આ પાંચ તત્ત્વો પુરાણના ઘડતરમાં આવવાં જોઈએ એ સાચું; છતાં, અનેક બાબતોમાં એક પુરાણને બીજા પુરાણ વચ્ચે ભારે સરખાપણું હોવા છતાં પ્રત્યેક પુરાણમાં રાજવંશોના, દેવોના અને

ઋષિઓના મહત્ત્વમાં ફેર પડે છે. અઢાર પુરાણમાંથી માત્ર પાંચ પુરાણમાં, એવા વંશાનુંચરિતનો ભાગ આવે છે જેમાં નંદવંશ સરખા ઐતિહાસિક યુગમાં થઈ ગયેલા રાજવંશોનાં વર્ણન આપ્યાં હોય છે. એ સિવાયનાં પુરાણો, કથાઓ અને દંતકથાઓ આગળ અટકી જાય છે. એથી ઇતિહાસની દૃષ્ટિએ તેમનો ભારે ઉપયોગ થઈ શક્યો નથી.

**પાંચ પુરાણમાં ઐતિહાસિક તત્ત્વ**

પુરાણોની ગોઠવણી પણ વ્યાસે કરી હોય એમ કહેવાય છે. મુખ્ય વક્તા અને શ્રોતામંડળ વચ્ચેના પ્રશ્નોત્તરરૂપે પુરાણોનું કથન ચાલ્યા કરે છે. અભ્યાસીઓ એવી સંભાવના ઊભી કરે છે કે પ્રાચીન કથાઓ લોકમાં ગાઈને પહોંચાડતો સુત નામનો એક વક્તા વર્ગ હતો જે પુરાણની કથા કરતો. સુતની ઉત્પત્તિ ક્ષત્રિય પિતા અને બ્રાહ્મણ માતાથી થયેલી ગણાય છે એટલે સુતવર્ગને બ્રાહ્મણથી નીચો ગણવામાં આવે છે. વેદકથન નહિ, પરંતુ વીરકથન કરનાર સુતોએ પુરાણોને પ્રસિદ્ધિમાં મૂક્યાં હોય એમ ચોક્કસ કહી શકાય. વેદ, વેદાંગ અને ધર્મસૂત્રો સામાન્ય જનતાની સમજ અને રસનો વિષય ભાગ્યે જ બની શકે; અને માત્ર નિષ્ણાત વિદ્વાનો તેને ન્યાય આપી શકે. સામાન્ય જનતા માટે પૌરાણિક કથાનકો અને સામાન્ય ધર્મસૂત્રો રસભરેલાં થઈ પડે. એ લોકરુચિમાંથી પુરાણોનો વિકાસ થયેલો દેખાય છે. સ્ત્રી શૂદ્રને પુરાણો સાંભળવાનો અધિકાર મળેલો હોવાથી આર્યસંસ્કૃતિના પાછલા ભાગમાં વર્ણ અને જ્ઞાતિની જટિલતાથી પર રહે એવો આ સાહિત્યપ્રકાર ઘણો જ લોકપ્રિય થઈ પડ્યો, અને પુરાણોની પ્રતિષ્ઠા પણ જનતામાં ખૂબ વધી. મહાભારત, એટલે ઇતિહાસ, તથા અઢાર પુરાણ મળીને જે સાહિત્યસમૂહ થાય છે તેને પાંચમા વેદનું મહત્ત્વ આપવામાં આવ્યું છે. એ ઉપરથી એ કથાશૈલીનું મહત્ત્વ સારી રીતે સમજી શકાશે.

**કથા પ્રકાર**

વેદ ઋષિપ્રણીત નથી, પરંતુ પરમાત્માનો પોતાનો જ ઉદ્દગાર છે; છતાં બ્રહ્માના ચાર મુખમાંથી ચાર વેદ સંહિતાનાં ચાર ઉચ્ચારણ થયાં એવી માન્યતા છે. પરંતુ વેદના શાસ્ત્રીય વિભાગીકરણનું માન વ્યાસ–કૃષ્ણ દ્વૈપાયનને ફાળે જાય છે એમણે વેદની ચાર જુદી સંહિતાઓ ગોઠવી તેથી તેઓ વિભાગ કરનાર–વ્યાસ–તરીકે ઓળખાય છે. કથાપરંપરા એવી છે કે વ્યાસે પોતાના ચાર બ્રાહ્મણ શિષ્યોને એક એક સંહિતા આપી: પૈલને ઋગ્વેદની, વૈશંપાયનને યજુર્વેદની, જૈમિનિને સામવેદની અને સુમંતુને અથર્વવેદની. એ ચારે ઋષિઓએ પોતપોતાની સંહિતા પોતાના શિષ્યોને શિખવી અને તેમણે વળી પરંપરાએ પોતાના શિષ્યોને એ સંહિતાઓ ભણાવી. એમ કરતાં વેદની કેટલી યે શાખાઓ થઈ. બીજી પાસ વ્યાસે પાંચમો વેદ–એટલે ઇતિહાસ અને પુરાણ–રોમહર્ષણ નામના સુત જાતિના શિષ્યને આપ્યો. રોમહર્ષણે એક પાસ વૈશંપાયન તથા હારિત જેવા બ્રાહ્મણોને પણ એ કથાપ્રકાર શીખવ્યો અને બાજી પાસ પોતાના પુત્રને પણ શીખવ્યો. અત્યારનું આપણું પુરાણનું જ્ઞાન આમ સુતપુત્ર દ્વારા આપણને મળ્યું છે.

**વેદ, પુરાણ તથા તેમના પ્રચારની પરંપરા**

પુરાણો એક પાસ જૂનામાં જૂની ઇસવીસન પહેલાંની કથાઓ આપણને કહી જાય છે અને બીજી પાસ ઈ. સ. પછીની પણ કેટલીક હકીકત કહી જાય છે. કેટલાક ઐતિહાસિક રાજવંશોનું જ્ઞાન અને તેમની સાલવારી ઉપર કહેલાં પાંચ પુરાણોમાંથી મળી છે; અને પાર્જીટર જેવા લેખકોએ પુરાણોને ભારે ઐતિહાસિક મહત્વ આપ્યું છે. પુરાણોની સાથે ઉપપુરાણો પણ છે. આ પુરાણોનાં નામ: (૧) બ્રહ્મ, (૨) પદ્મ, (૩) વિષ્ણુ, (૪) શિવ, (૫) લિંગ, (૬) ગરુડ, (૭) નારદ, (૮) ભાગવત, (૯) અગ્નિ, (૧૦) સ્કંદ, (૧૧) ભવિષ્ય, (૧૨) બ્રહ્મવૈવર્ત, (૧૩) માર્કણ્ડેય, (૧૪) વામન, (૧૫) વરાહ, (૧૬) મત્સ્ય,

(૧૭) કૂર્મ અને (૧૮) બ્રહ્માંડ: એ રીતનાં છે. આમ આ સાહિત્ય મોટે ભાગે નવા નવા ઉમેરાઓ પામતું ગુપ્ત કાલમાં—એટલે ઈ. સ.ની ચોથીપાંચમી સદીમાં–અત્યારના સ્વરૂપે સ્થિર થયું છે. પુરાણોએ પણ કેવું ઉત્તમોત્તમ સાહિત્ય સર્જ્યું છે એ જોવા માટે ભાગવત પુરાણમાં નજર કરવી બસ થશે. એનાં પંચગીત સંસ્કૃત સાહિત્યનાં ઉત્તમ કાવ્યો બની રહે છે; એટલું જ નહિ, પણ અનેક આસ્તિક સ્ત્રીપુરુષો એનો નિત્યપાઠ કરી રહે છે. આમ ભારતીયસંસ્કૃતિનાં સાહિત્યશિખરો એક પછી એક આપણી દૃષ્ટિ સામે ખડાં થાય છે જે શિખરોએ ભારતીયસંસ્કૃતિનું સતત રક્ષણ કર્યાં કર્યું છે. ઈ. સ. પૂર્વે પાંચમી સદીથી ઈ. સ. ની પાંચમી સદી સુધીમાં પુરાણોને વર્તમાન ઘાટ મળ્યો હોય એમ લાગે છે.

**પ્રાચીન કથા સાથે ઐતિહાસિક પ્રસંગના પુરાણમાં ઉલ્લેખ**

કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો વેદને બ્રાહ્મણવર્ગનું સાહિત્ય અને ઇતિહાસ પુરાણને ક્ષત્રિયોના સાહિત્ય તરીકે ઓળખાવે છે. પરંતુ એ તેમનો કલ્પનાભ્રમ છે. માત્ર પશ્ચિમનાં ચશ્માં વડે પૂર્વની સંસ્કૃતિ જોવાથી એ ભ્રમ ઉત્પન્ન થયો હોય એમ લાગે છે. આ પુરાણો શૈવ અને ભાગવત માર્ગની જ પુષ્ટિ કરતાં હોય એમ આપણે કહી શકીએ. વિષ્ણુ અને તેમના અવતારોની કથા અને શિવ તથા અન્ય આર્ય દેવોની કથા પુરાણોમાં મુખ્યત્વે ઇતિહાસ સાથે વર્ણવાય છે. પુરાણોના ઇતિહાસ ભાગનો અભ્યાસ વધારે ગાંભીર્યથી કરવાની જરૂર છે. પુરાણોની પ્રાચીનતા અંશતઃ છેક અથર્વવેદ સુધી પહોંચે છે. આપસ્તંબ ધર્મસૂત્રમાં ભવિષ્યપુરાણનો ઉલ્લેખ છે જે તેને ઈ. સ. પૂર્વની બીજી સદી પહેલાં લઈ જાય છે. આમ પુરાણોના પ્રાચીન ઉલ્લેખ પુરાણની વસ્તુને પ્રાચીન સાબિત કરે છે એ ખરું; પરંતુ તેના બાહ્ય આકારો તો ધીમે ધીમે ઘડાતા ગયા છે એ નિશ્ચિત છે.

પુરાણોનું ઐતિહાસિક મહત્ત્વ એ છે કે ઐતિહાસિક સાબિત થયેલા નંદ સરખા વંશોનો ઉલ્લેખ કરી તે આપણને ઇતિહાસની બહુ પાસે લાવી મૂકે છે. બીજે કોઈ સ્થળે ન સચવાયલી પ્રાચીન કથાના ભણકારા પણ એમાંથી સંભળાય છે ખરા.

## ( ૨ )

**બૌદ્ધ અને જૈન સાહિત્ય**

અહીં આપણે ભારતીયસંસ્કૃતિના ધર્મ અને ધર્મ સાથે જોડાયલા ઐતિહાસિક સાહિત્યની સમાપ્તિ કરીએ—જો કે ધર્મસાહિત્ય આજ સુધી એક અગર બીજે સ્વરૂપે પ્રગટ થયા કરે છે. છતાં ઇ. સ. પૂર્વે અને ઈ. સ. પછી પણ, મુસ્લિમોના શાસનકાળમાં યે ઉપર વર્ણવેલું ધર્મસાહિત્ય વૈદિક માર્ગ પૂરતું ભારતીયસંસ્કૃતિના પાયા સરખું સ્થિર રહે છે. અન્ય આસ્તિકનાસ્તિક કહેવાતા માર્ગોને બાજુએ મૂકીએ, તો પણ બૌદ્ધ અને જૈનમાર્ગનું ધર્મસાહિત્ય એક મોટો વિશાળ સાહિત્યપ્રદેશ ઊભો કરે છે જેને જોયા વગર ભારતીયસાહિત્યનો સંપૂર્ણ ખ્યાલ આપણને ભાગ્યે જ આવે. બૌદ્ધ અને જૈન ધર્મસાહિત્યનો વિચાર કરતાં તેમની એક વિશિષ્ટતા તરફ પ્રથમ લક્ષ જાય છે; તે એ કે એ બન્ને માર્ગોના ધર્મસાહિત્યની શરૂઆત પ્રાચીન કે તાત્કાલિન સંસ્કૃતમાં નહિ, પરંતુ લોકભાષા–પ્રાકૃત ભાષામાં થાય છે. પ્રાકૃત ભાષા પાલીમાં આદ્ય બૌદ્ધ સાહિત્ય અને પ્રાકૃત અર્ધમાગધીમાં આદ્ય જૈન સાહિત્ય પ્રગટ થયું છે.

**પ્રાકૃત ભાષાઓ**

પ્રાકૃત ભાષાઓનો પણ સાહિત્યિક ઇતિહાસ છે. એને અશુદ્ધ સંસ્કૃત ગણવી ? વિસ્તીર્ણ, જુદી જુદી કક્ષાના અને જુદા જુદા પ્રદેશોના કુદરતી ઉચ્ચારભારને અનુકૂળ થતી, સંસ્કૃતમાંથી ઉપસેલી લોકભાષા સમજવી ? કે તેને માત્ર સામાન્ય, અસંસ્કૃત,

પ્રાંતિક લોકભાષા તરીકે ગણવી ? એ ભાષાશાસ્ત્રને લગતા પ્રશ્નો આપણે અહીં બાજુ ઉપર મૂકી દઈએ. પ્રાકૃતની ઉત્પત્તિ એ ત્રણે તત્ત્વોના મિશ્રણમાં હોય એમ માનવું ખોટું નથી. એટલી વાત ચોક્કસ કે વિદ્વાનોની ભારતવ્યાપી સંસ્કૃત ભાષા અને પ્રાંતે પ્રાંતે સમજાતી પ્રાકૃત લોકભાષા બન્ને પોતપોતાના ઉચ્ચારણમાં સ્પષ્ટ વિભિન્નતા જૈનબૌદ્ધ યુગ પહેલાં ધારણ કરી ચૂકી હતી. લોકભાષામાં સમજાવાતાં ધર્મસૂત્રો લોકહૃદયમાં વધારે અસર ઉપજાવે એ વાત સમજી શકાય એવી છે. બૌદ્ધ તથા જૈનધર્મના પ્રચારકોએ પ્રાકૃત ભાષાનો ઉપયોગ કરી પોતાના ધર્મ સાથે એ પ્રાકૃત ભાષાઓને પણ સારો વેગ આપ્યો છે. આ પ્રાકૃત ભાષાઓ સંસ્કૃત જોડે આપણી આજની પ્રાંતિક ભાષાઓની પૂર્વજ છે એ પણ જાણવું જરૂરી છે.

**ધાર્મિક બૌદ્ધ ગ્રંથો**

બૌદ્ધમાર્ગીય ધાર્મિક ગ્રંથો ત્રણ વિભાગમાં વહેંચાયા છે. (૧) વિનય પિટક, (૨) સુત્તપિટક અને (૩) અભિધમ્મપિટક. એ ત્રણેમાં વ્યવહાર અને આચારને લગતા ધાર્મિક સિદ્ધાંતો અને તેમનું તાત્ત્વિક વિવરણ કરવામાં આવ્યું છે. એ ત્રણે ગ્રંથો પાછા વિધવિધ વિભાગોમાં વહેંચાયા છે.

**પિટકો અને કાલગણના**

આમાંનાં ઘણાં સૂત્રો બુદ્ધના મુખમાં મૂકવામાં આવ્યાં છે. ખરેખર, બુદ્ધે કહેલા એ શબ્દો ન પણ હોય. પરંતુ બુદ્ધના ઉદ્દેશો સાચવી રાખતા એ ગ્રંથો બુદ્ધના સિદ્ધાંતોને સમજાવતા સદીઓના પ્રયત્ન પછી વ્યવસ્થિત થયા હોય એ સંભવિત છે. વિનયપિટકનો મોટો ભાગ તેમ જ સૂત્રપિટકની પહેલી ચાર નિકાય ઈ. સ. પૂર્વે ૩૫૦ પહેલાં મોટે ભાગે ગ્રથિત થયાં હોય એમ લાગે છે. અભિધમ્મપિટકનો કથા વથ્થુ નામનો ખંડ ઈ. સ. પૂર્વે ત્રીજી સદીમાં અશોકના સમયમાં તૈયાર થયો હતો.

**મિલિન્દ પન્હા**

વળી મિલિન્દ પન્હા નામનો એક બૌદ્ધ ગ્રંથ વિવિધ રીતે મહત્ત્વનો બની રહે છે. બેક્ટ્રિયન ગ્રીક રાજા મીનેન્ડર ભારતમાં આવી બૌદ્ધમાર્ગીય બન્યો અને મિલિન્દ તરીકે ઓળખાયો એ ઇતિહાસ છે. એ મિલિન્દ અને સુપ્રસિદ્ધ બૌદ્ધ સાધુ નાગસેન વચ્ચેના સંવાદનું સ્વરૂપ મિલિન્દપન્હા ગ્રંથમાં સચવાયું છે, જેમાં બૌદ્ધમાર્ગના સિદ્ધાંતોનું વિવરણ કરવામાં આવ્યું છે. ભારતીય વાયવ્ય સરહદ ઉપર રચાયલો એ ગ્રંથ ઈ. સ.ની પહેલી કે બીજી સદીમાં આજનું સ્વરૂપ પામ્યો છે.

**જીવનચરિત્ર અને ઇતિહાસ**

જેમ વૈદિક માર્ગમાં બન્યું છે તેમ બૌદ્ધ અને જૈનમાર્ગમાં પણ મુખ્ય ધર્મગ્રંથોનું વિવરણ કરતી અનેક ટીકાઓ અને મીમાંસાઓ રચાયલી છે. એ ટીકાઓમાંથી બુદ્ધના જીવનચરિત્ર ઉપર ઘણો પ્રકાશ પડતો ચાલ્યો અને તેમાંથી નિદાન કથા નામની બુદ્ધના જીવનને સ્પર્શતી કથા પણ જાણીતી તૈયાર થઈ. પાલીમાં લખાયલા ધર્મગ્રંથો ઉપર અત્યંત મહત્ત્વની ટીકા લખનાર બુદ્ધઘોષ ઈ. સ. ૪૧૩માં સિલોનમાં થઈ ગયો. 'વિશુદ્ધિમગ્ગ' નામની તેની ટીકા બૌદ્ધસિદ્ધાંતો અને ત્રિપિટક ઉપરની પહેલામાં પહેલી વ્યવસ્થિત મીમાંસા કહી શકાય. સિલોનમાં ચોથી સદીમાં રચાયલા દીપવંશ અને મહાવંશ નામના ગ્રંથો પણ ઐતિહાસિક ગ્રંથો તરીકે મહત્ત્વના છે. મહાવસ્તુ નામનો ગ્રંથ પણ અત્યંત મહત્ત્વનો હોઈ જાતક કથાઓના મૂળ તરીકે બૌદ્ધકથા સાહિત્યમાં ઊંચે સ્થાને મુકાય છે. કનિષ્કના સમયમાં બૌદ્ધમાર્ગ બે વિભાગમાં વહેંચાઈ ગયો હતો : (૧) હીનયાન અને (૨) મહાયાન. કનિષ્કે મહાયાનનો સ્વીકાર કર્યો ત્યારથી મહાયાનનું મહત્ત્વ ઘણું વધી ગયું. મહાવસ્તુગ્રંથ હીનયાન માર્ગનો ગ્રંથ છે છતાં એ મહાયાન પ્રણાલિકાની બહુ નજીક આવી

જાય છે. મહાયાનમાં બુદ્ધ અને બુદ્ધના પૂર્વ અવતારો દેવ બની મૂર્તિ પામે છે, પૂજનવિધિ પામે છે અને પ્રાર્થના પામે છે. શિવ અને વિષ્ણુનાં સ્તોત્રોની માફક મહાવસ્તુમાં બુદ્ધને સંબોધાયલાં સ્તોત્રો મળી આવે છે.

**બૌદ્ધમાર્ગનું સંસ્કૃત સાહિત્ય**

અત્યાર સુધી આપણે પ્રાકૃતપાલીના બૌદ્ધગ્રંથો જોયા. પણ એનો અર્થ એવો નથી કે બૌદ્ધમાર્ગે સંસ્કૃત સાહિત્ય આપ્યું નથી. મહાયાન વિભાગની ચઢતી કળામાં બૌદ્ધમાર્ગે હવે સંસ્કૃત—શુદ્ધ સંસ્કૃતનો આશ્રય લીધો અને અનેક ઉચ્ચ કોટિના ધર્મગ્રંથો આપણને આપ્યા. 'લલિતવિસ્તાર' નામનો સંસ્કૃત ગ્રંથ બુદ્ધની એક સુંદર જીવનકથાનો ગ્રંથ છે. મૂળ હીનયાન માર્ગનો એ ગ્રંથ મહાયાન સૂત્ર તરીકે સ્વીકાર પામી ગયો !

**કેટલાક સંસ્કૃત ગ્રંથો**

મહાયાન સૂત્ર અગર વૈપુલ્ય સૂત્ર નામના સંસ્કૃત ગ્રંથો મહાયાન માર્ગના સિદ્ધાંતો સારી રીતે વર્ણવે છે. 'સદ્ધર્મ પુંડરિક' નામના ગ્રથમાં માનવ શાક્યમુનિ દેવોના પણ દેવ બની સૃષ્ટિના રચનાર તરીકે હવે ઓળખાવા લાગ્યા. ઈ. સ. ૨૬૫થી ૩૧૬ સુધી એનું ચીની ભાષામાં ભાષાંતર થયું છે: પરંતુ મહાયાન માર્ગનો સૌથી વધારે મહત્ત્વનો ગ્રંથ 'પ્રજ્ઞાપારમિતા' નામે ઓળખાય છે, જેમાં બુદ્ધની છ પ્રકારની સંપૂર્ણતાઓનું વિવરણ કરવામાં આવ્યું છે. સાચી પ્રજ્ઞા-બુદ્ધિ શૂન્યવાદના સાક્ષાત્કારમાં સમાયલી છે એ આ ગ્રંથનો ધ્વનિ છે. એ ગ્રંથ ઘણો વિસ્તૃત છે. મહાયાની સંસ્કૃત સાહિત્યમાં પુરાણો સરખું કથાવાર્તાનું સાહિત્ય રહેલું છે જે 'અવદાન'ને નામે ઓળખાય છે. 'અવદાનશતક' અને 'દિવ્યાવદાન' એ બે ગ્રંથો ઈ. સ.ની ત્રીજી સદીમાં ચીની ભાષામાં ઊતર્યાં

અને 'અવદાન કલ્પલતા' નામનો ગ્રંથ તો છેક ૧૧મી સદીમાં કાશ્મીરના કવિ ક્ષેમેન્દ્રે લખ્યો.

**અશ્વઘોષ**

આ સ્થળે કેટલાક સુવિખ્યાત બૌદ્ધ સંસ્કૃત લેખકોને ઓળખાવી જઈએ. હીનયાનમાંથી મહાયાનમાં પ્રવેશતો બૌદ્ધમાર્ગીય વિકાસ ભાષાને પાલીમાંથી સંસ્કૃત તરફ ખેંચી જાય છે એ આપણે જોયું. વૈદિક માર્ગના વિચારકોનું અનુકરણ નહિ તો સ્પર્ધા આમાં જરૂર રહેલી છે. અને સ્પર્ધામાં બૌદ્ધ લેખકો ઠીક ઠીક યશસ્વી પુરવાર થાય છે. અશ્વઘોષનું નામ આપણે પહેલું મૂકીએ. ફ્રેંચ અભ્યાસી સિલ્વન લેવીએ તેને માટે કરેલું અભિપ્રાય-ઉચ્ચારણ કનિષ્કના એ સમકાલીન વિદ્વાનને ઓળખાવવા માટે પૂરતું થઈ પડશે.

"કવિ, સંગીતકાર, ધર્મગુરુ, નીતિશાસ્ત્રવેત્તા, ફિલસુફ, નાટ્યલેખક અને વાર્તાકાર તરીકે અશ્વઘોષને આ બધી કળાઓના કોઈ નૂતન શોધકનું સ્થાન આપવું જોઈએ. એ બધી કળાઓમાં એ અજોડ છે. એનું સમૃદ્ધ અને વૈવિધ્યભર્યું સાહિત્ય મિલ્ટન, ગેટે, કેન્ટ તથા વોલ્ટેરની યાદ આપે છે. 'બુદ્ધચરિત'માં મહાકાવ્યરૂપે એણે બુદ્ધની જીવનઆખ્યાયિકા આપી છે. વાલ્મીકિના રામાયણ અને કાલિદાસના રઘુવંશ સાથે એને મૂકી શકાય એવું એનું ઉચ્ચ સાહિત્યસ્વરૂપ છે. 'સૌન્દરાનન્દ કાવ્ય' પણ બુદ્ધના જીવનચરિત્રની ટૂંકી ટૂંકી કથાઓ આપતું એક સુંદર કાવ્ય છે. સૂત્રાલંકાર એ ગદ્ય અને પદ્યમાં લખેલો દંતકથાઓનો સંગ્રહ છે. 'વજ્રસૂચિ'માં જ્ઞાતિસંસ્થાનો વિરોધ વૈદિક સાહિત્યમાંથી જ અવતરણો આપી કરેલો છે. 'મહાયાન શ્રદ્ધોત્પાદ' નામનો ફિલસૂફીનો ગ્રંથ આજ પણ જપાનના મઠમંદિરો અને શાળાઓમાં શિખવવામાં આવે છે. 'સારીપુત્ર પ્રકરણ' નામનો તેનો નાટ્યગ્રંથ પણ છે. સંસ્કૃત વિદ્વત્તા અશ્વઘોષને ભૂલી શકે એમ નથી.

**નાગસેન**

ઈ. સ. પૂર્વે ૧૫૦ના અરસામાં થઈ ગયેલા મિલિન્દપન્હાના કર્તા નાગસેનનું નામ પણ ભૂલી શકાય એમ નથી. ગ્રીક મીનેન્ડર સાકલ–સિયાલકોટમાં આવી બૌદ્ધ મિલિન્દ બન્યો એ આ નાગસેનનો પ્રતાપ. પંજાબમાં હિમાલય પર્વત પાસેના કજંગલ ગામનો એ બ્રાહ્મણ; વિદ્વાન બ્રાહ્મણ રોહણનો એ શિષ્ય. અશ્વગુપ્ત અને ધર્મરક્ષિત સરખા વિદ્વાનો પાસે એણે અભ્યાસ કર્યો હતો. મીનેન્ડર પણ બહુ વિદ્વાન હતો અને સાધુઓ સાથે વાદવિવાદની સભાઓ ગોઠવતો. એણે નાગસેનને ખાસ બોલાવી પ્રશ્નો કર્યા, જેના ઉત્તર નાગસેને આપ્યા. દેવમંત્રી નામના પોતાના અમાત્યને મોકલી તેણે નાગસેનને ખાસ બોલાવ્યો હતો એ વિદ્વદ્પ્રીતિ નોંધપાત્ર ગણાય.

**નાગાર્જુન**

અશ્વઘોષ પછી મહત્ત્વના સાહિત્યકાર તરીકે નાગાર્જુનને મૂકી શકાય. એણે નીચેના ગ્રંથો રચ્યા છેઃ (૧) શત સાહસ્રિકપ્રજ્ઞાપારમિતા, (૨) માધ્યમિક, (૩) અષ્ટાંગહૃદય, (૪) માધ્યમિકકારિકા, (૫) યુક્તિષષ્ઠિકા, (૬) સૂત્રપ્રમાણવિધ્વંસન, (૭) ઉપાયકૌશલ્ય, (૮) વિગ્રહવ્યાવર્તની. દક્ષિણ ભારતનો એ બ્રાહ્મણ. વિદર્ભમાં તેનો જન્મ ઈ. સ. ૧૭૫માં. શ્રીપર્વત ઉપર એનો આશ્રમ હતો. વૈદક તથા રસાયણમાં એણે અપૂર્વ ખ્યાતિ મેળવી અને એક સિદ્ધ તરીકે તે પંકાયો. બૌદ્ધ માધ્યમિક સંપ્રદાયનો એ સ્થાપક અને શૂન્યવાદનું એણે ભવ્ય સમર્થન કર્યું છેઃ આંધ્રરાજવી ગૌતમીપુત્ર યજ્ઞશ્રીનો એ સમકાલીન વિદ્વાન ઈ. સ. ૧૬૬થી ૧૯૬ સુધી થઈ ગયો.

**આર્યદેવ અને અસંગ વગેરે**

વયે નાગાર્જુનથી સહેજ નાનો છતાં એના સમકાલીન વિદ્વાન આર્યદેવનો 'ચતુઃશતિકા' નામનો ગ્રંથ મળી આવ્યો છે.

યોગાચાર માર્ગનો સ્થાપક અસંગ અગર આર્યસંગ પણ 'મહાયાન સૂત્રાલંકાર' નામના સંસ્કૃત ગ્રંથનો લેખક સાહિત્યમાં ઉચ્ચ સ્થાન ભોગવે છે. ઉપરાંત એણે 'યોગાચાર ભૂમિ' તથા 'ઉત્તરતંત્ર' નામના ગ્રંથો લખ્યા. યોગાચાર સંપ્રદાયમાં વિજ્ઞાન–ભાન–ચિત્ત સિવાય બીજા કશા તત્ત્વનું અસ્તિત્વ સ્વીકારાયું નથી. એ વિજ્ઞાનવાદ તરીકે પણ ઓળખાય છે. અસંગના નાના ભાઈ વસુબંધુએ 'અભિધર્મ-કોષ' નામનો ગ્રંથ લખેલો છે. ઉપરાંત તેણે 'વિંશિકા', 'ત્રિંશિકા' તથા 'વાગ્‌વિધાન' નામના ગ્રંથો પણ લખ્યા છે, જેનું ચીન અને જપાનમાં ઘણું માન છે. અસંગ અને વસુબંધુ ચોથી સદીના અંતમાં અને પાંચમી સદીની શરૂઆતમાં થઈ ગયા. પેશાવરની પઠાણ ભૂમિ એ તેમની ભૂમિ. ભારતીય મધ્યકાલીન ન્યાયના પિતા સરખા દિગ્‌નાગ નામના પ્રખર વિદ્વાનનો વસુબંધુ ગુરુ થાય. શંકરાચાર્ય તથા તેમના દાદાગુરુ ગૌડપાદ ઉપર વિજ્ઞાનવાદની ભારે અસર થયેલી છે. અસંગ અને વસુબંધુ પણ બ્રાહ્મણ હતા.

**દિગ્‌નાગ વગેરે**

ઈ. સ. ૪૨૫માં થઈ ગયેલા દિગ્‌નાગને પણ અહીં યાદ કરી લઈએ. એનો મુખ્ય ગ્રંથ 'પ્રમાણસમુચ્ચય' છે. કાંચી પાસેના એક બ્રાહ્મણ કુટુંબમાં તેનો જન્મ થયો હતો. ઉત્તર ભારતમાં પણ એ ઘણો ફર્યો હતો. દિગ્‌નાગ પછી ચંદ્રગોમીન નામનો એક વિખ્યાત બૌદ્ધ કવિ, વૈયાકરણી અને ફિલસૂફ થઈ ગયો. 'શિષ્યલેખાધર્મકાવ્ય' નામનો એનો કાવ્યગ્રંથ સુંદર કવિતામાં લખાયો છે અને એક શિષ્યને ગુરુએ લખેલા પત્રના રૂપમાં એ આલેખાયો છે, એ પત્રસાહિત્યની પ્રણાલિકા ધ્યાન ખેંચે એમ છે. એ સાતમી સદીમાં થઈ ગયો. ધર્મકીર્તિ નામના ઉત્તર તામીલ પ્રદેશના બ્રાહ્મણવંશી બૌદ્ધનું નામ પણ એક મહાન દાર્શનિક તરીકે ભારતમાં તેમ જ ભારત બહાર જાણીતું છે. એ પણ સાતમી સદીમાં થઈ ગયા. એ જ અરસામાં થયેલા શાંતિદેવના

ત્રણ સંસ્કૃત ગ્રંથોઃ (૧) શિક્ષાસમુચ્ચય, (૨) સૂત્રસમુચ્ચય અને (૩) બોધિચર્યાવતાર નામના કાવ્યગ્રંથો પણ આપણે યાદ કરી લઈએ.

( ૩ )

**ભારતીય સાહિત્યની વ્યાપક અસર**

આ સ્થળે એક વસ્તુ યાદ કરીએ. બૌદ્ધ સાહિત્ય–સંસ્કૃત તેમ જ પ્રાકૃત–ઈસ્વીસનની સાતમી સદી સુધીમાં તો લગભગ જગતસાહિત્ય બની ગયું હતું. આખા એશિયાખંડમાં બૌદ્ધ સાહિત્યનો અભ્યાસ થતો અને તેમાં સંગ્રહાયલી કથાઓ, દંતકથાઓ અને ટુચકાઓ યુરોપખંડમાં પણ પ્રસરી ચૂક્યા હતા. કેટલાક વિદ્વાનો એમ માને છે કે ખ્રિસ્તી ધર્મ ઉપર અને ખ્રિસ્તના જીવન ઉપર બૌદ્ધ માર્ગની ભારે અસર હતી. ઘણી બૌદ્ધ અને ખ્રિસ્ત કથાઓમાં મળતાપણું છે. મધ્યકાલીન યુરોપની જોસેફટ અને બાર્લાનની રોમાંચક ધર્મકથા બુદ્ધના જીવનનું લગભગ ખ્રિસ્તીકરણ છે એમ કહીએ તો ચાલી શકે. ખ્રિસ્તી વાર્તામાં પણ હિંદના જોસેફટ નામના રાજ્યકર્તાના પ્રલોભનમાંથી થયેલા બચાવનું વર્ણન છે. એ નામે ગૌતમ બુદ્ધ યુરોપમાં પૂજાય છે એમ મેકસમૂલર પણ કહે છે. આમ વૈદિક સાહિત્યની સાથે બૌદ્ધ આર્યસાહિત્ય પણ ભારતીયસંસ્કૃતિની એક મહાન કીર્તિ બની ગયું છે.

**વૈદિક સાહિત્યનાં લક્ષણો**

વૈદિક સાહિત્ય મોટે ભાગે ધર્મસાહિત્ય કહી શકાય. ફિલસૂફી અને અભ્યાસના વિદ્યાગ્રંથો પણ મોટે ભાગે ધર્મનું જ અવલંબન લેતા હતા, જે ધર્મ-વિવેચનમાં આચાર અને વિચારની સ્થિતિ આપણી સમજમાં આવે એવી રીતે ગોઠવાયલી છે. ઈ. સ. પૂર્વે ૬૦૦ સુધી વૈદિક સાહિત્યનો કાળ આપણે મૂકી શકીએ, જો કે ત્યાર પછી પણ વૈદિક સાહિત્ય વિસ્તાર પામ્યું જતું હતું.

**કાવ્ય–ગદ્ય સૂત્રશૈલી**

એ સાહિત્યનાં સહજ લક્ષણો આપણે જોઈ જઈએ. વેદનો મોટો ભાગ કાવ્યનો જ છે. ગાયત્રી, ત્રિષ્ટુપ અને અનુષ્ટુપ જેવા સાદા છંદોમાં તેમની રચના થયેલી છે. બ્રાહ્મણ, આરણ્યક અને ઉપનિષદ્‌માં ગદ્યનો આશ્રય લેવાયો છે અને સૂત્રયુગમાં એટલે કે વેદાંગ તેમ જ ષડ્દર્શન યુગમાં એક એવી વિશિષ્ટ સૂત્રશૈલી સાહિત્યમાં સ્થાન લે છે કે જેની જોડ બીજા કોઈ પણ સાહિત્યમાં મળવી મુશ્કેલ છે. જેમ ઋગ્વેદ તે આર્યયુરોપીય ભાષાનો પ્રથમ કાવ્યગ્રંથ છે તેમ બ્રાહ્મણ-ગ્રંથો આર્યયુરોપીય ભાષાના પ્રથમ ગદ્યગ્રંથો કહી શકાય. ઋગ્-વેદમાં કાવ્યનું ઉડ્ડયન છે, કલ્પના છે. એ પછીના ગ્રંથોમાં ચિંતન અને વિચારભારનું સામર્થ્ય વધારે દેખાઈ આવે છે. પશ્ચિમમાં અભ્યાસીઓને સૂત્રગ્રંથો બહુ આશ્ચર્ય પમાડે છે. સૂત્ર એટલે જ લઘુ-લેખન કહીએ તો ચાલી શકે. એક લેખક તો એમ કહે છે કે વર્તમાન સમયની તારની ભાષા પણ અર્થની સૂક્ષ્મતામાં સૂત્રો આગળ પાણી ભરે છે. બીજગણિતનો જાણે સિદ્ધાંત મૂક્યો હોય તેવી સૂક્ષ્મતા સૂત્રસાહિત્યમાં રહેલી છે અને સાહિત્યશૈલી તરીકે, પશ્ચિમના કોઈ વિચારકને ગમે અગર ન ગમે છતાં, એ અતિ વિશિષ્ટતાવાળી સાહિત્યશૈલી છે એમાં શક નથી. મૅકડોનલ્ડ જેવો મહા અભ્યાસી સૂત્રશૈલીને સાહિત્યનું એક અજાયબીભર્યું પાસું કહે છે. સામાન્યતઃ આ સૂત્રયુગ ઈ. સ. પૂર્વે ૫૦૦થી ૨૦૦ સુધીનો ગણાય છે, જો કે એ સાલગણત્રી સર્વાનુમતે માન્ય તો નથી જ.

**પરદેશપ્રચાર**

એ જ અરસામાં કાલગણના પામતું છતાં ઈ. સ. ની પાંચમી સદી સુધી લંબાવાતું ઇતિહાસ અને પુરાણનું સાહિત્ય આપણને ભાષા તથા વિષયને અંગે એક જુદી જ સાહિત્યશૈલી આપે છે. વૈદિક સંસ્કૃતમાંથી ઇતિહાસપુરાણનું સાહિત્ય આધુનિક સંસ્કૃત ભાષા તરફ

આપણને વધારે પ્રમાણમાં લઈ આવે છે. મહાભારત, રામાયણ અને પુરાણોમાં કાવ્યની જ રચના છે અને ઉત્તમ કાવ્યોની કંડિકાઓ તેમાં સભર ભરેલી છે. છંદો પણ વિવિધતાભર્યા આવતા જાય છે. વેદના દેવોને સ્થાને વિષ્ણુ અને શિવ એમાં મહત્ત્વ ભોગવી રહેલા છે અને જે ઐતિહાસિક કાવ્યગાનો અને પવાડાઓ વેદમાં સ્થાન પામ્યા નથી તે આ સંગ્રહમાં વિસ્તારપૂર્વક સંગ્રહાઈ સંસ્કરણ પામ્યા છે. પ્રાચીન આર્યોની ઘણી ઘણી કથાઓ આ ઇતિહાસ-પુરાણોએ સંગ્રહી રાખી છે. મૂળ કથાનકોમાં ઉમેરો ઘણો થયો છે; પણ એ તો સ્વાભાવિક કહી શકાય. એ મહાભારત અને પુરાણનું જાહેર વાચન કરવા માટે દાન પણ આપવામાં આવતાં હતાં. રામાયણ મહાભારતની પરદેશ મુસાફરી પણ જાણવા જેવી છે. સિયામ-થાઇલેન્ડના કાંબોજ-કેમ્બોડિયા પ્રદેશમાંથી ઈ. સ. ૬૦૦નો એક શિલાલેખ મળી આવ્યો છે. તેમાં દાન આપનારે મહાભારત, રામાયણ અને પુરાણની નકલો મંદિરને ભેટ આપી છે અને સૂર્ય, ચંદ્ર તપે ત્યાં સુધી તેનું વાચન ચાલ્યા કરે એવી દાન-વ્યવસ્થા પણ કરી છે. એ વ્યવસ્થા આજ ચાલતી નથી એ ખરું, છતાં ઈ. સ. ૬૦૦માં આ ગ્રંથોએ પરદેશપ્રયાણ માનપૂર્વક કર્યું હતું એટલું આપણે કહી શકીએ.

**બૌદ્ધ સાહિત્ય અને શૈલી**

બૌદ્ધ સાહિત્ય તો લોકભાષાનો ઉપયોગ કરતું હતું તેમ જ સંસ્કૃત ભાષાનો ઉપયોગ પણ કરતું હતું. એણે પણ વૈદિક સાહિત્યની માફક વિદ્યા, ચિંતન, ઇતિહાસ, દંતકથા વગેરે વિષયોનું નિરૂપણ પોતાના સાહિત્યમાં કર્યું છે. વૈદિકોએ ઉપયોગમાં લીધેલી સઘળી સાહિત્યશૈલી બૌદ્ધોએ પણ ઉપયોગમાં લીધેલી છે-સૂત્રશૈલી સાથે-અને ફિલસૂફી, ધર્મવિચાર, ન્યાય તથા વિજ્ઞાનની માફક શુદ્ધ સાહિત્યનાં મહાકાવ્ય, નાટક, ચંપુ વગેરે સાહિત્યસ્વરૂપો પણ તેમણે આપ્યાં છે.

ઇતિહાસ પુરાણુ સુધીના સાહિત્યમાં ધર્મપ્રચારનો મુખ્ય ઉદ્દેશ હતો એમ આપણે જોઈ શકીએ છીએ.

**શુદ્ધ સાહિત્ય તરફ વલણ**

ઇતિહાસ પુરાણુમાં કથાભાગને અને વર્ણન-વિસ્તારને મહત્ત્વ આપી રસનિષ્પન્ન કરવાનો એક સમર્થ પ્રયોગ થયેલો છે એટલું શુદ્ધ સાહિત્ય તરફ એ ગ્રંથનું વલણ વધારે છે એમ કહી શકાય.

પરંતુ આ પછી સાહિત્ય—જેને આજની વિદ્વત્તા શુદ્ધ સાહિત્ય તરીકે ઓળખે છે તે સાહિત્ય-જૂથ આપણે જોઈ લઈએ. અલબત્ત એમાં ધર્મસ્વીકાર તો થયેલો છે, છતાં શુદ્ધસાહિત્યનાં ઘણાં લક્ષણો તેમાં આવી જાય છે. હાલ કાવ્ય, નાટક, નવલકથા, લઘુકથા તરીકે ઓળખાતાં સાહિત્યનાં સ્વરૂપો ભારતીય-સંસ્કૃતિના હવે વિવરણ પામતા કાળમાં મળી આવે છે, એ સત્ય ભારતીયસંસ્કૃતિની સાહિત્યકીર્તિ પણ બની ગયું છે. ઈ. સ. પૂર્વે ૨૦૦થી આવા કાવ્યસાહિત્યના નમૂના મળી આવે છે.

**ભારતીય શુદ્ધ વાઙ્મય**

પતંજલિને પુષ્યમિત્રનો સમકાલીન ગણવામાં આવે છે એટલે એ ઈ. સ. પૂર્વેની બીજી સદીમાં ગણી લેવાય. એ વિખ્યાત વૈયાકરણના ઉલ્લેખો ઉપરથી સમજાય છે કે મહાભારત એને જાણીતું હતું. વળી કંસવધ તથા બલિબંધન નામનાં નાટયદૃશ્યોનો પણ પતંજલિ ઉલ્લેખ કરે છે. યવહત, યયાતિ, વાસવદત્તા વગેરે કથાઓની પણ એ યાદી આપે છે, અને વારરુચ નામના કાવ્યને પણ તે ઓળખાવે છે. પતંજલિના મહાભાષ્ય ઉપરથી આપણે જરૂર કહી શકીએ કે શુદ્ધ સાહિત્યમાં ગણાય એવા ઘણા પ્રયોગો મૌર્ય યુગ અને તે પહેલાંથી ચાલ્યા આવતા હોવા જોઈએ. સાતવાહન યુગના વૈયાકરણ સર્વવર્મનનું કાલતંત્ર અથવા કલાપક પણ ઇસવીસનની આસપાસનું જ સાહિત્ય ગણાય. ગુણાઢયની નાશ પામેલી કહેવાતી બૃહત્કથા પણ

ઈસ્વીસન પહેલાંની કૃતિ હોઈ શકે—જો કે સાતવાહન રાજવી હાલની ગાથા સપ્તશતી પાછલા યુગની ગણાય.

**કાલિદાસ**

ભારતીયસંસ્કૃતિના સાહિત્યશિખર સરખા કાલિદાસનું નામ તો હવે જગતવિખ્યાત થઈ ગયું છે. વિશ્વભરના અજોડ નાટ્યકારોમાં કાલિદાસનું સ્થાન શેક્સ્પિયર જોડે આવે છે. એનાં ભવ્ય બે મહાકાવ્યો ( ૧ ) રઘુવંશ અને ( ૨ ) કુમારસંભવ; એનાં ત્રણ અદ્દ્ભુત નાટકો ( ૧ ) શાકુન્તલ, ( ૨ ) વિક્રમોર્વશીય અને ( ૩ ) માલવિકાગ્નિમિત્ર; એનાં ઊર્મિકાવ્યો મેઘદૂત અને ઋતુસંહાર. આટલા સાહિત્યે કાલિદાસને અમર કર્યો છે. માનવતા જ્યાં સુધી સાહિત્યને ઓળખશે ત્યાં સુધી કાલિદાસનું નામ ચિરંજીવ રહેશે. વધારેમાં વધારે વંચાતો કોઈ પણ ભારતીય સાહિત્યકાર હોય–સ્વભાષામાં કે પરભાષામાં–તો તે કાલિદાસ. જર્મન મહાકવિ ગેટે શાકુન્તલ વાંચતાં એવો ઊર્મિવશ થઈ ગયો કે તેણે પુસ્તકને માથે મૂક્યું અને જાતે નાચવા માંડ્યું. કાલિદાસના જીવનની માહિતી બહુ મળતી નથી. ઉજ્જનના વિક્રમાદિત્યના દરબારમાં સંગ્રહાયલા નવરત્નમાંનું તે એક કવિરત્ન. પરંતુ ભારતના ઇતિહાસમાંથી ઇતિહાસકારોને સાચો વિક્રમાદિત્ય હજી જડતો નથી. એટલે ગુપ્ત સમ્રાટ ચંદ્રગુપ્તના દરબારમાં એ પાંચમી સદીમાં હતો એવી માન્યતા જોર પકડતી જાય છે. ચંદ્રગુપ્તે પણ વિક્રમાદિત્ય નામ ધારણ કર્યું હતું. અને તેણે સાહિત્યસંગીતને આપેલું પોષણ પણ જાણીતી હકીકત છે. એના દરબારમાં કાલિદાસ હોય એ સંભાવિત છે.

ચંદ્રગુપ્તનો પિતા સમુદ્રગુપ્ત પોતે 'કવિરાજ'નું બિરુદ ધારણ કરી પોતાના સંસ્કારમાં ગર્વ લેતો હતો. કવિતા અને લક્ષ્મી વચ્ચેનું વૈમનસ્ય એણે દૂર કર્યું એ કથનમાં એણે સાહિત્યને આપેલા ઉત્તેજનનો ખ્યાલ આવી શકે છે. અલ્હાબાદના દિલ્હી ઊપડી ગયેલા લોહસ્તંભ

ઉપરની સુંદર અને વિખ્યાત પ્રશસ્તિનો કવિલેખક હરિષેણ સમુદ્રગુપ્તનો રાજકવિ. વીરસેન નામનો તેનો એક મંત્રી કવિ હતો—કદાચ કાલિદાસની સાથે.

**નામાંકિત સાહિત્ય-સર્જકો**

સાહિત્યકારોનાં પણ અનેક નામો ગણાવી શકાય એમ છે. અહીં આપણી સંસ્કૃતિને ઉજ્જવલ કરનાર મુખ્ય મુખ્ય નામો ગણાવી જવાં બસ થશે. કિરાતાર્જુનીયનો અર્થગૌરવાન્વિત કવિ ભારવિ; સાતમી સદીમાં થઈ ગયેલા ભટ્ટિનું કાવ્ય; નવમી સદીમાં થઈ ગયેલા માઘનો શિશુપાલ વધ, અને બારમી સદીમાં થયેલા શ્રી હર્ષનું નૈષધચરિત એ જાણીતા કાવ્યનમૂના છે.

ભટ્ટિકાવ્ય ભર્તૃહરિનું છે કે કેમ એ વિશે વિદ્વાનોમાં ચર્ચાઓ થઈ ચૂકી છે. કોઈ તેને ભારવિનું કહે છે અને તેને હવે ભટ્ટિ કવિનું જ કાવ્ય કહે છે. આ પરિસ્થિતિ દર્શાવી આપે છે કે આપણા પ્રાચીન ઇતિહાસમાં ફરવું એ પારાના ઢગલા ઉપર ચાલવા સરખું અનિશ્ચિત બની રહે છે—ઘણી વાર. ભટ્ટિ ને ભર્તૃહારનું ઉપનામ મળ્યાનું પણ કહેવાય છે. એ ભટ્ટિ આપણો ગુર્જર કવિ—જેને વલ્લભી રાજવી ધારસેને ઉત્તેજન આપ્યું હતું. રવિકીર્તિ નામનો કવિ પુલકેશીન્ બીજાના દરબારમાં હતો. વળી કવિરાજનું રાઘવપાંડવીય કાવ્ય રામાયણ અને મહાભારતની ઘટના એક જ શ્લોકમાં વપરાયલા દ્વિઅર્થનો એક ચમત્કારનમૂનો છે. સંસ્કૃત–પ્રાકૃત સાહિત્યનો ભારતીયભંડાર તૂટચોલૂંટચો પણ અણખૂટ છે.

ઊર્મિકાવ્યના લેખકોમાં દશમી સદીમાં થઈ ગયેલા અમરુ અને ભર્તૃહરિ, ૧૧મી સદીમાં થઈ ગયેલો બિલ્હણ અને બારમી સદીમાં થઈ ગયેલા સુપ્રસિદ્ધ અષ્ટપદીના લેખક જયદેવનાં નામ મોખરે મૂકી શકાય.

નાટકોમાં અશ્વઘોષ, ભાસ અને કાલિદાસની પરંપરા સાચવતા સુંદર નાટ્યકારોમાં ૬ઠ્ઠી સદીમાં થયેલા સુપ્રસિદ્ધ મૃચ્છકટિકના લેખક શૂદ્રક તથા નાગાનન્દ, પ્રિયદર્શિકા તથા રત્નાવલીએ ત્રણે નાટકોના નાટ્યકાર સમ્રાટ હર્ષવર્ધનને આપણે જરૂર સ્થાન આપવું જોઈએ. કાલિદાસની સાથે ભારતીય વિદ્વાનોમાં તરત યાદ આવતો ભવભૂતિ પણ એક ભવ્ય નાટ્યકાર આપણી સંસ્કૃતિને ઉજ્જવલ કરી ગયો છે. કનોજના યશોવર્મનના દરબારમાં ઉત્તેજન પામેલો એ રાજકવિ ઉત્તર રામચરિત અને માલતીમાધવનાં નાટકોથી, જગતમાં તો નહિ, પરંતુ ભારતમાં લગભગ કાલિદાસ જેટલી કીર્તિ પામ્યો છે. વાકપતિરાજ પણ યશોવર્મનના દરબારનો જ કવિ. કવિ દામોદરનું 'હનુમન્નાટક', ભટ્ટ નારાયણનું 'વેણીસંહાર', કૃષ્ણમિશ્રનું 'પ્રબોધચંદ્રોદય' એ સર્વ નાટ્યશાસ્ત્રના ઉત્તમ નમૂના છે. વળી ઈ. સ. ૮૦૦ના અરસામાં થઈ ગયેલા વિશાખદત્તનું મુદ્રારાક્ષસ રાજકીય નાટક તરીકે આપણું ધ્યાન ખેંચે છે. એના પછી લગભગ સો વર્ષે કર્પૂરમંજરી, બાલભારત અને બાલરામાયણનો નાટ્યકાર રાજશેખર થઈ ગયો, જે મહેન્દ્રપાલ તથા મણિપાલ સરખા પ્રતિહાર સમ્રાટોના દરબારમાં માનભર્યું સ્થાન ભોગવતો હતો. ગદ્ય નવલકથાઓમાં સાતમી સદીમાં થઈ ગયેલા દંડીનું દશકુમારચરિત, એ જ સદીમાં થઈ ગયેલા સુબંધુનું વાસવદત્તા અને સમ્રાટ હર્ષવર્ધનના રાજકવિ બાણભટની કાંદબરી તથા હર્ષચરિત આપણે મૂકી શકીએ. કાંદબરીની અનોખી શૈલી તેને સંસ્કૃતસાહિત્યમાં વિશિષ્ટ સ્થાન અપાવે છે.

**સ્ત્રીઓ અને સાહિત્ય**

સાહિત્યમાં પણ સ્ત્રીઓનું ઉચ્ચ સ્થાન હતું. જીવન અને સાહિત્ય વચ્ચે ગાઢ સંબંધ રહેલો છે, અને જીવનની ઉચ્ચ કક્ષા સ્ત્રીઓની ઉચ્ચ કક્ષા ઉપર આધાર રાખે છે. વૈદિક કાળની બ્રહ્મવાદિનીઓ, બૌદ્ધ થેરી–બહેનો અને ત્યાર પછીની વિદુષીઓનો એક આખો

ઇતિહાસગ્રંથ સરોજીની નાયડુ સુધીનો લખી શકાય એમ છે જેમાં ભારતીયસંસ્કૃતિએ સ્ત્રીને આપેલા મહત્ત્વની વિગતો કહી શકાય. સાહિત્યમાં પણ સ્ત્રીઓનાં સ્મરણીય નામો ગણાવી શકાય એમ છે. શીલ ભટ્ટારિકા નામની એક કવયિત્રીનું નામ સાહિત્યકારોમાં જાણીતું છે. કૌમુદી મહોત્સવ નાટકની રચના પણ એક સ્ત્રી સાહિત્યકારે કરી કહેવાય છે. સંસ્કૃત સાહિત્યમાં સ્થાન મેળવી ચૂકેલી સન્નારીઓમાં અવંતીસુંદરી, ઇન્દુલેખા, મારૂલા, મોરિકા, વિજ્જીકા, શીલા, સુભદ્રા, પદ્મશ્રી, મદાલસા અને લક્ષ્મીનાં નામ સંસ્કૃતિના ઇતિહાસમાં ભૂલી શકાય એમ નથી. શંકરાચાર્ય સાથે શાસ્ત્રાર્થ કરનાર મંડનમિશ્રની પત્ની સરસ્વતીનું નામ અને ભાસ્કરાચાર્યની પુત્રી લીલાવતીનું નામ તો મધ્યકાલીન ઇતિહાસમાં જ્વલંત છે. કર્પૂરમંજરીના લેખક બ્રાહ્મણ રાજશેખરની ક્ષત્રિય પત્ની ચૌહાણવંશી અવંતીસુંદરી એ યુગની મહાન વિદુષી ગણાતી. રાજશેખર પોતાના અન્ય વિદ્વાનો સાથેના મતભેદની જ્યારે ચર્ચા કરે છે ત્યારે એનાથી વિરુદ્ધ મત ધરાવતી એની પત્ની અવંતી-સુંદરીનો પણ ઉલ્લેખ કરે છે. પ્રાકૃત કવિતામાં આવતા શબ્દોનો કોશ બનાવી એ શબ્દોના ઉપયોગ દર્શાવતી સ્વરચિત કવિતાઓ પણ અવંતીસુંદરીએ બનાવી છે—જેનું અવતરણ હેમચંદ્રે દેશી નામમાળામાં પણ કર્યું છે ! આ સ્ત્રીપ્રતિષ્ઠાની પ્રણાલિકા આજ સુધી ચાલી આવી છે એ ભારતીયસંસ્કૃતિની શોભા ગણાય.

**કથાસાહિત્ય**

દંતકથાઓ, પશુકથાઓ અને પરીકથાઓ આ યુગના સાહિત્યની વિશિષ્ટતા બની રહે છે, જેમાં મુખ્ય પંચતંત્ર અને હિતોપદેશનાં નામ મૂકી શકાય. પંચતંત્ર તો પહેલવી, અરેબીક, સીરીયન અને ગ્રીક મારફતે આખા યુરોપ અને એશિયામાં વ્યાપક બની ગયું હતું. ઈ. સ. ૫૭૦માં પહેલવી ભાષામાં પંચતંત્રનું ભાષાંતર રચાયું મનાય છે. પુસ્તકોના દિગ્વિજય ગણી શકાતા હોય તો પંચતંત્ર આવો દિગ્વિજય

મેળવી ચૂકેલો ગ્રંથ છે. લોકકથાનાં વતુંલો ગૂંથી લેતી વાર્તાઓ પણ આપણે ત્યાં અતિ પ્રાચીન કાળથી જાણીતી છે. ગુણાઢ્યે પહેલી અગર બીજી સદીમાં બૃહત્કથા લખી હતી જે તેણે જ બાળી નાખી હતી એમ કહેવાય છે. એમાંના રહેલા ભાગ ઉપરથી ઈ. સ. ૧૧મી સદીમાં ક્ષેમેન્દ્રે 'બૃહત્કથામંજરી' લખી અને સોમદેવે 'કથાસરિત્-સાગર'નો મહાગ્રંથ લખ્યો. મહાભારતનો ચોથો ભાગ થાય એવડો એ ગ્રંથ છે. આવા જ પ્રકારની વૈતાળ પંચવિંશતિ, સિંહાસન દ્વાત્રિંશિકા અને શુકસપ્તતિ પણ રચાયાં છે, જેમાંથી ઘણી પ્રાન્ત ભાષાઓમાં રચના થઈ છે. એ કથાઓને આધારે ગુજરાતીમાં રચાયલી શામળભટની વૈતાળપચ્ચીસી, સિંહાસન બત્રીશી અને સુડાબહોતેરી જેવી રચનાઓ સુપ્રસિદ્ધ છે.

**ઐતિહાસિક સાહિત્ય**

જેને ઇતિહાસ કહી શકાય તેવું ઐતિહાસિક સાહિત્ય આપણે ત્યાં ઓછું છે. હર્ષચરિત અને પ્રાકૃત ગૌડવાહો સરખાં બીજાં કેટલાંક પુસ્તકો આ વર્ગમાં મૂકી શકાય. કાશ્મીરી કવિ બિલ્હણે ચાલુક્ય રાજવી વિક્રમાદિત્ય છઠ્ઠાનું પ્રશસ્તિકાવ્ય વિક્રમાંકદેવચરિતને નામે લખ્યું છે. માળવાના રાજા સિંધુરાજનું ચરિત નવસાહસાંકચરિતને નામે પદ્મગુપ્ત નામના કવિએ ઈ. સ. ૧૦૦૦ની સાલમાં લખ્યું હતું. માળવાના ભોજ પરમારનું જીવનચરિત્ર બલ્લાલે ભોજપ્રબંધને નામે લખ્યું છે. ચંદ બરદાઈનો પ્રાચીન હિંદીમાં લખાયલો પૃથ્વીરાજ રાસો અને એવું જ જયાનકરચિત 'પૃથ્વીરાજ વિજય' નામનું ચરિત્ર એ બન્ને ઠીક ઠીક જાણીતાં છે. સંધ્યાકર નાન્દીએ બંગાળના પાલવંશી રામપાલનું 'રામચરિત' નામનું જીવનચરિત્ર ૧૨મી સદીમાં લખ્યું છે. એ સર્વમાં ઇતિહાસનાં વધારે તત્ત્વો રહેલાં હોય એવો ગ્રંથ તો રાજતરંગિણી છે જેમાં કલ્હણે કાશ્મીરનો ઇતિહાસ આપ્યો છે. એ ગ્રંથ ૧૨મી સદીમાં રચાયો. આ

ઉપરાંત કેટલીક પ્રશસ્તિઓને પણ આપણે આ વર્ગમાં મૂકી શકીએ. વળી ધારનો ભોજ પરમાર, કલ્યાણનો સોમેશ્વર ત્રીજો અને કાશ્મીરનો ક્ષેમેન્દ્ર પણ અનેક વિષયોમાં રસ લેતા સાહિત્યકારો ગણાય. ક્ષેમેન્દ્રનાં કાવ્યોમાં રામાયણમંજરી, ભારતમંજરી, દશાવતારચરિત, સમયમાતૃકા ગણાવી જઈએ કુમારદાસનું જાનકીહરણ, હરદત્તનું રાઘવ નૈષધીય, મંખનું શ્રીકંઠચરિત, સોમદેવની કીર્તિકૌમુદી વગેરે ઇતિહાસતત્ત્વોવાળાં કાવ્યો આપણા સાહિત્યને શણગારે છે.

અમિતગતિનું 'સુભાષિતરત્નસંદોહ' તથા વલ્લભદેવની 'સુભાષિતાવલી' ભર્તૃહરિનાં શતકો સાથે વિશિષ્ટ કાવ્યપ્રકારના નમૂના તરીકે ગણાવી લઈએ. સોઢ્ઢલની 'ઉદયસુંદરી' કથા અને ધનપાલની 'તિલકમંજરી' બાણની 'કાદંબરી' ભેગી ગદ્યકાવ્યના ઉત્કૃષ્ટ નમૂના તરીકે જોઈ લઈએ.

**રાજનીતિના ગ્રંથો**

રાજનીતિના ગ્રંથોમાં કૌટિલ્યનું અર્થશાસ્ત્ર લગભગ વિશ્વવિખ્યાત બની ગયું છે. ચંદ્રગુપ્ત મૌર્યના મંત્રી ચાણક્યે એ ગ્રંથ લખ્યો છે એવી સામાન્ય માન્યતા છે. એ ગ્રંથ યુરોપમાં પ્રસિદ્ધિ પામ્યો ત્યારે ત્યાંના વિદ્વાનો આશ્ચર્યમગ્ન થયા હતા. અર્થશાસ્ત્રમાં આજની અર્થનીતિ અને રાજનીતિનાં શાસ્ત્રો સમાવી લેવામાં આવ્યાં છે. આમ તો અર્થશાસ્ત્રના ઘણા ગ્રંથો હોવા જોઈએ પરંતુ ચાણક્યના અર્થશાસ્ત્ર ઉપરાંત કામાન્દકીય નીતિ અને શુક્રનીતિ એ બે ગ્રંથો મળી ત્રણ રાજનીતિના સમર્થ ગ્રંથો આપણી પાસે છે. જૈનોના 'નન્દીસૂત્ર'ને પણ આપણે ચોથો ગ્રંથ કહી શકીએ—જેની રચના ઈ. સ.ના પાંચમા સૈકાની લેખાય છે. એ સિવાય સ્મૃતિગ્રંથો અને પુરાણ—ઇતિહાસમાં રાજનીતિ—અર્થશાસ્ત્રની વિસ્તૃત ચર્ચા આપણને મળી આવે છે. મહાભારતનું શાન્તિપર્વ એક રાજનીતિનો જ ગ્રંથ છે.

આર્યભટ્ટ, વરાહમિહિર, બ્રહ્મગુપ્ત, લાટાચાર્ય, લલ્લ અને ભાસ્કરાચાર્યના ગ્રંથોમાં ગણિત અને ખગોળ-

**વિજ્ઞાનસાહિત્ય**

વિદ્યાની આર્યસંસ્કૃતિએ કરેલી પ્રગતિ દેખાઈ આવે છે. ગેલીલિયો પહેલાં ૫૦૦ વર્ષ ઉપર થઈ ગયેલા ભાસ્કરાચાર્યને પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે એ તથા પૃથ્વીના ગુરુત્વાકર્ષણનો સિદ્ધાંત જડ્યો હતો. વ્યાકરણ તથા કોશના પણ વિવિધ ગ્રંથોમાં પાણિની, પતંજલિ, હેમચંદ્ર તથા અમરસિંહ અને શાશ્વતના ગ્રંથોને ગણાવી આપણે સંતોષ સેવવો પડશે. દર્શન-ગ્રંથોનો તો સ્પર્શ કરવો પણ અશક્ય છે. બીજગણિત અને અંક-ગણિતમાં તો આખી માનવજાત ભારતીયસંસ્કૃતિને આભારી છે. રેખાગણિત પણ શુલ્વસૂત્રોમાં મળી આવે છે. શૂન્ય અને દશાંશની શોધ પણ મૂળ ભારતીય.

ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટ, માધવ, શાર્ઙ્ગધર અને ચક્રપાણિદત્ત નામના સુવિખ્યાત વૈદકશાસ્ત્રીઓએ આર્ય વૈદકને બહુ કીર્તિવંત બનાવ્યું હતું. તુર્કસ્તાનના રણમાંથી મળેલાં કેટલાંક પુસ્તકોમાં આર્યોએ લખેલા વૈદકગ્રંથો પણ મળી આવ્યા છે. ગણિત, જ્યોતિષ અને વૈદકમાં આર્ય-સંસ્કૃતિનો વિશ્વસંસ્કૃતિમાં ઘણો મોટો ફાળો છે.

જાતીયવિજ્ઞાનના પણ અનેક ગ્રંથો આપણે ત્યાં રચાયા છે જેમાં વાત્સાયનનું કામસૂત્ર પશ્ચિમના કામ-

**કલાસાહિત્ય**

વિજ્ઞાનને પણ બે વધારે પાઠ પઢાવે એવું છે. કવિ દામોદરવિરચિત 'કુટ્ટનીમતમ્' પણ કામભાવના વ્યવહારુ ઉપયોગનું દર્શન કરાવતો શાસ્ત્રીય ગ્રંથ કહી શકાય. ભરતનાટ્યમ્ તથા સંગીતરત્નાકર સરખા સંગીતશાસ્ત્રના ગ્રંથો તેમ જ મયમત સરખા શિલ્પ સ્થાપત્યના ગ્રંથો પણ આપણે ત્યાં સારા પ્રમાણમાં મળી આવે છે. અરે, એટલું જ નહિ પણ

ચોરી કેમ કરવી એ વિશે પણ 'ચૌરપંચાશિકા' જેવા શાસ્ત્રીય ગ્રંથો આ સંસ્કૃતિમાં ઉદ્ભવ પામ્યા છે. આ બધાંને અહીં ગણાવતાં પાર આવે તેમ નથી. એટલું જ કહેવું ઉચિત છે કે ધર્મસાહિત્ય ઉપરાંત અન્ય કલા અને સાહિત્યના ગ્રંથો એટલા શાસ્ત્રીય અને વિપુલ પ્રમાણમાં મળી આવ્યા છે કે જે આર્યસંસ્કૃતિ માટે આપણને જ નહિ પણ પરદેશોમાં પણ માન ઉપજાવે. કૃષિ, અશ્વવિદ્યા અને હસ્તિવિદ્યાના સંસ્કૃત ગ્રંથો આપણે ત્યાં છે એ ઉપરથી આર્ય સંસ્કૃતિ ચિંતન, ઊર્મિ, કલા અને ચાતુર્ય જેવા પ્રદેશોમાં કેવી સરળતાથી ફરી શકતી હતી તેનો આપણને સારો ખ્યાલ આવે તેમ છે.

**જૈનો અને ભારતીય-સાહિત્ય**

આર્યસંસ્કૃતિની જૈન શાખાએ પણ ધાર્મિક અને તે સિવાયનું એટલું વિપુલ સાહિત્ય આપ્યું છે કે જેનો માત્ર ઉલ્લેખ જ અત્રે થઈ શકે. આર્ષ અગર અર્ધમાગધીમાં રચાયલાં બાર અંગ, બાર ઉપાંગ, દસ પ્રકીર્ણ, છ છેદસૂત્ર, ચાર મૂળ-સૂત્ર જેવા ગ્રંથો ધર્મશાસ્ત્રોમાં મુખ્ય સ્થાન ભોગવે છે. વળી નન્દીસૂત્ર અને અનુયોગદ્વાર સરખા ગ્રંથોમાં ધાર્મિક વિષયો ઉપરાંત કાવ્ય, અર્થશાસ્ત્ર અને કામશાસ્ત્ર પણ વિવરણ પામ્યાં છે. ધર્મશાસ્ત્રો ઉપર ભાષ્ય, ચૂર્ણી, ટીકા, દીપિકા, વાર્તિક અને વૃત્તિઓ બહુ મોટા પ્રમાણમાં પ્રાકૃત તેમ જ સંસ્કૃતમાં લખાયાં છે. નવમી સદીમાં થઈ ગયેલા હરિભદ્રસૂરિ અને અગિયારમી સદીમાં થઈ ગયેલા શાંતિસૂરિ, દેવેન્દ્રગણિ અને અભયદેવ જૈન ભાષ્યકારોમાં બહુ જાણીતા છે. આ ભાષ્યો અને ટીકાઓમાં મૂળ ટીકાઓ ઉપરાંત ઘણી ઘણી દંતકથાઓ અને વાર્તાઓ સમાયલી છે.

વ્યક્તિગત કથાઓમાં (૧) કાલકાચાર્યકથાનક, (૨) ઉત્તમચરિત્ર-કથાનક, (૩) ચંપકશ્રેષ્ઠિકથાનક, (૪) બાલગોપાલકથાનક બહુ જાણીતાં

છે. જૈનો સુંદર કથાવિશારદો હતા એમાં શક નહિ. સમ્યત્વકૌમુદી, કથાકોષ, અંતરકથાસંગ્રહ, કથામહોદધિ અને કથારત્નાકર જેવા વાર્તાગ્રંથો પણ જૈનોએ આપ્યા છે. તેમાં પણ સુવિખ્યાત હેમચંદ્રસૂરિએ રચેલું ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત ઘણું જ જાણીતું છે. જૈન વિભાગીય સંસ્કૃતિનો સાહિત્યમેરુ તે હેમચંદ્ર. હેમચંદ્રમાં સમસ્ત ગૂજરાત પણ ગૌરવ લઈ શકે એમ છે. સિદ્ધરાજ અને કુમારપાળ એ બન્ને ૧૧મી સદીના સોલંકી રાજવીઓના યુગમાં હેમચંદ્રનું બહુમાન થયા કરતું. હેમચંદ્રનું ઉપર વર્ણવેલું પુસ્તક મહાકાવ્ય ગણાય છે. ઉપરાંત હેમચંદ્રે અનેકાનેક ગ્રંથો રચેલા છે, જેમાં સિદ્ધહેમ નામનો વ્યાકરણગ્રંથ આજ પણ પ્રાકૃત અભ્યાસને માટે બહુ માર્ગદર્શક બની રહ્યો છે. એ ગ્રંથને હાથી ઉપર મૂકી આખા પાટણ નગરમાં ફેરવી તેનું બહુમાન કરવામાં આવ્યું હતું એ આર્યસંસ્કૃતિની વિદ્વત્તા માટેની મમતા તથા મતાંતર ઉદારતા બતાવી આપે છે. ધર્મસાગરગણિ, મેરુતુંગ, પ્રભાચંદ્ર અને રાજશેખર જેવા જૈન ગ્રંથકારો સંસ્કૃતિના સાહિત્યવિભાગમાં આપણાથી ભૂલી શકાય એમ નથી. બાણની કાદંબરી સરખી સોમદેવની યશસ્તિલકકથા અને ધનપાલની તિલકમંજરી એ બે આપણે જરૂર ગણાવી જઈએ. કાલિદાસના મેઘદૂતના પ્રત્યેક શ્લોકમાંથી એક એક ચરણ લઈ વિક્રમ નામના જૈન કવિએ નેમીદૂત નામનું કાવ્ય રચ્યું છે. આ ઉપરાંત ઉમાસ્વાતિ, અમિતગતિ, ચામુંડમહારાજ અને શાંતિસુધા નામના લેખકો થઈ ગયા છે. આમ બૌદ્ધ, જૈન અને વૈદિક વિભાગોમાં વહેંચાયલી ભારતીયસંસ્કૃતિએ આપણને ધર્મ અને ધર્મેતર વિપુલ સાહિત્ય આપ્યું છે જેને જોઈ ગયા સિવાય ભારતીયસંસ્કૃતિનો સાચો ખ્યાલ આવવો મુશ્કેલ છે. સાહિત્યઅંગમાં ધર્મગ્રંથો એટલા માટે ગણાવ્યા છે કે એ સમયમાં ધર્મસાહિત્ય અને લલિતવાઙ્મયનો જુદો વિભાગ પાડી શકાય એવી પરિસ્થિતિ ઊભી થઈ ન હતી. સાહિત્યપ્રકારો અને સાહિત્યશૈલીઓ ધર્મગ્રંથોનો જ આશ્રય

લેતાં હતાં. સાહિત્ય કેટલું પ્રચલિત હતું એનો ખ્યાલ સાહિત્યની રમતોમાંથી આવી શકે છે. ઉખાણા, સંવાદો, પાદપૂર્તિ, સમસ્યાઓ, પ્રહેલિકા, સુભાષિતો સામાન્ય જનતાનો આનંદપ્રકાર બની ગયાં હતાં.

## (૪)

**અપભ્રંશ અને પ્રાન્તીય ભાષાઓ**

મુસ્લિમ યુગથી સાહિત્ય પણ વિવિધ અનુકૂળ સ્વરૂપ ધારણ કરવા લાગ્યું. ઇ. સ. પૂર્વની પ્રાકૃત ભાષાઓ પણ હવે વિવિધ અપભ્રંશમાં પલટાતી જતી હતી. સત્તાકેન્દ્રો જેમ જેમ વધતાં ગયાં અગર ફેરવાતાં ગયાં તેમ તેમ ભાષાઓએ પ્રાકૃતમાંથી અપભ્રંશનો આકાર ધારણ કરવા માંડ્યો. પાલી અને માગધી એ બે મુખ્ય પ્રાકૃત ભાષાઓમાંથી પ્રાંતભેદે કરીને શૌરસેની, મહારાષ્ટ્રી, પૈશાચી જેવી અપભ્રંશ ભાષાઓ જન્મી જેમાંથી અંતે આજની હિંદી, બંગાળી, ઊડિયા, મરાઠી, ગુજરાતી, રાજસ્થાની અને પંજાબી જેવી પ્રાંતિક ભાષાઓએ સ્પષ્ટ આકારો લેવા માંડ્યા, જે મધ્યકાલમાં—એટલે પંદરમી, સોળમી સદીમાં—પરસ્પરથી વિખુટા ઓળખાઈ આવે એવી ઢબના બની ગયા. એ અપભ્રંશ ભાષાઓની ખીલવણીમાં જનમાર્ગી અને હિંદુમાર્ગી જનતાનો સાહિત્યરસ કારણરૂપ ગણાય. અપભ્રંશ ભાષાઓનું પણ સાહિત્ય બહુ વિપુલ છે જેની પૂરી શોધ પણ હજી સુધી થઈ શકી નથી. હેમચંદ્રના વ્યાકરણમાં સમાયલા નમૂનાઓથી આગળ વધી, વર્તમાન ગુજરાતીની ઘટના સુધીનો સુરેખ ભાષાતિહાસ લખવો હજી બાકી છે. આ હજાર વર્ષના ભાષા અને સાહિત્યપલટામાં રાજસ્થાનોએ સારો ભાગ ભજવ્યો છે, વિદ્વાને પોષણ આપવાની તેમની વૃત્તિ અને યોજના પ્રાન્તીય ભાષાવિકાસમાં દેખાઈ આવે છે અને લોકગીત તથા લોકસાહિત્ય માટેની પ્રજાકીય અભિરુચિએ પણ સક્રિય ફાળો આપ્યો છે. કથાઓની, પ્રસંગોની, નાયકનાયિકાઓની, કહેવતોની અને

સુભાષિતોની પ્રાન્ત પ્રાન્ત વચ્ચેની આપલેમાંથી સંસ્કારવિનિમયનો અગર સંસ્કૃતિવિકાસનો અવનવો ખ્યાલ અભ્યાસીઓને આવી શકે એમ છે.

દ્રવિડી ભાષાઓમાં પણ સંસ્કૃતની મહા અસરો ઝીલતાં ઝીલતાં તામીલ, તેલુગુ, મલયાલમ્ અને કન્નડ ભાષાઓનાં વર્તમાન સ્વરૂપો બંધાતાં ચાલ્યાં. દ્રવિડ ભાષાનો ઉપયોગ કરતી રાજસત્તાઓએ ગુજરાત, મધ્યદેશ અને ઉત્તર પ્રદેશ સુધી ઇતિહાસમાં વારંવાર ભારે અસરો ઊપજાવી છે. આંધ્ર, રાષ્ટ્રકૂટ, ચૌલુકય વગેરે મહારાજ્યોના રાજકીય સંપર્ક છેક કનોજ સુધી ઉત્તર પ્રદેશમાં પહોચ્યા હતા એટલે દ્રવિડ ઝૂમખાંમાં સ્થાન પામેલી ભાષાઓનો અભ્યાસ એ યુગના ઉત્તર–દક્ષિણ સમન્વયને સમજવા માટે બહુ જરૂરી છે. દ્રવિડ ભાષાની અસર ગુજરાતના મોઈદંડાની રમતમાં આજ પણ જણાઈ આવે છે એ હકીકત વધારે અભ્યાસની જ જરૂર સૂચવે છે. સ્વાતંત્ર્ય યુગમાં એ દ્રવિડ ભાષાઓનો અભ્યાસ જેટલો ઝડપથી થાય એટલું વધારે સારું.

**સ્થાનિક બોલીઓ**

રાજસત્તાના ફેરફારે જેમ અપભ્રંશમાં સ્પષ્ટતા આણી તેમ અનેક સ્થાનિક બોલીઓને ભેગી કરી એમાંથી વર્તમાન દેશી ભાષાઓ વિકસાવવાનો પણ પ્રયત્ન કર્યો એમ પણ કહી શકાય. ઘણી સ્થાનિક બોલીઓ સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશમાંથી ઊતરી આવતી આપણી પ્રાંતિક ભાષાઓમાં સમાઈ ગઈ છે. આપણા દેશ્ય શબ્દોમાં એનું ઉદાહરણ સચવાઈ રહ્યું છે. કેન્દ્રીકરણ અને વિકેન્દ્રીકરણ એ બંને ક્રિયાઓ રાજસત્તાની માફક ભાષાકીય સંસ્કૃતિમાં પણ પોતાનાં ભરતી ઓટ ઉપજાવ્યે જાય છે એમાં શંકા નહિ. મુસ્લિમ સંસ્કૃતિને લીધે, મુસ્લિમ સત્તાને લીધે વિવિધ ભાષારચનાને જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરવાં પડયાં હોય એ પણ સંભવિત છે. પરંતુ ભાષાઓ ઉપર મુસ્લિમ-સત્તાની વિઘાતક અસરો થઈ હોય એમ માની શકાતું નથી. નવાઈ જેવું

લાગશે છતાં એ એક સત્ય છે કે ઇલાયદા રહેલા હીંદી ઇસ્લામે પ્રાંતિક ભાષાઓ અને પ્રાન્તીયસાહિત્યને ખીલવવામાં ખાસ વિઘ્ન નાખ્યું નથી.

**ઉર્દૂ–સમન્વયી ભાષા**

ઉપરાંત મુસ્લિમોના સંપર્કે હિંદુસ્તાનને એક નવી, અત્યંત સુંદર અને સારા પ્રમાણમાં વિકસિત ભાષા આપી છે એ અત્રે નોંધવું જોઈએ. એ ભાષાનું નામ ઉર્દૂ. મૂળ તો હિંદુ–મુસ્લિમ લશ્કરીઓ અંદર અંદર સમજી શકે અને હિંદુપ્રજા મુસ્લિમ સૈનિકોને વ્યાપાર-રોજગાર અંગે સમજી શકે એવી આવશ્યક ક્રિયાઓમાંથી ઉર્દૂ ભાષા સૈન્યભાષા તરીકે ઊપજી છે. એ ભાષાનો આખો જીવ અને કાઠું હિંદી ભાષાનું જ છે. માત્ર એમાં ફારસી શબ્દો અને ફારસી વાક્યરૂઢિઓ સારા પ્રમાણમાં પ્રવેશ પામી ચૂકર્યા છે અને એનો વિકાસ થતાં થતાં એની શૃંગારસજાવટમાં ઇસ્લામી ધર્મભાવના, સંકેતો અને રૂઢિઓ એટલાં પ્રવેશ પામી ચૂક્યાં છે કે એને સમજવા માટે ઇસ્લામરૂઢિઓના સહજ અભ્યાસની જરૂર પડે જ. વળી ઉર્દૂ ભાષાએ નજીવા ફેરફારો સાથે ફારસી લિપિને અપનાવી લીધી છે એ પણ અત્રે નોંધવું જોઇએ. અમુક અંશે ફારસી લિપિમાં લખાયલી હિંદીને આપણે ઉર્દૂ કહેવા પ્રેરાઈએ–જો કે બંનેના કેટલાક વળોટો જુદા ખરા.

**ફારસીનો પરિચય**

રાજસત્તાનું અખિલ હિંદ કેન્દ્ર ઘણે ભાગે દિલ્હી હોવાથી અને દિલ્હીની ઇસ્લામી સત્તા ફારસી ભાષાસંસ્કારોને માન્ય કરતી આવેલી હોવાથી હિંદમાં ફારસી ભાષાનો પણ બહુ બહોળો ફેલાવો થયો—ફેલાવો જ માત્ર નહિ પણ એની ખીલવણી પણ. હિંદની ફારસી કવિતા અને હિંદનું ફારસી સાહિત્ય, સમગ્ર ફારસી સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન પામે એવા ઉચ્ચ પ્રકારનું છે. ફારસી ભાષાએ મધ્ય અને પશ્ચિમ એશિયા સાથેના ભારતના વિદ્દ્સમાગમો ચાલુ રાખ્યા. મુસ્લિમ વિદ્વાનોના સંસ્કૃત

ભાષા શીખવાના આછા પ્રયત્નો, ફૈઝી, અબુલ ફઝલ અને દારાના, આપણે બાજુ ઉપર મૂકીએ તો મુસ્લિમ સંગીતકારો સિવાય, સંસ્કૃત ભાષામાં મુસ્લિમોનો અભ્યાસ ઘણો ભારે ન કહેવાય. પરંતુ પ્રાકૃત અને દેશ્ય હિંદી ભાષાનો તો તેમનો નિત્ય સમાગમ ઉર્દૂમાં પરિણામ પામીને પણ તેમના માનસને અસર કરતો રહ્યો છે. કેટલાક મુસ્લિમોએ હિંદી કાવ્યો રચ્યાં છે જેમાં ખાનખાનાન અને રસખાન જેવા આજ પણ શાળા અભ્યાસમાં સ્થાન પામી ચૂક્યા છે. પરંતુ હિંદુ જનતાને રાજકારણ અંગે ફારસી રાજભાષા તરીકે શીખવાનો બહુ વ્યાપક પ્રસંગ ઉત્પન્ન થયો અને એ પ્રસંગનો લાભ પણ હિંદુ પ્રજાએ સારા પ્રમાણમાં લીધો અને હિંદુ લેખકોના ફારસી ગ્રંથો, મુસ્લિમ લેખકોના ફારસી ગ્રંથો સાથે માન્ય ગ્રંથો બની રહ્યા છે. પાટણના ઈશ્વરદાસ નામના નાગરિકનો ફારસીમાં લખેલો ઔરંગઝેબનો ઇતિહાસ આજના સુવિખ્યાત હિંદી ઇતિહાસકાર જદુનાથ સરકારને બહુ જ ઉપયોગી થઈ પડ્યો હતો એ જદુનાથ સરકારના પોતાના જ શબ્દો કહી આપે છે. પ્રાંતિક ભાષાઓમાં કેટલાય ફારસી શબ્દો પ્રવેશ પામ્યા અને એ પ્રવેશ દ્વારા પ્રાંતિક ભાષાઓને વિકાસ પામવાનું કેટલુંક બળ મળ્યું એ ફારસીનો ઉલ્લેખ કરતાં આપણે નોંધવું જ જોઈએ.

**સંસ્કૃતનું જીવંતપણું**

આ ઉપરાંત પણ હિંદુઓમાં સંસ્કૃત ભાષાનો ઉપયોગ, પ્રચાર અને લેખન તો ચાલુ જ રહ્યાં. સંસ્કૃત હિંદુઓની ધર્મભાષા ચાલુ રહી હતી એ એનું મોટામાં મોટું પ્રાબલ્ય ગણી શકાય. આખો હિંદુ કર્મકાંડ સંસ્કૃતની આવશ્યકતા સ્વીકારતો હતો. એટલે સંસ્કૃતને સામે મોરચે પ્રાકૃત અને દેશી ભાષાઓ ઉપરાંત ફારસી ઉર્દૂ આવીને ઊભી રહી હતી. છતાં બ્રાહ્મણવર્ગે રૂઢિચુસ્તપણાનો આગ્રહ સેવીને પણ સંસ્કૃતનો પરિચય ચાલુ રાખ્યો અને વિવિધ હિંદુમાર્ગના આચાર્યો અને હિંદુ રાજાઓના

પંડિતોએ સંસ્કૃત ભાષાનો લેખનવ્યવસાય સબળતાપૂર્વક પકડી રાખ્યો. એનું એક જ દૃષ્ટાંત જોઈએ તો પુષ્ટિમાર્ગસ્થાપક આચાર્ય વલ્લભાચાર્યના ગ્રંથોને આપણે ગણાવી શકીએ. મહારાષ્ટ્રી યુગમાં—મરાઠી સત્તામાં પણ સંસ્કૃતવિદ્યાનું પોષણ સારા પ્રમાણમાં થતું રહ્યું અને આર્યત્વના ઝોકને લઈને તેમનું ઉત્તેજન સંસ્કૃતની વ્યાપકતાને જીવંત રાખી શક્યું. મરાઠાઓ લડવૈયા હતા. સાથે સાથે તેઓ હિંદુ ધર્મને મક્કમપણે વળગી રહેનાર ધર્માભિમાની હિંદુ પણ હતા. એથી સંસ્કૃત ભાષા સુકાઈને ખરી ન પડી એ પરિણામ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ.

**ભક્તિમાર્ગ અને સાહિત્ય**

ભક્તિમાર્ગે અને હિંદુ–મુસ્લિમ ધર્મવિભિન્નતાએ મધ્યકાલના સાહિત્યને વિપુલ વસ્તુઓ અને વિપુલ પ્રયોગ-સાધનો આપ્યાં છે એમાં શક નહિ આમ મુસ્લિમ યુગમાં ઘણું પ્રાચીન સંસ્કૃત પ્રાકૃત સાહિત્ય સચવાયું, પ્રાન્તીય ભાષાઓએ સ્પષ્ટ આકાર લીધો અને એ આકાર વિકાસ પામતો ગયો, ફારસીનો ભારતને પરિચય થયો અને એ પરિચયમાંથી હિંદી ફારસીના સમન્વય સરખી ઉર્દૂ ભાષા જન્મી અને ભારતીયસંસ્કૃતિએ બહુ યશસ્વી સાહિત્ય ઇસ્લામ યુગમાં પણ સર્જ્યું.

અંગ્રેજોના સંપર્કે તો વળી ભારતના પ્રત્યેક પ્રાન્તના સાહિત્યને એવો જબરજસ્ત વેગ આપ્યો કે પ્રાન્તીય ભાષાઓ સ્પષ્ટ, સુદૃઢ, અર્થવાહી અને સૌન્દર્યસંપન્ન બની ગઈ. સાથે સાથે ભારતીય બુદ્ધિએ અંગ્રેજી ભાષાને પણ અપનાવી અંગ્રેજી ભાષાના કેટલાક સરસ સાહિત્યકારો ભારતમાં ઉપજાવ્યા. જેમ ફારસી ભાષા અંગે થયું હતું તેમ અંગ્રેજી ભાષા અંગે પણ થયું અને ભારતીય ફારસી સાથે ભારતી અંગ્રેજી સાહિત્યનો પણ વિપુલ જથો આપણને પ્રાપ્ત થયો.

ભારતીયસંસ્કૃતિનું સાહિત્યઅંગ જેનો સ્પર્શ કરે છે તેને ભારતીયસંસ્કૃતિમાં જ પલટાવી દે છે એ સત્ય ઇસ્લામ તેમ જ અંગ્રેજોના યુગમાં પણ સ્પષ્ટ થઈ ચૂકયું છે.

**સાહિત્યનાં ઉદાહરણ**

આટલા સામાન્ય વિચારો પછી આપણે તેમની પુષ્ટિમાં થોડી વિગતો જોઈ જઈએ. હિંદુ જીવનને સ્પર્શતા વિષયોમાં મુસ્લિમોએ પણ સ્થાનિક ભાષામાં લખ્યું અને હિંદુઓએ ફારસી ઉર્દૂમાં પણ લખવા માંડ્યું. રાજપૂત યુગ પછીના તુર્ક-અફઘાન યુગમાં વિજયનગરના માધવે 'કાલનિર્ણય' નામનો પરાશર સ્મૃતિ ઉપરનો ટીકારૂપ ગ્રંથ લખ્યો. વિશ્વેશ્વરે 'મદનપારિજાત' નામનો ગ્રંથ લખ્યો. બંગાળના કુલ્લક અને રઘુનંદન આ યુગના વિદ્વાન લેખકો ગણાય. રામાનંદ, કબીર, વલ્લભાચાર્ય અને ચૈતન્ય તો સાહિત્યના આદ્ય સ્રોતો ગણી શકાય. દૂહા સાખીઓની પ્રણાલિકા પણ અસ્તિત્ત્વમાં આવી. મરાઠી સાહિત્યમાં નામદેવ, હિંદીમાં મલીક મહમદ જાયસી સરખા મુસ્લિમ કવિઓ; રાજસ્થાનીમાં મીરાં તથા ગુજરાતીમાં નરસિંહ, બંગાળમાં ચંડીદાસ અને વિદ્યાપતિ સરખા સમર્થ સાહિત્યકારો આ યુગનો જ ફાલ ગણાય. બંગાળના સુલતાન નસરતશાહે મહાભારત બંગાળીમાં ઉતરાવ્યું. વિદ્યાપતિનો પણ એ જ પોષક ગણાય. સુલતાન હુસેનશાહે માલાધર વસુ પાસે ભાગવતનો બંગાળી અનુવાદ કરાવ્યો. સંસ્કૃતિની આપલે થઈ ઇસ્લામ યુગમાં ભારતીય-સંસ્કૃતિ ભારતીય કેમ રહી શકી તેનાં આ સર્વ સાહિત્ય ઉદાહરણ કહી શકાય.

સંસ્કૃતનો પ્રભાવ તો ચાલુ જ હતો. ઉપર દર્શાવેલા 'કાલ-નિર્ણય' અને 'મદનપારિજાત' ઉપરાંત પાર્થસારથીમિશ્રની 'શાસ્ત્રદીપિકા' પણ જાણવા જેવો ગ્રંથ છે. જયસિંહસૂરિએ 'હમ્મીર

મદમર્દન ' નામનું નાટક, કેરલ રાજવી રવિવર્મનનું પ્રદ્યુમ્નઅભ્યુદય, વામન ભટ્ટનું 'પાર્વતીપરિણય' અને ગુજરાતને જેમાં રસ પડે એવો 'ગંગાદાસપ્રતાપવિલાસ' નામનો ગંગાદાસે લખેલો ચાંપાનેરના રાજવી અને ગુજરાતના સુલતાન વચ્ચેના યુદ્ધનો નાટ્યપ્રયોગ, રૂપગોસાંઈએ લખેલાં 'વિદગ્ધમાધવ' અને 'લલિતમાધવ' સંસ્કૃતના પ્રભાવને સૂચવે છે. સાયણ અને વિદ્યારણ્ય સરખા મહા પંડિતો પણ આ જ યુગના.

ભારતીય ફારસી સાહિત્ય પણ વિકાસ પામતું ગયું. બાદશાહોનો મોટો ભાગ વિદ્વત્તાનો પોષક. ખૂની કહેવાઈ ગયેલો અલાઉદ્દીન પણ અમીર ખુશરૂ સરખા નામાંકિત વિદ્વાનનો સહવાસ સેવતો હતો. મહમદ તઘલખ પોતે ગાંડો ગણાયો છતાં જાતે ઘણો વિદ્વાન. ફીરોઝશાહ પોતે જ એક સારો ફારસી લેખક હતો જે તેની 'ફતુહાતે ફીરોઝશાહી' ઉપરથી દેખાઈ આવશે. સિકંદર લોદી જાતે કવિતા રચતો. હિંદુ લેખકોએ ન ગણકારેલી ઐતિહાસિક કથનીઓમાં ફારસી લેખકોએ બહુ પ્રાવીણ્ય મેળવ્યું અને પ્રત્યેક યુગનો વિગતવાર ઇતિહાસ તેમણે લખ્યો છે. મેવાડના કુંભારાણા સરખા હિંદુ રાજવીઓ પણ જાતે વિદ્વાન અને વિદ્યાના કદરદાન હતા. વિદ્યાની કદર એ રાજવીઓનું મુખ્ય લક્ષણ ગણાતું.

મોગલ યુગની સાહિત્યપ્રગતિ પણ ભારે ગણાય—સંસ્કૃત, ફારસી, ઉર્દૂ અને પ્રાન્તીય ભાષાઓમાં. બાબર જાતે લેખક હતો. એની આત્મકથા જાણીતી છે. આખો મોગલ રાજવંશ વિધવિધ ભારતીય-સાહિત્યના વિકાસનો સાક્ષી બની રહ્યો. સુરદાસ, તુલસીદાસ, અષ્ટસખા, બંગાળી કવિઓ એ સઘળાને મોગલ યુગમાં પણ મૂકી શકાય. સ્ત્રીઓ તથા પુરુષો સર્વમાં સાહિત્યશોખ વ્યાપક બન્યો હતો. ગુજરાતના અખો, પ્રેમાનન્દ અને શામળ પણ મોગલ યુગમાં જ વિકસ્યા. દિલ્હીની

અને અન્ય પ્રાન્તોની સલતનત કે સૂબાગીરી ખરેખર ધર્માન્ધ અને જુલ્મી જ હોત તો ભક્તિમાર્ગનો પ્રચાર, ભક્તોનું સાહિત્ય અને પ્રાન્તીય ભાષાવિકાસ આટલાં વેગવાન બની શક્યાં ન હોત.

અંગ્રેજી રાજઅમલમાં પણ સાહિત્યપ્રવૃત્તિ વધતી ગઈ. ફારસી અને સંસ્કૃતનું મહત્ત્વ ઘટતું ગયું ખરું, છતાં વિદ્વાનોમાં તો એ બન્ને ભાષા માન્ય રહી. ઉપરાંત અંગ્રેજી સાહિત્ય પણ વિપુલ પ્રમાણમાં વિકસ્યું અને પ્રાન્તીય ભાષાઓ પણ પ્રફુલ્લ બની ગઈ. સાહિત્યના વિધવિધ લલિત વિભાગો તથા અભ્યાસ વિભાગો પણ પ્રાન્તીય ભાષાઓમાં સારી રીતે ખીલી નીકળ્યા અને પ્રાન્તીય ભાષાઓને ઉચ્ચ કેળવણીમાં માનભર્યું સ્થાન પણ મળ્યું. એ સઘળી વિગતોમાં અહીં ન ઊતરતાં ભારતીય અંગ્રેજી સાહિત્યના વિકાસનો જ માત્ર એક વિચાર કરીએ તો રાજા રામમોહનરાયથી શરૂ કરી આજ સુધીનું ભારતીય અંગ્રેજી સાહિત્ય જોઈએ તો આપણી સંસ્કૃતિના સજીવન પ્રવાહ સાથે અન્ય પ્રવાહોને ગ્રહણ કરી તેમને પોતાના બનાવી દેવાનું મુલાયમ સ્વરૂપ નૂતન અંગ્રેજી યુગમાં પણ પ્રગટ થઈ ચૂક્યું છે એ આશ્ચર્યકારક વસ્તુ પ્રગટ થશે. ભારતીયસંસ્કૃતિ ભારતીય સ્વરૂપ જાળવી રાખી અન્ય સંસ્કૃતિઓ સાથે હાથ મીલાવી તેમનાં આક્રમણને સર્જનાત્મક મિલન કેવી રીતે બનાવે છે તેનું એક ભવ્ય ઉદાહરણ સાહિત્યદૃષ્ટિએ આપતાં આપણાં થોડાં સાહિત્યપ્રસિદ્ધ નામો ગણાવી જવાં બસ થશે. રમેશચંદ્ર દત્ત, તરુ દત્ત, વિવેકાનંદ, રવીન્દ્રનાથ ટાગોર, સરોજીની નાયડુ, અરવિંદ ઘોષ, મહાત્મા ગાંધી અને જવાહરલાલ નહેરુ સરખાં નામ આપણને સહજ મળી આવે છે જેમણે અંગ્રેજી ભાષામાં સાહિત્ય સર્જી ભારતીય સંસ્કૃતિનાં મૂળભૂત તત્ત્વોને વિશ્વમાં માનવંત સ્થાન અપાવ્યું છે. ઘણાં નામ રહી જાય છે, છતાં એટલું તો સ્પષ્ટ કહી શકાય કે પાંચ હજાર વર્ષના ભારતીય સંસ્કૃતિના પ્રવાહને સ્પષ્ટ કરતા રીતરિવાજો, ધર્મો અને ધર્મમિશ્રણો, વિચારક્રાન્તિના નમૂના, કલાના માર્ગસ્તંભો

અને સંગીતના સૂર જેમ આપણે નિહાળતા ચાલી આખા પ્રવાહની સળંગ અતૂટ વિશિષ્ટતા અનુભવીએ છીએ તેમ એ પ્રવાહને કિનારે પ્રવાહમાંથી જ વિકસેલા સાહિત્યબગીચા પણ એ સળંગ પ્રવાહને શોભાવતા ભારતીયસંસ્કૃતિને સ્પષ્ટતા અર્પતા કાંઠે કાંઠે ખીલેલા આપણે જોઈ શકીએ એમ છે. રાજકીય આક્રમણ, ભાષાનો હલ્લો, ધાર્મિક ચઢાઈ, વિચારનાં ઘર્ષણ પણ એ ભારતીયસંસ્કૃતિના પ્રવાહને છિન્નભિન્ન કરી શકતાં નથી. જોતજોતામાં એ સર્વ હુમલા ભારતીયસંસ્કૃતિના પટને સમૃદ્ધ અને વિશાળ બનાવતાં બળ બની રહે છે. રવીન્દ્રનાથ ટાગોરને અંગ્રેજી સાહિત્યના એક વર્ષના વિશ્વવિજેતા તરીકે નોબેલ પારિતોષિક સંસ્થાએ જાહેર કરી ભારતીયસંસ્કૃતિના અંગ્રેજી પાસાને બીરદાવ્યું એમાં ટાગોર સાથે ભારતીયસંસ્કૃતિનો પણ વિજય સમાયલો છે.



## ૧૨

# ભારતીયસંગીત

**વૈદિક સંગીત**

સિંધુતટસંસ્કૃતિની નર્તકીનો વિચાર ન કરીએ તો પણ ભારતીયસંગીતનો ઇતિહાસ બહુ પ્રાચીન અને ભારતીયસંસ્કૃતિના મૂળ સરખા વેદ સાથે જોડાયેલો છે. બીજી કલાઓની માફક સંગીતના ઇતિહાસમાં પણ સીલસીલાબંધ સાલવારી મળી આવતી નથી અને સંગીતના પ્રાચીન સ્વરૂપનો પૂરો ખ્યાલ પણ આપણને આવી શકતો નથી. છતાં સંગીત પ્રાચીન ભારતમાં હતું એના પુરાવા જોઈએ એટલા મળી આવે છે. દ્વિતીય વેદ સામવેદ : એ મુખ્યત્વે પ્રથમ વેદ ઋગ્વેદનું સંગીતસ્વરૂપ છે. સામાન્યતઃ આપણે કહી શકીએ કે સામવેદ એટલે જ પદ્ધતિસર ગવાતો ઋગ્વેદ. સામવેદ વિશિષ્ટ આવડત માગતો હતો અને સામવેદને ગાનાર દક્ષ સંગીતકારોનો વર્ગ સામગાને નામે ઓળખાતો હતો. સામવેદને ગાનાર હાલ પણ થોડા વિદ્વાનો મળી આવે છે. પચાસ વર્ષ પહેલાં સામવેદને ગાનારો બ્રાહ્મણવર્ગ ગુજરાતના નર્મદાકિનારે આવેલા શુક્લતીર્થ, બરકાલ તથા કરનાળીમાં મળી આવતો. પરંતુ સામગાનને–વૈદિક સંગીતને અને અત્યારના સંગીતને ક્યાં કેટલો સંબંધ છે એ સ્પષ્ટ કરી આપતાં સાધનો કે વિદ્વાનો આજ આપણી વચ્ચેથી ઘટતાં જાય છે. સામનું ઉચ્ચારણ કરનાર પણ ઘટી ગયા છે.

સંગીતનો ધર્મકાર્યમાં ઉપયોગ થતો હતો અને સામાજિક જીવનમાં પણ તેને સ્થાન હતું. યજ્ઞ, હોમ સરખા ધાર્મિક મહોત્સવ પ્રસંગે

સંગીત આવશ્યક ગણાતું. સામ સંહિતા બે વિભાગમાં વહેંચાયેલી છે : આર્ચિક અને ઉત્તરાર્ચિક : અને એની ઋચાઓ ગાયત્રી, જગતી, ત્રિષ્ટુભ તથા પ્રગાથ જેવા વૈદિક છંદોમાં રચાયેલી છે.

**ધર્મકાર્ય અને સંગીત**

સામવેદ ગાવાની પદ્ધતિ નારદીય શિક્ષાગ્રંથમાં આપેલી છે. આર્ચિક સંગીતના ગ્રામ અને આરણ્ય એ બે વિભાગો પણ પાડવામાં આવ્યા છે અને ગાયકને ઉદ્‌ગાતાનું નામ પણ આપવામાં આવ્યું છે. સપ્તસુર ઉપર આધાર રાખતું આજનું ભારતીય સંગીત સામવેદના ઉદાત, અનુદાત્ત અને સ્વરિત જેવા ત્રણ સુરપ્રદેશ કે ગ્રામમાં કેવી રીતે મેળ પકડી શકતું હશે એ આજ સમજાતું નથી. જો કે, કેટલાંક પુસ્તકોમાં એમ કહેવામાં આવ્યું છે કે ઉદાત્ત સ્વરમાં નિષાદ અને ગાંધાર સમાય છે, અનુદાત્તમાં ઋષભ અને ધૈવત સમાય છે અને સ્વરિતમાં ષડ્જ, મધ્યમ અને પંચમ સમાય છે. સામ ગાનનો આપણા સંગીત સાથે મેળ પાડનાર અભ્યાસીઓની બહુ જરૂર છે.

**અન્ય વેદોમાં સંગીતનો ઉલ્લેખ**

સામવેદ તો સંગીતવેદ છે જ, પરંતુ અન્ય વેદોમાં પણ સંગીતના એવા ઉલ્લેખ મળી આવે છે કે જેથી વેદકાળમાં સંગીતનો ઉદ્‌ભવ સારા પ્રમાણમાં થયો હોય એવું સ્પષ્ટ જણાઈ આવે.

**વાદ્ય અને નૃત્ય-ઉલ્લેખો**

વાદ્યોના આજ ઓળખાતા ચારે પ્રકારોનો ઋગ્વેદમાં ઉલ્લેખ છે. તત-તંતુવાદ્ય, વિતત્–ચર્મવાદ્ય, ઘન–આઘાત-વાદ્ય –મંજીરા કરતાલ સરખાં અને સુષિર–વાયુવાદ્ય-ફૂંકથી વગાડવાનાં વાદ્યો વેદકાળમાં જાણીતાં હતાં. તન્તુવાદ્યમાં વીણા, કાણ્ડવીણા વગેરે મળે છે તથા કર્કરીનો ઉલ્લેખ મળી આવે છે, તે આજના મંજીરાના પૂર્વજ હોઈ શકે. વીણાવાદ્યનો ત્યારે વધારે ઉપયોગ થતો

લાગે છે. મરુત્વીણા નામનો પણ એક વીણાપ્રકાર તે સમયમાં હતો. વીણાનો આકાર આજના સુરમંડળ–સારમંડળ જેવો હશે એમ કેટલાક માને છે. ભયંકર ઘોષ કરનાર ઘર્ઘર, ગોધા તથા પિન્ગા નામનાં રણુ-વાદ્યો પણ ઉલ્લેખાયાં છે. શંખ સરખા સુષિર વાદ્ય બકુરનો પણ ઉલ્લેખ મળી આવે છે. આમ ગીત સાથે વાદ્યો પણ ઋગ્વેદમાં વાગતાં હતાં એટલું જ આપણે કહી શકીએ. ઉપરાંત નૃત્યના ઉલ્લેખ તો ઠીક ઠીક પ્રમાણમાં મળી આવે છે, અને એ નૃત્યગીતમાં સ્ત્રીઓ પણ ભાગ લેતી હતી એમ જણાય છે.

ઋક્ પ્રાતિશાખ્યમાં મંદ્ર. મધ્યમ અને તાર એ ત્રણ સપ્તકો અગર સ્વરસ્થાનો માટે મંદ્ર, મધ્યમ અને ઉત્તમ એવાં નામ આપેલાં લાગે છે અને સપ્ત સ્વરો માટે યમ શબ્દનો ઉપયોગ થયેલો હોય એમ પણ દેખાય છે.

**તાલજ્ઞાન**

તાલનું પણ ભાન એ સમયમાં હતું અને આજની માફક વિલંબિત, મધ્ય અને દ્રુત એ ત્રણ પ્રકારના લય માટે વૃત્તિના શબ્દનો પણ ઉપયોગ થયેલો છે. આમ છતાં એ સંગીતનું સ્વરૂપ આપણે હજી ચોક્કસ કરી શકતા નથી.

**વૃંદસંગીત**

બ્રાહ્મણ યુગમાં સંગીત આગળ ધપે છે અને વૃંદસંગીતના નેતા માટે વીણાગણવિત્ જેવો શબ્દ વપરાય છે. શતપથ બ્રાહ્મણમાં ઉત્તર મંદ્રા નામની મૂર્છના ઉલ્લેખાયેલી છે. તુણવ અને તણવ નામનાં વાદ્યો પણ હવે ઉમેરાય છે. દુન્દુભિ સ્પષ્ટ થાય છે. સો તંત્રીઓનું વીણાવાદ્ય પણ વર્ણવાયું છે. ભૂમિદુન્દુભિનો પણ ઉલ્લેખ થયેલો છે, જે કદાચ યજ્ઞક્ષેત્રની કોઈ ભૂમિમાં ખાડો પાડી ખાડા ઉપર ચામડું જડી વગાડવામાં આવતી નોબતનો પ્રકાર હશે. ચર્મવાદ્યમાં આડંબર–લંબરનો પણ ઉલ્લેખ છે.

ઉપનિષદ્‌માં પણ ગીત, નૃત્ય અને વાદ્યના ઉલ્લેખો છે. ઉપનિષદ્-કાળમાં સામગીત વધારે પ્રચલિત હશે એમ લાગે છે. ગર્ભોપનિષદ્‌માં આજના સપ્ત સ્વરોનાં નામ મળી આવે છે. હંસોપનિષદ્‌નાં દશ વાદ્યો આપણે ગણાવી જઈએ: દશ વિધિ નાદમાં પ્રથમ નાદ ચિનિતિનો, દ્વિતીય નાદ, ચિંચિણીનો, તૃતીય ઘંટાનાદ, ચોથો શંખનાદ, પાંચમો તંત્રનાદ, છઠ્ઠો તાલનાદ, સાતમો વેણુનાદ, આઠમો મૃદંગનાદ, નવમો ભેરીનાદ અને દશમો મેઘનાદ: એવા નાદપ્રકારો વાદ્યના ઉલ્લેખસહ કરવામાં આવેલા છે.

**સૂત્ર યુગમાં**

ઉપનિષદ્ પછીના સૂત્રકાળમાં વાદ્યોની બનાવટ કેમ કરવી તેનાં પણ વિસ્તૃત વર્ણનો આપવામાં આવેલાં છે. શાંખાયન શ્રૌત સૂત્રમાં શતતંત્રી વીણા કેમ બનાવવી તેનો વિધિ આપવામાં આવેલો છે. એક પિચ્છોરા નામનું સુષિર વાદ્ય પણ અહીં મળી આવે છે. લાટ્યાયન સૂત્રમાં અલાબુ વીણાની બનાવટ સૂચવી છે. મહા વીણા અને શીલ વીણા પણ ઉલ્લેખ પામે છે. સામગાન વખતે ઉદ્‌ગાતાની પશ્ચિમ બાજુએ સ્ત્રીઓને કાણ્ડવીણા અને પિચ્છોરા વાદ્યો આપી કેમ બેસાડવી તેનો પણ બોધ કરેલો છે. સામગાન, કાણ્ડવીણા તથા પિચ્છોરાનું સમૂહસંગીત ઔદ્રાટીલાને નામે ઓળખાતું હોય એમ દેખાય છે. સૂત્ર યુગમાં તો તાર કેમ બાંધવા, વાદ્યો માટે તૂમડાં કેવી રીતે ભેગાં કરવાં, દંડ કયા વૃક્ષો અગર વાંસના લેવા, કયા વાદ્યને કેટલાં કાણાં પાડવાં, તંતુમાં તાર, દર્ભ કે આંતરડાનો ઉપયોગ કેમ કરવો, કયો મંત્ર ભણીને કયા તારને ઊંચોનીચો ચઢાવવો, પલાશની કે નેતરની નખી – મીજરાફ કેમ બનાવવી, આરોહઅવરોહ કેમ કેમ કરવા વગેરે વિગતો એવા વિસ્તારથી આપવામાં આવી છે કે જેથી સંગીતની ઉચ્ચ કક્ષા આપોઆપ પરખાઈ જાય. લુપ્ત થયેલો

એક "સંગીતસૂત્ર" નામનો ગ્રંથ પણ હતો, જે સરસ્વતીએ બનાવેલો કહેવાય છે.

**પ્રાચીન કાળનું વિકસિત સંગીત**

આમ પ્રાચીન કાળના સંગીતનું સ્વરૂપ પૂરું ન સમજવા છતાં એટલું તો કહી શકાય કે પ્રાચીન કાળમાં સંગીત ખૂબ સારી રીતે ખેડાયલું હતું, ધર્મ-કાર્યમાં અને સામાજિક વ્યવહારમાં તેનો બહુ ઉપયોગ થતો, ગાયન, વાદન અને નર્તન એ ત્રણે ય વિભાગમાં કુશળતા પ્રાપ્ત થઈ ચૂકી હતી અને કદાચ Professional–ધંધાદારી–વર્ગો પણ સંગીતકારોમાં ઊભા થયા હોવા જોઈએ. સ્ત્રીઓ પણ સંગીતમાં કુશળતા મેળવતી હતી અને ખુલ્લી રીતે સામાજિક અને ધાર્મિક ગાયન, વાદન તથા નર્તનમાં ભાગ લેતી હતી. વાદ્યોની બનાવટ કલાની કક્ષાએ પહોંચી ગઈ હતી.

**બૌદ્ધયુગમાં**

ઈ. સ. પૂર્વે પાંચસોથી આઠસો સુધીમાં વેદપ્રસ્તાર પૂરો થાય તે સાથે જ બૌદ્ધ તથા જૈનમાર્ગો ઉદ્ભવ પામે છે. તપ અને ચારિત્ર્ય, વિરાગ તથા નિષ્કિંચનપણું એ ઉપર ભાર મૂકતા એ બન્ને માર્ગો સંગીત-વિહીન હતા એમ રખે કોઈ માને. ભારતીયફિલસૂફીની માફક ભારતીય-કલા અને સંગીતમાં એ બન્ને માર્ગોનો બહુ મોટો ફાળો છે. બુદ્ધના પૂર્વજન્મની પાલી ભાષામાં ઊતરેલા જાતક કથાઓ ઈ. સ. પૂર્વેના સાહિત્યગ્રંથોમાં ગણાય છે, અને તેમાં બુદ્ધજન્મ પહેલાંની પણ કેટલીક પરિસ્થિતિ વર્ણવેલી છે. એ જાતક કથાઓમાં સંગીતના અનેકાનેક ઉલ્લેખો મળી આવે છે. દધિવાહન જાતકમાં કહ્યું છે કે શક નામના એક બ્રાહ્મણે પહાડમાં રહેતા પોતાના એક ભાઈને ઢોલ આપ્યું. એ ઢોલની રચના એવી હતી કે તેની એક બાજુએ વગાડવામાં આવે તો શત્રુઓ ભાગી જાય, અને બીજી બાજુએ વગાડવામાં આવે તો શત્રુઓ

મિત્ર બની જાય. ગુમીલ બોધિસત્વ એક અનુપમ સંગીતકાર હતા. સીસ્રતંત્રી વીણાના તાર તૂટી જાય તો પણ તેઓ તાર બાંધેલી વીણા સરખું જ સુંદર રૂપે વગાડી શકતા હતા. એ એક કથા બૌદ્ધોના સંગીતપ્રેમનું દૃષ્ટાંત છે.

ઢોલ તથા શંખ વગાડનારાઓનો એક અલગ ધંધો પણ શરૂ થઈ ગયો હતો એમ લાગે છે, કારણ કે બોધિસત્વે પણ એ જાતિમાં બે જન્મ લીધા હતા.

વીણાવાદનથી વિધૂરપંડિત નામના એક પ્રધાને પોતાના રાજાના શત્રુઓને જીત્યા હતા. પંચશિખ ગંધર્વ વીણાસહ બુદ્ધ સ્તુતિ કરે છે એવો ભિલારી કૌશિય જાતકમાં ઉલ્લેખ છે.

બૌદ્ધોનાં ધાર્મિક સરઘસો તેમ જ ધાર્મિકવિધિમાં પણ સંગીતને સ્થાન હતું. પરંતુ એ સર્વ કરતાં બુદ્ધનું પોતાનું જ દૃષ્ટાંત સંગીતનું સ્થાન સ્પષ્ટ કરે છે. બુદ્ધ પોતાનો મધ્યમ માર્ગ વીણાના દૃષ્ટાંતથી પોતાના શિષ્ય સોમને સમજાવે છે. સોમ વીણાવાદનમાં પ્રવીણ હતો. તેને બુદ્ધે ઉપદેશ આપતાં પૂછ્યું :

"સોમ, વીણાના તારને સખ્ત રીતે અતિ તંગ બનાવી ખેંચીએ તો સૂર બરાબર નીકળે ખરો ?"

"ના." સોમે કહ્યું.

"વીણાના તાર ઢીલા કરી નાખીએ તો કંઈ સૂર નીકળે ખરો ?"

બુદ્ધે બીજો પ્રશ્ન કર્યો. એની પણ સોમે ના પાડી. એ ઉપરથી બુદ્ધે સોમને સિદ્ધાંત સમજાવ્યો કે દેહને, ઇંદ્રિયોને અને બન્નેની શક્તિઓને બહુ ખેંચવામાં આવે તો તે તૂટી જાય અને તેમને બિલકુલ કામ આપવામાં ન આવે તો તે કટાઈ, ઢીલી પડી કશા કામમાં આવે નહિ. આ મધ્યમ માર્ગ ગીતાના સમતત્ત્વને મળતો આવે છેઃ समत्वं योग

उच्यते. બિલ્વફળમાંથી વીણાનાં તૂમડાં તૈયાર કરવામાં આવતાં હતાં. મિલિન્દપન્હામાં પણ સંગીતના દૃષ્ટાંતથી બૌદ્ધસિદ્ધાંત મિલિન્દને સમજાવાયો હતો. એ બૌદ્ધ બનેલો અશોક રાજા પોતે પણ કવિ અને ગાયક હતો એમ કહેવાય છે.

કુશાણ રાજવી કનિષ્કના સમયમાં થઈ ગયેલો સુપ્રસિદ્ધ અશ્વઘોષ ગાયકો અને વાદકોના સંઘને લઈ ભારતભરમાં ફરી બૌદ્ધમતનો પ્રચાર કરતો હતો. કાલિદાસના પુરોગામી તરીકે હવે સ્થાપિત થયેલો અશ્વઘોષ સુપ્રસિદ્ધ કવિ અને સાક્ષર તો હતો જ; સાથે સાથે તે સુંદર સંગીતકાર પણ હતો. શંકરાચાર્યે રચેલી વિવિધ દેવદેવીઓની સ્તુતિઓ સરખી અશ્વઘોષે પણ બુદ્ધસ્તુતિઓ રચી છે, જે બૌદ્ધ મંદિરોમાં ગવાતી પણ હતી. સાથે સાથે સંગીતની વિકાર ઉત્પન્ન કરતી અસરથી બુદ્ધ અજ્ઞાત ન હતા. એમની દસ આજ્ઞાઓમાંથી એક આજ્ઞા એ છે કે શ્રમણે વિકારનું ઉદ્દીપન થાય એવાં નૃત્ય, ગીત અને વાદ્યથી દૂર રહેવું.

'લલિતવિસ્તાર' એ બુદ્ધના ચરિત્રનો ગ્રંથ. એમાં પણ બુદ્ધને વીણાવાદનમાં કુશળ સંગીતકાર તરીકે વર્ણવ્યા છે.

**સદ્ધર્મ** પુંડરિકમાં અવલોકિતેશ્વરના કંઠનાદને આખી મૂર્છના-માંથી પસાર થતા બ્રહ્મનાદ સરખો ગણાવ્યો છે. એ પ્રસંગે મહાભારતમાં કીચક વિરુદ્ધ ભીમસેનની પાસે ફરિયાદ કરતી દ્રૌપદીના કંઠનું ભીમે કરેલું વર્ણન યાદ આવે છે; "वीणेव मधुरालापा स्वरं गांधारमाश्रिता" ગાંધાર સ્વરનો આશ્રય કરનારી, વીણા સરખા મધુર આલાપવાળી" દ્રૌપદી ! એ જ ગ્રંથમાં શંખ, ઢોલ, વીણા, ઝાંઝ, તંબુર, વેણુ તથા બંસરી વગેરે વાદ્યોનો પણ ઉલ્લેખ છે. આમ બૌદ્ધમાર્ગમાં સંગીતની ઘણી પ્રતિષ્ઠા થયેલી છે.

**જૈનમાર્ગ અને સંગીત**

એ જ પ્રમાણે જૈનગ્રંથોમાં પણ સંગીતના ઘણા ઘણા ઉલ્લેખો આવે છે. ઈ. સ. પૂર્વે પહેલા કે બીજા સૈકાનું સ્થાનાંગસૂત્ર આજના જ સાત સ્વરોનાં નામ અને તેમના સાત સ્વરસ્થાને પણ આપે છે, એટલું જ નહીં, પરંતુ કયા કયા પશુપક્ષીના સૂરમાંથી આપણા સપ્ત સૂર ઊપજ્યા એની પણ હકીકત એમાંથી મળી આવે છે. આડંબર અને ગોધા નામનાં વૈદિક વાદ્યોનો જૈન ગ્રંથોમાં આવતો ઉલ્લેખ પણ આપણી કલામાં રહેલી આપલે દેખાડી આપે છે. બીજા કોઈ પણ સંગીતગ્રંથમાં નથી મળી આવતો એવો આજ વિચિત્ર લાગતો એક ઉલ્લેખ સ્થાનાંગ-સૂત્રમાં એમ થયો છે કે સાત સૂરમાંથી અમુક અમુક સૂરવાળો કંઠ હોય તો તેનાં અમુક અમુક પરિણામો પણ આવે છે! દૃષ્ટાંત તરીકે ઋષભ સૂરવાળા સેનાપતિ બની શકે છે, અને ધૈવત સૂરવાળા ચોર, ચાંડાલ અને મલ્લ બને છે. સંગીતમકરંદ, નારદીય શિક્ષા અને સ્થાનાંગ સૂત્ર એ ત્રણે ય ગ્રંથોનાં મૂર્છના પ્રકરણ બહુ મળતાં આવે છે, એ કલાની વ્યાપકતા જોતાં આશ્ચર્યજનક તો નથી જ. વાદ્યો પણ જૈન-ગ્રંથોમાં મળતાં આવે છે, એટલું જ નહીં પરંતુ કેટલાંક નવીન વાદ્યોનાં નામ પણ મળી આવે છે. જૈન ગ્રંથો ઉપરથી એટલું તો સાબિત થાય છે કે સંગીતના ગ્રામ તથા મૂર્છનાના પ્રકારો ઈ. સ. પૂર્વે બીજાત્રીજા સૈકાથી જાણીતા હોવા જોઈએ.

એ જ યુગનો તામિલ ભાષાનો ગ્રંથ 'શિલપ્પધિકાર'નો પણ ઉલ્લેખ અત્રે કરવા સરખો છે.

**મહાભારત—રામાયણનું સંગીત**

મહાભારત અને રામાયણમાં પણ સંગીતના ઉલ્લેખો વિપુલ પ્રમાણમાં મળી આવે છે. સંગીતમાં માર્ગ અને દેશ્ય એ બંને પદ્ધતિઓ પ્રાચીનકાળથી ચાલતી આવી હોવી જોઈએ. લવે અને કુશે

રામ પાસે કરેલું રામાયણનું ગાન માર્ગપદ્ધતિથી કર્યું હતું. આજ જેને આપણે રાગ કહીએ છીએ તે પ્રાચીનકાળમાં જાતિ નામે પ્રચલિત હોય એમ લાગે છે. રામાયણમાં સંગીતવિષયક ઘણા શાસ્ત્રીય શબ્દોનો ઉપયોગ થયેલો છે. 'સ્થાન મૂર્છન કોવિદ' એવી ઉપમાઓ કુશ અને લવના સંગીતપ્રાવીણ્યને લીધે તેમને આપવામાં આવી છે. પ્રાચીન વાદ્યોનો પણ ઉલ્લેખ રામાયણમાં ઘણો આવે છે, જેમાં વિપન્ચિ વાદ્યનો ઉલ્લેખ ખાસ ધ્યાન ખેંચે છે. વિપન્ચિ એક વીણાનું નામ હતું. ગાયક, વાદક તથા નર્તકના ધંધા પણ ફાલાયદા બનતા જતા હતા. અયોધ્યા અને લંકામાં તો સંગીતકારોના સંઘ વસે એ સહજ છે. પરંતુ સુગ્રીવની કિષ્કિંધા નગરીમાં પણ ગાયક વાદકના સંઘ રહેતા હતા અને સુગ્રીવના સેનાપતિ હનુમાન તો સંગીતની એક શૈલીના મુખ્ય પ્રણેતા અને આચાર્ય હતા એ પણ ભૂલવા સરખું નથી.

જેવી રીતે રામાયણમાં સંગીતનો શોખ સાર્વત્રિક હતો અને સંગીતની પ્રતિષ્ઠા થતી હતી તે જ પ્રમાણે મહાભારત યુગમાં પણ હતું એમ મહાભારતના ઉલ્લેખો કહે છે. સંગીત અને નૃત્યની શાળાઓ તથા લોકરંજનનાં સાર્વજનિક સ્થાનોના ઉલ્લેખો પણ એમાં મળી આવે છે. કચ દેવયાનીની કથામાં કચ ગાયન, વાદન તથા નર્તનમાં પ્રવીણ હતો એમ દેખાડયું છે. ઇન્દ્રસભાના વર્ણનમાં પણ ગંધર્વ અને અપ્સરાઓનાં વર્ણનો આપ્યાં છે. વૈદિકકાળથી ગંધર્વ અને અપ્સરાઓ જેવી ગીત નૃત્યમાં દક્ષ બનેલી જાતો ઓળખાતી આવી છે. ધર્મ-રાજાના રાજસૂય યજ્ઞમાં પણ સંગીત ચાલતું હતું અને ભેરી, મુરજ, મડુક્ક, આણક, સાવલ, મણવ, તુર્ય, હલખા, મૃદંગ નાંદી, ગોમુખ, શંખ, વૈશ અને વીણા જેવાં વાદ્યોનો ઉપયોગ થતો. અર્જુન પોતે બૃહન્નટા બની વિરાટ રાજાની પુત્રી ઉત્તરાને ગીત, નૃત્ય તથા વાદ્ય શીખવતો હતો એ જાણીતી વાત છે. શંખોનાં પણ સુંદર નામ હતાં એ આપણે ગીતા ઉપરથી જાણી શકીએ છીએ. લૌકિક સમારંભમાં

સૌભાગ્યવતી સ્ત્રીઓ પણ નર્તન કરતી હતી. સાથે સાથે ગાયકો તથા વાદકોમાં સુરાપાન કરવાની પ્રવૃત્તિ વધતી હતી અને બીભત્સ નૃત્ય તથા અશ્લીલ ગાયનો પણ થતાં હતાં એમ દેખાઈ આવે છે. ગીત, નૃત્યની વિલાસ તરફ ખેંચી જવાની શક્તિ આજની માફક ત્યારે પણ જાણીતી હતી. શંકરની એક સ્તુતિમાં શંકરને નર્તનશીલ એવું સંબોધન કરેલું છે.

**હરિવંશમાં સંગીત**

હરિવંશને મહાભારતનો વિભાગ માનવામાં આવે તો તેમાં પણ સંગીતના સંદર્ભો અને સંગીતની પરિભાષા મોટા પ્રમાણમાં આવે છે. નારદ વલ્લકી નામની વીણા વગાડતા હતા. છાલિકય નામના ગીત, નૃત્ય અને વાદ્યના સમૂહનું આપેલું વર્ણન જોતાં સ્ત્રીઓ અને પુરુષો મોટા સમૂહમાં સાથે નૃત્ય કરતાં હતાં એમ દેખાય છે. નર્તકીઓ, ગાયકો અને વાદકોના વિભાગો પડી ચૂકેલા હતા. ઘણી સ્ત્રીઓ સાથે એક જ પુરુષ નૃત્ય કરે એવા નૃત્યને હલ્લીસક નામે ઓળખવામાં આવતુ હતું.

છાલિકયગાન પછી ઘસાઈ ગયું લાગે છે. અસારી નામનો નૃત્ય-વિભાગ પણ જાણીતો હતો જે ચાર વિભાગમાં વહેંચાઈ ગયેલો ભરત-મુનિએ વર્ણવ્યો છે: ૧ નર્તકી પ્રવેશ, ૨ અર્થાનુકૂલ અભિનય, ૩ તાલને અનુરૂપ અંગવિક્ષેપ, ૪ કોઈ પણ દેવતાનો સ્વાંગ ધારણ કરી નૃત્ય કરવું તે. નાટકના પૂર્વરંગ જેવો આ નૃત્યનો પ્રકાર હોય એમ લાગે છે. આખ્યાનો પણ ગવાતાં હતાં અગર અભિનય સહ ભજવાતાં હતાં. યાદવોએ ગંગાવતરણનું આખ્યાન વૃજનાભ રાજા પાસે ગાયું હતું. આમ સંગીત એ ભારતીયસંસ્કૃતિનો એક મુખ્ય કલાવિભાગ હતો એ સમજી શકાય એમ છે. એ સંગીત, નૃત્ય ગીત અને વાદ્યને આવરી લેતી કલા હતી. એમાંથી ભજવાતાં નાટકો પણ આકારપામતાં જતાં હતાં, અને અર્ધ નાટકસરખાં આખ્યાનો પણ લોકપ્રિય થતાં

જતાં હતાં. શૃંગારિક અને બીભત્સ લાગે એવાં ગીત નૃત્ય પણ સમાજના કોઈ કોઈ ભાગમાં અને કોઈ કોઈ પ્રસંગે ઉપયોગમાં લેવાતાં અને આપણાં લગ્નોમાં ગવાતા ફટાણા, નાટકનાં અનેક તત્ત્વો સાચવીને હાસ્યમાંથી અતિ બીભત્સમાં ઊતરી પડતી ભવાઈ તથા હોળી સરખા તોફાની ઉત્સવો પણ ત્યારે પ્રચારમાં હોય એમ દેખાય છે.

નારદીયશિક્ષા તથા ભરત નાટ્યશાસ્ત્ર જેવા ગ્રંથોમાં સંગીતની પદ્ધતિઓ આપવામાં આવી છે. શિવ, ભરત, કશ્યપ, દુર્ગા, વિશાખિલ, ક્ષેત્રરાજ, રંભા, મતંગ, ચાટક, કોહલ, વિશ્વાવસુ, વેણુ તુમ્બરુ તથા અંજનેય સરખા પ્રાચીન સંગીતજ્ઞોનાં નામ પણ દેખાઈ આવે છે. ઈ. સ.ની પાંચમી સદીમાં થઈ ગયેલા ઈરાનના શાહ બહેરામ ગોરે ૧૨૦૦૦ ભારતીય સંગીતકારોને નોકરી માટે ઈરાન બોલાવ્યાનો ઉલ્લેખ ભારતીય-સંગીતની પ્રતિષ્ઠાનું સૂચન કરે છે, આ જ અતિશયોક્તિ લાગે છતાં.

**મુસલમાનોના આક્રમણયુગમાં સંગીત**

માર્ગ અને દેશી નામે વહેંચાયેલું સંગીત પણ પ્રાચીનકાળમાં જાણીતું હતું. મુસલમાનોના આક્રમણ પહેલાં અગર તે અરસામાં જ સંગીત બહુ ઉચ્ચ કક્ષાએ પહોંચી ચૂકેલું હતું એટલું તો આપણે જોઈ શકીએ એમ છીએ. શાર્ઙ્ગદેવનો 'સંગીત-રત્નાકર' તેરમા સૈકામાં લખાયેલો ગ્રંથ ગણાય છે. અને તેમાં પ્રાચીન સંગીતશાસ્ત્રીઓ તથા સંગીતપ્રકારોના વિપુલ ઉલ્લેખો મળી આવે છે. એટલે એ ગ્રંથ ઇસ્લામના આક્રમણ પહેલાંના સંગીતનું તત્ત્વ બહુ સાચવી રાખી શક્યો છે. એમ કહેવામાં હરકત નથી. રાજપૂતયુગને હર્ષ પછીના યુગ તરીકે ગણીએ તો એ યુગમાં પણ રુદ્રટ, નાન્યદેવ, રાજા ભોજ, પરમર્દી, સોમેશ, જગદેકમલ્લ, લોલ્લટ, ઉદ્દ્ભટ, શકુંક, અભિનવગુપ્ત અને કીર્તિધર સરખા સંગીત-પ્રવીણોનાં નામ આપણને મળી આવે છે. દંતીલ તથા કોહલે મળીને

સંગીતમેરુ નામનો ગ્રંથ રચ્યો અને અભિનવગુપ્તે નૃત્ય ઉપર એક ગ્રંથ લખ્યો એવા પણ ઉલ્લેખો એમાં મળી આવે છે. ત્યાર પછીના એટલે મુસ્લિમયુગ પછીના અનેક ગ્રંથો નૃત્ય સંગીત વિષે લખાયેલા છે જે ઉપરથી આર્યસંસ્કૃતિમાં સંગીતનું કેટલું ઉચ્ચ સ્થાન હતું તેનો આપણને ખ્યાલ આવી શકે છે. આર્ય સંગીતની બે પદ્ધતિઓ ઉત્તર હિંદની અને દક્ષિણ હિંદની–કર્ણાટકી–આજની માફક પ્રાચીન કાળમાં હતી કે કેમ એ ચોક્કસ કહી શકાય નહિ. કદાચ એ ઉત્તર દક્ષિણના ભેદ મુસ્લિમોના સંપર્કનું પરિણામ હોય, અને મુસ્લિમોએ તો આર્ય-સંગીતને અપનાવી તેના વર્તમાન ઘડતરમાં ઘણો મોટો ફાળો આપ્યો છે.

સામાન્યતઃ સંગીતના ચાર મુખ્ય મત માન્ય થયેલા છે:

**સંગીતનો કૃષ્ણમત**

(૧) કૃષ્ણમત. એના સ્થાપક ગીતાના ગાનાર સુપ્રસિદ્ધ કૃષ્ણ હતા એમ કહેવાય છે. ગોપાળ-કૃષ્ણ યમુના કિનારે ગેડીદડો રમતા હતા. દડો યમુના નદીમાં પડ્યો એટલે કદમ્બના વૃક્ષ ઉપર ચઢી દડો ખોળવા કૃષ્ણે યમુનામાં ભૂસકો માર્યો. એ સ્થળે પાણીના ઊંડાણમાં ભયંકર કાલિય નાગનો નિવાસ હતો. તેને સાત ફેણ હતી, સો ફેણ હતી, કેટલાકના મતે હજાર ફેણ હતી. ધાર્મિક કલ્પનામાં કેટલીએ વાર અતિ કથનનો અવરોધ થઈ શકતો જ નથી. કાલિયનાગ જાગી ઊઠ્યો, કૃષ્ણ ઉપર ગુસ્સે થયો અને બાલકૃષ્ણે તેને વધારે ગુસ્સે કર્યો. પછી તો કૃષ્ણ અને કાલિય વચ્ચે ભયંકર યુદ્ધ થયું અને અંતે કાલિયનો પરાજય કરી તેની બધી ફેણો દોર વડે નાથી એ ફેણો ઉપર કૃષ્ણે મોરલી સહ ગાન અને નૃત્ય કર્યું. આ રીતે કૃષ્ણમતના સંગીતનો ઉદ્ભવ મનાય છે અને પાર્વતીના લાસ્યનૃત્ય સાથે કૃષ્ણનું નાગફેણા ઉપરનું નૃત્ય પણ લાસ્ય મનાય છે.

(૨) શિવમત :—એ મતના સ્થાપક શિવ ગણાય છે. કૃષ્ણનું

માફક શિવનો પણ સંગીત સાથે ગાઢ સંબંધ છે. દક્ષના યજ્ઞમાં ક્રુદ્ધ શિવે દક્ષને હણી જે ઉદ્ધત નૃત્ય કર્યું એ નૃત્યને તાંડવનૃત્ય તરીકે ઓળખવામાં આવે છે. તાંડવ નૃત્ય કરતા શિવ એ મોરલી વગાડતા કૃષ્ણની માફક આર્યસંસ્કૃતિનો એક પૂજનીય ભાવસંકેત છે. સૂતેલાં પાર્વતીને નિહાળી એમના દેહ ઉપરથી શિવે વીણાની રચના કરી એ કથન આપણી લલિત ભાવનાઓનું સૂચક છે. પાર્વતીનું નૃત્ય તે લાસ્ય. શિવનો ગણ નંદી એ શિવમતના સંગીતનો આદ્ય પ્રચારક.

**શિવમત**

( ૩ ) હનુમાનમત :—એ મતના સ્થાપક સુવિખ્યાત રામભક્ત હનુમાન મનાય છે. મતસ્થાપક હનુમાન એ જ રામભક્ત હનુમાન કે અન્ય કોઈ વિદ્વાન એ વિષે જ્યારે નિર્ણય થાય ત્યારે ખરો; તેમની ગ્રંથરચના જોતાં ઈ. સ.ની પાંચમી કે છઠ્ઠી સદીમાં એ મત અસ્તિત્વમાં આવ્યો હોય એમ લાગે છે. લંકાના રામવિજયથી પ્રેરિત બનેલા હનુમાને જે શૈલીમાં ગીત ગાયાં એ શૈલી હનુમાનમત તરીકે ગણાય છે. આજ પણ હનુમાનનો ગાયેલો લંકદહન સારંગ રાગ ગવૈયાઓને કંઠે ઊતરે છે ખરો. છ રાગ અને છત્રીસ રાગિણીઓનું તત્ત્વ તેમ જ ઋતુ-ઋતુના રાગનું તત્ત્વ પ્રથમ દાખલ કરનાર હનુમાન મનાય છે.

**હનુમાનમત**

( ૪ ) ભરતમત :—એ મતના સ્થાપક ભરત મુનિનું સ્મરણ આપણે અવશ્ય કરવું પડે. ભારતીયસંસ્કૃતિનો કલાવિભાગ ભરત મુનિએ બહુ ઊંડાણથી વિચાર્યો છે અને ચર્ચ્યો છે, જે તેમનાં નાટ્યશાસ્ત્ર ઉપરથી આપણે જોઈ શકીએ છીએ. એ મહાન કલા-આચાર્યે સંગીતકલાને શાસ્ત્રીય રૂપ આપ્યું અને નાટ્યને પણ શાસ્ત્રીય રૂપ આપ્યું, અને ત્રણેયનો સુમેળ સાધી એક એવો કલાગુચ્છ ઉત્પન્ન

**ભરતમત**

કર્યો છે કે જેમાંથી હજી પણ વર્તમાન યુગ પ્રેરણા મેળવે છે. દક્ષિણનું ભરતનાટ્ય હવે ઉત્તરમાં પણ લોકપ્રિય બનવા માંડ્યું છે. નાટકનો શાસ્ત્રીય વિચાર પણ ભરત મુનિથી શરૂ થતો હોય એમ વ્યવહારુ રીતે આપણને લાગે છે: ભારતમાં આજ જાણીતા થયેલા નૃત્યના ચાર મુખ્ય વિભાગ: (૧) **ભરતનાટ્યમ્**, (૨) **કથકલિ**, (૩) **કથક**, (૪) **મણિપુરી.** એ ચારેમાં ભરતનાટ્યમની શાસ્ત્રીયતા ખરેખર અદ્ભુત છે. દેશપરદેશની કલાઓ વિચારતાં ગીત, નૃત્ય અને નાટ્ય એ પરસ્પર જીવંત સંબંધ રાખનારી કલાઓ છે એવાં સૂચનો પ્રાગૂ-ઐતિહાસિક યુગમાંથી પણ આપણને મળી આવે છે. ઊર્મિનો અતિરેક થાય અને માનવી હાલીનાચી ઊઠે; નૃત્ય સાથે હાવભાવ પણ જાગી ઊઠે; હાવભાવમાંથી કંઠમાં ગુંજન જાગે; અને એ ગુંજનમાંથી કવિતા કે લયબદ્ધ શબ્દરચના ઊકલી આવે તથા નાટકનો પ્રાદુર્ભાવ થાય. આમ ગીત, નૃત્ય અને નાટ્યને સંયોજિત કરી ભરતમુનિએ પ્રકૃતિના સ્વાતંત્ર્યને શાસ્ત્રીય આકાર આપી નાટ્યશાસ્ત્રનો એક મહાગ્રંથ ઉત્પન્ન કર્યો છે.

આ ચારે મતની વિશિષ્ટતાઓ પૂરી ઊકલી આવતી નથી. સંગીતજ્ઞો મતના ઉલ્લેખ કરે છે, પરંતુ પ્રત્યેક મતની વિશિષ્ટતા હજી પૂરી સમજાવી શકતા નથી.

**પ્રાચીન યુગમાં સંગીતનું સ્થાન**

આમ સામવેદથી શરૂ થયેલું સંગીત ગાંધર્વવેદ નામનો ઉપવેદ પામી આર્યસંસ્કૃતિના ધર્મકાર્યમાં, વ્યવહારમાં, સુખદુઃખના પ્રસંગોમાં અને યુદ્ધ સમયે પણ આર્યસંસ્કૃતિને સતત સાથ આપતું રહ્યું છે. ગુપ્ત સમ્રાટ સમુદ્રગુપ્તે તો પોતાના સિક્કા ઉપર જ વીણાવાદન કરતી પોતાની આકૃતિ ચિતરાવી છે. ભારતીયસંગીતે કદી અસ્પૃશ્યતાને ઓળખી પણ નથી. ગ્રીક, શક અને

કુશાણો પાસેથી પણ આર્યોએ સંગીતમાં કેટલીક નવીનતા મેળવેલી છે. તુરુષ્ક તોડી તથા શક્ રાગ એ બે નામો આપણા સંગીતશાસ્ત્રની પ્રવાહી વૃત્તિ તરફ જરૂર ધ્યાન દોરે એમ છે. ધર્મમાર્ગોએ પણ સંગીતના વિકાસમાં ઘણો મોટો ફાળો આપ્યો છે. લોકગીતો, પ્રાંત પ્રાંતના વિશિષ્ટ સંગીતપ્રકાર, આછુંપાતળું પરદેશી સંગીતનું સંમિશ્રણ અને ભારતીયસંસ્કૃતિએ વિકસાવેલા દેવ અને ઋષિ સરખું સન્માન પામતા સંગીતકારોની શાસ્ત્રીય પ્રણાલિકાઓએ સર્વેએ મળીને સંગીતને અદ્દભુત રંજનકલા તો બનાવી જ છે. ઉપરાંત તેણે અન્ય શાસ્ત્રો સરખી જ ઉચ્ચ કોટિની શાસ્ત્રીયતા પણ પ્રાપ્ત કરી છે. સંગીતની આવડત તે આખા યુગમાં નાગરિકનું મુખ્ય લક્ષણ ગણાતું, જો કે સમય અનુસાર સંગીતની પ્રતિષ્ઠા અપ્રતિષ્ઠાનો ખ્યાલ રહેતો ખરો.

**પ્રાચીન અને આજના સંગીતને જોડતી સાંકળ લુપ્ત**

આપણે જોઈ શકચા કે આપણી પ્રાચીન સંસ્કૃતિમાં સંગીતનો વિકાસ પણ બહુ મોટા પ્રમાણમાં થયો હતો. ગીત નૃત્ય અને વાદ્ય ઉપર મહાગ્રંથો લખાયા છે અને ઊંડી ચર્ચાઓ થઈ છે. પરંતુ ખેદપૂર્વક આપણે સ્વીકારવું પડશે કે વેદનું સામગાન હજી આછું સચવાયું હોવા છતાં એની વિવિધ પ્રણાલિકાઓની આપણને માહિતી સચોટ નથી. બૌદ્ધ યુગની થેરી ગાથા આપણી પાસે છે. પરંતુ એ કેમ ગવાતી હશે તેનો આપણને આજ ભાસ થવો મુશ્કેલ છે. ગુપ્ત સમ્રાટ ચંદ્રગુપ્ત વીણા વગાડતો આપણે એના સિક્કા ઉપર જોઈ શકીએ છીએ છતાં એનું વીણાવાદન અને એના ઉપસ્કર આજ કેવી અસર ઉપજાવે તેનો તલપુર પણ ખ્યાલ આપણને આવી શકે એમ નથી. નાટ્યશાસ્ત્ર, સંગીતકલ્પતરુ અને સંગીતરત્નાકાર સરખા ગ્રંથો સુભાગ્યે આપણને મળી આવે છે અને એમાંથી કેટલોક પ્રકાશ મેળવવા આપણે મથીએ છીએ પણ ખરા. પરંતુ આજની

આપણી શાસ્ત્રીય સંગીતશૈલી અને મુસ્લિમ પૂર્વયુગની આપણી સંગીતશૈલી અરસપરસ કેવી રીતે સંકળાયલી છે એનો ખ્યાલ આપણને પૂરતો આવ્યો નથી. આમ આપણા સંગીતઇતિહાસના જ્ઞાનમાં પડદો પડી જાય છે. રાજપૂતયુગ સુધીનું સંગીત ખરેખર કેવું હશે તેનું સાચું સ્વરૂપ આજના સંગીતકારો શોધી કાઢે ત્યારે ખરું.

**અમીર ખુશરૂ અને ભારતીયસંગીત**

રાજપૂતયુગ ગયો અને ભારતમાં ઇસ્લામયુગ સ્થાપન થયો. ઇસ્લામને એકંદરે ધાર્મિક દૃષ્ટિએ કલા તરફ બહુ અભિમૂખતા નહિ. છતાં ઇસ્લામ સંસ્કૃતિ તરીકે સંગીતને તદ્દન અવગણે એમ તો બને જ નહિ. અને હિંદમાં આવીને ઇસ્લામે પણ સંગીતને—હિંદી સંગીતને અપનાવવાની શરૂઆત કરી. બહુ નવાઈ જેવી વાત છે કે અલ્લાઉદ્દીન ખીલજીને કડક-ધર્મી મુસલમાન તરીકે ઓળખવામાં આવે છે. છતાં અમીર ખુશરૂ સરખા એક મહાન સાહિત્યકાર અને સંગીતકારને અલાઉદ્દીનના દરબારમાં જ પોષણ મળ્યું હતું અને એ જ અમીર ખુશરૂ હિંદી સંગીતનો પરમ જાણકાર બની ગયો. હિંદી સંગીતકારો સાથે સંપર્કમાં આવી એ તેમની રાગદારી શીખી ગયો અને સતાર જેવા હિંદુસ્તાનીપ્રિય વાદ્યની તેણે શોધ કરી. એ બધી કથનીઓ કે દંતકથાઓમાં મુસ્લિમ વિજેતાઓનું હિંદી સંગીત પ્રત્યેનું આકર્ષણ જ દેખાઈ આવે છે. અને પછીનો ઇતિહાસ તો અફગાન અને મોગલયુગ એ બન્ને યુગની સંસ્કૃતિએ હિંદી સંગીતને — કે હિંદુ સંગીતને અપનાવી લીધાની જ વાત કહી જાય છે. એનો પણ ઐતિહાસિક સીલસીલો પૂરો જડતો નથી. છતાં મુસ્લિમયુગની સંગીત-કલા હિંદુ સંગીતકલાથી ભિન્ન ન હતી અને બન્ને કલાપ્રવાહો અરસ-પરસ મળતા જ ચાલ્યા છે એટલો ભાસ તો આપણને જરૂર મળી આવે છે.

**અકબર અને તાનસેન**

અલાઉદ્દીનના દરબારી સંગીતકાર અમીર ખુશરૂ પછી જોનપુરના સુલતાનોએ હિંદી સંગીતને ભારે ઉત્તેજન આપ્યું હતું એમ ઇતિહાસ કહે છે અને મોગલવંશમાં સર્વ કલાની ઉન્નતિ સાધનાર મહાન અકબર અને તાનસેન સરખા સંગીત-શાસ્ત્રીની દંતકથાઓ બની ગયેલી કથાઓમાં ઘણું સત્ય સમાયલું હોવું જોઈએ. તાનસેન મૂળ હિંદુ; ગ્વાલિયરના મહારાજાનો એ ગવૈયો —અકબરે ભેટમાં માગી લીધેલો. એ તાનસેને રાગોમાં પણ ફેરફારો કર્યા, નવા રાગો ઉપજાવ્યા અને નવી વાદ્યરચનાઓ કરી, એમ સર્વ સંગીતકારોનો મત છે. મૃદંગના બે વિભાગ કરી નરઘું અને બાયું બનાવી સંગીતમાં સરળતા ઉમેરવાની શોધકવૃત્તિ તાનસેને દેખાડી હતી એમ કહેવાય છે. વર્તમાન હિંદી સંગીતશાસ્ત્રમાં તાનસેનનું વ્યક્તિત્વ ઘણું ઊંચું લેખાય છે અને તેના નામે ચઢેલાં અનેક ગીત —ચીજ—મોટા પ્રમાણમાં પ્રચલિત છે. તાનસેનથી શરૂ થયેલી સંગીતની પ્રણાલિકા એક જ વસ્તુ કહી જાય છે કે પ્રાચીન પ્રણાલિકા સાથેના તેના અંકોડા મળતા હોય કે ન હોય તો પણ ગીતના ભાવ, રાગનાં નામ, રાગનાં લક્ષણ અને સ્વરૂપ અને એ સર્વનો વિસ્તાર માત્ર હિંદી જ નહિ પરંતુ હિંદુ પ્રણાલિકાનો ભવ્ય ઝોક લઈને ઊભો થયેલો છે. રાગનાં નામ અને રાગના દેવનો ઉલ્લેખ એ કથનને સ્પષ્ટ કરે છે. માળવાનો બઝબહાદુર પણ ભારતીયસંગીતનો ભારે રસિયો હતો.

**મોગલાઈમાં સંગીત**

અકબર પછીના મોગલ દરબારમાં સંગીતપરંપરા વધતી જ ચાલી. કલાકારોએ કાઢેલી મૃતસંગીતની ઠાઠડીને ખૂબ ઊંડે દાટી દેવા આગ્રહ કરનાર ઔરંગઝેબનો અપવાદ બાદ કરતાં મોગલ શહેનશાહોની પરંપરા સંગીતની ભારે પોષક બની ગઈ હતી. તાનસેનના દીકરીવંશમાં થઈ ગયેલા સદારંગ અને અદારંગ સરખા મહાન સંગીત-

કારોનાં નામ અને ગીત હજી પ્રચલિત છે. નાદીરશાહની કતલથી વિખ્યાત થયેલો મહમદશાહ સંગીતના ભારે પોષક તરીકે 'મહમદશાહ પિયા સદારંગીલે' તરીકે સંગીતમાં હજી પણ જળવાઈ રહ્યો છે. એ જ સંગીતસંકલના આજ પણ હિંદી સંગીત દુનિયામાં વ્યાપક છે. આ સાથે ઇસ્લામયુગના જાણીતા હિંદુ સંગીતકારો – હરિદાસસ્વામી, બૈજુ બાવરો અને ગોપાલ નાયકને પણ ભૂલવા ન જોઈએ.

**ભક્તિમાર્ગ અને સંગીત**

સંગીત સજીવન રહેવામાં જેમ મુસ્લિમરાજ્યકર્તાઓએ અને મુસ્લિમગાયકોએ મોટો ફાળો આપ્યો છે તેમ ભારતીયસંસ્કૃતિના હિંદુવિભાગે પણ એને ખીલવવામાં ઓછો ફાળો આપ્યો નથી. ભક્તિમાર્ગનો મુખ્ય આધાર ભજન, કીર્તન, પદ અને વાદ્યોના ઉપયોગમાં રહેલો છે. સંગીતની પદરચના અને ગીતરચના બહુ પ્રાચીન છે. 'માલવિકાગ્નિમિત્ર' નાટક કાલિદાસના સમયની સંગીતહરિફાઈનો ખ્યાલ આપે છે, જેમાં પદવિભાગની સ્પષ્ટતા કરવામાં આવી છે. ભાગવતમાં 'વેણુગીત' અને 'ગોપીગીત' સરખી છંદોબદ્ધ છતાં ગીતને નામે ઓળખાતી રચના સૂચક છે. તેરમી સદીમાં થઈ ગયેલા સુપ્રસિદ્ધ કવિ જયદેવનું 'ગીતગોવિંદ' તેના વિવિધ રાગ સાથે જાણીતું છે અને આમ ભક્તિમાર્ગે સંગીતનો આધાર લઈ ભક્તિના પ્રચારમાં—કહો કે ભારતીયસંસ્કૃતિના ઉદ્ધારમાં—બહુ મોટો ફાળો આપ્યો છે. ભજન, પદ અને ગીત ગવાય જ. એ ગાવા માટે જ રચાયલાં અને રામાનંદથી શરૂ કરીને કબીર, દાદુ, નાનક, ચૈતન્ય અને એ આખી ભક્તોની પરંપરાએ હિંદીસંગીતને લગભગ ઘેર ઘેર ગવાતું કર્યું. મીરાં, નરસિંહ, તુકારામ અને વૈષ્ણવ આચાર્યોના અષ્ટસખા સૂરદાસ, કુંભનદાસ સરખાની ભવ્ય પદાવલિએ આપણી કાવ્યસમૃદ્ધિ છે એટલું જ નહિ પણ એ આપણી પરમભવ્ય સંગીતસમૃદ્ધિ છે. શીખોના ગ્રંથસાહેબમાં પરોવાયલાં ગીતોમાં આપણા કેટલાય શાસ્ત્રીય

રાગોની સ્પષ્ટતા છે એ જોતાં આપણને એ યુગના સંગીતની વ્યાપકતાનો ખ્યાલ સહજ આવશે.

**દેશી-પ્રાન્તીય સંગીત**

શાસ્ત્રીય સંગીતની સાથે દેશી,–પ્રાંતિક સંગીત પણ ખીલતું જતું હતું. એમાં શાસ્ત્રીય રાગનાં વલણ અને લઢણ ખરાં પણ એનો આગ્રહ અને અત્યાગ્રહ નહિ. લોકરુચિને ગોઠી જાય, ગમી જાય એવી વિવિધતા, રાગઢાળની ફેરફારી અને મિશ્રણ અગર શાસ્ત્રીય-સંગીતને સ્વીકાર્ય ન હોય એવી પણ કેટલીક સંગીતરૂઢિઓ, પ્રાંતે પ્રાંતે દેશી સંગીતમાં દાખલ થઈ અને ભજન, લાવણી, ગરબા, રાસ, કજરી, ઋતુગીતો, સમૂહગીતો, અભંગ વગેરેનો એ દ્વારા સુંદર વિકાસ પણ થતો ચાલ્યો, જેમાં ફારસી ગઝલ કવ્વાલીની રચનાએ કરેલો પ્રવેશ પણ આપણે ભૂલી શકીએ નહિ. ગ્રામજનતાએ પણ હિંદી સંગીતસંસ્કૃતિમાં સારો ફાળો આપેલો છે અને સંગીતની પણ દૃષ્ટિએ કેટલીય સમૃદ્ધિ ગ્રામજનતાએ ઉમેરી છે. ગુજરાતના રાજિયા–મૃત્યુગીતો ગાવાની લઢણ અને એની હલક આજ પણ હૃદયને હલાવી નાખે એવી અસરકારક હોય છે. આમ ભક્તિગીતો, સામાજિકગીતો, ઊર્મિગીતો, ગ્રામ્યગીતો, હાસ્યગીતો, વર્ણનગીતો અને મૃત્યુગીતોનો એક પ્રવાહ શાસ્ત્રીયસંગીતની સાથે સાથે વહેવા લાગ્યો અને આમ શાસ્ત્રીય તથા દેશ્ય સંગીતની ગંગાજમુના સંગીતસંસ્કૃતિને મુસ્લિમયુગમાં પણ જીવન્ત રાખી રહી. આજ પણ એ જ સંસ્કૃતિનો વારસો આપણે ભોગવીએ છીએ.

**સંગીત અને પશ્ચિમનો સંપર્ક**

મરાઠી રાજકીય ઉન્નતિના પ્રસંગે મહારાષ્ટ્રે પણ ઉત્તર હિંદી સંગીતપદ્ધતિ અપનાવી લીધી. એટલે એનો માત્ર નિર્દેશ કરી આપણે પશ્ચિમ સંપર્કનો સહજ વિચાર કરી લઈએ. નવાઈ જેવું છે કે પશ્ચિમે આપણા ઉપર ઘણી ઘણી શુભ-અશુભ અસરો ઊપજાવી છે. છતાં હિંદી સંગીતમાં પશ્ચિમના સંગીતે

જીવન્ત સ્પર્શ કર્યો હોય એમ દેખાતું નથી. આપણું સંગીતશાસ્ત્ર લગભગ એનું એ જ રહ્યું. દેશી શૈલીઓ પણ એની એ જ રહી. મૂળભૂત ફેરફારો આપણા સંગીતમાં પશ્ચિમની સંગીતપ્રણાલીએ કાંઈ કર્યા નહિ. હજી સુધી પશ્ચિમની પદ્ધતિ આપણા કર્ણને રુચિ ગઈ હોય એમ લાગતું નથી. છતાં હારમોનિયમ, પડઘમ, પિયાનો અને કંઈક અંશે ક્લેરિયોનેટ અને વાયોલિન તથા 'બૅન્ડ' આપણે ત્યાં પશ્ચિમની અસર તરીકે આવ્યાં એમ ગણી શકાય. પિયાનો તો માત્ર દેખાદેખી શોખ અને દીવાનખાનાનો શણગાર જ બની રહ્યો અને હારમોનિયમ, ક્લેરિયોનેટ અને વાયોલિન તો પશ્ચિમનો આકાર રાખી હિંદી શાસ્ત્રીય અને દેશ્ય સંગીતપદ્ધતિને અપનાવી લઈ લગભગ હિંદીવાદ્ય બની ગયાં છે. એ પશ્ચિમનાં વાદ્યોએ પણ પશ્ચિમની પદ્ધતિ આપણે ત્યાં દાખલ કરવામાં કાંઈ સહાય આપી દેખાતી નથી. સમૂહવાદ્ય–ઓરચેસ્ટ્રા તથા 'બૅન્ડ' એ પશ્ચિમ પદ્ધતિ ખરી. પરંતુ એનું સંગીત તો મૂળભૂત હિંદી જ રહ્યું: નાટકોને અંગે અને લશ્કરી કવાયતને અંગે કેટલીક કવાયતી લઢણો આપણા સંગીતમાં પશ્ચિમ સંગીતમાંથી આવી ખરી, પણ તે આવીને અટકી ગઈ. હિંદી સંગીતપદ્ધતિમાં લશ્કરી વાદ્યો છે. પરંતુ કૂચકવાયતની પદ્ધતિ ન હોવાથી સૈનિકઘડતરને અનુકૂળ એકતા ભર્યાં – એક સાથે ગાઈ શકાય એવાં ગીત અગર રાહ વિપુલ પ્રમાણમાં આપણી સંગીતકલાએ ઉપજાવ્યાં નથી એટલું આપણે પશ્ચિમની કલાને પડખે નોંધી લેવું જોઈએ. હિંદી કલામાં એ શકયતા નથી એમ કહી શકાય નહિ, કારણ તરાના પદ્ધતિ સંગીતકારો ધારે તો આપણને લશ્કરી સંગીતની બહુ પાસે મૂકી દે એમ છે. નૃત્યને સન્માનયોગ્ય બનાવવામાં પશ્ચિમની નૃત્યપદ્ધતિએ પણ કંઈ ભાગ ભજવ્યો છે — જો કે પશ્ચિમના પ્રથમ સંસર્ગે આપણા સંગીત અને સંગીતકારો, નૃત્ય અને નૃત્યકારો પ્રત્યે એક પ્રકારની જુગુપ્સા ઉપજાવી હતી એમ કહેવામાં વધારે પડતું નથી. સંગીતકલા ધંધાદારીઓ અને ભ્રષ્ટજીવન સાથે જોડાયલા નારી-

વર્ગમાં વ્યાપક હોવાથી આપોઆપ તેનું ગૌરવ ઘટવા પણ લાગ્યું હતું દેશી રાજ્યોએ હિંદી સંગીતને સાચવી રાખવામાં અંગ્રેજી અમલકાળે પણ બહુ મોટો ભાગ ભજવ્યો છે એ સ્વીકારવું જોઈએ. આદિત્યરામ, મૌલાબક્ષ, ફૈઝમહમદ, વિષ્ણુ દીગંબર, ભાતખંડે, ઓમકારનાથ, ફૈયાઝખાન, અલાબંદા, અબ્દુલકરીમખાન અને એવાં કેટલાંય નામ ભારતીયસંગીતે વર્તમાન યુગમાં આપણને આપ્યાં છે જે ઇતિહાસમાં યાદ રહે એવાં છે.

આમ મુસ્લિમયુગથી ચાલી આવેલી સંગીતકલા, નૃત્ય ગીત અને વાદ્યમાં પોતાનું મૂળ સ્વરૂપ જાળવી રહી છે.

**આજની પરિસ્થિતિ** છતાં ધ્રુપદ ધમારની પદ્ધતિ અને વીણા તથા મૃદંગ-વાદન ઓસરતાં જાય છે. ખ્યાલની ગાયકી પણ મર્યાદિત બનતી જાય છે. ઠુમરી, ટપ્પો, ગઝલ, કવ્વાલી, ભજન અને દેશ્યગીત—એમને લોકગીત પણ કહી શકીએ—વ્યાપક બનતાં જઈ લોકપ્રિય થતાં જાય છે. ચિત્રપટને લઈને બંગાળી, પંજાબી લોકગીતોના રાહે વ્યાપકતા ધારણ કરવા માંડી છે. ઉત્તરનાં કથ્થક, દક્ષિણનાં ભરતનાટ્યમ્ અને કથ્થકલી અને આસામનાં મણિપુરી તથા ઓરીસાનાં ગ્રામીણ નૃત્યોએ તેમ જ ગુર્જર રાસગરબા અને નૃત્યોએ પણ લોકમાનસને જીતવા માંડયું છે અને સંગીતનું ગૌરવ ઘટવાને બદલે વધવા માંડયું છે—જો કે શોખના પ્રમાણમાં આવડત વધતી જતી હોય કે ઊંડી ઊતરતી હોય એમ બહુ દેખાતું નથી. વર્તમાન જીવન કલા પાસે અને ખાસ કરીને સંગીતકલા પાસે જે ઉચ્ચ કક્ષાનો આનંદ માગે છે એ આપવાની શક્તિ હિંદી સંગીતમાં છે એટલું તો પ્રજાને દેખાઈ ગયું છે અને એમાંથી સંગીતના હજી પણ વિકાસનો સંભવ રહ્યો છે એમ આપણે કહી શકીએ. હિંદી વિચારક્રાન્તિ જેમ વર્તમાન વિશ્વક્રાન્તિને ખભે ખભો મિલાવી ઊભી રહી શકી છે એમ હિંદીસંગીત પણ વિશ્વસંગીતમાં એક ક્રાન્તિ-

પ્રેમી ટુકડો છે એમ હિંદીસંસ્કૃતિ અભિમાનપૂર્વક કહી શકે એમ છે. અભ્યાસની દૃષ્ટિએ સંગીત બહુ શોધખોળ માગે છે. નાટકની પ્રાચીનયુગમાં ખીલેલી કલા અને તેના પ્રાન્તિકપ્રકારોનો તો માત્ર અહીં નિર્દેશ જ કરી શકીશું.

**સંગીત–ભારતીયસંસ્કૃતિનો સુવર્ણ કળશ**

ભારતીયકલાનો વિચાર કરતાં આપણે એટલું તો ચોક્કસ કહી શકીએ કે ભારતીયસંસ્કૃતિ જેમ ફિલસૂફીમાં, ચિન્તનમાં અને અન્ય કલાપ્રકારોમાં ઊંચામાં ઊંચાં ઉડ્ડયનો પામે છે અને નાજુકમાં નાજુક ભાવવૈવિધ્યને ઝીલી શકે છે, એમ સંગીતે પણ ઊંચામાં ઊંચાં ઉડ્ડયનો પ્રાપ્ત કર્યાં છે અને નાજુકમાં નાજુક ભાવપ્રદર્શનનાં સાધનો ઉપજાવ્યાં છે. કોઈ પણ કલા કરતાં સંગીતકલાની નકશી ભારતમાં ઓછી નથી. રસને સર્વ કલાના મધ્યબિંદુ તરીકે સ્થાપી સાહિત્ય તથા સંગીતનો બીજી કોઈ પ્રજામાં ન હોય એવો સુમેળ આર્યસંસ્કૃતિએ સાધ્યો છે, એટલું જ નહીં, પરંતુ સંગીતને શિલ્પસ્થાપત્ય સરખા કલાવિભાગો સાથે પણ જોડી દીધું છે એમ કહીએ તો ચાલે. તાંડવની ઉદ્ધતમાં ઉદ્ધત ધમક, કૃષ્ણગોપીના લાસ્યની ઝીણઝીણી, પ્રકૃતિનાં અનવધિ સ્વરૂપોનો વ્યાપક બ્રહ્મ સાથે સંધાઈ રહેલો એક તાર એ સર્વ ભાવ આર્યસંસ્કૃતિ જેમ શિલ્પસ્થાપત્યમાં લાવી શકે છે, જેમ સાહિત્યમાં લાવી શકે છે તેમ સંગીતમાં પણ લાવી શકે છે. આર્યસંગીત એ ભારતીયસંસ્કૃતિનો સુવર્ણ કળશ કહી શકાય.

**નાટ્યકલા અને રંગભૂમિ**

સંગીત અને નૃત્ય સાથે નાટ્યકલાનો પણ સહજ ઉલ્લેખ અહીં કરી લેવો બસ થશે. ભરતમુનિના મત અનુસાર તો એ ત્રણે કલાઓ સંમિલિત અને સહસંયોજિત ગણી શકાય. નાટ્યકલાનો વિકાસ એ પણ પ્રજાકીય સંસ્કૃતિની ઉચ્ચ-

કલાનું એક લક્ષણ મનાય છે. નૃત્ય તો સિંધુતટસંસ્કૃતિમાં પણ હતું. વેદમાં નાટ્યતત્ત્વ પણ દેખાઈ આવે છે. વેદમાં થતો સંવાદોનો ઉપયોગ અને સંગીતકારો તથા મન્ત્રોચ્ચાર કરનારાઓની જુદી જુદી શ્રેણિ યજ્ઞ સરખી જાહેર ક્રિયાને—જાહેર ઉત્સવને નાટ્ય તરફ વાળે એ બહુ સંભવિત લાગે છે. અષ્ટાધ્યાયીકાર પાણિનિનો સમય ઈ. સ. પૂર્વની છઠ્ઠી સદીનો ગણવામાં આવે તો પણ એ સમયે નાટ્યકલાનો વૈજ્ઞાનિક વિકાસ થઈ ચૂક્યો હોય એમ સ્પષ્ટ દેખાઈ આવે છે. પાણિનિ શિલાલી તથા કૃશશ્વનાં 'નટસૂત્રો'નો ઉલ્લેખ કરે છે એ જ દર્શાવી આપે છે કે નાટ્યકલા ત્યારે વિકસિત હતી. પછી તો ભરતનું નાટ્યશાસ્ત્ર એની સ્પષ્ટ સાબિતિ આપી રહ્યું છે. અશ્વઘોષ, ભાસ અને કાલિદાસ સરખા જગપ્રસિદ્ધ ગણાઈ ચૂકેલા નાટ્યકારો જે સંસ્કૃતિ ઉપજાવે તે સંસ્કૃતિ નાટ્યગૃહ અને રંગમંચની પણ યોજના ન જ ભૂલે. પ્રાચીન નાટ્યગૃહોની રચના બહુ ધ્યાનપૂર્વક કરવામાં આવી હતી. રાજ્ય-મહાલયો અને મંદિરોમાં પણ થતી રંગમંડપોની રચના નાટ્યકલાના પ્રચારનું સૂચન કરે છે. આવાં શાસ્ત્રીય નાટકો સાથે લોકનાટ્ય-પ્રયોગો–Folk dramas–પણ વિકાસ પામી ગ્રામજનતા સુધી નાટ્ય-કલાને લઈ જતાં હતાં એના પુરાવા આજની રામલીલા, કૃષ્ણલીલા, ભરતમેલાપ સરખા પ્રયોગો, બહુરૂપીના વેષ, કટપૂતળીના ખેલ અને ભવાઈ તથા ભાંડની રમૂજી નાટ્યપદ્ધતિમાંથી હજી મળી આવે એમ છે. ભવાઈ અને ભાંડના હાસ્યપ્રયોગોમાંથી બીભત્સ તત્ત્વ ગાળી કાઢવામાં આવે તો તેમાં રહેલું નાટ્યતત્ત્વ આપણું ભારે ધ્યાન ખેંચે એમ છે. ગુજરાતમાં તો ભવાઈને પોતાનો ધંધો બનાવનાર તરગાળા કોમે વર્તમાન નાટ્યકલાને આપેલો અભિનવ વેગ અંશતઃ જૂનીનવી રંગભૂમિને જોડનારી સાંકળ બની રહી છે. સાહિત્યમાં પ્રાચીન યુગે જેમ નાટકો આપ્યાં છે તેમ વર્તમાનયુગે પણ આપ્યાં છે, અને હજી એ સાહિત્યપ્રવૃત્તિ જોશીલી બન્યે જાય છે. ધંધાદારી નટમંડળોએ પણ પશ્ચિમની રંગભૂમિનાં કેટલાંક તત્ત્વોને સ્વીકારી સ્વદેશી રંગભૂમિ સર્જી

છે—જેનો ભારતીય આત્મા ચલિત થયો નથી. ઇસ્લામયુગની રંગભૂમિનો ચોક્કસ અભ્યાસ થયો નથી, છતાં પ્રાન્તીય લોકકલા તરીકે નાટક જીવંત હોવું જોઈએ અને વર્તમાન યુગ તો માત્ર ધંધાદારી નહિ પણ બિનધંધાદારી નટવર્ગ ઊભો કરી રંગભૂમિની પ્રતિષ્ઠા અને એ માટેનો સદ્ભાવ વધાર્યે જાય છે. વિદ્યાપીઠો પણ નાટ્યકલાને ઉચ્ચકક્ષાના અભ્યાસનું બહુમાન આપવા પ્રયત્નશીલ થાય છે ત્યારે આખો ભારતીયસંસ્કૃતિનો નાટ્યવિભાગ સજીવન બની આપણી સામે ઊભો રહે છે અને વેદકાલીન સંવાદો અને ઉદ્બોધનોથી શરૂ થતી આપણી નાટ્યપ્રવૃત્તિનો આછો પણ સળંગ નકશો આપણી આંખો સામે ચીતરાઈ રહે છે. એ આખો નકશો અહીં ઉકેલી શકાય એમ નથી. પરંતુ આપણી સંસ્કૃતિને નિહાળતાં આપણે રખે ભૂલીએ કે ભારતીય નાટ્યકલા અન્ય પ્રજાઓની નાટ્યકલાના ઇતિહાસ સાથે માનભર્યું સ્થાન પામી શકે એમ છે.



# ૧૩

## કેટલીક વિશિષ્ટતા

### (૧)

### ભારતીય અસર અને પરદેશ

**ભારતીય પ્રજા— પ્રવાસી પ્રજા**

ધર્મ તથા ધર્મને વળગીને વિકસેલા કલાસાહિત્યઅંગ ઉપર ભાર મૂકવામાં આવતાં ભારતીયસંસ્કૃતિ જાણે પાર્થિવ જીવનને વિસરી ગઈ હોય એવો કદાચ ભાસ થાય. પરંતુ એ ભાસ ભૂલભરેલો છે. આર્થિક આબાદીની ઊંચામાં ઊંચી સીમા ભારતીયસંસ્કૃતિએ નિહાળી છે. ભારતનું પરદેશીઓને એક આકર્ષણ તેની દોલત પણ હતું. વ્યાપારઉદ્યોગમાં ભારતીયસંસ્કૃતિએ દરિયા ડહોળી તથા ડુંગરા ઓળંગી દૂર દૂરના દેશોમાં પોતાનાં થાણાં સ્થાપ્યાં છે. ઉદ્યોગને માટે જરૂરી વૈજ્ઞાનિક વિકાસ પણ તેણે મોટા પ્રમાણમાં સાધ્યો છે. પરદેશીઓને જેમ તેણે શિક્ષણ આપ્યું છે તેમ તેણે પરદેશીઓ પાસેથી શિક્ષણ લેવામાં પણ સંકોચ સેવ્યો નથી. ભારતની આબાદી એ વિશ્વ સમસ્તનું સનાતન લોભલક્ષ્ય. ખૂની હુમલાઓ પાછળ ભારતીય આબાદીને લૂંટવાની વૃત્તિ પણ ખરી. આબાદીમાંથી સર્જાતી મોજશોખની કળાઓ પણ ભારતીયસંસ્કૃતિએ વિપુલતાપૂર્વક વિકસાવી છે. કદાચ અતિ વિલાસિતાનો આરોપ આ ધર્મ અને ચિંતનમાં પડેલી સંસ્કૃતિને માથે આવે એટલો વિકાસ મોજશોખની કલાઓમાં થયો હતો એ પણ આપણે વિચારવું ઘટે.

**ઇતિહાસના કૂટ પ્રશ્નો**

ઇતિહાસના ઇશારામાં આપણે જોઈ ગયા કે આપણાં રાજકીય સંગઠનો અને વિજયો ચક્રવર્તીપદ સુધી પહોંચી ગયાં હતાં અને આપણા હજી પૂરા ન ઉકલેલા અતિ પ્રાચીન ઇતિહાસમાં પણ સંખ્યાબંધ ચક્રવર્તીઓને આપણે જોઈ શકીએ છીએ.

આ ચક્રવર્તીપદની સાથે ભારતીયસંસ્કૃતિને અંગે બે મહત્ત્વનાં સત્ય હજી વધારે અન્વેષણ માગતાં હોય એમ લાગે છે. (૧) ભારતીય-સંસ્કૃતિની સંસ્થાનમાળાઓ કેમ ઊપજી અને કેમ લુપ્ત થઈ ગઈ? (૨) જે પ્રજાઓના હુમલાઓને પરદેશીઓના હુમલા તરીકે ઓળખાવવામાં આવે છે એ હુમલા કરનાર પ્રજા ખરેખર પરદેશી હતી ખરી? કે કદાચ, આર્યસંસ્કૃતિના વિસ્તાર પામેલા ટુકડાઓમાંથી જ એ પ્રજા આવતી હતી?

**અશોકનાં પરદેશ ગયેલાં ધર્મમંડલો**

અશોકે પોતાનાં પુત્રપુત્રીને તેમ જ ધર્મમંડલોને બુદ્ધમાર્ગના પ્રચાર માટે સિંહલદ્વીપ, ઇજીપ્ત, પશ્ચિમ એશિયાનાં રાજ્યો, પૂર્વ યુરોપનાં રાજ્યો તથા કદાચ ચીન સુધી મોકલ્યાં હતાં એમ સ્પષ્ટ જણાઈ આવે છે. બુદ્ધના આદેશને ગ્રહણ કરનાર નીચેના રાજવીઓનાં નામ અશોકના એક શિલાલેખમાં સ્પષ્ટ લખેલાં છે:

૧. પશ્ચિમ એશિયા તથા સિરિયાનો રાજવી એન્ટીઓકસ થીઓસ

૨. ઇજીપ્તનો ટોલેમી ફીલાડેલ્ફસ

૩. મેસિડોનિયાનો એન્ટીગોનોસ ગુનાટ્સ

૪. સાયરિનનો મેગસ

૫. એપિરસનો એલેકઝેન્ડર

૬. સિંહલદ્વીપનો દેવાનામપ્રિય તિષ્ય.

ધર્મમંડળોમાં મોકલેલી વ્યક્તિઓનાં નામ પણ લેખમાં સચવાઈ રહેલાં છે.

**કનિષ્ક અને મધ્ય એશિયા**

આ ઈ. સ. પૂર્વની ત્રીજી સદીની એ વાત. એ વાત એટલું તો સિદ્ધ કરે છે કે આપણા સંસ્કારવ્યવહાર આટઆટલા દેશો સુધી એ સમયે લંબાયા હતા. એ પહેલાંની કેટલી સદીઓનાં પિછાન હોય તો જ આવા દેશપરદેશ સાથેના વ્યવહાર શક્ય બને. ઈ. સ. પૂર્વની પહેલી સદીમાં બૌદ્ધ સમ્રાટ કનિષ્કના વિજયો આર્યસંસ્કૃતિને સ્પષ્ટ રીતે મધ્ય એશિયા અને ચીન સુધી લઈ જાય છે. ગોબીના રણમાંથી મળી આવેલાં હસ્તલિખિત પુસ્તકો અને મધ્ય એશિયાનાં ખંડેર બનેલાં મઠમંદિરો અને તેમાં સચવાયેલાં ચિત્રો આજ પણ ભારતીયસંસ્કૃતિના વિસ્તારની કથા કહી જાય છે. વળી બર્માથી માંડી જપાન સુધીના વિશાળ ખંડમાં આજ પણ વ્યાપેલો બૌદ્ધ ધર્મ હજી જીવંત છે અને ભારતીયસંસ્કૃતિની સાખ પૂરી રહ્યો છે.

**પૂર્વનાં ભારતીય રાજ્યો**

બર્મા અને સિયામમાં ઈ. સ. પૂર્વે ત્રીજી સદીથી આર્યોની અવરજવર અને તેમના વસવાટ ચાલુ હતા, એવા પુરાવા મળી આવ્યા છે. એટલું જ નહિ; બર્માથી આગળ હિન્દી ચીનના દક્ષિણ વિભાગના ચમ્પા પ્રદેશમાં ઈ. સ. ની પહેલી સદીમાં એક ભારતીય રાજ્ય હતું એવી સાબિતી મળે છે. એથી પણ સહજ પહેલાં કેમ્બોડિયામાં આર્યોનાં થાણાં હતાં, તથા આર્યોની રાજ્ય-સત્તા હતી એમ ત્યાં મળી આવેલા અવશેષો આપણને કહી રહ્યા છે.

જાવામાં ઈ. સ. ની પહેલી સદીથી જ હિન્દુ રાજ્ય હતું એ હકીકત જાવાનો જ ઇતિહાસ કહી રહ્યો છે. સુમાત્રા જાવાના શ્રીવિજય નામના મહારાજ્યે તો પૂર્વ એશિયાના અનેકાનેક પ્રદેશો ઉપર સામ્રાજ્ય સ્થાપ્યું હતું. વળી જાવાના આજ સુધી સચવાઈ રહેલા છસો જેટલા અવશેષો આર્યસંસ્કૃતિના વિસ્તારના છસો જીવન્ત લેખો છે એમાં શક નહિ. બૌદ્ધમાર્ગ જન્મ્યો અને ફેલાયો ભારતમાં; પરંતુ તેનું મોટામાં મોટું, વિશ્વની એક મહા નવાઈ જેવું બોરોબુદુરનું બૌદ્ધમંદિર જાવામાં છે. મલાયા, સુમાત્રા, બાલી અને જંગલી મનાતા બોર્નિયોમાં આર્યસંસ્કૃતિના શિલાલેખો અને મંદિરો પણ મળી આવ્યાં છે. બાલી ટાપુની પ્રજા તો આજ પણ પોતાને ચાતુર્વર્ણ્યસ્થિત આર્યપ્રજા તરીકે જ ઓળખાવે છે. સને ૧૯૦૬ સુધી – એટલે છેલ્લાં ૫૦ વર્ષ પણ હજી પૂરાં થયાં નથી એ સમયે બાલીનો અંતિમ હિન્દુધર્મી – આર્યધર્મી રાજા ડચ લોકો સાથે લડતાં રણભૂમિમાં પડ્યો અને તેની મહારાણી ચિતોડના જોહરને યાદ આપે એવી રીતે ચિતા સળગાવી જીવતી બળીને સતી થઈ! હજી પણ આ પ્રદેશોમાં આર્યસંસ્કૃતિની છાપ ધારણ કરતું જીવન જીવાય છે. એ પ્રદેશનાં નામો પણ આપણને હજી આર્યસંસ્કૃતિની યાદ આપ્યા કરે છે. સિયામના એક વર્તમાન રાજાનું નામ પ્રજાદીપક હોય, અને તેના આજના સેનાપતિનું નામ પ્રબલસંગ્રામ હોય ત્યારે એ પ્રદેશને કદી ન જોઈ શકેલા ભારતવાસીઓ પણ એમ જરૂર માને કે આપણો, આપણા સંસ્કૃતિદેહનો કોઈ ટુકડો હજી સિયામમાં જીવે છે ખરો. આમ આખો પૂર્વએશિયા આપણી ભારતીય છાપ આજ પણ રાખી રહ્યો છે. ફીલીપાઈન્સના રાષ્ટ્રપુષ્પનું નામ ચોખ્ખું 'ચંપક' છે.

મૌર્ય સામ્રાજ્ય ઈરાનની સરહદ સુધી પહોંચ્યું હતું તે આપણે જાણીએ છીએ. અશોકની ધાર્મિક પ્રવૃત્તિનો વિસ્તાર ઈરાનની પાર

પશ્ચિમ બાજુએ ઘણો હતો એ પણ આપણે જોઈ ગયા. કનિષ્કના વિજયોએ પણ પશ્ચિમ અને મધ્ય એશિયાને ભારતીયસંસ્કૃતિ સાથે જડી રાખ્યા હતા. ઓરેલસ્ટિને ખોતાનમાં આરંભેલાં ખોદકામ ભારતીયસંસ્કૃતિના પુરાવા આપી રહે છે. ગોબીના રણ નીચેથી મળી આવેલાં શહેરોના અવશેષ બે હજાર વર્ષ પૂર્વેના આર્યોના વસવાટને ઓળખાવી રહે છે. ભારતીય લિપિમાં અને ભારતીય ભાષામાં લખાયલા સેંકડો લેખો અને સેંકડો સિક્કાઓ, કુબેર અને ગણેશ જેવા આર્ય દેવતાઓની મૂર્તિઓ, બૌદ્ધમાર્ગનું સૂચન કરતાં શિલ્પસ્થાપત્યો અને આવી સેંકડો વસ્તુઓ આજ પણ આપણને મળી આવતી હોય તો એક વાત સ્પષ્ટ થાય છે કે ભારતીય પ્રજાનાં સંસ્કારસાહસો માત્ર ભારતમાં જ નહિ પરંતુ હિમાલય અને મેરુની પાર પહોંચી ગયાં હતાં અને મહાજળ તરીકે પૃથ્વીના અનેક અજાણ્યા સીમાડાઓ શોધી વળ્યાં હતાં. દક્ષિણ અમેરિકાની મયસંસ્કૃતિ ઉપર અસર કરી ચૂકેલી આર્યસંસ્કૃતિની વાત હસી કાઢવા જેવી નથી. એ વધારે અભ્યાસ માગે છે.

**સંસ્કૃતિની વ્યાપક અસર**

ઈ. સ. પૂર્વની પ્રવૃત્તિઓ આછીપાતળી પણ સમજાય છે. પરંતુ ત્યાર પછી આર્યસંસ્કૃતિના વિજયો માટે Civilization of the Eastની ગ્રંથ-માળાના ભારતવિષયક ગ્રંથના લેખક રેનેગ્રુસે –Rene Grusset–શું કહે છે તે આપણે સાંભળી લઈએ :

**બૃહદ ભારત**

'During the first eight centuries of our era, so far as religion and art are concerned, Central Asia was a sort of Indian Colony ... On the other hand India left het impress upon the Malay Peninsula and Archepelogos and Indo-China in politics too.

It is often forgotten that in the early middle ages there existed a Greater India, a vast Indian Empire ... In those days the Indian Ocean really deserved its name.'

'આપણા ખ્રિસ્તી–ઇસવી–સંવત–સનની શરૂઆતની આઠ સદી સુધી તો ધર્મ અને કલાને અંગે મધ્ય એશિયા એ ભારતનું એક સંસ્થાન બની ગયું હતું. બીજી પાસ મલાયા દ્વીપકલ્પ, જાવા, સુમાત્રા, બાલીની દ્વીપશ્રેણી તથા હીંદીચીનમાં પોતાની રાજકીય છાપ પણ ભારત પાડી રહ્યું હતું. મધ્યયુગની શરૂઆતમાં બૃહદ્ ભારત–વિશાળ ભારતીય સામ્રાજ્ય—હતું એ વાત ઘણુંખરું વિસરાઈ જાય છે. એ યુગમાં હિંદી મહાસાગરે પોતાનું નામ સાર્થક કર્યું હતું.'

**પ્રાચીન અમેરિકા અને પ્રાચીન ભારત**

દક્ષિણ અમેરિકાની મયસંસ્કૃતિમાં આર્યસંસ્કૃતિના કેટલાયે અવશેષો રહેલા છે એમ પુરાતત્ત્વવિદોને આછું આછું ભાન થવા લાગ્યું છે એની નોંધ નવલરામથી માંડી દીવાન ચમનલાલ સુધીના વિદ્વાનોએ કરી છે. આ બધી સંસ્કારપ્રવૃત્તિ જડે છે ખરી, એ ભારતીયસંસ્કૃતિની છાપ છે એની સાબિતી પણ મળે છે ખરી; પરંતુ તેને ભારત સાથે સાંકળી લેતા ઇતિહાસઅંકોડા તથા રાજકીય સંબંધો હજી પૂરા મળતા નથી. એ શોધી કાઢવાની બહુ જરૂર છે. એ જડશે ત્યારે ભારતીયસંસ્કૃતિનો ઇતિહાસ આજ દેખાય છે તેના કરતાં પણ વધારે ઉજ્જવલ અને વધારે ચમકતો દેખાશે. સંસ્કાર-સંબંધો સાથે મર્યાદિત પણ રાજકીય સંબંધો ન હોય એમ બની શકે નહિ. પૂર્વએશિયામાં આર્યોનાં મહારાજ્યો હોય, આર્યોની સંસ્કૃતિ હોય, આર્યોનો ધર્મ હોય, આર્યોનાં મહાભારત, રામાયણ અને પુરાણ હોય, તો આર્યોના રાજકીય વિજયો પણ ત્યાં સુધી પહોંચ્યા ન હોય એમ માનવું વધારે પડતું છે. વૈદિક પૌરાણિક સમ્રાટો, મૌર્યસમ્રાટો, કુશાન-

સમ્રાટો, આન્ધ્રસમ્રાટો જેવા સમ્રાટોની પરંપરા આપણો ઇતિહાસ આપતો હોય, આપણાં સામ્રાજ્યોમાં મહાન નૌકાદળ વિકસેલાં હોય, અને આપણો વ્યાપાર અને આપણી અવરજવર ધમધોકાર સર્વ-જાણીતા દેશોમાં સદીઓ અને સહસ્રાબ્દિઓ સુધી ચાલતી હોય તો આપણા સૈનિકવિજયો પણ તે બાજુએ ન જ હોય એમ ભાગ્યે માની શકાય. કલ્પના મનાતા, ઇતિહાસપુરાણના ગપાષ્ટક મનાયેલા ઘણા ઘણા આર્ય દિગ્વિજયોમાં પણ આ પરદેશવિજયની કેટલીક સાચી હકીકત સંતાયેલી હોવી જોઈએ.

આ સંસ્થાનમાળાઓ કેમ ઊપજી અને કેમ લુપ્ત થઈ ગઈ એ પ્રશ્ન જરૂર જવાબ માગે છે. સંસ્કારવિજયોના અવશેષ ભારતની ચારે બાજુએ ખુલ્લા પડેલા છે. ભારતની સાથે એ સંસ્થાનોને જોડતા રાજકીય સૂત્રને શોધી કાઢવાની હવે સગવડ મળવી જોઈએ—લેવી જોઈએ. આ ભારતીયસંસ્કૃતિનો પ્રવાસશોખ આજના ભારતમાં પણ સ્પષ્ટ દેખાય છે. પૂર્વ અને દક્ષિણ આફ્રિકા, બર્મા અને મલાયા, જાવા અને ફીજી તથા અમેરિકાના બ્રાઝિલ સુધી ભારતીય પ્રજાના વસવાટો થયા છે. બ્રિટિશ ગીએનાનો હદપાર થયેલો પ્રધાન છેદી જગન ભારતીય પિતાનો પુત્ર છે.

**ભારત ઉપરના પરદેશી હુમલા**

બીજો પ્રશ્ન આપણને હજી આગળ લઈ જઈ વળી ભારે ઊંડો અભ્યાસ માગે છે. આજના ઇતિહાસકારો જેમને ગ્રીક, શક, પાર્થિયન, કુશાણ અને હૂણ તરીકે માને છે તે ખરેખર પરદેશીઓ હતા ખરા? પરદેશીઓ હતા તો તેઓ ક્યારે, કેવી ઢબે ભારતવાસી બન્યા અને ભારતીયસંસ્કૃતિને અપનાવી શક્યા? ઇરાનની સરહદ સુધી પ્રાચીન ભારત લંબાયલો હતો એ વાત સ્પષ્ટ છે. હિંદુઓ અને પારસીઓ મૂળ એક જ આર્યપ્રજાના વિભાગો. વેદ અને

અવસ્તાની ભાષામાં બહુ મળતાપણું હોય, વૈદિક દેવ વરુણ અને અવસ્તાના દેવ અહુરમઝદ, વૈદિક મિત્ર અને ઇરાનના મિથ્ર, ઋગ્વેદના વૃત્રહણ અને અવસ્તાના વેરેથ્રગ્ન, વૈદિક સોમ અને અવસ્તાઈ હોમ આમ મળતા આવતા હોય ત્યારે ભારતીય આર્યો અને ઇરાનવાસી આર્યોને બહુ જુદા તો ભાગ્યે જ કલ્પાય. અફઘાનિસ્તાન અને બલૂચિસ્તાનનો આખો પ્રદેશ ભારતવાસીઓનો હોય, અરસપરસની નદીઓ અને આસપાસના મુલકોના ઉલ્લેખો બંનેમાં મળતા આવતા હોય, અને ભારતીય તથા ઇરાની પ્રજા, એ પ્રદેશોમાં એકબીજાની સાથે લાંબો વસવાટ કરતી હોય ત્યારે ઇરાનને પ્રાચીન યુગમાં ખરેખર પરદેશ માનવો કે કેમ, અને ક્યારથી માનવો એ પ્રશ્ન સ્પષ્ટ ઉત્તર માગે છે. પાર્થિયનોને ઋગ્વેદકાળથી પાર્થ તરીકે અને પારસીઓને પાર્શ્વ તરીકે, તથા ઇરાન અને અફઘાનિસ્તાનની ઉત્તરે આવેલા બલ્ખ અગર બેક્ટ્રિયાના લોકોને અથર્વવેદ બાલ્હીક કહીને બોલાવતો હોય ત્યારે એમ માનવું કે ઇરાન અને ભારત વચ્ચે પરદેશી તરીકેનો જ સર્વથા સંબંધ હતો એ હકીકત ઐતિહાસિક સત્ય ગણાય ખરી? ઇરાની આર્યો, બાલ્હીકો અને ભારતીય આર્યોના સંબંધમાં ફરી વિચાર કરવાની જરૂર રહે ખરી. ભારતના આર્યો અને ઇરાનના આર્યો પરસ્પર કેટલે અંશે પરદેશી? બાલ્હીકો શા માટે અભારતીય?

**ઇરાનની બંને બાજુએ ભારત!**

એથી વધારે ઊંડે ઊતરતાં, ઘણાને નવાઈ લાગશે, છતાં અત્યારના જ વિદ્વાનોએ શોધી કાઢ્યું છે કે અવસ્તા યુગમાં ઇરાનીઓને મન ભારતવાસી આર્યો તેમની પૂર્વે પણ આવેલા હતા અને તેમની પશ્ચિમે પણ આવેલા હતા! ઇરાનની પૂર્વે તેમ જ ઇરાનની પશ્ચિમે, એમ બન્ને બાજુએ ભારત આવેલું હોય તો ભારતીયપ્રદેશની સીમાનો કોયડો બહુ જુદો બની જાય છે અને એશિયા માઈનોરના ઈશાન ભાગમાંથી મળી આવેલી મુદ્રાંકિત પાટીઓમ

સ્પષ્ટ ઊકલી આવતાં અજ અને દશરથ સરખાં ભારતઓળખ્યાં નામ તથા મિત્ર, વરુણ, ઇન્દ્ર અને નાસત્ય સરખા દેવોનાં નામ ઈરાનની પશ્ચિમે વ્યાપેલા ભારતની કે ભારતીયસંસ્કૃતિની ઈરાન । પૂર્વભારત ઉપરની છાપની સ્પષ્ટ સાક્ષી પૂરે છે એમ સહજ જણાયા વગર ન જ રહે.

**પ્રાચીન ભારતીય સરહદ**

કંદહારની આસપાસના ભાગને જૂની દુનિયા અને ખાસ કરીને પાર્થિયનો શ્વેત હિન્દને નામે ઓળખતા હતા. શક લોકોનું નિવાસસ્થાન શકસ્થાન તો અફઘાનિસ્તાન અને બલૂચિસ્તાનની વચમાં ઈરાનની સરહદને લાગીને આવેલું છે જેનો કેટલોક ભાગ આજ સીસ્તાનને નામે હજી ઓળખાય છે. બહુ સંભવિત છે કે ઈરાનની ઉત્તરનો પ્રદેશ આર્યોનો પ્રદેશ હતો અને ઈરાનને છોડીને તેની પશ્ચિમ – ઉત્તરે પણ આર્યસંસ્કૃતિ ફેલાઈ હોય તો તે સંભાવના અસંભવિત નથી. કાશ્મીરથી ઉત્તરે આવેલો પામીરનો પ્રદેશ મેરુ કે સુમેરુને નામે ભારતીય આર્યોનો જાણીતો પર્વતપ્રદેશ હતો અને કનિષ્ક જેવા રાજવીઓએ ભારતીય સરહદ મધ્ય એશિયામાં વિસ્તારી હતી એમ તો ઇતિહાસ પણ કહે છે. ભારતીય વણઝારોના વ્યાપારી માર્ગ પણ મધ્ય એશિયામાંથી પૂર્વપશ્ચિમમાં લંબાતા હતા. આમ આજ પરદેશ લાગતો ઘણો પ્રદેશ ત્યારે ભારતવાસીઓને જાણીતો હતો, એટલું જ નહિ, પરંતુ તે ભારતવાસીઓનો જ પ્રદેશ હોવો જોઈએ એમ પણ માનવાને કારણ મળે છે. જે સંસ્કૃતિને ભારતીયસંસ્કૃતિને નામે આપણે ઓળખીએ છીએ એ સંસ્કૃતિ આ ઉલ્લેખાયલા બધા પ્રદેશોમાં જ વ્યાપક હતી એ વાત તો હવે ચોક્કસ થાય છે. તેમ ન હોય તો શક રાજાઓ રુદ્રદામન જેવું નામ, ગ્રીક રાજવી મિલિન્દ જેવું નામ, કુશાણરાજવી વાસુદેવ જેવું નામ ધારણ ન કરે, ગ્રીક હેલિયોડોરસ વિષ્ણુને ગરુડધ્વજ સમર્પણ ન કરે અને પાર્થિયનો,




ભારતીય સંસ્કૃતિની અસરનીચે આવેલો પ્રદેશ .

કુશાણો તથા હૂણવિજેતાઓ પ્રથમથી જ શૈવ, વૈષ્ણવ કે બૌદ્ધ બનીને ભારત ઉપર આવી રાજ્ય ન કરે. ભારત ઉપર ચઢી આવેલી ઘણી ખરી પ્રજાઓ ધર્મે અને સંસ્કૃતિએ વૈદિક કે બૌદ્ધ હતી એ સત્ય પરદેશ મનાતા ઘણા પ્રદેશોને ભારતીય પ્રજાના વિભાગો તરીકે જ ઓળખાવે એમ છે. ગ્રીક ઇતિહાસકાર એરિયન જેણે હિન્દ ઉપર એક પ્રાચીન ગ્રંથ લખ્યો છે, તેનું એક વાક્ય અહીં ઉતારવું યોગ્ય થઈ પડશે. "ન્યાયની ભાવના કોઈ પણ ભારતીય રાજાને પોતાની સીમા બહાર વિજય-સવારીઓ લઈ જવાની મના કરતી હતી." એ દૃષ્ટિએ પરદેશીઓના કહેવાતા હુમલા કદાચ ભારતવાસીઓના જ અરસપરસના હુમલા ગણી શકાશે. વૈષ્ણવ ગુપ્તવંશી ચંદ્રગુપ્ત દક્ષિણનો કાંચીપ્રદેશ જીતે અને બાહ્લીક બાજુએથી આવતો શૈવ તોરમાણ અને મિહિરગુલ પંજાબ જીતે એમાં પરદેશવિજય કહેવાય કે કેમ એ પ્રશ્ન વિચાર કરવા સરખો છે. વધારે અભ્યાસથી કદાચ આપણે જાણી શકીશું કે કહેવાતા પરદેશીઓ આર્યધર્મી સ્વદેશી હતા ! આ બન્ને પ્રશ્નો વધારે અભ્યાસ અને ચર્ચા માગે છે. કારણ ભારતીયસંસ્કૃતિની અસર ત્યારે આખા એશિયાખંડ ઉપર વ્યાપક હતી. રાજકીય સંબંધોનો પ્રકાશ પડતાં આજના ભારતની પૂર્વનો અને પશ્ચિમનો પ્રદેશ ભારતખંડમાં સમાતો હતો એમ માનવાનાં વધારે સાધનો મળે ખરાં.

## (૨)

### વ્યાપારહુન્નર

આ તો આપણે રાજકીય સંબંધોની વાત કરી. પરંતુ ભારતના વિપુલ વ્યાપારસંબંધો પ્રાચીન કાળમાં દૂર દૂર સુધી બંધાયા હતા એ વાત આપણે ન ભૂલીએ. જળ અને સ્થળ એ બન્ને માર્ગે મેસોપોટેમિયા, અરબસ્તાન, ફીનીશિયા અને ઇજીપ્ત સુધી ઈ. સ. પૂર્વે આઠમી સદીમાં

**વ્યાપારસંબંધ**

ભારતનો વ્યાપાર હતો એની સાબિતીઓ મળી આવે છે. ઈ. સ. પૂર્વે ચોથી સદીમાં નૌકાવ્યવહાર અને નૌકાસૈન્યની પણ વ્યવસ્થા કરવી પડતી હતી એમ ચાણક્યનું અર્થશાસ્ત્ર આપણને કહે છે. એ જ અરસામાં ચીન સાથે પણ ભારતને વ્યાપારી સંબંધો બંધાઈ ચૂક્યા હતા. પહેલી સદીમાં રચાયલા ગ્રીક પુસ્તક પેરીપ્લસ ઑફ ધિ એરીથ્રિયન સીમાં હિન્દના પશ્ચિમ કિનારાનાં અનેક બંદરોનું વર્ણન આપવામાં આવ્યું છે તથા પરદેશ સાથે ભારતનો ધમધોકાર દરિયાઈ વ્યાપાર હતો એનો ઉલ્લેખ કરેલો છે. પ્લીની નામના ઇતિહાસકારે તો ચોખ્ખું કહ્યું છે કે રોમન રાજ્યમાંથી હિંદુસ્તાન વ્યાપાર અંગે કરોડો રૂપિયા ખેંચી જતું હતું.

આ વ્યાપાર લગભગ ભારતીયસંસ્કૃતિનાં પાંચે હજાર વર્ષ સુધી ચાલુ જ રહ્યો છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

**જૂની પ્રશસ્તિ**

ભારત ઉપર છેલ્લો પરદેશી ધસારો લાવનાર યુરોપિયનો પણ ભારત સાથે વ્યાપારી સંબંધ બાંધવાને માટે પ્રથમ આકર્ષાયા હતા. ચીની મુસાફરો તેમ જ આરબ મુસાફરો ભારતીય વ્યાપાર, બંદરો અને વહાણવટાની સતત તારીફ કર્યા જ કરે છે. દક્ષિણના એક વ્યાપારીમંડળ માટેની એક પરદેશી પ્રશસ્તિ સાંભળવા સરખી છે. “ એ વીરપુરુષો અનેકાનેક દેશો ખેડવાને માટે જ જાણે જન્મ્યા ન હોય! જળમાર્ગે અને સ્થળમાર્ગે તેઓ છ છ ખંડની ભૂમિમાં પ્રવેશ કરે છે અને ઘોડા, હાથી, હીરા, મોતી, સુગંધી-પદાર્થો અને તેજાના તથા દવાના છૂટક અને જથાબંધ વ્યાપાર કરે છે.”

જે પ્રદેશમાં આવો ધમધોકાર વ્યાપાર ચાલતો હોય તેમાં ઉદ્યોગો પણ ખીલી નીકળે એમાં નવાઈ નથી.

**ઉદ્યોગ**

ગૃહઉદ્યોગો તો ઘેર ઘેર હતા. મોટા ઉદ્યોગો પણ દેશભરમાં વ્યાપક હતા. ખેતી એ પ્રજાનો

મુખ્ય ધંધો. રાજ્યો અને મહારાજ્યોનાં સૈન્ય માટે યુદ્ધકીય સામાન અને શસ્ત્રોની જરૂર પડે, એટલે યુદ્ધકીય ઉદ્યોગો પણ સારા પ્રમાણમાં ખીલેલા હતા. ઘોડા અને હાથીઓના વ્યાપાર ભારતમાં ચાલતા. રથની બનાવટ માટે તેમ જ સફરી તથા સૈનિક વહાણો અને હોડીઓને માટે લાકડાં તેમ જ ધાતુનાં મોટાં મોટાં કારખાનાં પણ ચાલતાં હતાં. જંગલો કપાતાં હતાં અને વ્યવસ્થિત રીતે ફરી ઉપજાવવામાં આવતાં હતાં. ધાતુની ખાણોના પણ ઉદ્યોગ ચાલ્યા કરતા હતા. ખાણો અને જંગલોની તપાસ માટે રાજ્યમાં વ્યવસ્થિત ખાતાં રહેતાં. ઝવેરીઓ, સોની, કાચનું કામ કરનારા, હાથીદાંતની બનાવટો બનાવનારા અનેક કારીગરોથી વ્યવસ્થિત થયેલા એ સર્વ કારીગરોના ધંધા બહુ વિકાસ પામ્યા હતા. સુગંધિત દ્રવ્યોની પણ બનાવટ સારા પ્રમાણમાં થતી હતી. કપાસ, ઊન અને રેશમની બનાવટનાં વસ્ત્રો પણ મોટા પ્રમાણમાં અહીં બનતાં. ચામડાં કમાવાની ક્રિયા પણ ભારતમાં બહુ જૂનીજાણીતી છે. મીઠાં પીણાં પણ ઠીક ઠીક પ્રમાણમાં ભારત બનાવતું તથા શિલ્પસ્થાપત્ય અને ચિત્રકામ પણ વ્યવસ્થિત અને મોટા પાયાના ઉદ્યોગની કક્ષાએ આવી ગયાં હતાં. કૃષિની સાથે પશુપાલન અંગેના ઉદ્યોગો પણ સ્થળે સ્થળે ખીલી નીકળ્યા હતા. આ ઉદ્યોગનાં વિશિષ્ટમંડળો પણ હતાં અને એ મંડળોને કેટલીકવાર ખાનગી સૈન્યો રાખવાની પણ છૂટ આપવામાં આવી હતી એ વ્યાપારી મંડળોને તેમનાં પોતાનાં નાણાં પણ પાડવાની સત્તા મળતી.

**ભારતીયસમૃદ્ધિ**

આમ વ્યાપાર અને ઉદ્યોગની ઉચ્ચ કક્ષા ભારતીયપ્રજાને એક સંપત્તિશાળી અને આબાદ પ્રજા બનાવે એ સહજ છે. ભારતની આબાદી લગભગ બધી સદીઓમાં વિશ્વભરનું આકર્ષણ બની રહેલી અને પરદેશીઓ જ્યારે જ્યારે ભારતનો ઉલ્લેખ કરતા ત્યારે ત્યારે તેઓ ભારતીય સુખ અને સંપત્તિને જ આંખ આગળ રાખતા હતા.

ભારતમાં આમ અઢળક ધન હતું અને એકંદરે લોકો સુખશાંતિ અને આબાદી ભોગવતા હતા. આપણાં શિલ્પસ્થાપત્ય, તેમ જ આપણા સાહિત્યગ્રંથો આપણી આબાદીની સાક્ષી પૂરતી અનેક કથાઓ કહી જાય છે. એક લેખક ઉદ્યોગ વિશે કહે છે કે :

"વ્યવસ્થિત ગૃહઉદ્યોગોને લઈને ભારતવાસીઓને ઘેર ઘેર પૂરતું ખાવાનું અને પહેરવાનું મળતું. આજના યાંત્રિક યુગ સરખી વિશાળ ઉદ્યોગવ્યવસ્થાએ ઊપજાવેલી બેકારીનો અનુભવ ભારતીયસંસ્કૃતિને ન હતો. ભરણપોષણ અને વસ્ત્રની સગવડ સહુને મળતી; ભારતીય આબાદીનાં વર્ણન અનેક પરદેશી મુસાફરોએ મુક્તકંઠે કરેલાં છે; અને તે દરેક યુગમાં.' હ્યુએનસંગ વલ્લભી નગરનું વર્ણન આપતાં કહે છે કે :

"વલ્લભીનગરમાં સો કુટુંબો તો એવાં છે કે જે કોટ્યાધિપતિ કહી શકાય."

મહમદ કાસમે મુલ્તાન જીત્યું ત્યારે એક જ મંદિરમાંથી તેને તેર-હજાર અને બસો મણ જેટલું સોનું મળ્યું. સુલતાન મહમદ ગઝનીએ પોતાની એક જ સવારીમાં ભીમનગર અર્થાત્ કાંગરાની લૂંટ કરી તેનો અહેવાલ તેના યુગનો ઇતિહાસકાર નીચે પ્રમાણે આપે છે :

"કીમતી વસ્તુઓ તથા જવાહીરો એ લૂંટમાંથી એટલાં બધાં ભેગાં થયાં કે તેમને ઊચકવા માટે પૂરતાં ઊંટ મળ્યાં નહીં અને એ પૂરાં માય એટલાં વાસણો મળ્યાં નહિ. એની યાદી કરી શકાઈ નહીં એટલાં એ અગણિત હતાં. કોઈ ગણિતશાસ્ત્રી એની ગણતરી કરી શક્યો નહીં :.. મળ્યાં એટલાં ઊંટ ઉપર આ મિલકત નાંખી લીધી અને બાકી રહી તે લશ્કરી અમલદારોએ ઉઠાવી લીધી. સાત કરોડ મુદ્રાંકિત સિક્કા મળ્યા. સાત લાખ મણ જેટલી સોનાચાંદીની લગડીઓ પણ મળી."

આ તો એક જ મંદિરની લૂંટ. આ ઉપરથી ભારતવર્ષની સધનતાનો આપણને સહજ ખ્યાલ આવી શકે એમ છે. સુદૃઢ રાજ્યવસ્થા, આબાદ ખેતી, અત્યંત વિસ્તૃત વ્યાપાર, દેશભરમાં સ્થપાયેલા વિવિધ ઉદ્યોગો, જળ અને સ્થળ માર્ગની રચના, ઉચ્ચ કલાભાવના અને ઉચ્ચ શાખ તથા પ્રામાણિકપણું હોય નહીં ત્યાં આવી આબાદી અને સમૃદ્ધિ ઉત્પન્ન ન જ થાય. ભારતની આબાદી સિંધુતટસંસ્કૃતિ યુગથી અંગ્રેજ સત્તાના અમલ સુધી વખણાતી હતી. અંગ્રેજોના આવ્યા પછી આંતરરાષ્ટ્રીય પ્રવાહમાં રાજસત્તા સાથે ભારત જોડાયું, અને યંત્રવાદે ઊભી કરેલી ઇંગ્લેન્ડની શક્ત સાથે પરાધીન બનેલા ભારતને ઊભા રાખવાનું બળ રાજસત્તાએ ન કેળવ્યું, એટલે ભારતીય ગરીબી એ પરદેશી અમલનું પરિણામ છેલ્લાં દોઢસો વર્ષમાં બની રહ્યું.

## ( ૩ )

## શિક્ષણવ્યવસ્થા

**વ્યાપક શિક્ષણ**

ભારતીયકલા, સમૃદ્ધિ અને સંપત્તિની પાછળ કેળવણી અને શિક્ષણની પણ વ્યાપક પ્રણાલિકા હતી એ ભૂલવું જોઈએ નહિ. દર્શનો અને સાહિત્યગ્રંથો ઉપરથી જ ભારતીયશિક્ષણની પ્રથા ઓળખાઈ આવે એમ છે.

અતિ પ્રાચીનકાળથી જ શિક્ષણનું મહત્ત્વ ભારતને સમજાયું હતું, અને જ્ઞાનપ્રાપ્તિ એ મોટામાં મોટી સંપ્રાપ્તિ ગણાતી હતી. આર્યોના પ્રથમ ધર્મગ્રંથનું જ નામ વેદ; અને વેદ એટલે જ જ્ઞાન.

**શિક્ષણપદ્ધતિ**

શિક્ષણની વિવિધ પ્રકારની સંસ્થાઓ સ્થળે સ્થળે સ્થાપન થયેલી હતી; અને વિશિષ્ટતાવાળાં જુદાં જુદાં શિક્ષણ પણ તેમાં અપાતાં હતાં. આજની શિક્ષણ-

પદ્ધતિ ભારતીયસંસ્કૃતિની શિક્ષણપદ્ધતિ કરતાં અતિશય જુદી પડી જાય છે — જો કે ઓગણીસમી સદીના અંત સુધી શિક્ષણની પ્રાચીન પ્રથાના અંશો ભારતમાં જળવાઈ રહેલા હતા. નવાઈ જેવું લાગે છતાં એ સત્ય છે કે પ્રાચીન પદ્ધતિ અનુસાર ગુરુનું ઘર કે ગુરુનો આશ્રમ શાળા બની રહેતાં અને તેમાં જુદા જુદા પ્રકારના અને જુદી જુદી કક્ષાના વિદ્યાર્થીઓ અંતેવાસી તરીકે રહી શિક્ષણ લેતા હતા. ગુરુ અને ગુરુપત્ની વિદ્યાર્થીઓનાં માબાપને સ્થાને હતાં અને વિદ્યાર્થીઓ કુટુંબનાં બાળકોની માફક પોષણ અને શિક્ષણ પામતાં. એ શિક્ષણસંસ્થાઓ, એ આશ્રમો અને ગુરુકુળો નિભાવવાની જવાબદારી આસપાસના ગૃહસ્થ સમાજની અને રાજ્યની હતી. આજની મહા ખર્ચાળ શિક્ષણપદ્ધતિને ચકિત કરે એવી ઢબે શિક્ષણનું મૂલ્ય પણ વિદ્યાર્થીઓ ચૂકવતા. શિક્ષણનું માસિક, વાર્ષિક કે સત્રનું લવાજમ કાંઈ જ નહિ. માત્ર શિક્ષણ પૂરું થાય ત્યારે વિદ્યાર્થી પોતાની શક્તિ અનુસાર અને મરજી અનુસાર કાંઈ ગુરુદક્ષિણા આપે. મોટાનાના સર્વે વિદ્યાર્થીઓ ગુરુઆશ્રમમાં પોતપોતાનું કામ વ્યક્તિગત રીતે કરી લેતા હતા, એટલું જ નહિ પણ આશ્રમનાં સામુદાયિક કામ પણ અંગમહેનતથી જ કરી લેતા હતા. આજની મોંઘી શિક્ષણપદ્ધતિ પ્રાચીન ભારતે કદી જોઈજાણી ન હતી – ઇસ્લામ યુગમાં પણ નહિ. આજના સરખો શારીરિકશ્રમનો અભાવ પ્રાચીન કેળવણીમાં ન હતો. આજના ભાડૂતી સંબંધ કરતાં વધારે ઉચ્ચ કક્ષાનો સંબંધ ગુરુશિષ્ય વચ્ચે હતો.

**ચારિત્ર્યઘડતર**

કેળવણીનો ઉદ્દેશ જ્ઞાનપ્રાપ્તિનો તો હતો જ. પરંતુ જ્ઞાનપ્રાપ્તિ સાથે ધર્મક્રિયા, સામાજિક ફરજો અને ચારિત્ર્યઘડતર ઉપર બહુ જ ભાર મૂકવામાં આવતો હતો. સંયમવૃત્તિઓ ઉપર અંકુશ તથા વડીલ પ્રત્યે માનની લાગણી કેળવવા તરફ વધારે લક્ષ્ય રાખવામાં આવતું હતું. એ માટે ગુરુ અને ગુરુપત્ની બન્નેએ આદર્શ જીવન ગાળી

આદર્શમૂર્તિ તરીકે વિદ્યાર્થીઓ સમક્ષ રહેવું પડતું હતું. ગુરુશિષ્ય પ્રત્યે પરસ્પર ઘણો ભારે સદ્ભાવ પણ રહેતો. ગુરુની જરૂરિયાતો પણ ઓછામાં ઓછી. સાદાઈ, નમ્રતા, વિનય એ વિદ્યાર્થીઓનાં મુખ્ય લક્ષણ. ઓછાં સાધનોથી ચલાવી લેવું એ પ્રાચીન કેળવણીનો એક મંત્ર કહી શકાય. એ આજના યુગને અનુકૂળ છે કે કેમ એ ચર્ચાનો પ્રશ્ન અહીં લાવવાની જરૂર નથી.

**શિક્ષણમાં વૈવિધ્ય**

જે ઢબે ભારતમાં વિવિધ કલાઓ ખીલી હતી તે ઢબ જોતાં શિક્ષણના વિષયો વૈવિધ્યવાળા હતા એમાં શક નહિ. ધર્મગ્રંથોનો અભ્યાસ તો હોય જ. ઉપરાંત સાહિત્યનો પણ અભ્યાસ ખરો. વ્યાકરણ, ન્યાય અને તત્ત્વજ્ઞાનના જુદા જુદા વિભાગો પણ આ શાળામાં શીખવાતા. વૈદ્યકીય જ્ઞાન, યુદ્ધકીય તાલીમ, મંત્રતંત્ર, જ્યોતિષ અને યંત્રવિદ્યા પણ શિખવવામાં આવતાં. વિશિષ્ટ જ્ઞાન મેળવવા માટે ગુરુ પોતે વિદ્યાર્થીને વિશિષ્ટ જ્ઞાનવાળા કોઈ અન્ય ગુરુ પાસે જવાની ભલામણ પણ કરતા. ઉપનયન સંસ્કાર થતાં બરોબર બાળકનો શિક્ષણ-વિધિ આરંભાતો અને બાર વર્ષનો સતત અભ્યાસ તો સહજ અને આવશ્યક ગણાતો.

**શિક્ષણકેન્દ્રો**

વધારે જ્ઞાન મેળવવા માટે જુદી જુદી શાળાઓ અને જુદાં જુદાં કેન્દ્રો સમયે સમયે પંકાતાં રહેતાં. આજ પણ કાશી ભણી આવેલા વિદ્વાનોનું માન વધારે લેખાય છે. વિશિષ્ટ અને ઊંડું જ્ઞાન આપનારાં આવાં શિક્ષણકેન્દ્રો આપણી યુનિવર્સિટી સરખું ગૌરવ પ્રાપ્ત કરતાં હતાં અને એવી ગૌરવભરી મહાન પાઠશાળાઓ અને વિખ્યાત વિશ્વવિદ્યાલયો ભારતમાં જુદે જુદે સ્થળે ફેલાયલાં હતાં. છેક ઉત્તરમાં તક્ષશિલાની પાઠશાળા પાંચમી સદીના અંત સુધી એશિયા તથા

યુરોપના વિદ્યાભ્યાસંગીઓનું મુખ્ય મિલનસ્થાન બની રહી હતી. પૂર્વમાં નાલન્દા અને કાશી સરખાં સ્થાન મહાવિદ્યાલયોનું સ્વરૂપ પામી ચૂક્યાં હતાં. મધ્ય ભારતમાં અવન્તી – ઉજ્જૈન, વલ્લભી તથા અણહીલપુરપાટણનાં વિદ્યાલયો લગભગ વિશ્વપ્રસિદ્ધ હતાં. દક્ષિણમાં મદૂરા અને કાંચી પણ જાણીતાં વિદ્યાલયો ધરાવતાં હતાં. મંદિર, મઠ અને ઉપાશ્રયો પણ વિદ્યાધામ બની રહેતાં. વિદ્યાવૃદ્ધિ એ રાજ્યનું કર્તવ્ય તેમ જ શોભા બની રહેતી. એમ કહીએ તો ચાલે કે લગભગ ગામડે ગામડે શાળાઓ હતી, તીર્થસ્થાનોમાં અને રાજધાનીઓમાં મોટાં વિદ્યાલયો હતાં અને તક્ષશિલા, કાશી તથા નાલન્દા જેવાં સ્થળોએ તો મહાન આંતરરાષ્ટ્રિય વિશ્વવિદ્યાલયો વિકસ્યાં હતાં.

**આશ્રમો**

ગુરુની પ્રતિષ્ઠા અનુસાર સેંકડો વિદ્યાર્થીઓ આશ્રમવાસી બનતા હતા. શહેરની પાસેના આશ્રમો પણ શહેરથી દૂર દૂર આવેલા કોઈ એકાંત નદીકિનારે અગર તીર્થસ્થાનોમાં રાખવામાં આવતા હતા, જેથી વિદ્યાર્થીઓના અભ્યાસ અર્થે જરૂરી એકાંત મળી શકે. આશ્રમોનાં નિવાસસ્થાનો એટલે પર્ણકુટિઓની શ્રેણિ : આજના મહાલયો નહિ. રાજ્યની માફક પ્રજા પણ શાળાપાઠશાળાને સહાય આપવાનો પોતાનો આવશ્યક ધર્મ સમજતી હતી. જે બુદ્ધિજન્ય પ્રાપ્તિ કેળવણીની આ પ્રાચીન યોજનાએ કરી છે તેવી આજના ભારતનાં ભવ્ય મકાનોવાળી શાળાપાઠ-શાળા અને વિશ્વવિદ્યાલયોએ કરી છે કે કેમ એ વિચારવા સરખો પ્રશ્ન છે.

**પરદેશી પુરાવો**

ચીની મુસાફર હ્યુએનસંગ નાલન્દામાં વર્ષો પર્યંત રહી પોતાનો અભ્યાસ કરતો હતો. એણે નાલન્દાનું આપેલું વર્ણન આપણે સહજ જોઈ લઈએ :

“ આવી શિક્ષણશાળાઓ હજારોની સંખ્યામાં હતી, પરંતુ નાલન્દાની ભવ્યતા બધાને ટપી જતી. દસ હજાર વિદ્યાર્થીઓ જુદા જુદા

વિષયોનો અભ્યાસ ત્યાં કરતા હતા. વૈદિક તેમ જ બૌદ્ધ ધર્મસિદ્ધાંતો પણ ત્યાં શીખવાતા. સો આસનેથી સો ગુરુઓ આવા શિક્ષણમાં રત રહેતા. રાજાઓની પવિત્ર ભાવના અહીં અનેક મકાનોને ઊભાં કરતી હતી, જેમાં વ્યાખ્યાનગૃહો પણ હોય અને નિવાસખંડો પણ હોય. ગુરુ તથા વિદ્યાર્થીને જરૂરની વસ્તુઓ પણ તેમાં મળી આવતી. રાજ્ય તરફથી સો ગામોનું ઉત્પન્ન નાલન્દા વિદ્યાલયને અર્પણ થયેલું હતું અને એ સો ગામના બસો જેટલા ધનિકો વારાફરતી વિદ્યાલયનું રોજિંદુ ખર્ચ પોતાને માથે ઉપાડી લેતા. કપડાં, ખોરાક, પાથરણું અને વૈદકીય સારવાર પૂરતા પ્રમાણમાં અહીં મળી રહેતાં અને તેથી અભ્યાસ પૂર્ણ કરવામાં કોઈ ને કશી અડચણ આવતી નહિ."

**લોકશિક્ષણની સપાટી**

આ પાઠશાળાઓમાં, રાજદરબારોમાં તથા વિદ્વદ્‌પરિષદોમાં ધર્મ અને ફિલસૂફીની ચર્ચા પણ ચાલતી, વાદવિવાદ પણ થતા, વ્યાખ્યાનો પણ થતાં અને મંદિરે મંદિરે થતી કથાવાર્તાઓ દ્વારા લોકશિક્ષણની સપાટી ઊંચી રહેતી. શિક્ષણને માટે ભારતીય રાજા અગર પ્રજાએ સહજ પણ સંકોચ સેવ્યો નથી. વિદ્યાદાન એ મોટામાં મોટું પુણ્ય મનાતું. વિદ્વાન ગુરુઓને દાનમાં અપાતાં ગામ અગ્રહાર નામે ઓળખાતાં. અને એવાં અગ્રહારે ગામો મોટી સંખ્યામાં ત્યારે મળી આવતાં. ઘણાય વિદ્વાન ગુરુઓ એવા હતા કે જેમને કીર્તિ, રાજ્યમાન, કે સંપત્તિ આકર્ષી શકતાં ન હતાં. અભ્યાસ અને શિક્ષણમાં તેમને પૂર્ણ સંતોષ મળતો.

**કેળવણીએ સર્જેલી પ્રજા**

આવી કેળવણીમાંથી વિકસેલી જનતા ઈ. સ. પૂર્વની ત્રીજી સદીના મેગસ્થિનીસના કથન પ્રમાણે સત્યવાદી, બોલ પાળનારી, અદાલતો સુધી દાવાઓ લઈ જવાની વૃત્તિથી રહિત અને સુખી હોય

એમાં આશ્ચર્ય નહિ. ઘર અને મિલકતનું વિશિષ્ટ રક્ષણ કરવાની એ યુગમાં જરૂર ન હતી. મેગસ્થિનીસ પછી લગભગ એક હજાર વર્ષે ચીની મુસાફર હ્યુએનસંગ કહે છે કે:

" ભારતવાસીઓ પૈસાની બાબતમાં લુચ્ચાઈ કે દોંગાઈ જાણતા ન હતા. તેઓ ન્યાય આપવામાં બહુ વિચારશીલ રહેતા. છેતરપીંડી અને વિશ્વાસઘાત તેમનામાં દેખાતાં જ નહિ. સોગંદ લીધા હોય કે વચન આપ્યું હોય તો તેઓ અવશ્ય પાળતા. રાજ્યતંત્રહીવટમાં પણ ધ્યાન ખેંચે એવી પ્રમાણિકતા લોકોમાં વ્યાપક હતી અને અરસપરસના વ્યવહારમાં નમ્રતા અને માધુર્યના ગુણ છવાયલા રહેતા. "

આવી પ્રજા ઊપજાવતું શિક્ષણધ્યેય એ ભારતીયસંસ્કૃતિની વિશિષ્ટતા. ઓછે ખર્ચે, ઉત્તમ મનુષ્યો ઊપજાવતી, કીર્તિલોભ અને ધનલોભરહિત આદર્શો વિકસાવતી કેળવણી આજની દંભી બનતી દુનિયામાં બહુ જરૂરી છે. મુસ્લિમયુગમાં પણ હિંદુ અને ઇસ્લામ કેળવણી બન્નેએ પોતાની ઉચ્ચ સપાટી જાળવી રાખી હતી. મસ્જિદ એ માત્ર પ્રાર્થનાધામ ન હતું. એની સાથે મકતબ–શાળા હોય જ. મંદિર માત્ર દેવદર્શનનું જ સાધન ન હતું. એમાં પાઠશાળા હોય જ, અને કથાવાર્તાના પ્રયોગો દ્વારા જનતાના જ્ઞાનની વૃદ્ધિનો પ્રયોગ સર્વત્ર ચાલતો જ હોય. મસ્જિદમંદિર જ્ઞાનકેન્દ્રો પણ હતાં.

(૪)

## ભારતીયસંસ્કૃતિને લાગેલો ઘસારો

**પરસંસ્કૃતિના સમન્વયની ઉદારતા**

ભારતીયસંસ્કૃતિમાં આટલાં આટલાં ઊજળાં તત્ત્વો હોવા છતાં એ સંસ્કૃતિનું રાજકીય પતન કેમ થયું? અને આજની દૃષ્ટિએ ઓળખાતું રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય ભારતે ઇસ્લામયુગથી કેમ ગુમાવ્યું?

એ એક મોટી સમસ્યા છે. પંજાબના પશ્ચિમ ભાગ ઉપર તો વારંવાર પરદેશીઓનાં આક્રમણ થતાં હતાં—સિકંદરથી અહમદ અબ્દાલી સુધી. આક્રમણ કરનારી જાતોને પરદેશી ગણવી કે કેમ એ પ્રશ્નને વધારે અભ્યાસ માટે રહેવા દઈ એટલું તો કહી શકીએ કે ભારતની પશ્ચિમ સરહદનો પ્રદેશ સ્વદેશી કે પરદેશી ઉથલપાથલોને વધારે પ્રમાણમાં અનુભવતો હતો. ગ્રીક, શક, પાર્થિયન, પહ્લવ, કુશાણ, હૂણ અને ગુર્જરો જેવાં હિંદુકુશ પર્વતની પેલી બાજુએથી આવતાં લડાયક ટોળાંની ભીંસ પંજાબને જ પ્રથમ અનુભવવી પડતી હતી. ઈ. સ. પૂર્વે પાંચમી-છઠ્ઠી સદીથી આવાં આક્રમણો નોંધાયાં છે. અને ઈ. સ. ની પાંચમી-છઠ્ઠી સદી સુધી જ નહિ પરંતુ મોગલાઈયુગ સુધી આવાં આક્રમણો ચાલુ રહ્યાં છે. પરંતુ એ સર્વઆક્રમણોનો સામનો ઇસ્લામી આક્રમણ પહેલાં સફળતાપૂર્વક મધ્યભારતે કર્યો હતો અને પરદેશી આક્રમણકારોના સ્થાયી નિવાસ પણ ત્યારે જ શક્ય બન્યા કે જ્યારે આક્રમણકારોએ ભારતીયસંસ્કૃતિનો, ભારતીયધર્મનો સર્વાંગ સ્વીકાર કર્યો. એ આક્રમણકારોને આપણે ભારતીયપ્રજાના અંશો ન ગણીએ તો પણ તેમનો ભારતીયપ્રજા અને ભારતીયસંસ્કૃતિનો બહુ ગાઢ પરિચય હતો, એ સંસ્કૃતિ માટે આક્રમણ પહેલાં જ તેમના હૃદયમાં સદ્‌ભાવ જાગ્રત થયેલો હતો અને મોટા ભાગના આક્રમણકારો તો આક્રમણ કરતાં પહેલાં જ ભારતીય, બૌદ્ધ કે વૈદિક માર્ગો સ્વીકારીને જ ભારતમાં પ્રવેશ્યા દેખાય છે. ભારતીયસંસ્કૃતિ એવી સ્થિતિસ્થાપક હતી કે જે પરદેશીઓને પણ અપનાવી લેતી હતી; એટલું જ નહિ પરંતુ જુદા જુદા, દૂરદૂરના ભૂમિવિસ્તારોને પણ એ સંસ્કૃતિ એવી અનુકૂળ પડી જતી હતી કે એ વિસ્તારોને ભારતીયસંસ્કૃતીમાં જ પલટાઈ જવું પડતું હતું. અગ્નિકોણના એશિયાઈ પ્રદેશોનું દૃષ્ટાંત આપણી સામે સદીઓથી આજ સુધી ઊભું રહેલું છે.

આ ઉદાર ભાવના સામે ધીમે ધીમે એક સંકુચિત ભાવના પણ

વિકાસ પામતી જતી હતી એ પણ આપણે ભૂલવું જોઈએ નહિ.

**સંકુચિત ભાવના.** આપણી મર્યાદાઓ ઓળખવી એ આપણું સાચું ઓળખાણ છે. મહમદ ગઝનીના સમકાલીન ઇતિહાસકાર અલબરુનીને આપણે સાંભળીશું તો આપણને નવાઈ લાગશે કે હુએનસંગે વખાણેલી ભારતીયસંસ્કૃતિમાં અલબરુનીના યુગમાં—ત્રણસો વર્ષમાં—ઓટ આવી ગયેલી હતી. ઇસ્લામીઓએ આપણો રાજકીય—કહો કે યુદ્ધકીય—પરાજય કર્યો એ સત્ય આપણે સ્વીકારવું જ જોઈએ. એનાં કારણો વિચારતા પહેલાં દશમી, અગિયારમી, બારમી સદીના ભારતનું દૃશ્ય એક ઇસ્લામી અભ્યાસીને કેવું લાગતું હતું તે આપણે જોઈ લઈએ. એ અલબરુની સંસ્કૃત ભાષાનો અભ્યાસી હતો, ભારતમાં રહેલો હતો, જુદા જુદા લોકથરમાં પ્રવેશ પામી ચૂકેલો હતો અને કનોજના પ્રતિહારો તથા દક્ષિણના રાષ્ટ્રકૂટોનો વૈભવ તેણે જાતે નિહાળ્યો હતો. ભારતીય-સંસ્કૃતિનાં વખાણ સાથે તે એની કાળી બાજુ નીચે પ્રમાણે રજૂ કરે છે:

"હિંદુઓનું બધું ઝનૂન પરદેશીઓ સામે—જે તેમની સંસ્કૃતિ ન સ્વીકારતા હોય તેમની સામે—વપરાય છે. એ પરદેશીઓને તેઓ મલેચ્છ—અપવિત્ર—એ નામે ઓળખે છે. તેમની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવાની હિંદુઓમાં મનાઈ છે. તેમની સાથે હિંદુઓથી લગ્ન થાય જ નહીં; બીજો કોઈ સંબંધ જોડાય નહીં; તેમની સાથે બેસાય નહિ; જમાય પણ નહિ અને અડકીને પાણી પણ પીવાય નહિ. એથી હિન્દુઓ અભડાઈ જાય, વટલાઈ જાય એવી માન્યતા છે. પરદેશીઓના પાણીને અને પરદેશીઓના અગ્નિને અડકેલી કોઈપણ વસ્તુ હિંદમાં અપવિત્ર બની જાય છે. અને પાણી તથા અગ્નિ વગર તો કોઈ પણ ઘર રહી જ કેમ શકે? તેમના સહધર્મી સિવાયના કોઈ પણ માણસને તેઓ ઘરમાં પણ આવવા દેતા નથી, પછી એ પરધર્મીની સંબંધ બાંધવાની ઇચ્છા હોય કે હિન્દુ ધર્મ

પ્રત્યે તે સહાનુભૂતિ ધરાવતો હોય તો પણ. આથી હિન્દુઓ અને પરદેશીઓ વચ્ચેનો સંબંધ અશક્ય બની જાય છે અને આવી વૃત્તિ હિન્દુઓની અને અમારી વચ્ચે એક મોટો દરિયો ઊભો કરે છે. હિન્દુઓ માને છે કે તેમના દેશ સિવાય બીજો કોઈ સારો દેશ જ નથી. તેમના જેવી બીજી કોઈ સારી પ્રજા પણ નથી. ધર્મ પણ તેમનો સર્વશ્રેષ્ઠ, તેમના રાજાઓ પણ સર્વશ્રેષ્ઠ અને તેમનું વિજ્ઞાન પણ સર્વશ્રેષ્ઠ. આ જાતની મોટાઈ હિન્દુઓને અન્યનો તિરસ્કાર કરનાર, ઘમંડી, મૂર્ખાઈ ભરેલા આડંબરવાળી, મિથ્યાભિમાની અને જક્કી પ્રજા બનાવે છે. સ્વભાવે જ તેઓ પોતાનું જ્ઞાન બીજાઓને આપવાની બાબતમાં કંજુસ હોય છે. પોતાની જ્ઞાતિ સિવાય બીજી જ્ઞાતિના માણુસોને પૂરું જ્ઞાન આપતાં તેઓ ભારે સંકોચ સેવે છે. પોતાના જ દેશી અને સ્વધર્મીઓ પ્રત્યે તેમનું આવું વલણ હોય તો પછી પરદેશીઓ પ્રત્યે તો તેઓ આવું વલણ રાખે એમાં શું આશ્ચર્ય? તેમની માન્યતા પ્રમાણે દુનિયામાં તેમના દેશ સિવાય બીજો દેશ જ નથી, તેમના સિવાય માણુસની બીજી કોઈ જાત જ ઉત્પન્ન થઈ નથી અને કદાચ બીજા પ્રદેશોમાં માનવીઓ હોય તો પણ હિન્દુઓ સરખું જ્ઞાન અને વિજ્ઞાન બંજા કોઈમાં હોઈ શકે જ નહિ એવી તેમની માન્યતા હોય છે. તમે તેમને એમ કહો કે ખુરાસાન કે ઇરાનમાં અમુક વિદ્યા બહુ ખીલેલી છે અગર અમુક વિદ્વાન બહુ પંકાયલો છે ત્યારે તેમના ઘમંડમાં તેઓ તમને અજ્ઞાન કે જુઠ્ઠા જ માની બેસશે. જો તેઓ બીજા પ્રદેશોમાં મુસાફરી કરે અગર બીજી પ્રજાના લોકો સાથે હળતામળતા રહે તો તેમનો આ ભ્રમ ઝડપથી પલટાઈ જશે. કારણુ તેમના પૂર્વજો આજની પેઢી સરખા સંકુચિત મનોવૃત્તિવાળા ન હતા.”

અગિયારમી સદીનું હિન્દુસ્તાનનું પરદેશીએ આપેલું આ ચિત્ર એ પહેલાંના પરદેશી મુસાફરોએ આપેલા ચિત્ર કરતાં તદ્દન જુદું

છે અને ભારતીયસંસ્કૃતિની હીન બાજુનું સરસ દર્શન કરાવે છે.

**ઇસ્લામપ્રસ્તાર**

આ હીન દશાની શરૂઆત લાંબા સમયથી આછીપાતળી થઈ ચૂકેલી હોવી જ જોઈએ. પંજાબમાં બૌદ્ધ ધર્મ ઓસરતો જતો હતો અને તેના સિદ્ધાંતોના પાલનમાં જડતા આવી ગઈ હતી, એમ સાતમી સદીમાં હ્યુએનસંગે નોંધ્યું છે. આઠમી સદીમાં તો કુમારિલ ભટ્ટ અને શંકરાચાર્યે બૌદ્ધ ધર્મને વૈદિક ધર્મ ભેગો ભેળવી નિરર્થક કરી નાખ્યો. આમ પંજાબમાં ધાર્મિક ભાવનાની જડ મજબૂત રહી ન હતી અને પરદેશીઓના આક્રમણ કે મિલનની એ ભૂમિ બની રહી હોવાથી એ પ્રદેશમાં રાષ્ટ્રભાવના કે ધર્મભાવના જોરદાર રહી નહિ. સિંધુ પારનો પ્રદેશ તેમ જ હિંદુકુશ અને સુલેમાન પર્વતોની પાછળ આવેલા પ્રદેશોનું આર્યત્વ ઘસાતું ચાલ્યું હતું અને તેની જ પડોશમાં આવેલા ઇરાન તથા તુર્કી પ્રદેશોમાં સ્થપાયલા ઇસ્લામ ધર્મે પ્રથમ પોતાની રાજકીય નહિ તો સાંસ્કૃતિક અસર ઊપજાવવા માંડી હોય તો તેમાં નવાઈ ન કહેવાય. મહમદ કાસમ પછી એ પ્રદેશોમાં મુસલમાનોની અવરજવર પણ સારા પ્રમાણમાં ચાલુ થઈ હતી અને તેમનાં નાનાં નાનાં રાજ્યો, ઠકરાતો અગર અસરકારક વસવાટો પણ શરૂ થઈ ગયા હતા. આ કારણે શિથિલ બનેલી રાષ્ટ્ર અને ધર્મભાવના ઇસ્લામ આક્રમણનું અને તેના વિજયનું એક કારણ કહી શકાય.

**હિન્દુઓનું વીરત્વ છતાં પતન**

મુસ્લિમો કરતાં હિન્દુઓ શરીરશક્તિમાં તેમ જ શૌર્યમાં ઊતરતા હોય એમ તો મુસ્લિમ ઉત્કર્ષનો ઇતિહાસ પણ કહેતો નથી. હિન્દુઓ અને મુસ્લિમોનાં શસ્ત્રોમાં પણ બહુ તફાવત ન હતો. ઈ. સ. ૭૧૩માં દાહીર પાસેથી મહમદ કાસમે સિંધ જીત્યું ત્યાંથી લગભગ ત્રણસો વર્ષ સુધી કોઈ પરદેશી આક્રમણ ભારત ઉપર થયું નથી એમાં ભારતીય વીરત્વ જરૂર મુખ્ય કારણરૂપ છે. પરંતુ

ઈ. સ. ૧૦૦૦થી ૨૫ વર્ષ સુધી લગભગ ચાલેલી મહમદ ગઝનીની સવારીઓ સામે મધ્યભારત સુધીનાં રાજ્યો ઊથલી પડ્યાં એ હકીકત ભારતીય વ્યૂહરચનામાં તેમ જ ભારતીય શારીરિક ખડતલપણામાં એક પ્રકારની ખામીનું સૂચન કરે ખરી. ઇસ્લામીઓ વધારે ખડતલ, વધારે શક્તિશાળી, વધારે ચીવટાઈવાળા અને વધારે કાબેલિયતવાળા હોયા સિવાય મહમદના સોમનાથ સુધીના વિજયો સમજી સમજાવી શકાય એમ નથી. ઇસ્લામીઓ પાસે ઊંચા પ્રકારની ઘોડેસવારીની કળા હતી એમ પણ એક કારણ અપાય છે.

પંજાબની ભાવનાશિથિલતા આપણે સમજી શકીએ. પરંતુ દક્ષિણના અને પૂર્વના પ્રદેશોમાં તો હિન્દુઓની ધાર્મિકભાવના સુદૃઢ હતી અને તેથી જ મહમદ ગઝની પછીનાં લગભગ પોણાબસો વર્ષ સુધી હિન્દુઓએ ભારત ઉપર આક્રમણ થવા દીધાં નહિ. છતાં મહમદ—શિયાબુદ્દીન ઘોરી આગળ ઉત્તર ભારતીય રાજ્યો અસ્ત પામી ગયાં અને કાયમી ઇસ્લામી રાજ્ય હિન્દમાં સ્થપાયું એ હકીકત વિસરી શકાય એમ નથી. એ કયી હીનતાએ પ્રવેશ કર્યો કે જેથી ભારતીયસંસ્કૃતિની રાજકીય બાજુમાં ઝાંખપ આવી ગઈ?

**આંતરિક કલહ**

**સૌથી પ્રથમ આ** હીનતાના કારણમાં રાજવીઓના **અંદર** અંદરના ઝઘડા આપણને જડી આવે છે. ચક્રવર્તીપણાની ભારતીય રાજવીઓની ધગશ ચાલુ જ હતી અને પૃથ્વીરાજ તથા જયચંદ્ર વચ્ચેના ઝઘડામાં એ ભાવના પણ કારણભૂત હતી. ચૌહાણ, રાઠોડ, ચંદેલા, સોલંકી અને પરમાર રાજાઓ નાનાંમોટાં કારણો આગળ કરી અંદર અંદર લઢી કપાઈ પોતાની સૈનિકશક્તિ ઘટાડે તો તેમાં પરદેશીઓ અને પરધર્મીઓ જરૂર લાભ મેળવવા મથે એમાં નવાઈ નહિ.

આ તો આપણે રાજકીય કારણ આપ્યું. પરંતુ આ નિર્બળતાની પાછળ પ્રજાકીય કારણો પણ સમાયલાં હતાં. એમાંનું મુખ્ય કારણ, વિચારકો એમ માને છે કે, જ્ઞાતિસંસ્થામાં રહેલું છે. જ્ઞાતિસંસ્થા જ્યાં સુધી વર્ણવ્યવસ્થા હતી ત્યાં સુધી

**જ્ઞાતિસંસ્થામાં પલટાતા વર્ણો**

તો તે સ્થિતિસ્થાપક રહી. આંતરવર્ણીય ભોજનવ્યવહાર અને લગ્નવ્યવહાર લગભગ આઠમીનવમી સદી સુધી તો ચાલુ હતાં જ. પરંતુ જ્ઞાતિવિહીન બૌદ્ધમાર્ગ વૈદિક માર્ગમાં સમાઈ ગયો અને વૈદિક કર્મકાણ્ડનું પ્રાધાન્ય શંકર પછી ભારતવાસીઓએ સ્વીકારી લીધું, ત્યારથી વર્ણ બદલાઈને વર્ણમાં જ્ઞાતિઓ દાખલ થઈ અને જ્ઞાતિઓ પોતપોતાની દીવાલોને મજબૂત બનાવતી ચાલી. જ્ઞાતિઓની સંસ્થા ભારતીયસંસ્કૃતિને પોષણ આપતી નસો-શિરાઓ બનવાને બદલે ભારતીયસંસ્કૃતિના વેગવાન રુધિરને જુદા જુદા પ્રવાહોમાં ખેંચી જતી નળીઓ બની ગઈ. જ્ઞાતિ પ્રત્યે અહંમમત્વ જાગવા માંડે એટલે વ્યાપક પ્રાંતીય અભિમાન કે રાષ્ટ્રઅભિમાન ઘણું હળવું પડી જાય અને કદાચ સમૂળ ઓસરી પણ જાય. પછી ધીમે ધીમે પરદેશીઓ અને પરધર્મીઓને અપનાવવાની ક્રિયા અટકી ગઈ અને જ્ઞાતિઓ પોતે જ જાણે ધર્મરક્ષણની ઇજારદાર હોય એવી માન્યતા દઢીભૂત થવા લાગી. જ્ઞાતિના ધર્મો પણ જડ બનતા ગયા. બ્રાહ્મણ હોય તે અધ્યયન જ કરે; ક્ષત્રિય હોય તે જ યુદ્ધ કરે; વ્યાપારખેતી વૈશ્યોથી જ થાય; અને મહેનતમજૂરી કરનાર શૂદ્ર બની જાય. આવા ખ્યાલમાંથી એવી સ્થિતિ ઉત્પન્ન થઈ કે આક્રમણમાંથી રક્ષણ કરવાની ફરજ એકલા રજપૂતો—ક્ષત્રિયોની જ રહી. અને ક્ષત્રિયોની સંખ્યા તો કેટલી હોઈ શકે? એટલે જ્ઞાતિસંસ્થાએ ભારતીયપ્રજાની લડાયક શક્તિને બહુ જ મર્યાદિત કરી દીધી, અને સંરક્ષણનો ભાર એકલા રાજવીઓ અને રજપૂતોને માથે જ નાખી દીધો. બ્રાહ્મણો અને વૈશ્યો જરૂર પડે

લઢતા હતા એવાં દૃષ્ટાંતો પણ આપણને મળી આવે છે. પરંતુ એવા અપવાદોથી આખી પ્રજા લઢાયક ખમીર ધારણ કરી રહી હતી એમ કહેવું વધારે પડતું લાગશે. મુસ્લિમોમાં આવો ભેદભાવ નહોતો. ધર્મને અર્થે કોઈ પણ મુસ્લિમ વિધર્મી સામે લઢી શકતો હતો. જ્ઞાતિસંસ્થાની અસર નીચે શસ્ત્ર ધારણ કરવાની શક્તિ પ્રજામાં ઘટતી ચાલી અને યુદ્ધ માટેનું માનસિક વલણ પણ શિથિલ બનવા લાગ્યું. એટલે પરદેશીઓ સામે સમસ્ત પ્રજા ઊભી થઈ વિવિધ પ્રકારના સામના કરે એ સ્થિતિ અટકી આઈ. પોતાના રાજ્યકર્તા પ્રત્યે સેવકોને વફાદારી ખરી, પ્રજાને સદ્‌ભાવ પણ ખરો; પરંતુ રાજ્યના સ્વાતંત્ર્યમાં જેટલું મમત્વ જોઈએ તેટલું મમત્વ આખી પ્રજામાં ઊપજતું અટકી ગયું, અને રાષ્ટ્રીયતા મોળી બની.

**હિંદની મુસ્લિમ-વસાહતો**

વળી અલબરુની લખે છે તેમ તેના યુગમાં પરધર્મીઓ પ્રત્યે એક પ્રકારનો મોટાઈભર્યો ઘમંડ જાગ્રત થયો હતો. પરંતુ એ ઘમંડમાં પરદેશીઓને આવતા અને સ્થિર રહેતા અટકાવવા કરતાં તેમનાથી અલગ થઈ જવાની, તેમનાથી છૂટા રહેવાની અને એમ કરીને પોતાનો ધર્મ સાચવવાની સંકોચ–ભાવના ઊભી થઈ. એ ભાવના પણ એકબે સદીનો જ વિકાસ હોવો જોઈએ. અલબરુની જ કહે છે કે હિન્દુઓના પૂર્વજો આવા સંકોચવૃત્તિવાળા ન હતા. એ સંકોચવૃત્તિ ન હતી ત્યારે પણ મુસલમાનોની અવરજવર સારા પ્રમાણમાં ભારતમાં થતી હતી. અણહીલપુર પાટણ, ખંભાત, સોપારા અને કનોજનાં રાજ્યોમાં તો મુસલમાનોની વસાહતો સ્થપાઈ ચૂકી હતી. મુસલમાનો માટે હિન્દુ રાજ્યો મસ્જિદો બંધાવવાની ઉદારતા પણ દેખાડતાં હતાં. ઉપરાંત મુસલમાનોના ચૂકાદા મુસલમાની ન્યાય પ્રમાણે કરવામાં આવતા હતા. આમ મુસ્લિમ પ્રજાની અવરજવર ભારતમાં વધતી જતી હતી, તેમની લાગવગ પણ વધતી જતી હતી, અને જો કે સ્થાનિક મુસલમાનોની રાજકીય પ્રવૃત્તિ વિષે ઇતિહાસ–ઉલ્લેખ કશો જ નથી,

છતાં મુસ્લિમો અને હિન્દુઓની વચ્ચે ચાલતાં યુદ્ધમાં આવી મુસ્લિમ-વસાહતોનું અસ્તિત્વ હિન્દુ રાજ્યને નિર્બળ બનાવે એ સહજ છે. એ દૃષ્ટિએ વધારે અભ્યાસ જરૂરી છે.

**પ્રજાકીય ઉદાસીનતા**

કર્મ અને તેના ફળનો સિદ્ધાંત હિન્દુઓમાં એક પ્રકારની ઉદાસીનતા ફેલાવે એ પણ સંભવિત છે. બૌદ્ધો અને જૈનો પાસેથી સ્વીકારેલો પૂર્ણ અહિંસાનો મત સામાન્ય જનતામાં હિંસા અને હિંસક પ્રવૃત્તિઓ પ્રત્યે ભારે અભાવ ઉપજાવતો હતો અને યુદ્ધ એ હિંસાનું ક્રૂરમાં ક્રૂર વિરાટ સ્વરૂપ છે, એટલે પોતાના રક્ષણહાર રાજાઓને અને ક્ષત્રિયોને રક્ષણ કરવા માટે લઢવાનું સોંપી જનતાનો મોટો ભાગ રાજ્યના દેશીપરદેશીપણા પ્રત્યે ઉદાસીનતા સેવી રહ્યો હતો. હિન્દુઓ એ યુગમાં ભારે વહેમી બની ગયા હતા. કળીયુગમાં મ્લેચ્છનું રાજ્ય થશે એવી કોઈ ભવિષ્યવાણી થતાં બરોબર પ્રજા નિષ્ક્રિય બની જતી.

**કાયમી સૈન્યનો અભાવ**

મૌર્યો, ગુપ્તો અને આન્ધ્રો જેમ કેળવાયેલું વિશાળ કાયમી—Standing સૈન્ય રાખતા હતા તેમ હર્ષ પછીના રાજવીઓએ કર્યું નહીં. તેને બદલે લશ્કરી સામંતો અને મંડલેશ્વરોની પ્રથા દાખલ થઈ ચૂકી હતી. યુદ્ધને સમયે મંડલેશ્વરો જે સૈન્ય ભેગું કરી શકે તે સૈન્યથી સમ્રાટને ચલાવવું પડતું હતું; અને બધા જ સામંતો કે મંડલેશ્વરો પોતપોતાનાં સૈન્યોને એક સરખાં દક્ષ રાખી શકે એમ બનવું પ્રત્યેક પ્રસંગે સંભવિત ન હતું. વિજયની ક્ષણે ઉત્પન્ન થતી અવ્યવસ્થા અને વિજયને પરાજયમાં ફેરવી નાખતી અતંત્રતા તથા રાજા અદૃશ્ય થતાં પરાજય માની બેસવાની પ્રથા એ આપણી યુદ્ધકળાની ભારે ખામીઓનું સૂચન કરે છે.

વળી એ યુગના રાજ્યમંડળમાં તેમ જ પ્રજામાં વિલાસવૃત્તિ ઘણી વધી ગઈ હતી, અને વ્યસનો શરૂ થઈ ગયાં હતાં એમ પણ

દેખાઈ આવે છે. યુદ્ધકળા તથા રાજનીતિના અભ્યાસને સ્થાને પ્રેમ અને કામના વિવિધ પ્રકારોનો આશ્ચર્યજનક અભ્યાસ રાજાપ્રજાના શોખનો વિષય બની ગયો હતો. કામશાસ્ત્ર, કોકશાસ્ત્ર અને રતિરહસ્યના વૈજ્ઞાનિકોને શોભે એવા ગ્રંથો ત્યારે લખાવા શરૂ થઈ ગયા, અને કાવ્યશાસ્ત્રમાં પણ નાયિકાભેદ એવી સંપૂર્ણતા પામ્યો કે જેના વર્ગીકરણનો જોટો દુનિયાના બીજા કોઈ પણ સાહિત્યમાં મળી શકે એમ નથી. આ શાસ્ત્રને આપણે શાસ્ત્ર તરીકે ભલે વખાણીએ અને તેની ઝીણવટ માટે ધન્યવાદ આપીએ; છતાં એની પાછળ રહેલું રાજાપ્રજાનું માનસ શૃંગાર તરફ વધારે વળેલું રહેતું હતું એ વસ્તુ આપણને સ્પષ્ટ સમજાઈ આવે છે. આ બધાં કારણો ભેગાં મળી અંતિમ પરિણામ ઊપજાવે એ સહજ છે. એ અંતિમ પરિણામ ભારતની રાજકીય પરાધીનતામાં આવ્યું એ આજ જીવતી રહેલી ભારતીયસંસ્કૃતિ પણ ખાસ ધ્યાનમાં રાખે.

**રાજાપ્રજામાં વિલાસવૃત્તિ**

તુર્ક, અફઘાન, મોગલ અને મરાઠાયુગની વિલાસીવૃત્તિ પણ નોંધવા જેવી છે, જેમાંથી યુદ્ધકીય પરાજયોએ મહારાજયોને પણ ઉખાડી નાખ્યાં. રાજકીય ઇશારાનું પ્રકરણ એ માટે બસ થશે.

## ભારતીયસંસ્કૃતિનો રાજવહીવટ

કલ્પના એમ કરવામાં આવે છે કે વૈદિકકાળની શરૂઆતમાં રાજ્યો નાનાં નાનાં હતાં. સમય આગળ વધતાં અશ્વમેધયજ્ઞ અને રાજસૂયયજ્ઞ સરખી યજ્ઞક્રિયાઓ ચક્રવર્તીપણાની ભાવના બાહોશ રાજવીઓમાં ઉત્પન્ન કર્યે જતી હતી. કેટલાંક મહારાજ્યોનો સંભવ એ યુગમાં પણ સ્વીકારવો પડે એમ છે. છતાં વૈદિકકાળની સમાજરચના વધારે સાદી હતી અને રાજ્યો પણ મોટાં કુલરાજ્યો—કૌટુમ્બિક

**ઘણો પ્રાચીન યુગ**

રાજ્યો સરખાં હતાં, જેમાં ગુરુઓ અને વિદ્વાનોનું બહુ માન થતું અને તેમની સલાહ લેવામાં આવતી. યુદ્ધોમાં રાજાઓ આગેવાની લેતા એ ખરું; ટુકડીઓ પણ ગોઠવાતી; ટુકડીઓના નાયક પણ નીમાતા અને રથ, અશ્વ તથા પગપાળા સૈનિકોનું સૈન્ય રચવામાં આવતું. પ્રજા પોતપોતાના ધર્મ બજાવે એવી સગવડ સહુને આપવામાં રાજ્યધર્મ ગણાતો અને દૂષિત રાજાઓને પદભ્રષ્ટ પણ કરવામાં આવતા. સુપ્રસિદ્ધ પૌરાણિક આર્ય રાજવી પૃથુના પિતા વેનને ગાદી ઉપરથી ઉઠાડી મૂક્યો હતો અને તેનો વધ કરવામાં આવ્યો હતો એ પ્રજાસત્તાનો પ્રાચીન ખ્યાલ છેક ઓગણીસમી સદીમાં કવિ દલપતરામના વેન–ચરિત્રમાં પણ રજૂ કરવામાં આવ્યો છે.

**રાજ્યનીતિ–અર્થશાસ્ત્ર**

પરંતુ વૈદિકકાળ જેમ સ્થિર થતો ગયો તેમ તેમ, આર્ય કુટુંબ-કબિલાઓની રચના અને તેમાંથી વિકસેલાં રાજ્યો વિસ્તૃત થતાં ગયાં તેમ તેમ રાજનીતિ એક મહત્ત્વનું શાસ્ત્ર બનતી ગઈ, અને મૌર્ય યુગથી તો એ શાસ્ત્રોનાં આજ આપણને આશ્ચર્યચકિત કરે એવાં પુસ્તકો આપણને મળી આવ્યાં છે. ચંદ્રગુપ્ત મૌર્ય જે મહાન આર્યની સહાયથી સમ્રાટ બન્યો એ ચાણક્ય અગર કૌટિલ્યનો અર્થશાસ્ત્ર નામનો ગ્રંથ આજના અભ્યાસીઓને પણ વિસ્મય પમાડે છે. શુક્રનીતિ તથા કામાન્દકીયનીતિસાર સરખા બીજા પણ ગ્રંથો આપણને મળી આવ્યા છે, જેમાં રાજ્યવ્યવસ્થા અને રાજ્યકર્તાના ધર્મો સંબંધી શાસ્ત્રીય વિચારો કરવામાં આવેલા છે. કૌટિલ્ય પોતે જ પોતાના અર્થશાસ્ત્રમાં પોતાના પહેલાં થઈ ગયેલી પાંચ રાજ્યનીતિશૈલીઓ તથા તેર ગ્રંથકારોનો ઉલ્લેખ કરી પછી પોતાના મતને આગળ કરે છે.

આ ઉપરથી એટલું તો લાગે છે કે જૂની રાજ્યવ્યવસ્થા ફાંટાબાજ

કે ધૂની રાજવીઓના ચક્રમ આચારવિચાર ઉપર જ આધાર રાખતી ન હતી. રાજ્યવ્યવસ્થા સુઘટિત હતી, શાસ્ત્રીય હતી, વિચારપૂર્વક ઘડાતી હતી. સત્તાધીશ રાજા હતો, પરંતુ મંત્રીઓ તથા સમિતિની સલાહ અને સહાય અનુસાર રાજાએ પણ પોતાની સત્તા વાપરવાની હતી. રાજસત્તા ગામડાં સુધી રાજવહીવટ સાથે પ્રસરેલી હતી અને એક જટિલ અમલદારી તંત્ર પણ રાજ્યવહીવટ માટે સ્થાપવામાં આવતું હતું.

**વ્યવસ્થિત રાજ્ય**

રાજાઓ કદી કદી ચૂંટવામાં આવતા હતા ખરા, છતાં વંશપરંપરાની રાજવી ઘટના એ લગભગ સામાન્ય નિયમ બની ગયો હતો. રાજાનું સ્થાન બે ભાવનાઓ ઉપર ટકી રહ્યું હતું: એક તો એ કે રાજા પ્રજાશાસનનો પહેલો અને મોટામાં મોટો સેવક; બીજી ભાવના એ કે રાજા એટલે વિષ્ણુનો અંશ, દેવનો અંશ અને તેની આજ્ઞા એટલે સર્વોપરિ આજ્ઞા. નીતિશાસ્ત્ર પ્રમાણે તો રાજાનો આઠે પ્રહરનો કાર્યક્રમ નક્કી થઈ ચૂકેલો હતો. લોકોની અરજીઓ ક્યારે સાંભળવી, રાજ્યભરના સમાચારોનાં નિવેદન ક્યારે જોવાં સાંભળવાં, રાજાએ ક્યારે સ્નાન કરવું, જમવું અને અભ્યાસ કરવો, અધિકારીઓ સાથે મસલત ક્યારે કરવી, મંત્રીઓ સાથે ચર્ચા ક્યારે કરવી, સૈન્યની તપાસ કેમ રાખવી, અને આનંદપ્રમોદ માટે કયો સમય રાખવો એની વ્યવસ્થિત યોજના રાજાના જીવનની આસપાસ રાજ્યધર્મ અંગે એવી વ્યવસ્થાપૂર્વક યોજાતી હતી કે તેમાંનો અલ્પાંશ પણ પાળવામાં આવે તો રાજ્યવ્યવસ્થા નિયમિત, વ્યવહારુ અને દક્ષ બન્યા વગર કોઈ કાળે રહે નહિ. શાસ્ત્રનો બોધ સર્વાંશે પાળવો સર્વકાળમાં મુશ્કેલ છે—રાજાપ્રજા સહુને માટે. છતાં આદર્શ તરફ સહુનું મન ખેંચાયા વગર ન જ રહે. એક અગર બીજે રસ્તે રાજાઓ પ્રજામાં છૂટથી ભળે એવો

**રાજા**

આદેશ નીતિશાસ્ત્રો કરે છે. કૌટિલ્ય કહે છે તેમ: "પ્રજાના સુખમાં જ રાજાનું સુખ સમાયેલું છે. પ્રજાની આબાદીમાં જ રાજાની આબાદી રહેલી છે. રાજાને પોતાને જે ગમે તે કરવાનું નથી, પરંતુ પ્રજાને જે ગમે તે જ રાજાએ કરવાનું છે." રામનો સીતાત્યાગ પ્રજામતને અનુસરવાના રાજ્યધર્મનું અંતિમ દૃષ્ટાંત કહી શકાય. અશોકે તો પોતાના શિલાલેખોમાં જ કોતરાવ્યું છે કે: "મારા રાજ્યનાં બધાં માનવી મારાં બાળકો છે. આ દુનિયામાં અને પરલોકમાં દરેક પ્રકારની આબાદી અને દરેક પ્રકારનું સુખ જે હું મારાં બાળકો માટે ઇચ્છું છું તે જ હું મારી પ્રજાના પ્રત્યેક માનવી માટે ઇચ્છું છું." આમ પ્રજાની આર્થિક અને નૈતિક ઉન્નતિ સાધવાની જવાબદારી રાજાની ગણાતી હતી. દુનિયાભરના ઇતિહાસમાં જોવામાં ન આવે એવા અનેક વિદ્યાસંપન્ન, પ્રજાના હિત સાથે પોતાનું હિત ભેળવી દેનારા, ત્યાગી અને ન્યાયી રાજવીઓ આર્યસંસ્કૃતિએ ઊપજાવ્યા છે. એક રામ, એક યુધિષ્ઠિર, એક અશોક, એક વિક્રમ, એક સમુદ્રગુપ્ત, એક ભોજ, એક કુમારપાળ ઊપજે તો પણ ભારતીયસંસ્કૃતિ પોતાની રાજ્યવ્યવસ્થા માટે ગર્વ લઈ શકે એમ છે.

ભારતમાં તો આ આદર્શને પાળનારા રાજવીઓની એક મોટી સંખ્યા આપણે આપી શકીએ એમ છે—જો કે આવા આદર્શથી વિરુદ્ધ વર્તન કરનારા રાજાઓ નથી જ થયા એમ સામે અભિમાન લઈ શકાય એમ નથી.

**મંત્રીમંડળ**

મંત્રીઓની સલાહ લેવી એ રાજા માટે આવશ્યક હતું. મંત્રીઓની નિમણૂંક માત્ર તેમના ગુણ અને આવડત ઉપર જ આધાર રાખતી, અને મંત્રી તરીકે નિમણૂંક થતા પહેલાં મંત્રી બનનાર પુરુષોને અનેક ગુપ્ત રીતે લાલચો આપી તાવી જોવામાં પણ આવતા હતા.

ત્રણથી બાર સુધી મંત્રીઓની ગોઠવણ વહીવટ માટે થતી. જુદા જુદા મંત્રીઓને રાજ્યનાં જુદાં જુદાં ખાતાં ઉપર નજર રાખવાનું સોંપવામાં આવતું. શુક્રનીતિમાં તો એમ પણ કહ્યું છે કે રાજાએ હરકોઈ પ્રશ્ન ઉપર પ્રત્યેક મંત્રીના લેખી અભિપ્રાયો લખાવી મંગાવવા. આવાં મંત્રી-મંડળો રાજ્યવહીવટનું એક મુખ્ય અંગ ગણાય.

**પ્રતિનિધિ પરિષદ**

આ મંત્રીમંડળ ઉપરાંત આજની ધારાસભાને મળતી એક પ્રતિનિધી પરિષદની પણ વ્યવસ્થા હતી, જેમાં રાજ્યભરના પ્રતિનિધિઓને બોલાવવામાં આવતા હતા. બિંબિસારના રાજ્યમાં એંશી હજાર ગામડાં હતાં એમ નોંધ થઈ છે. તેણે બોલાવેલી મંત્રી પરિષદમાં પ્રત્યેક ગામના મળીને એંશી હજાર મુખીઓને તેણે બોલાવ્યા હતા. અલબત્ત આ મંત્રીપરિષદના સભ્યોની સંખ્યા ઓછી વધતી પણ રહેતી, પરંતુ કૌટિલ્ય તો કહે છે કે જેમ બને તેમ વધારે પ્રતિનિધિઓ તેમાં બોલાવવા એ ઇચ્છવા યોગ્ય ગણાતું. એટલું જ નહિ, પણ જરૂર હોય તો સભામાં ગેરહાજર રહેલા સભ્યોનો પણ પત્ર દ્વારા અભિપ્રાય મંગાવતો.

**મહાભારતનું સૂચન**

મહાભારતમાં આજ આપણને આશ્ચર્ય લાગે એવી એક બંધારણ-યોજના સૂચવવામાં આવી છે. મંત્રીપરિષદ-માં ચાર બ્રાહ્મણો, આઠ ક્ષત્રિયો, એકવીસ વૈશ્યો, ત્રણ શૂદ્રો અને એક સુત એમ સાડત્રીસ સભ્યો રાખવા, અને એમાંથી પસંદ કરી રાજાએ શ્રેષ્ઠ પ્રધાનો નીમવા એવું યોજનામાં સૂચન થયું છે. લગભગ વર્તમાનયુગને સ્પર્શે એવી આ યોજના ભારતીયસંસ્કૃતિના રાજ્યવહીવટનો ઠીક ઠીક ખ્યાલ આપણને આપી શકે એમ છે.

વહીવટીતંત્ર

વહીવટી કામ કરનાર તંત્રમાં ધર્માધ્યક્ષ, સેનાપતિ, ન્યાયાધીશ, કોશાધ્યક્ષ–સંનિધાતા અને મુલ્કી વહીવટના ઉપરી તરીકે સમાહર્તા જેવા ખાતાના મુખ્ય અધિકારીઓ પણ હતા, જેમના હાથ નીચે આખું રાજતંત્ર વ્યવસ્થિત ચાલતું. રાજ્યને જુદા જુદા વિભાગોમાં વહેંચી નાખવામાં આવ્યું હતું, જે વિભાગીકરણ ગામડાં સુધી ફેલાઈ વ્યવસ્થા પામતું અને સ્થાપતું. સ્થાનિક અને ગોપ નામના અધિકારીઓ ગામડાંની વ્યવસ્થા કરતા, અને ગામડાંની સુલેહશાંતિ તથા આબાદી જાળવવા ગ્રામ્યજનોની સમિતિ રહેતી. જમીનની માપણી પણ પ્રાચીન કાળમાં થતી હોય એવું લાગે છે. શહેરોને પણ જુદા જુદા લત્તામાં વહેંચી નાખી મહાજન દ્વારા ઘણી ઘણી નાગરિક વ્યવસ્થા કરવામાં આવતી હતી. ગ્રામ તથા શહેરની રચના પણ એક શાસ્ત્રીય અભ્યાસ બની રહી હતી. શહેરોમાં અને ગ્રામવિભાગમાં મંદિરો, રસ્તાઓ, પગમાર્ગો, પાણીની ટાંકીઓ, કૂવા, આરામસ્થાનો, ધર્મશાળાઓ, દવાખાનાં, ઝગમગતી દુકાનો, આનંદપ્રમોદ માટેના બગીચા, સરોવરો, કુંડ અને એવાં એવાં આનંદનાં સાધનો રાખવામાં આવતાં હતાં જેથી નાગરિકો અને ગ્રામવાસીઓનું શારીરિક તેમ જ માનસિક આરોગ્ય જળવાઈ રહે. સંસ્થાનો હિસાબ પણ વ્યવસ્થિત રાખવામાં આવતો હતો અને જાહેર નાણાંનો દુરુપયોગ ભારે ગુનો અને ભારે શરમરૂપ મનાતો. આજનાં સુધરેલાં અને પ્રગતિમાન કહેવાતાં, પરંતુ પળે પળે જાસુસીમાં રોકાયલાં, પરસ્પરની અશ્રદ્ધામાં જીવન વ્યતીત કરતાં આપણાં વર્તમાન રાજ્યોને સારો ટેકો આપે એવી છૂપી બાતમી મેળવવાની પ્રાચીન વ્યવસ્થા પણ ઉલ્લેખ યોગ્ય છે.

જાસુસતંત્ર

કૌટિલ્યના સમયમાં અને ત્યાર પછી પણ જાસુસો અને ગુપ્તચરોનું એક સમર્થ દળ રાજ્યવહીવટમાં રાખવામાં આવતું હતું. માત્ર રાજા જ નહિ, મંત્રીઓ જ

નહિ, પરંતુ મહત્ત્વના સઘળા અધિકારીઓ ગુપ્ત બાતમીઓ મેળવવા માટે, તથા ગુપ્ત સંદેશા લઈ જવા માટે અંગત ગુપ્તચરોને પણ યોજતા હતા. માબાપ વગરનાં બાળકોને નાનપણથી જ જાસુસીમાં કેળવણી મળતી, કારણ તેવાં બાળકોના પોષણનો ભાર રાજ્ય ઉપાડતું. બ્રાહ્મણ કોમની વિધવાઓ અને ગણિકાઓ પણ ગુપ્તચરનાં કાર્ય કરતી. ગુપ્ત બાતમીદારોને જુદી જુદી ભાષાનું જ્ઞાન પણ આપવામાં આવતું હતું અને વેશપલટો કરવામાં તેમને દક્ષ બનાવવામાં આવતા હતા. આ ગુપ્તચરો કદી ગૃહસ્થનો, કદી ખેડૂતનો, કદી વ્યાપારીનો, કદી યાત્રાળુનો, કોઈવાર તપશ્ચર્યા કરતા સાધુઓનો એમ વિધવિધ સ્વાંગ ધારણ કરતા હતા. સ્ત્રીઓ સાધ્વી બની જરૂરની જગ્યાએ ફરતી. વિદ્યાભ્યાસનો પણ દેખાવ આ ગુપ્તચરો કરી આખા સમાજમાં ફરતા, ભળતા અને પોતાના માલિકને જોઈતી ખબર પહોંચાડતા. જાસુસોની વફાદારી કસવા માટે પણ સામા જાસુસો રાખવામાં આવતા હતા અને આમાંથી ગુપ્તચિહ્નો, ગુપ્તસંકેતો અને ગુપ્તલિપિઓ પણ ઊભી થવા પામી હતી. વર્તમાન યુગનાં સુધરેલાં કહેવાતાં સર્વ રાજ્યોમાં આજની ઘડીએ પણ ગુપ્તચરોની જાળ દુનિયાભરમાં ફેલાઈ રહી છે એ આપણે સહુ જાણીએ છીએ. વર્તમાનયુગનાં પરદેશખાતાં અને રાજકીય એલચીખાતાં આ ગુપ્ત ચાડીચુગલીનું કાર્ય બહોળા પ્રમાણમાં આજ કર્યે જાય છે એ જોતાં જૂની સંસ્કૃતિને આવી જાસુસી સંસ્થા માટે વખોડવા સરખી વિશુદ્ધિ આપણા રાજકારણને હજી મળી નથી એ નોંધવું ઘટે.

**ન્યાયપદ્ધતિ**

ગામડાંથી માંડી રાજધાની સુધી ન્યાયની અદાલતો સ્થાપવામાં આવી હતી; પરંતુ મુખ્યત્વે કરીને ન્યાયપદ્ધતિ આજના કરતાં ઓછી જટિલ હોવાથી, સમાધાનના માર્ગો વધારે ઝડપી હોવાથી અને ગુનાના સ્થળે જ ગુનાની તપાસ થઈ ન્યાય મેળવી શકાતો હોવાથી

ન્યાયની આસપાસના દંભી ખટાટોપમાં ન્યાયને પ્રવેશવાનું સતત મુશ્કેલ બનાવ્યે જતી આજની ન્યાયપદ્ધતિ કરતાં વધારે સરળતાભરી ન્યાયવ્યવસ્થા ત્યારે હતી એમ લાગે છે. શુક્રનીતિનો તો એક સિદ્ધાંત છે કે: "તકરારને સ્થળે તેમ જ ગુનેગાર રહેતો હોય એ સ્થાનમાં વસનાર ન્યાયાધીશો જ કામના ગુણદોષ સારામાં સારી રીતે સમજી શકે એમ છે." એ જ સિદ્ધાંત પ્રમાણે આગળ વધતાં બૃહસ્પતિ તો કહે છે: "જંગલમાં વસનાર માટે જંગલમાં, સૈનિકો માટે છાવણીઓમાં અને વ્યાપારીઓ માટે જરૂર પડે તો વણઝારોમાં જ અદાલત ઊભી કરવી વધારે સારી છે." ખાસ કરીને રાજાને મળવું વધારે સુગમ હોવાથી, ન્યાયનાં કામ સ્થાનિક અદાલતોને વધારે પ્રમાણમાં સોંપવાથી અને જુદા જુદા ગુનાઓ માટે જુદી જુદી અદાલતો હોવાથી ન્યાય ત્યારે વધારે સરળતાથી મળતો હશે એમ લાગે છે. આજની ગૂંચવણ અને ગૂંચવણ વધારતા વકીલોની જાળ તે વખતે આટલી બધી ન હતી. વળી તે સમયે ધર્મની આજ્ઞા, સમાજે સ્વીકારેલી નીતિ અને વ્યવહાર ભેગાં મળી ગયાં હતાં. એ ધર્મઆજ્ઞાઓનું પાલન કરી ગુનામાં ન આવવાની વૃત્તિ વધારે ખીલવવામાં આવતી હતી, એટલે કાયદાનો બેધડક ભંગ કરી સજામાંથી છૂટી જવાની આજની વકીલો-પ્રેરિત બાહોશીને તે વખતે આજના જેટલું સ્થાન નહિ હોય.

રૂઢિ અને ધર્મશાસ્ત્ર એ બે કાયદાનાં મૂળતત્ત્વો. રૂઢિને પૂરતું મહત્ત્વ અપાતું હોવાથી સ્મૃતિમાં આપેલી કેટલી યે શિક્ષાઓમાંથી ઘણીવાર માનવીને મુક્તિ મળી જતી, અને આજની વગોવાતી સ્મૃતિઓનું કડકપણું ઘણું હળવું બની જતું. કેટલીક વાર તો ગામ ગામના રીતરિવાજો, જુદા જુદા ધંધાના રીતરિવાજો, ધર્મમાર્ગોના રીતરિવાજો અને કદી કદી કૌટુંબિક રીતરિવાજોને પણ ન્યાય-વ્યવસ્થામાં માન્ય રાખવામાં આવતા હતા. ઘણાં સ્મૃતિવચનોમાં દેખાતો વિરોધ આવાં કારણોને આભારી હતો.

ધર્મવાક્યો કે સ્મૃતિવાક્યો કોઈ ગૂંચવણ ઊભી કરે તો તે ઉકેલવા ટીકાઓ અને દીપિકાઓ પણ તૈયાર કરવામાં આવતી હતી. વિદ્વાનોની પરિષદો પણ ધર્મ-વાક્યોના અર્થ કરવાને માટે ભરવામાં આવતી હતી, જેથી બદલાયેલા સમયનો પણ વિચાર ઠીક ઠીક પ્રમાણમાં થઈ શકતો અને નિયમાવલિ સમયાનુસાર જુદા જુદા અર્થઝોક પામતી. આપણે ધારીએ એના કરતાં પ્રાચીન યુગમાં સ્થળ અને કાળનું મહત્ત્વ વધારે હતું. આવી પરિષદો લગભગ આજની ધારાસભાનું કામ કરતી હતી. કાયદાનું મૂળ સૂત્ર જોવું અને કથવું, તેના ઉપર વિચાર કરવો અને ચર્ચા કરવી, સમય અને સ્થળ અનુસાર કાયદાનો અર્થ કરવો, અગર પૂર્વે થઈ ગયેલા અર્થમાં ઘટિત ફેરફાર કરવા વગેરે ધારાકીય કામો આ પરિષદો કરતી. એ સાંભળી આપણને હવે નવાઈ લાગવી ન જોઈએ.

**ન્યાયપરિષદો**

આમ રાજાઓની સત્તા આપણને અબાધિત લાગે એ ખરું, પરંતુ એ અબાધિત સત્તા ઉપર મંત્રીમંડળની અને મંત્રીપરિષદની સારા પ્રમાણમાં મર્યાદા હતી. કાયદાનો અર્થ કરનારી વિદ્વાનોની પરિષદ પણ રાજસત્તા ઉપરનો એક અંકુશ જ ગણાય. પ્રજા પણ ઠીક ઠીક પ્રમાણમાં જાગ્રત હતી. શ્રેષ્ઠીઓ અને ગ્રામીણો પોતાનું મહત્ત્વ સાચવી શકતા હતા અને ધર્મ એ સર્વશ્રેષ્ઠ ભાવના બની રહેતી હોવાથી રાજાઓની અબાધિત સત્તા ઠીક ઠીક અંકુશમાં રહેતી.

**રાજસત્તા ઉપર અંકુશ**

એક વખત પાશ્ચાત્ય વિદ્વાનોમાં એવી જ માન્યતા હતી કે રાજા વગરની રાજસત્તા પશ્ચિમમાં જ—ગ્રીસ અને રોમમાં જ—કે એ સંસ્કૃતિઓના ઉછેર પામેલી પ્રજાઓમાં જ ઉત્પન્ન થઈ શકી હતી. ભારતના રાજશાસને હવે આ માન્યતાને અર્ધસત્ય તરીકે ક્યારનીયે

**લોકશાહી શાસન**

પૂરવાર કરી દીધી છે. લોકશાસિત રાજ્યસત્તા પ્રાચીન કાળથી ભારત-વર્ષમાં હતી એમ આપણું જૂનું સાહિત્ય પણ કહે છે, આપણા પ્રાચીન સિક્કાઓ પણ કહે છે, આપણા જૂના લેખો પણ કહે છે અને પ્રાચીન ગ્રીક લેખકો પણ કહે છે. કેટલાયે મહારાજાઓ ખરું જોતાં રાજ્ય કરતી કોમના માત્ર ચૂંટેલા વડા જ હતા, જ્યારે રાજ્યકારભાર તો રાજ્ય-કુટુંબના અગ્રણીઓ જ કરતા હતા. યાદવોનું દૃષ્ટાંત એમાં આપી શકાય. કૃષ્ણ તથા બળરામ તથા બીજા યાદવ આગેવાનો આખું રાજ્યતંત્ર ઉપાડી રહ્યા હતા, ત્યારે યાદવોના વડા તરીકે સિંહાસન ઉપર તો વૃદ્ધ ઉગ્રસેન જ બિરાજતા હતા, જે કૃષ્ણની સલાહ વગર ડગલું પણ ભરતા ન હતા. નેપાળની રાજ્યવ્યવસ્થા હજી આવાં રાજ્યકુટુંબોની વ્યવસ્થાનો જ પડઘો પાડે છે. આખી કોમ અગર જાતિ લોકશાસનમાં ભાગ લેતી હોય એવાં પણ અનેક દૃષ્ટાંતો આપણા ઇતિહાસમાં મળી આવે છે. ઈ. સ. પૂર્વે છઠ્ઠી સદીમાં લીચ્છવી, શાકય અને મલ્લ જેવી કેટલીયે પ્રજાઓના ઉલ્લેખો છે કે જેમનું રાજ્યબંધારણ લોકશાહી ઢબે જ ચાલતું હતું અને જેમાં ચૂંટણીનાં કેટલાં યે તત્ત્વો દાખલ થયાં હતાં. આવાં લોકશાહી રાજ્યોની વ્યવસ્થા ચોક્કસ સમજવી મુસ્કેલ છે, છતાં એટલું તો સમજાય છે કે પ્રજાસત્તા તંત્રોનો આખો પ્રદેશ નાના વહીવટી વિભાગોમાં વહેંચાઈ ગયો હતો, અને પ્રત્યેક વહીવટી વિભાગ પોતાના વિભાગ માટે સ્થાનિક વ્યવસ્થા કરવા સ્વતંત્ર એકમ તરીકે વર્તતો હતો. આખા રાજ્યનું કાર્ય કરવા માટે ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓની પરિષદ ભરવામાં આવતી હતી અને અમુક કાર્ય માટે, અગર અમુક સમય માટે એ પરિષદે ચૂંટેલા પ્રમુખની દોરવણી નીચે કાર્યક્રમ અમલમાં મુકાતો. કાર્યક્રમને અમલમાં મૂકવા નાનીનાની વ્યવસ્થાપક સમિતિઓ પણ ચૂંટવામાં આવતી. આ લોકશાહી રાજ્યતંત્ર લગભગ એથેન્સના રાજ્ય-તંત્રને મળતું આવતું હતું એમ પણ કેટલાક વિચારકો કહે છે. પરિષદ મળવા માટે ખાસ સ્થાન પણ નિયત કરવામાં આવતું હતું જેને

સંથાગાર કહેતા. બુદ્ધના મિત્ર મહારાજા અજાતશત્રુએ લીચ્છવી પ્રજાને જીતવા બુદ્ધની સલાહ લીધી ત્યારે બુદ્ધે તેને ચોખ્ખું કહ્યું : " જ્યાં સુધી લીચ્છવીનું રાજ્યતંત્ર બદલાયું નથી, ત્યાં સુધી લીચ્છવી પ્રજા અજીત છે એમ માની લેજો." બૌદ્ધમાર્ગની રચના, જૈનમાર્ગની રચના અને વૈદિકમાર્ગોની રચનામાં આવાં લોકશાહી તત્ત્વોના નમૂના સારા પ્રમાણમાં જોવાને મળે છે અને આજ સુધી ચાલતી આવેલી ગ્રામપંચાયત તથા મહાજનની વ્યવસ્થામાં પણ આ લોકશાહી તત્ત્વ બહુ મોટો ભાગ ભજવી ગયું છે એ આપણે ભૂલવું ન જોઈએ. રાજ્યોના અને રાજાઓના અનેક વારાફેરા અને ઉથલપાથલ આર્યસંસ્કૃતિએ જોયા છતાં હિન્દુસંસ્કૃતિ સજીવ રહી છે એમાં આ લોકશાહી તત્ત્વે સમર્થ ભાગ ભજવ્યો છે.

**ન્યાય માટે વિવાદ**

આવા લોકતંત્રમાં ગુનેગારનો ન્યાય કરવાની એક ધ્યાન ખેંચે એવી પદ્ધતિ નોંધાઈ છે. પ્રથમ તો ગુનેગાર ઉપર પહેલી અદાલતમાં કામ ચાલે, અને તેનો ગુનો સાબિત ન થાય તો તેને છોડી મૂકવામાં આવે. પરંતુ પહેલી અદાલત જો તેને ગુનેગાર ઠરાવે તો તેને ૭ અદાલતો સુધી આગળ ન્યાય મેળવવાનો અધિકાર હતો. સાત અદાલત સુધી ન્યાય મેળવવાની સગવડ ભાગ્યે જ કોઈ લોકશાસનતંત્રમાં આજ પણ હોઈ શકે. વળી એમાંની એકાદ અદાલત પણ તેને વચમાં બિન-ગુનેગાર ઠરાવે તો તેને સજામાંથી મુક્તિ મળતી.

**ગણરાજ્યો**

લોકશાસનતંત્ર ભારતમાં સારા પ્રમાણમાં હતાં. ઈ. સ. પૂર્વે ચોથી સદીમાં મેગેસ્થનીસ કહે છે કે ઘણાં શહેરો તો લોકશાહીતંત્રથી જ પોતાનો વહીવટ ચલાવતાં. એલેકઝાન્ડરની સામે આવાં ઘણાં ઘણાં રાજ્યો લડ્યાં હતાં એવું ગ્રીક ઇતિહાસકારોએ નોંધેલું છે, એટલું જ નહિ પરંતુ આવાં રાજ્યોની સ્પાર્ટાની લોકશાહી સાથે તેમણે સરખામણી પણ કરી છે. સામ્રાજ્યોનો વિકાસ ગણરાજ્યો તથા લોકશાસનનું મહત્ત્વ ઘટાડતો

ચાલે છે. મૌર્ય સામ્રાજ્યની સ્થાપનાથી આવાં ગણરાજ્યોને ફટકો પડવા માંડયો હતો. કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં આવાં ગણરાજ્યોને બહુ પસંદ કરવામાં આવ્યાં નથી. મૌર્ય સામ્રાજ્યની મધ્યમાં આવેલાં ઘણાં ગણરાજ્યો સામ્રાજ્યમાં નષ્ટ થઈ ગયાં. પરંતુ સામ્રાજ્યને સીમાડે લોકશાસનની ભાવના ચાલુ રહી અને મૌર્ય રાજ્ય નિર્બળ પડતાં તેમણે પોતાનું અસ્તિત્વ પાછું પ્રબળ બનાવ્યું. યૌધેય, માલવ્ય અને આર્જુનાયન જેવાં ગણરાજ્યો મૌર્યસામ્રાજ્ય પછી પ્રકાશમાં આવ્યાં અને તેમણે પણ પોતાના દેશ ભારતનું પરદેશીઓથી રક્ષણ કરવામાં બહુ મહત્ત્વનો ફાળો આપ્યો છે. હૂણોના પરાજયમાં આ સર્વે ગણરાજ્યોએ જબરજસ્ત યુદ્ધકીય ફાળો આપ્યો છે. પરંતુ સામ્રાજ્યોની સ્થાપનાને અને ગણરાજ્યોને ઇતિહાસમાં ભાગ્યે જ ફાવટ આવતી દેખાય છે. ઈ. સ.ની ચોથી સદીમાં ગુપ્ત સામ્રાજ્યના કીર્તિયુગ સમયે ઘણાં ગણરાજ્યો લુપ્ત થઈ ગયાં, અને પાંચમી સદી પછી તો તેમનું અસ્તિત્વ લગભગ દેખાતું જ નથી એમ કહી શકાય. આમ ગણરાજ્યોએ પણ, લોકશાહી શાસનતંત્રે પણ, ભારતની સંસ્કૃતિના ઘડતરમાં સારો ભાગ ભજવ્યો છે.

એ પછી તો રાજાશાહી તંત્ર જ રાજકીય ઘટના ઘડતું રહ્યું; જો કે ગ્રામ અને નગરની સ્થાનિક વ્યવસ્થા લોકશાહી ઢબે જ ચાલતી હતી. વ્યાપારીઓનાં મંડળો અને કારીગરોના સંઘ કદી કદી પોતાના રક્ષણ અર્થે નાનાંમોટાં સૈન્યો રાખી શકતાં હતાં અને સિક્કા પણ પાડી શકતાં હતાં એવી લોકશાસિત સત્તાની વહેંચણી રાજ્યો કરતાં હતાં, છતાં રાજસત્તા ધીમે ધીમે વધી, રાજાઓની પ્રતિષ્ઠા પણ વધી અને છતાં જૂની પ્રજાસેવક તરીકેની રાજસંભાવના તો આછીપાતળી ચાલુ જ રહી. શુક્રનીતિ એ પ્રમાણમાં કૌટિલ્ય કરતાં વધારે આધુનિક ગણાય. તેમાં પણ કથન છે કે: ‘બ્રહ્માએ રાજાને પ્રજાનો કર્ણચારી ગણ્યો છે. તેણે સભા તથા મંત્રીમંડળની સલાહ પ્રમાણે

કાર્ય કરવું જોઈએ.' આમ રાજાની પ્રાચીન ભાવના તો સચવાઈ રહી. રૈયતમાં અપ્રિય થઈ પડનાર અમલદારને કાઢી મૂકવાની પણ શુક્રનીતિ સલાહ આપે છે.

**ભૂમિના વહીવટી વિભાગો**

રાજ્યવિસ્તાર મોટા થતા જાય અગર બદલાતા જાય તેમ તેમ વહીવટના પ્રકાર અને વહીવટદારોની નામાવલિમાં પણ ફેર પડતા જાય. રાજ્યના ભૂમિગત વહીવટી વિભાગ સામાન્યતઃ નીચે પ્રમાણે પાડવામાં આવતા હતા :

(૧) ભુક્તિ=જિલ્લાઓનું જૂથ
(૨) વિષય=જિલ્લા
(૩) મંડળ=વિભાગ
(૪) ભોગ=મહાલ, તાલુકા
(૫) ગ્રામ=ગામડું

દરેક વિભાગના અધિકારીઓને ઓછાવધતા અધિકારો આપવામાં આવતા હતા અને દરેક અધિકારીને સલાહ આપનારી સમિતિઓ પણ જે તે ભાગમાંથી આપવામાં આવતી હતી. જિલ્લાના વહીવટ માટેનો એક ગુપ્ત સમયનો લેખ મળી આવ્યો છે જેને આધારે સમજી શકાય છે કે જિલ્લાહાકેમનું મુખ્ય સ્થળ મોટા અને અનુકૂળ શહેરમાં રાખવામાં આવતું, જ્યાં તેની કચેરી પણ રહેતી. એની સલાહકાર સમિતિમાં નીચેના સભ્યો રહેતા હતા :

(૧) નગરશ્રેષ્ઠી=નગરશેઠ
(૨) સાર્થવાહ=ધંધાદારી મંડળીઓનો પ્રતિનિધિ
(૩) પ્રથમ કુલિક=કારીગરોનો પ્રતિનિધિ
(૪) પ્રથમ કાયસ્થ=સમિતિનો મંત્રી અને સભ્ય

કાયસ્થ કોમનું નામ આમ પ્રથમ ગુપ્તયુગમાંથી આપણને મળી આવે છે એ કોમોના અભ્યાસીએ ધ્યાનમાં રાખવા સરખું છે. જુદા જુદા અધિકારીઓ જુદા જુદા વહીવટ માટે નીમાતા. તેમનાં નામ પણ સારા પ્રમાણમાં મળી આવે છે, જે ઉપરથી રાજ્યવ્યવસ્થામાં મુખ્યત્વે કૌટિલ્યનું અર્થશાસ્ત્ર આધારભૂત ગણાતું હતું એમ લાગે છે; અલબત્ત સમય અનુસાર તેમાં ફેરફાર કરવામાં આવતા હતા. જમીનની માપણી પણ થયા કરતી અને રાજભાગ પણ નક્કી કરવામાં આવતો હતો.

**પતન પ્રત્યે નજર**

આવી વહીવટીતંત્રની વ્યવસ્થિત રચના હોવા છતાં ગુપ્ત સામ્રાજ્યના પતનકાળથી રાજાઓ ઉપરનો પ્રજાકીય અંકુશ ઓછો થતો ગયો હોય એમ દેખાઈ આવે છે. એનાં કેટલાંક કારણમાં અભ્યાસીઓ કહે છે કે રાજવીઓ અને ધર્મગુરુઓ વચ્ચેનો સંબંધ ગાઢ બનતાં ધર્મગુરુઓએ જ સલાહકાર અને મંત્રીનું સ્થાન પોતાને માટે નિયત કરી દીધું. ગુપ્ત સામ્રાજ્ય પછીથી બૌદ્ધધર્મ હિંદમાંથી ઓસરવા માંડયો હતો અને રાજાપ્રજાનો મોટો ભાગ ભારતીય વૈદિક-માર્ગ તરફ વધારે ઢળતો જતો હતો, જેમાં શૈવો અને વૈષ્ણવોનું વર્ચસ્વ વધવા લાગ્યું હતું. પ્રજાના મોટા ભાગને પણ ધર્મગુરુઓમાં વિશ્વાસ બેસવાથી તેમને જ પોતાના પ્રતિનિધિ માની તેમણે રાજકાજ-માં ઉદાસીનતા સેવવા માંડી. વળી નાતજાતનાં બંધનો ધીમે ધીમે દૃઢ બનવા માંડ્યાં હતાં, એટલે વિશાળ રાષ્ટ્રીય ભાવનાને બદલે લોકો પોતપોતાના સ્થાનિક અને જ્ઞાતિવિષયક પ્રશ્નોમાં જ વધારે રસ લેતા ચાલ્યા. ઊંચનીચના ભેદ પ્રજામાં વધતા જાય એટલે વ્યાપક દૃષ્ટિ–રાષ્ટ્રીય દૃષ્ટિ સંકુચિત બનતી જાય, અને નાના નાના પ્રશ્નોમાં જ પ્રજાની બુદ્ધિ બંધાઈ રહે. આમ પ્રજાસત્તા ઘટે એટલે સ્વાભાવિક રીતે જ રાજસત્તા અનિયંત્રિત બનતી જાય. કેટલાક વિચારકો એમ પણ માને છે કે ગુપ્તયુગ અને ત્યાર પછીના યુગમાં ભારતીય પ્રજાનો

બુદ્ધિમાન વર્ગ રાજકીય વિચારણાને બદલે ધાર્મિક અને ફિલસૂફીની ઝીણવટભરી કડાકૂટમાં ઊતરવા લાગ્યો. સમયને અનુકૂળ રાજનીતિ કે અર્થશાસ્ત્રના ગ્રંથો ગુપ્તયુગ પછી મોટા પ્રમાણમાં મળી આવતા નથી એ દર્શાવી આપે છે કે વિચારકોએ રાજકાજ પ્રત્યે ઉદાસીન બની ધર્મ અને ફિલસૂફી પ્રત્યે વધારે લક્ષ આપ્યું, અને તેથી રાજકારણને ભારતીય કુશાગ્ર બુદ્ધિની સહાય જોઈએ તેવી મળી નહીં. પરલોકને અને પરમાર્થને જ અતિ મહત્ત્વ મળે ત્યારે વ્યવહારમાં શિથિલતા પ્રવેશ પામે, નવા નવા સંજોગોનો વ્યવહારુ સામનો કરવાનું બળ ઘટતું જાય અને નવા નવા બળને જીરવી તેમનો પોતાનામાં સમાવેશ કરવાની સમન્વય શક્તિ જુદી પડી જાય. આવા સંજોગોમાં એક પ્રકારની જડતા પણ પોતાનો મૃત્યુહાથ પ્રજા ઉપર ફેરવે એમાં નવાઈ નહીં. ગુપ્તયુગ પૂરો થયા પછી લગભગ ત્રણ સદીમાં તો ઇસ્લામનો પ્રથમ હુમલો ભારત ઉપર થયો. આખો ઉત્તર ભારત એક બનાવે એવો હર્ષવર્ધન અથવા આખું દક્ષિણ એક બનાવે એવો પુલકેશી ધીમે ધીમે મળવો મુશ્કેલ થઈ ગયો, અને જો કે વીરત્વથી ઝગમગ થતા અનેક રાજવીઓએ હર્ષ પછીનો યુગ ઉજાળ્યો છે, છતાં એ ભુલાય એમ નથી કે હર્ષના મૃત્યુ પછી છપ્પન વર્ષે જ મહમદ કાસમે સિંધ જીત્યું. મહમદ કાસમ અને મહમદ ગઝની વચ્ચે લગભગ ત્રણસો વર્ષનો ગાળો પડે છે અને ભારતીયસંસ્કૃતિમાં પરદેશી રાજકારણ એ દરમ્યાન બહુ ઓછું પ્રવેશ પામે છે. છતાં મહમદ ગઝનીના ધસારા સામે ઉત્તર ભારત અંતે ટકી શક્યું નહીં એટલે અંશે આર્યસંસ્કૃતિનું રાજકીય હીર હણાઈ ગયું હતું એટલું આપણે કબૂલ રાખવું જ પડશે. મહમદ ગઝનીના સોમનાથના હુમલા પછી બસો વર્ષ પણ વીત્યાં નહીં અને ભારતમાં જ દિલ્હી ઉપર મુસ્લિમ સલ્તનત સત્તાધીશ બની ગઈ એ હિંદુસંસ્કૃતિની રાજકીય નબળાઈમાં યુદ્ધકીય ઉતરતાપણું, સ્વમહત્તાનો વ્યક્તિગત વિચાર અને રાજવીઓના અંદર અંદર થતા ઝનૂની ઝઘડા જ કારણભૂત હતાં એમ કહી શકીએ.

આ રાજકીય નિર્બળતાથી પર થઈ ને ભારતીયસંસ્કૃતિ મુસ્લિમ અને ખ્રિસ્તીસત્તા યુગમાં બન્નેનાં શુભ તત્ત્વો પોતાનામાં સમાવી જીવંત રહી એ તેની મોટી કીર્તિ ગણાય. છતાં મુસ્લિમો સામે જૂની આર્યસંસ્કૃતિનો રાજ્યવહીવટ નિર્બળ પૂરવાર થયો એમ કહેવું એ જ વાસ્તવિક કથન છે.

**ગ્રામસંસ્થા**

છતાં ભારતીયસંસ્કૃતિને જીવંત રાખવામાં ભારતીય ગ્રામવહીવટે પણ બહુ મોટો ફાળો આપ્યો છે એ સમજવું ઘણું જરૂરી છે. રાજ્યો સ્થપાતાં હોય અગર ઉથાપાતાં હોય તેની અસરથી મુક્ત રહેલી ગ્રામ–સમાજ–રચના પોતાનો નિત્ય વહીવટ દક્ષતાપૂર્વક ચલાવ્યા કરતી હતી. રાજાઓનો સત્તાલોભ રાજ્યવિસ્તારમાં કે રાજ્યસંકોચમાં પરિણામ પામતો હતો ત્યારે ગ્રામ અને ગ્રામનાં જૂથ પોતાની વહીવટી સંસ્થાઓ દક્ષતાપૂર્વક ખીલવ્યે જતાં હતાં. આવી સંસ્થાઓ આર્યસંસ્કૃતિમાં લાંબા સમયથી પોતાનું અસ્તિત્વ જાળવી રાખ્યા કરતી હતી અને ધીમે ધીમે તેણે એવો વિકાસ સાધ્યો કે તે રાજકારણના પલટાને ન ગણકારતી સ્થાનિક સ્વરાજ્યની એક ધ્યાન ખેંચતી સંસ્થા બની ગઈ. એ જ આપણી ગ્રામપંચાયત અને આપણી સમૂહપંચાયત; એ જ આપણાં નગરમહાજનો અને કારીગરોનાં ઉદ્યોગમંડળો, જેમણે એક પ્રકારનું સ્થાનિક લોકશાસન સારા પ્રમાણમાં સાચવી રાખ્યું.

**પંચાયતોનો કાર્યપ્રદેશ**

પોતાની નાની ગ્રામસીમામાં પંચાયતો ભારે અધિકાર વાપરતી અને ઘણાં ગ્રામકાર્યો પોતાને માથે લેતી. ગામાત સાર્વજનિક મિલકત પણ પંચાયતના વહીવટ હેઠળ રહેતી અને તેને વેચવાનો કે ગીરો મૂકવાનો પંચાયતને અધિકાર હતો. ભયંકર ગણાતા ગુનાઓ સિવાયના પોતાની ગામસીમામાં થતા નાના મોટા અનેક ગુનાઓની તપાસ કરી પંચાયત તેનો નિકાલ પણ કરતી. દાનધર્મનો વહીવટ કરવો, ગામનાં દાણાદૂણી ભેગાં કરવાં,

તેમના ભાવ ઠરાવવા અને સાર્વજનિક કામ માટે લોકો પાસે અંગ-મહેનત કે ઊઘરાણાં લેવાં એ પંચાયતનું કાર્ય ગણાતું. પીવાના પાણીનું સાધન ગામમાં ઊભું કરવું, પાણીના માર્ગો ઉપર દેખરેખ રાખવી, રસ્તાઓ દુરસ્ત રાખવા, વટેમાર્ગુઓનું આતિથ્ય કરવું અને માર્ગ દર્શાવવો, દુષ્કાળમાં લોકોને અનાજ આપવું, રાજ્યભાગ આપવાની બાંહેધરી લેવી, મઠમંદિરોની વ્યવસ્થા કરવી, ગામમાં વિદ્યાભ્યાસનાં સાધનો ઊપજાવવાં અને ચોરલૂંટારાથી ગામનું રક્ષણ કરવું—એવાં એવાં કાર્યો પંચાયત કરતી હતી. રાજાઓ પણ પંચાયતની સત્તામાં હાથ ઘાલતા નહિ. રાજ્યભાગ ન આપનારને હેડમાં પૂરવાનો પંચાયતને અધિકાર હતો. લોકોનું દુઃખ પંચાયતો રાજા પાસે રજૂ કરતી અને રાજાઓ પંચાયતના અધિકારને માન્ય રાખી પંચાયતના હુકમો અમલમાં મૂકવાનાં ફરમાન પણ કરતા હતા. રાજાઓ પંચોની સલાહ પણ કદી કદી લેતા હતા અને રાજા–પ્રજા વચ્ચેની એક સાંકળરૂપે પંચાયતની ગણના થતી.

ગામની ધર્મશાળા, મંદિરનું ચોગાન કે ચોરો અગર છેવટે મોટા વૃક્ષની છાયામાં પંચાયતની સભાઓ ભરવામાં આવતી. ઘણીવાર ગામના બધા જ ઉંમરલાયક માણસો સભામાં ભેગા થતા. કેટલીકવાર પસંદ કરેલાં પંચો પણ ભેગા મળતા; દરેક ગામનો મુખી પંચાયતમાં સ્થાન પામતો જ. કામોના થતા નિકાલમાં સ્થાનિક પરિસ્થિતિ, સમાધાનવૃત્તિ અને ગુનેગારને તક આપવાની સહાનુભૂતિ ન્યાયને બહુ જ સાચો બનાવી શકતી હતી.

આ ગામપંચાયતો ઉપરાંત વધારે વિસ્તારવાળા ગામોના સમૂહ તાલુકા-વાર કે જિલ્લાવાર જરૂર પડ્યે આવી સભાઓ બોલાવી પોતાના પ્રશ્નોનું નિરાકરણ કરાવી લેતા. ગામના કે જિલ્લાના કામને માટે વેપારધંધા ઉપર ઉઘરાણારૂપનો કર પણ નાખી શકતા. નદીના ઓવારા, મંદિરો, તળાવોનાં બાંધકામ તેમ જ શાળાઓ, પાઠશાળાઓ તથા પરબો, અન્નછત્રો અને છાત્રા-લયો ફાળા કરી ચલાવી તેઓ સાચા લોકપ્રતિનિધિઓ બની શકતા હતા.

**નગરજનતા અને મહાજન**

આ પ્રમાણે ગ્રામજનતા જ માત્ર નહિ પરંતુ નગરજનતા પણ જાહેર સુખાકારીનાં કામો મહાજનો દ્વારા ઉપાડી લેતી હતી, અને આમ લોકશાહી પદ્ધતિથી, અમલદારી તંત્રની દખલ સિવાય, ઘણાં ઘણાં કામો ઝડપથી થઈ જતાં. આજનાં કંઈક તળાવો, ઘાટ અને ઓવારા, મંદિરો અને ધર્મશાળાઓ, વિસામા તથા પગથાર, માર્ગો અને છાયાવૃક્ષોમાં કોઈ પ્રાચીન પંચાયત કે શ્રેષ્ઠીઓના સમૂહનો હાથ આપણે જોઈ શકીએ છીએ. એ કરનાર માનવીઓ અગર સંસ્થાઓનાં નામ ભલે ભુલાઈ ગયાં. સાચી લોકશાહીના કાર્યક્રમના નમૂના તરીકે એ કાર્યો આજ પણ ઊભાં છે અને આજની જનતા પણ તેને લોકશાહી ઢબે સુધારી સ્વીકારી રહે છે. રાજવહીવટમાં આવાં લોકશાહી તંત્રની ઉત્ક્રાંતિ એ ભારતીયસંસ્કૃતિનું કીર્તિવંત લક્ષણ છે. એ લોકશાહી તંત્ર બ્રિટિશરાજ્યમાં નબળું પડતું પડતું હજી પોતાનું અસ્તિત્વ જાળવી રાખી શક્યું છે. આજે પણ મંદિર બાંધવું હોય, તળાવ ખોદવું હોય, કોઈ સારા કામમાં ફાળો આપવો હોય, તો ગામના આગેવાનો ભેગા થઈ કાર્ય માથે લઈ લે છે અને ગામની સામાન્ય જનતા એ આગેવાનોના બોલને ઉપાડી લઈ પોતપોતાનો ફાળો આપ્યે જાય છે.

**લોકશાહીતંત્ર**

ભારતીયસંસ્કૃતિએ લોકશાહી તંત્ર જોયું કે અનુભવ્યું ન હતું એવી એક સમયની માન્યતા ભૂલ ભરેલી છે એમ પૂરવાર કરનાર ગણરાજ્યો, સમૂહરાજ્યો, ગ્રામપંચાયતો, સમૂહપંચાયતો અને મહાજનમંડળોની સાક્ષી આજ પણ આપી શકાય એમ છે. લગભગ વૈદિક કાળથી ચાલતી આવેલી આ લોકસમિતિઓનું લોકશાહી જીવન ઘણું પ્રબળ કહેવાય.



# ૧૪

## ભારતીયસંસ્કૃતિ – વિશ્વસંસ્કૃતિનો વિભાગ

ભારતીયસંસ્કૃતિના આદ્ય અવશેષોથી માંડી સ્વાતંત્ર્યપ્રાપ્તિ સુધીનાં વિધવિધ પડ આપણે નિહાળ્યાં.

**સંસ્કૃતિનાં વિધવિધ પડ**

પાંચેક હજાર વર્ષથી ભારતીયસંસ્કૃતિનું વિશિષ્ટ સ્વરૂપ ઘડાતું આવ્યું છે—જો કે જૂના નવા અશ્મયુગથી માનવ સંચલનો ભારતમાં સળવળી રહ્યાં હોય એવા પુરાવા મળી આવ્યા છે. માનવજીવનને એની પ્રાથમિક અવસ્થામાં પોષી શકેલા ભારતને નામે ઓળખાતા ભૂમિ-વિભાગે સાંસ્કૃતિક અને ઐતિહાસિક યુગ સુધી આવતાં આવતાં કેટલાય ભૌગોલિક વારાફેરા અનુભવ્યા. અંકારાનો ઉત્તર વિભાગ અને ગોંડવાનાનો દક્ષિણ વિભાગ વચ્ચે આવેલા સમુદ્રને ખસેડી ભેગા મળી ગયા અને આજની ભારતભૂમિનો આકાર અતિ પ્રાચીન યુગમાં સ્થિર થયો. એમાં અશ્મયુગના માનવીની રમત સ્પષ્ટ સમજાય છે અને ત્યાર પછી સિંધુતટસંસ્કૃતિની, ત્રીસેક વર્ષથી ઓળખાઈ, ઐતિહાસિક ગણાતી સંભાવનાનું ચોકઠું બેસાડતા પહેલાં નિગ્રોઈડ, ઑસ્ટ્રેલિયન, મોંગોલિયન અને દ્રવિડ નામે ઓળખાતી પ્રજાઓનાં સંચલનો ભારત-ભૂમિ ઉપર થયાં હતાં અને તેમના અવશેષો ભારતીય ભાષાઓમાં અને ભારતીય માનવોના દેહઘાટમાં અભ્યાસીઓને દેખાયા છે એ પણ સ્પષ્ટ થયું. સિંધુતટસંસ્કૃતિની લિપિ ઓળખાય નહિ ત્યાં સુધી એ સંસ્કૃતિ

દ્રવિડ હતી કે બીજા કોઈ નામે ઓળખવાપાત્ર સંસ્કૃતિ હતી એનો નિર્ણય થઈ શકે એમ નથી. છતાં વૃક્ષપૂજન, પશુપૂજા, શિશ્નપૂજન અને યોગના કંઈક અંશો સિંધુતટસંસ્કૃતિમાંથી આપણી સંસ્કૃતિમાં આવ્યા હોય એમ લાગે છે. વેદકાળે અર્પેલી કહેવાતી આર્યસંસ્કૃતિનાં કેટલાંક તત્ત્વો આમ વેદકાલ પહેલાંથી પણ ચાલ્યાં આવ્યાં છે એટલે આપણા દેશની સંસ્કૃતિને માત્ર આર્ય સંસ્કૃતિ ન કહેતાં ભારતીય-સંસ્કૃતિ કહેવી એ જ યોગ્ય લાગે છે.

**ભારતીય માનવ**

આર્ય પ્રજાના સ્થાયી નિવાસ પછી ભારતીયસંસ્કૃતિએ જે નિશ્ચિત રૂપ પ્રાપ્ત કર્યું છે તે ઓળખાઈ રહે એવું, સુશ્લિષ્ટ રેખાઓવાળું, હજી સુધી ચાલુ રહ્યું છે અને જીવંત રહ્યું છે એમ કહેવામાં આપણે મિથ્યાભિમાન સેવતા નથી, પરંતુ ઇતિહાસના તંતુને વળગીને ચાલીએ છીએ. એ વસ્તુસ્થિતિ આપણે વિહંગાવલોકનમાં જોઈ ગયા. એમાંથી આપણે ભારતીયસંસ્કૃતિની સ્થિરતાનું એક સ્પષ્ટ કાયમી સ્વરૂપ જોઈ શકીએ છીએ. ભારતે સ્વરક્ષણ અર્થે કદી કદી પોતાની સીમાઓના દરવાજા અને પોતાના માનસ-દરવાજા ભીડવાનો પ્રયત્ન કર્યો હશે, પરંતુ તે જવલ્લે જ. આફ્રિકા-ઑસ્ટ્રેલિયાની પ્રાથમિક બર્બર જાતોની માફક ભારતીય-સંસ્કૃતિ પોતાનાં બારીબારણાં અને દરવાજા સતત બંધ કરી બેઠી ન હતી. ભારતીયસંસ્કૃતિએ પોતાનું વિશિષ્ટ સ્વરૂપ જાળવીને પણ ભારત અંદરની અને ભારત બહારની—આર્ય વાડાની બહારની—કેટલીય જાતોને અપનાવી છે, કેટલાય સંસ્કારને પોતાના લોહીમાં ઉતાર્યા છે અને કેટલાય ધર્મો અને ભાષાઓને આલિંગન આપ્યું છે. બહુ પ્રાચીન કાળને બાજુએ મૂકીએ તો પણ, આપણો ઇતિહાસ આપણને કહે છે કે પ્રાચીન યહૂદી, પ્રાચીન પારસી–ઝરથુસ્ત્રી, પ્રાચીન ખ્રિસ્તી અને પ્રાચીન ઇસ્લામી હિંદુસ્તાનમાં સદીઓથી આવકાર પામી વસ્યા છે અને આબાદ થયા છે. ભારતીયસંસ્કૃતિએ પરધર્મીઓને જેટલો



નટરાજ - ચિદંબરમ્ - મદ્રાસ

આવકાર આપ્યો છે એટલો બીજી ભૂમિએ ભાગ્યે જ આપ્યો હશે. ડૉ. સુનીતિકુમાર ચેટરજીના મત પ્રમાણે ઓળખી કઢાય એવો ભારતીય માનવ ઈ. સ. પૂર્વે ૧૨૦૦થી અસ્તિત્વમાં આવ્યો. એ ભારતીય માનવ હજી આજ પણ ટાગોર, અરવિંદ અને ગાંધીમાં સજીવન રહી શક્યો છે—આપણા નિર્બળમાં નિર્બળ માનવીની જોડે ! એ મહાપુરુષો સમગ્ર માનવજાતનું ગૌરવ; છતાં એમનું ભારતીયપણું એમનામાં સ્પષ્ટ રીતે અંકાયું છે. મહાપુરુષોમાં પ્રગટ થતી વિશિષ્ટ મહત્તા એ જ સંસ્કૃતિનું સાચું સ્વરૂપ.

**માત્ર શૈથિલ્ય નથી**

એનો અર્થ એમ પણ નહિ કે ભારતીયસંસ્કૃતિ બીજી સંસ્કૃતિઓની છાપ ઝીલતી શિથિલ, નિર્માલ્ય, ગ્રાહક સંસ્કૃતિ જ માત્ર છે. ભારતીયસંસ્કૃતિ કટોકટીને પ્રસંગે અત્યંત ઉગ્ર અને વિજયી સામર્થ્ય પણ દર્શાવી શકી છે. મિત્ર તરીકે આવનારને એણે ભવ્ય આવકાર આપ્યો છે—જો કે તેનાં વિષમ રાજકીય પરિણામો તેણે અનુભવ્યાં પણ છે. મિત્ર તરીકે આવેલા ખ્રિસ્તી પશ્ચિમે ભારતનું રાજકીય સાર્વભૌમત્વ છીનવી લીધું એ ભારતીયસંસ્કૃતિને હવે ન સમજાય એવા બીના નથી. છતાં એ જ ખ્રિસ્તી પશ્ચિમને પોતાનું સાર્વભૌમત્વ પાછું સોંપવાની ફરજ પાડી એ પણ ભારતીયસંસ્કૃતિએ જ ! અને તે પણ પોતાની વિલક્ષણ ભારતીય અહિંસક રીતે જ ! સને ૧૯૪૭ની સ્વરાજ્યપ્રાપ્તિ કદાચ ભારતીયસંસ્કૃતિનો મોટામાં મોટો વિજય હોય; અને એ વિજય અપાવનારી લડત ભાવિ માનવજાતની સાંસ્કારિક લડતનો એક આદ્ય પ્રકાર પણ બની રહે. ઍટમ-બૉમ્બ સંસ્કૃતિ કરતાં, વિદ્યુતસંસ્કૃતિ કરતાં, વરાળસંસ્કૃતિ કરતાં અને દારૂગોળાની સંસ્કૃતિ કરતાં ભારતીયસંસ્કૃતિએ ખીલવેલી અહિંસક લડાયક પ્રથા ઓછી ભયાવહ, વધારે અસરકારક અને કપરામાં કપરા વિરોધમાંથી સુંદરમાં સુંદર માનવસુભગ મૈત્રી–સમન્વયની સર્જક બની રહે એમ છે.

અને આટઆટલાં ભયંકર યુદ્ધો પછી માનવી સમન્વય સિવાય બીજું માગી પણ શું રહ્યો છે?

**પાકિસ્તાન–ધર્મ-આગ્રહને અપાયલો ભારતીય જવાબ**

ઇસ્લામી હઠાગ્રહે ભારતીય રાષ્ટ્રીય લક્ષ્નમાં એક નવા ફણગા રૂપે ભૂમિભાગ માગ્યો અને તે સને ૧૯૪૭માં ભારતે કાઢી પણ આપ્યો. એમાં નિર્બળતા હશે કે સંસ્કૃતિદીધી સમાધાનવૃત્તિ? કદાચ એ સૌમ્યતાની ઉગ્રતાને અપાયલી જોરતલબી પણ હોય! અગર, કદાચ, આક્રમક ઢબે હજાર વર્ષ પૂર્વે આવી ભારતમાં વસેલા ઇસ્લામને એ ભારતીયસંસ્કૃતિનો વિલક્ષણ મૈત્રીજવાબ પણ હોઈ શકે! એ હજાર વર્ષના સંપર્કમાં ભારતીયસંસ્કૃતિએ ઇસ્લામને અપનાવવાના અને ઇસ્લામના આક્રમક સ્વરૂપને સૌમ્ય બનાવવાના અનેક અખતરાઓ કરી અનેક લાભ મેળવ્યા છે અને ઇસ્લામને આપ્યા પણ છે. ઇસ્લામનો આખો સુફીવાદ ભારતીય બક્ષિસ તરીકે પૂરવાર થાય તો નવાઈ નહિ. ઉપરાંત આજની ભારતસરહદમાં વસતા ઇસ્લામધર્મીઓ સાથે સમન્વય સાધવાની પ્રણાલિકા ચાલુ રહે એ શક્ય છે. કોઈ પણ ધર્મ કે સંસ્કૃતિ પ્રત્યે ભારતીયસંસ્કૃતિને વેર કે અણગમો ન હોય. સાથે સાથે કોઈ પણ આક્રમણ સામે ભારતીયસંસ્કૃતિ કેવા વીરત્વપુર્વક ઝૂઝી છે એનાં દૃષ્ટાંતો આપણને ડગલે ને પગલે મળી રહે એમ છે. આખી ભારતીય સંસ્કૃતિનું વિહંગાવલોકન એક જ લક્ષણ પ્રગટ કરતું દેખાય છે: આક્રમણનો સામનો અને મૈત્રીનો પરમસત્કાર–જીવનમાં અને કલામાં.

**યુદ્ધવીરત્વ**

ભારતીયસંસ્કૃતિમાં દિગ્વિજયની ભાવના જરૂર છે. ભારતીયસંસ્કૃતિએ સામ્રાજ્યો પણ ખીલવ્યાં છે. મોગલ સામ્રાજ્ય ઇસ્લામી સામ્રાજ્ય હોવા કરતાં ભારતીય સામ્રાજ્ય વધારે હતું. અને આખી અગ્નિ એશિયાની અને મધ્ય પૂર્વ એશિયાની સંસ્કૃતિ ભારતીય-

સંસ્કૃતિના દિગ્વિજયની કથા જરૂર કહી જાય છે. એ દિગ્વિજયમાં રાજકીય સામર્થ્ય નહિ હોય એમ માનવાનું કારણ નથી. રાજકીય સામર્થ્ય પશ્ચિમની ઢબે માત્ર રાજ્યવિસ્તારમાં જ સ્ફોટ પામે એમ માનવું ભૂલભરેલું છે. અશોકે યુદ્ધવિજય પડતા મૂકી સંસ્કાર-વિજયમાં જ રાજકારણને વાળ્યું હતું. સંસ્કારવિજયો પણ પ્રાબલ્યનાં જ પ્રતિબિંબ છે. ભારતીય નામ ધારણ કરતાં શ્રીવિજય અને શૈલેન્દ્ર સરખાં મહારાજ્યોનું અગ્નિ એશિયામાંનું અસ્તિત્વ ભારતીય રાજકીય વિજયોનું જ સૂચન કરે છે; માત્ર એનું સ્વરૂપ વર્તમાન યુગના સામ્રાજ્યને બંધબેસતું ન આવતું હોય તો એ પણ ભારતીયસંસ્કૃતિનું વિલક્ષણ સૌમ્ય સ્વરૂપ જ ગણી શકાય. સૌમ્યતા સામર્થ્યહીનતા નથી જ. યુદ્ધખેલનમાં, શસ્ત્રચાપલ્યમાં, મોરચા રચવામાં, સમુદ્રયાનમાં અને પૃથ્વીપર્યટનમાં ભારતીયસંસ્કૃતિએ બીજી કોઈ પણ પ્રજા કરતાં ઓછું સામર્થ્ય દર્શાવ્યું હોય એમ માનતા પહેલાં આપણે ભારતીય ઇતિહાસ ઇશારો, ભારતીય ધર્મપ્રચાર અને ભારતના પરદેશ સાથેના સંબંધોની સાંકળ જોઈ જવી વધારે શ્રેયસ્કર થશે. અમેરિકાની પ્રાચીન આઝટેક તથા ઈન્કા સંસ્કૃતિમાં ભારતીય અસર સંભળાવી શરૂ થઈ ચૂકી છે. ભારતીયસંસ્કૃતિ સજીવન રહી છે એમાં એના વીરત્વનો ભાગ છેક નાનો નથી જ. ચીન, જપાન, કોરિયા, મંગોલિયા અને મધ્ય એશિયા તથા અગ્નિ એશિયામાં વ્યાપેલો બૌદ્ધમાર્ગ ભારતીયસંસ્કૃતિનો જ ઉદ્ભવ છે. અને વીરત્વ વગર કોઈ સંસ્કૃતિ પ્રસરી શકે જ નહિ.

**વીરત્વની ભારતીય ભાવના**

એ સમજવું જરૂરી છે કે પાંચ હજાર વર્ષથી સજીવ રહેલી અને હજી યે યૌવન અનુભવતી ભારતીયસંસ્કૃતિએ વીરત્વને એકલા યુદ્ધવીરત્વ તરીકે ઓળખ્યું નથી જ. ભારતીય રસવેત્તાઓએ વીરત્વના ચાર શાસ્ત્રીય પ્રકારો બહુ સૂચક રીતે નોંધ્યા છે: (૧) યુદ્ધવીરત્વ, (૨) ધર્મવીરત્વ,

(૩) દાનવીરત્વ અને (૪) દયાવીરત્વ. વીરત્વ એ એવી ઉદ્રેકભરી, ઊભરાતી, ઉત્સાહઊર્મિ છે કે જેમાં માનવીની માનવતા સ્વાર્થ, મૃત્યુ, લાભાલાભ અને પરિણામનું ગણિત ગણવા બેસતી નથી. ભારતીયસંસ્કૃતિના ઘડતરમાં આ ચારે પ્રકારના વીરત્વનો વાણોતાણો છે. આર્યો પ્રત્યેની—દેવો પ્રત્યેની દયાભાવનામાં દધીચિએ પોતાનાં હાડ કાઢીને શસ્ત્ર માટે આપી દીધાં. હરિશ્ચંદ્રે સ્વીકારેલા ધર્મ માટે—વચનપાલનના ધર્મ માટે—વિશ્વામિત્રને રાજ્ય અર્પણ કર્યું. શિવાજીના ભગવા ઝંડામાં યુદ્ધવીરત્વનું ધર્મવીરત્વને એક ભવ્ય નમન છે. કર્ણે કટોકટીની પળે પોતાના દેહવિભાગ બની ગયેલું સુવર્ણ દાનમાં આપી દાનવીરત્વનું ભારતીયસંસ્કૃતિને એક સજીવ દૃષ્ટાંત આપ્યું; જે મેવાડના ભામાશા સુધી આપણી કથાઓમાં સચવાઈ રહ્યું છે. અને યુદ્ધવીરોનાં દૃષ્ટાંતો તો સને ૧૯૪૨ની શહીદી સુધી—સને ૧૯૪૭ના સ્વાતંત્ર્યની તિથિ સુધી આપણને મળી આવે એમ છે. એટલે ભારતીયસંસ્કૃતિ વીર સંસ્કૃતિ છે એ કદી ભારતવાસી ન ભૂલે. માત્ર એટલું જ કે વીરત્વ એટલે યુદ્ધવીરત્વ જ નહિ, એમ આપણી ભારતીયસંસ્કૃતિ પરાપૂર્વથી વિચારી રહી છે.

**ભારતીયસંસ્કૃતિ—વિશ્વમાનવ-સંસ્કૃતિનો એક વિભાગ**

ભારતીયસંસ્કૃતિ પોતાની વીરગાથાનાં ભૂતકાલીન સ્વપ્ન ગાવામાં સંતુષ્ટ હોય તો એ એકલી, અટૂલી, અતડી બની રહે, અને લુપ્ત પણ થઈ જાય. એ જીવન્ત છે એટલા માટે કે પાંચ હજાર વર્ષથી સાચવેલાં સંસ્કૃતિતત્ત્વોમાં સમગ્ર માનવસંસ્કૃતિને ઉપયોગી નીવડે એવી ઘણી ઘટનાઓ રહેલી છે. અને આ સ્થળે ભારતીયસંસ્કૃતિ વિશ્વસંસ્કૃતિમાં એક મહત્ત્વનો ફાળો આપવાની ચર્યા કરી રહી છે એ માટે ભારતીયસંસ્કૃતિનો અભ્યાસ ભારતવાસીઓ માટે વધારે આવશ્યક બને છે. માનવસંસ્કૃતિને ઉપયોગી ન થાય, માનવ-

સંસ્કૃતિ ઘડવામાં સહાયરૂપ ન બને એ સસ્કૃતિની માનવજાતને જરૂર ન જ હોય. જે તત્ત્વ સર્વોપયોગી ન હોય તે લાંબું જીવન ન જ જીવે. મૂળમાં અને આખરે તો માનવજાત, અનેક વર્ણો, અનેક પ્રદેશો અને અનેક વ્યવસ્થાઓમાં વહેંચાઈ જવા છતાં, એક જ છે એવું સત્ય પણ ભારતીયસંસ્કૃતિએ वसुधैव कुटुंबकम्‌ના સૂત્રમાં ક્યારનું નિહાળ્યું છે, અને આખી માનવજાતના જુદા જુદા વિભાગો પોતપોતાની ઢબે રાજ્યશાસન, ધર્મ, કલા, સાહિત્ય, શસ્ત્ર, શાસ્ત્ર અને વિજ્ઞાન દ્વારા પોતાની વિશિષ્ટતા ખીલવતા ખીલવતા એ માનવકુળની એકતાના મહાસત્યને કિનારે આવી ઊભા છે. કોઈ પણ સીમાની પાર જઈને માનવી આજ માનવી તરીકે એક બનવા ઝંખી રહ્યો છે. એ જ્યારે બને ત્યારે ખરું. રાજ્યો અને રાષ્ટ્રોના સમૂહની રચના કરતાં કરતાં યુદ્ધતૈયારીઓમાં થઈને પણ, વિચારસૃષ્ટિમાં, આદર્શની સૃષ્ટિમાં માનવી માનવએકતાને ઝીણી આંખે, તીણી આંખે જોઈ રહ્યો છે, ઝંખી રહ્યો છે. એ સમયે દીર્ઘકાળથી માનવકલ્યાણના પ્રયોગો કરતી ભારતીયસંસ્કૃતિ પોતાની અનેક ભૂલો, પોતાની અનેક ખામીઓ, પોતાની અનેક વિટંબનાઓ, અનેક પરાજયો અને અનેક વિજયોનું સ્મરણ કરી વિશ્વસંસ્કૃતિ–માનવસંસ્કૃતિને ચરણે પોતાનો નકશો રજૂ કરે એ જ ઇચ્છનીય છે. ભારતીયસંસ્કૃતિને પોતાના વિજયો માત્ર વિજય તરીકે ઓળખાવવા નથી; અનુભવ તરીકે, પ્રયોગો તરીકે, દૃષ્ટાંત તરીકે રજૂ કરવા છે. કોઈ પણ સંસ્કૃતિનો અભ્યાસી કોઈ પણ વિભાગી સંસ્કૃતિ માટે હવે મિથ્યા અભિમાન લઈ શકે એમ નથી. કાળની ઉથલપાથલમાં જીવંત ઊભેલી સંસ્કૃતિ કે નવી સર્જાયલી સંસ્કૃતિ આજ સામસામે ઘર્ષણ માટે ઊભી રહી શકે એમ નથી. એણે પરસ્પર હસ્તમિલાપ, હસ્તધૂનન કરવું જ રહ્યું. એ હસ્તધૂનનની સતત ક્રિયામાં પરોવાયલી ભારતીયસંસ્કૃતિ આજ પોતાનો પૂર્વ ઇતિહાસ નિહાળે, એનો અભ્યાસ કરે અને સામે ઊભેલી સર્વ સંસ્કૃતિઓ સાથે નવા

યુગને શોભે એમ હસ્તધૂનન માટે હસ્ત લાંબો કરે એ જ એના સિંહાવલોકનનો ઉદ્દેશ હોય. આક્રમણનો સામનો, મૈત્રીનો સતત સ્વીકાર, પરાયાનો સદૈવ આવકાર અને પોતાની સીમામર્યાદા બહારની વિભૂતિનો હસતે મુખે સ્વીકાર એ જ ભારતીયસંસ્કૃતિનું નવનીત છે. ભારતીયસંસ્કૃતિને ગૌરવ ભલે હોય; એને ગર્વ ન હોય.

**ગૌરવભર્યું સ્થાન**

રામ, કૃષ્ણ, બુદ્ધ, મહાવીરથી માંડી ગાંધી સુધી વ્યક્ત થયેલી ભારતીયસંસ્કૃતિ-પરંપરા વિશ્વસંસ્કૃતિનું પણ ગૌરવ બની રહે એ આપણા વિહંગાવલોકનનું ફળ. એની ખામીઓ પણ છે, ખામીઓના સમયગાળા પણ સંસ્કૃતિના ઇતિહાસે નોંધ્યા છે એ રખે વિસરી જવાય. એમાં સંકડાશ અને સંકુચિતપણું પણ પ્રવેશ પામ્યું છે એ રખે ભૂલી જવાય. છતાં એ ખામીઓ સહ એનું મુખ્ય વલણ માનવકલ્યાણનું જ લક્ષ્ય સેવી આગળ વધે છે. સમગ્ર માનવકલ્યાણ-માં કામ ન લાગે એ સંસ્કૃતિ હવે ખપતી નથી.

आत्मवत् सर्वभूतेषु ॥
... ... ...
सर्वे जना: सुखिनो भवन्तु ॥
... ... ...
ॐ द्यौ: शान्तिरन्तरिक्षं
शान्ति: पृथिवी शान्तिराप:
शान्तिरोषधय: शान्ति: ॥
वनस्पतय: शान्तिर्विश्वेदेवा:
शान्तिर्ब्रह्म शान्ति: सर्वं शान्ति:
शान्तिरेव शान्ति: सा मा शान्तिरेधि ॥

વગેરે વેદજૂના મંત્રો અને ઉપનિષદજૂની ભાવનાઓ ભારતીય-

સંસ્કૃતિએ વેદકાલ માટે જ નહિ, ભારતવર્ષ માટે જ નહિ, પરંતુ સર્વકાલ માટે, સમસ્ત સૃષ્ટિ માટે ઉચ્ચાર્યા છે. માનવસંસ્કૃતિના એક મુખ્ય અને ભવ્ય પ્રવાહ તરીકે ભારતીયસંસ્કૃતિએ પ્રાચીનકાલમાં સ્થાન લીધું છે. એનો આખો ઇતિહાસ એ જ ભાવિ તરફ આંગળી ચીંધે છે. આકાશમાં, અન્તરિક્ષમાં, પૃથ્વી ઉપર, પાણી ઉપર, વનસ્પતિમાં, વિશ્વના દિવ્યત્વમાં, ઈશ્વરમાં, સર્વમાં—અરે શાન્તિમાં પણ સાચી શાન્તિનો આગ્રહભર્યો નાદ ગજવનાર ભારતીયસંસ્કૃતિના મર્મસ્થાનમાં કયી ભાવના ધબકે છે એનો સાચો ખ્યાલ યુદ્ધ અને ઘર્ષણમાંથી ઉંચી ન આવતી વર્તમાન વિશ્વસંસ્કૃતિને આવ્યા વગર નહિં જ રહે. વર્તમાન વિશ્વસંસ્કૃતિની પણ એ જ ઝંખના : માનવબંધુત્વ અને વિશ્વશાન્તિ ! ભારતીય ભૂતકાળના પ્રયોગોનો સરવાળો સને ૧૯૪૭ની સ્વાતંત્ર્યપ્રાપ્તિમાં સહુ કોઈ જોઈ શકે છે. ધર્મની, રાજકારણની, સમાજઘડતરની અનેક પ્રક્રિયાઓની પ્રયોગશાળા સરખો ભારતનો આજસુધીનો સર્વાંગી ઇતિહાસ સમસ્ત જનસમાજના કલ્યાણને જ દૃષ્ટિધ્રુવ બનાવી રચાયો છે. ભારતીયસંસ્કૃતિએ પોતાનું સ્વત્વ–અહં–અસ્મિતા–પૂરાં જાળવ્યાં છે; છતાં સંજોગ અનુસાર તેણે પોતાની આકૃતિમાં, પોતાના આચારમાં અને પોતાના વ્યવહારમાં અનુકૂળ ફેરફારો ઉપજાવવાનું ચાપલ્ય પણ દર્શાવ્યું છે; સર્વતોભદ્ર વિકાસ સાધી ચિંતનનાં, કલાનાં, રાજવહિવટનાં અને વિજ્ઞાનનાં ઉચ્ચતમ શિખરો પણ એણે સર કર્યાં છે. એ સંસ્કૃતિનું ભાવિ ઉજમાળું છે. વિશ્વસંસ્કૃતિમાં પોતાનો ભવ્ય ફાળો આપવાનો એને હવે સ્વાતંત્ર્યયુગમાં સુંદર મોકો મળે છે. सत्यं शिवं सुंदरम्‌ની એની આદ્ય ભાવના હજી જૂની બની નથી; હજી એ એવી ને એવી ચમકતી છે.

सह नाववतु<br>
सह नौ भुनक्तु<br>
सह वीर्यं करवावहै ।

એ ભારતીયસંસ્કૃતિનું માત્ર ભારતવાસીઓ માટેનું ઉચ્ચારણ નથી; સમગ્ર માનવજાત માટેનું ઉચ્ચારણ છે.

એ આપણી ભારતીય ભાવનાને નવા સંજોગોમાં નવેસર જીવનમાં ઉતારી, એને પ્રસારી, આપણા સામાજિક અને રાષ્ટ્રિય આકારોમાં પ્રત્યક્ષ કરી, એમાં ભાગ લેવા અન્ય સર્વ સંસ્કૃતિઓને આમંત્રણ આપી, અન્ય સર્વ સંસ્કૃતિઓના કલ્યાણકારી વિભાગોને અપનાવી ભારતીયસંસ્કૃતિએ આજ ઊભવાનું છે. આખી માનવજાત આપણી ભાવનામાં આપ્તપણું નિહાળશે ત્યારે આપણું 'સત્ય, શિવ અને સુંદર'નું દર્શન પૂર્ણ બની રહેશે.

સ્વતંત્ર ભારત એ ભદ્ર દર્શનને વિશ્વવ્યાપક બનાવવામાં સફળ થશે ત્યારે ભારતીયસંસ્કૃતિને સંપૂર્ણ વિજય મળ્યો ગણાશે—ભારતીય સંસ્કૃતિ તરીકેનું એનું નામ ભૂલાઈ ભુંસાઈ ગયું હશે તોય! માનવ-સંસ્કૃતિ અંતે વાંછી રહી છે એ જ કે જે ભારતીયસંસ્કૃતિની પણ નિત્ય પ્રાર્થના છે:

**असतो मा सद् गमय ।**
અસત્‌માંથી સત્‌માં ।

**तमसो मा ज्योतिर्गमय ।**
અંધકારથી અજવાળામાં ।

**मृत्योर्माऽमृतं गमय ॥**
મૃત્યુમાંથી અમૃતમાં ॥



# ગ્રંથસંદર્ભ


1 A new history of the Indian People - Bharatiya Itihasa Parishad. Majmundar & Altekar.

2 Ancient Indian History - R. C. Majmundar.

3 An Encyclopaedia of World History - William L. Lawyer.

4 Artisan in the Indian Society - All India Women's Conference.

5 A proposed health Centre for Hindustan. Nawab Syed Fakhruddin Husain-Khan - Manuscript.

6 A history of village Communities in Western India. A. S. Alteker.

7 A history of Hindu Civilization during British Rule - Pramathnath Bose.

8 A Compendium of the Castes and Tribes found in India - Eustace J. Kitts.

9 A Survey of Indian History - K. M. Panikkar.

10 A history of India by Sir George Danbar.

11 A history of Civilization in Ancient India by Romesh Dutt.

12 A history of India by N. K. Sinha & A. C. Bannerjee.

13 A history of Sanskrit Literature by A. A. Macdonell.

14 Ancient India as described by Megasthenes and Arrian by J. W. M'Crindle.

15 Ancient India as described in classical literature - J. W. M'Crindle.
16 Ancient India by E. J. Rapson.
17 Ancient Geography of India by Cunningham.
18 Ancient Indian neumismatics S. K. Chakravarti.
19 Agrarian System of Ancient India by Ghosal.
20 Ashok by R. K. Mukerjee.
21 Ashok Edicts in New Light by V. M. Barma.
22 Ashok by V. Smith.
23 Ancient History of the Deccan - Jouve an - Dubrewil.
24 Arab Invasions of India - by R. C. Majumdar.
25 Ancient Indian Colonies in the Far East by R C. Majumdar.
26 A Forgotten Empire by R. Lewell.
27 Annals and Antiquities of Rajasthan by Todd.
28 Aspects of Muslim Administration by R. S. Trivedi.
29 Ancient and Mediaeval Architecture in India by E. B. Havell.
30 Akbar-Nama English Translation by H. Beveridge.
31 Akbar-The Great Moghal by Smith.
32 Army of the Indian Moghuls by William Irvine.
33 Annals of the East Indian Company by John Blual.
34 Autobiography of J. Nehru.
35 Buddhist India - Rhys - Davids.
36 Buddhist Records of the Western World by Samuel Beal.
37 Bhandarkar Commemoration Volume.
38 Brahmo-Samaj by Manilal C. Parekh.

39 Beginnings of South Indian History by S. Krishnaswamy Iyangar.
40 Beginnings of Buddhist art by A. Foucher.
41 Cambridge History of India - Rapson.
42 Chronology of Ancient India by Sidanath Pradhan
43 " " " " by Duff.
44 Census Reports & Gazetteers.
45 Caste and Race in India - Dr. G. S. Ghurye.
46 Census of India.
47 Script of Harappa and Mohan Jo Daro by G. R. Hunter.
48 Corporate Life in Ancient India by R. C. Majumdar.
49 Catlogue of Indian Coins by Rapson.
50 Champa by R. C. Majumdar.
51 Chronicles of the Pathan Kings of Delhi by Edward Thomas.
52 Conversion and reconversion to Hinduism during Muslim Rule - Calcutta Review 1934.
53 Constitutional History of India by A. B. Keith.
54 Causes of Indian Revolt by Syed Ahmad Khan.
55 Dynastic History of Northern India by H. C. Ray.
56 Dialogues of the Buddha by Rhys - Davids.
57 Dynasties of the Kali Age by Pargitor.
58 Dara Sheikoh by K. R. Kanungo.
59 Encyclopaedia of Religion and Ethics.
60 Everyday Life in Ancient India by Padmini Sen-Gupta.
61 Early History of the Vaishnava seet by Rai Chaudhari.

62 Epic Mythology by Hopkins.
63 Empire Builders of the 16th Century by L. F. Rushbrook Williams.
64 Essentials of Indian Philosophy M. Hirriyanna.
65 Epigraphica Indo Moslemica 1911-12.
66 Fundamental Unity of India by R. K. Mukerjee.
67 Ferishta by Briggs.
68 Fall of the Moghal Empire by Kaene.
69 ,, ,, ,, ,, ,, ,, Owen.
70 ,, ,, ,, ,, Vol I-11-III by J. Sarkar.
71 From Akbar to Aurangzeb by W. H. Moreland.
72 Gupta Art by Vasudev Agrawala.
73 Glimpses of World Histoty by J. Nehru.
74 Greeks in Bactria and India by Taru.
75 Guide to Sanchi by Marshall.
76 ,, ,, Taxilla ,, ,,
77 Gurjar Pratihars by R. C. Majumdar.
78 Govrnment. of India by Ramsay Macdonald.
79 Glory that was Ind. K. T. Shah.
80 History of Mediaevel Hindu India C. V. Vaidya.
81 Heritage of India - Max Muller.
82 History of Mediaeval & Ancient India C. V. Vaidya.
83 Hindu Civilization by Radha Kumud Mukerjee.
84 History of Ancient Sanskrit Literature by Max Muller.
85 History of Indian Literature by Weber.
86 ,, ,, ,, ,, ,, Winternitz.
87 ,, ,, Herodotus - by George Rawlinson.
88 Hindu Law and Custom by Jolly.

89 Hindu Polity by Jayaswal.
90 Hinduism & Buddhism 3 vols. by Sir Charles Eliot.
91 Hindu Political Theories by Ghoshal.
92 Hindu Revenue System by Ghoshal.
93 History of the Parmars by Ganguli.
94 Historical Inscriptions of Southern India by Sewell & Iyangar.
95 Hymns of the Alwars by Hooper.
96 Hymns of the Tamil Shaivaite Saints by King Harry & Philips.
97 History of Fine Arts in India & Ceylon by V. K. Smith.
98 History of Indian & Indonesion Art by A. C. Kumar Swamy.
99 History of Indian & Eastern Architecture Vol. I, II by J. Fergusson.
100 History of India as told by its own Historians Vols H. M. Elliol & J. Dowson.
101 Historical Landmarks of the Deccan by P. W. Haig.
102 Hampi Ruins by A. H. Longhurst.
103 History of Aurangzeb Vol. I to V by J. Sarkar.
104 History of the Great Moghuls Vols. I & II by Kennedy.
105 History of the Maharathas by Grant Duff.
106 History of the British India by P. E. Roberts.
107 History of the Mahratha People 3 Vols. by C. A. Kinkaid & D. D. Parsinis
108 Hyder Ali & Tippu Sultan by Bowring.

109 History of Indian Mutiny by Charles Ball.
110 History of Indian Mutiny by Forrest.
111 History of Political thought in India ( Ram Mohan to Dayanand ) by B. B. Majumdar.
112 History of the Brahmo-Samaj by Shivanath Shastry.
113 Hindu Castes & Sects-Jogendranath Bhattacharya.
114 Indian History R. Salyanapies.
115 Indian Costume Dr. G. S. Ghurye.
116 Indo-Aryans by Rajendra Lal Mitra.
117 India as known to the Ancient world by G. Banerjee.
118 Indian Education in Ancient and Later times by F. E. Keay.
119 Imperial Gazeteers of India.
120 Indus - Valley Civilization by S. R. Kohli.
121 Invasion of India by Alexander the Great by M'Crindle.
122 Indian Antiquities by Barnet.
123 Indo-Aryan Races by Chanda.
124 India and Java by Bijanraj Chatterjee.
125 Indian Cultural Influence in Combodia. „
126 India by Al-Beruni.
127 Indian Sculpture by Stella Kramrisch.
128 Indian Architecture by E. B. Havell.
129 Influence of Islam on Indian culture by Tarachand.
130 Indian Mutiny of 1857 by Malleson.
131 Indian National Revolution by A. C. Mujumdar
132 Journals of the Royal Asiatic Society.

133 Kautilaya's Arthashastra - Translated by R. Shamshastry.
134 Kharoshti Incriptions by Sten Konow.
135 Krishna Dev Ray of Vijaynagar by S. K. Iyangar.
136 Life in Ancient India - Adolf Kaegi.
137 Life in the Gupta Age by R. N. Salator.
138 Life in Ancient India by P. P. Shrinivas Iyangor.
139 Local Governmet in Ancient India by R. K. Mukerjee.
140 Life and times of Sultan Mahammad of Ghazni by Nazim.
141 List of the Inscrip-ions of Northern India by Kielhorn.
142 List of the „ „ Southern „ „ Kielhorn.
143 Life and conditions of the people of Hindustan 1200 to 1500 by Kunwar Mahommad Ashraf.
144 Later Moghals Vols - I - II by Irvine.
145 Malavikagnimitra - notes by B. K. Thakore.
146 Mediaeval India - I - II Lane Poole.
147 Mohan - Jo - Darro and the Indus Civilization by Sir John Marshall.
148 Manual of Indian Buddhism by Kern.
149 Mediaeval India by Ishwari Prasad.
„ „ under Mohammedan Rule by Lane Pool.
150 Mirate - Sikandari.
151 Memoirs of Baber. translation by Mrs. A. S. Beveridge.

152 Muntakhab - ut - Tawarikh by Abdul Kadar of Badauni Translation by Ranking & Long.
153 Main Currents of Mahratha History by Sardesai.
154 Moghul Administration by J. Sarkar.
155 Modern Indian History by Sarkar and Dutt.
156 Muntakhab - ul Lubab by Khafikhan.
157 Mohammedan India by Smith.
158 Making of British India by Ramsay Muir.
159 Mahratha & Pindari War Compiled from the General Staff, India.
160 Moral and Material Progress Reports—Government of India Publications.
161 New Light in the most Ancient East by V. Gorden Childe.
162 Nalanda and its Epigraphical material by Hirananda Shastri.
163 Notes on the Indo - Cythrians by Sylvan Levi.
164 Native States of India by Lee Warner.
165 New Constitution of India by G. N. Joshi.
166 Outlines of Hinduism by F. Harold Smith.
167 Origin and Early History of Shaivism in South India by C. V. Narayanswamy Aiyer.
168 Priests & Kings—Corridors of Time Series.
169 Prehistoric India—Shiart Piggott.
170 Prehistoric ancient and Hindu India by R. D. Banerji.
171 Psalms of the sisters by Mrs. Rhys Davids.
172 Political History of Ancient India by Rai Chaudhari

173 Pallavas by Dubreuil.
174 Pandyan Kingdom by Nilkantha Shastri.
175 Padshah Namah by Abdul Hamid Lahori Translation by Elliot.
176 Rajas and Regimes — G. C. Ganguli.
177 Raj Tarangini — Kalhan.
178 Rasmala. A. K. Forbes.
179 Rig - Vedic India by Avinash Chandra Das.
180 Religion and Philosophy of the Vedas by Keith.
181 Rashrakutas and their times by Altekar.
182 Riyaz - us - Salatin by Gulam Hussain Salim.
183 Rise of the Maharatha Power by M. G. Ranade.
184 Rise of the Peshwas by H. L. Sinha.
185 Rise and Expansion of the British Dominion in India by Sir Alfred Lyall.
185 Rise of Bombay by J. M. Edwards.
187 Ranjitsingh by Dr. M. K. Sinha.
188 Sculpture inspired by Kalidas - C. Shivrammurti.
189 Sanskrit Literature - Macdonnel.
190 Sangit of India - Atiya Bagum.
191 Social History of the Races of Mankind. A. Featherman.
192 Social Organization in the North East India in Buddhas' times–R. Fick–Translation by Maitra.
193 South Indian Inscriptions Archaeological Survey of India.
194 Sacred books of the East - Oxford series.
195 Some sayings of the Buddha F. L. Woodword.
196 Social & Military position of the Ruling caste in ancient India by Hopkins.

197 Suvarna Dwip by R. C. Majmundar.
198 Studies in Pallava History by Harras.
199 Successors of the Satvahans by D. C. Sircar.
200 Social and Political life in the Vijaynagar Empire Vols-I & II by B. A. Salaltore.
201 Sikh Religion all Vols. Macauliffe.
202 Shivaji and his times by J. Sarkar.
203 Studies in Mughul India by J. Sarkar.
204 The Dravidian Element in Indian Culture-Gilbert Scates.
205 The annals - India - Bhandarkar.
206 The Story of civilization : our Oriental Heritage-Wilt Durant.
207 The flight of Hanuman — C. N. Mehta.
208 The Indian Village Community — B. H. Baden Powel.
209 The Indo - Aryan Races — R. Chanda.
210 The Early History of Ancient India by Vincent A. Smith.
211 The Indus civilization by Earnest Mackay.
212 The oxford history of India by V. A. Smith.
213 The 13 Principal Upanishads by R. E. Hume.
214 The Oxford Classical Dictionary.
215 The Indian Theatre by Ramanlal K. Yagnik.
216 The Song Celestial by Edwin Arnold.
217 The Light of Asia " " "
218 Travels of Fa Hien by J. Legge.
219 The discovery of India by J. Nehru.
220 The Industrial Arts of India by G. C. M. Birdwood.

221 Theism in Mediaeval India by Carpenter.
222 Tamils 1800 years ago by V. Kanak-Sabhai Pillai.
223 Travels — Marco Polo.
224 Travels of Ibn Battuta.
225 Tarikh - Ferishta by Briggs.
226 Travels in India by Tavernier.
227 Travels in the Moghal Empire by Barmer.
228 Theory and Practice of Social Service in India by K. M. Munshi.
229 The foundations of Indian Culture — Shree Aurobindo.
230 Udayagiri Khangiri Cave Inscriptions by Barus.
231 Vedic Index — A. A. Macdonell & A. B. Keith 2 Vols
232 Vedic mythology by Macdonell.
233 Vaishnavism, Shaivism & minor religious systems by R. G. Bhandarkar.
234 Shakasthan by F. W. Thomas.
235 Vakataka Dynasty of Berar by Smith.
236 Vaishnavite Reformers of India by Rajgopal chariar.
237 Voyages by Hawkins.
238 Village Government in India by John Mathai.
239 Vaishnavism in Gujarat — Prof. Thuthi.
240 અજંત્યાંતીલ ચિત્રકલા – ગુલામયઝદાની.
241 ઇત્સિંગના સમયનું હિંદ – સયાજી સાહિત્યમાળા.
242 ઉત્તર હિંદુસ્તાની સંગીતની સંક્ષિપ્ત ઐતિહાસિક સમાલોચના ભાતખંડે.
243 ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિહાસ – વિભુકુમાર દેસાઈ.

244 ગુજરાતમાં સંગીતનું પુનર્જીવન – પુરુષોત્તમ ના. ગાંધી.
245 ગાનાચાર્યમાલા – મૂલાધાર મીનાપ્પા વ્યંકપ્પા.
246 નાદલહરી – ગણપતરાવ બર્વે.
247 મધ્યકાલીન ભારતીયસંસ્કૃતિ – હિંદી –:ગૌરીશંકર ઓઝા.
248 મધ્યકાલનો સાહિત્યપ્રવાહ – સાહિત્યસંસદ.
249 મેગસ્થિનીસના સમયનું હિંદ – સયાજી સાહિત્યમાળા.
250 પૃથ્વીનો ઇતિહાસ – સયાજી સાહિત્યમાળા.
251 બૌદ્ધદર્શન – રાહુલ સાંકૃત્યાયન.
252 ભારતીયવેષભૂષા – હિંદી – ડૉ. મોતીચંદ્ર.
253 વૈદિક સંપત્તિ – હિંદી – રઘુનંદન શર્મા.
254 હિંદુ વેદધર્મ – આનંદશંકર ધ્રુવ.
255 હિંદુસ્તાનમાંના જુદા જુદા શક – સયાજી સાહિત્યમાળા.
256 હ્યુ એન સંગ – સયાજી સાહિત્યમાળા.
257 સૃષ્ટિતત્ત્વ ઔર ભૂગોલ – હિંદી – હીરાલાલ વર્મા.
258 સંગીતશાસ્ત્ર – નથ્થુરામ શુકલ.
259 સંગીતાદિત્ય – આદિતરામ.
260 સંગીતપ્રકાશ – પ્રભાત દેવજી.
261 સંગીતચિંતામણિ – મૂલજી જયેષ્ઠારામ વ્યાસ
262 Orion – B. G. Tilak.



